# મારી પાસે નથી, મારો સમય નથી

*– એ. આર. દલાલ*

**આ**પ સૌ જાણતા હશો કે હાલ આપણો દેશે, આપણું ગુજરાત રાજ્યે અને આપણા શહેર અમદાવાદે જો નોંધપાત્ર પ્રગતિ કરી હોય તો તે ક્ષેત્ર છે ''ડાયાબિટીશ''- મધુપ્રમેહ. કારણ ખબર છે. હાલ અબાલ-વૃદ્ધ સૌ વહેલી સવારથી મોડી રાત સુધી માત્ર તળાવ હેઠળ (Under Stress) સમય પસાર કરે છે. એનું કારણ, Time Managementનો અભાવ. દિલીપભાઈ સવારે ૮-૩૦ વાગે ઊઠે. ૧૦ વાગે ઓફિસે જવાનું હોય. આ સમયમાં મોબાઈલ તો active હોય, પાછું છાપું ઝીણવટથી વાંચવાનું, ચા-નાસ્તો અને નિત્યક્રમ તો ખરો જ ! પછી થાય માત્ર રઘવાટ. આ વાત માત્ર દિલીપભાઈની નહિ પણ સર્વની છે. આમાંથી રાહત મેળવવા નીચેની બાબતો ધ્યાનમાં રાખવી જોઈએ :

૧. સૌ પ્રથમ અગ્રતાક્રમ મુજબ (Priority) કાર્યોની યાદી અને તેનો સમય નક્કી કરતો, બે કાર્યો વચ્ચે થોડો સમય ગાળો (Time Gap) રાખવો.

૨. સંજોગ અને કાર્ય કરનારની કાર્ય કરવાની ક્ષમતાને ધ્યાનમાં રાખી કાર્યસૂચિ બનાવવી.

૩. કાર્ય નિષ્ઠાથી કરવું, પરંતુ સફળતા જ મળે તેવી અપેક્ષા કાયમ ન રાખતાં જે પરિણામ આવે તેને સ્વીકારી લેવાથી જીવનમાં તનાવ કે નિરાશા નહિ ઉદ્‌ભવે.

૪. કાર્યમાં જો નિષ્ફળતા મળે તો તેની ભૂલોનો ઝીણવટભર્યો અભ્યાસ કરવો.

૫. કાર્યની સફળતા અને તેની પૂર્ણતાનો આધાર ધીરજ, ચીવટ-ચોકસાઈ કાર્યમાં રહેલી એકાગ્રતા અને સમયના પ્રમાણ પર રહેલો છે. ઉપરોક્ત બાબતમાં જો એક પણ ક્ષેત્રમાં યોગ્ય પ્રમાણ નહિ જળવાય તો પરિણામે નિરાશા, તનાવ અને મુંઝવણ ઉદ્‌ભવશે.

મારો સમય નથી : 'નયનાબહેન' એટલે નિરાશા, અંધશ્રદ્ધા અને નકારાત્મક વિચારોનું માત્ર પ્રતિનિધિત્વ કરતાં સન્નારી. જ્યારે બજારમાં, ઘરમાં, કુટુંબમાં, સમાજમાં કે કીટી પાર્ટીમાં મળે, આ વાક્ય તો બોલે જ - ''મારા ગ્રહો જ ખરાબ છે, ઈશ્વરની મારા પર કૃપા જ નથી.'' આનું કારણ માત્ર નકારાત્મક વલણ અને હકારાત્મક વિચારોનો (Positive Thinking) અભાવ.

વિશ્વના સૌથી વિચારશીલ, સફળ અબ્રાહમ લિંકન કે સફળ ઉદ્યોગપતિ શ્રી ધીરુભાઈ અંબાણી પાસે પણ દિવસના ૨૪ કલાક અને વર્ષના ૩૬૦ દિવસ જ હતા જે આપણા સૌની પાસે છે. તો ખામી શું છે ? ખામી છે હકારાત્મક વલણનો અભાવ. દઢતાનો અભાવ, મક્કમ નિર્ણયાક્તાનો અભાવ, વિશ્વાસનો અભાવ અને આપણી સાચી આવડત કે કાબેલિયતની માહિતીનો અભાવ.

જો આપણે કોઈ પણ કાર્ય પછી તે પ્રેમ કરવાનો હોય, અભ્યાસ કરવાનો હોય, ધંધો-નોકરી કરવાની હોય કે પછી વિદેશમાં કામ કરવાનું હોય. આપણે દઢ આત્મવિશ્વાસથી કરીએ તો જરૂરથી સફળતા પ્રાપ્ત થાય. આ માટે નિરાશાને અને નકારાત્મક વલણને કાયમ માટે તિલાંજલી આપવી જ રહી. આમ માનવી જો વ્યવસ્થિત, તર્કબદ્ધ, વૈજ્ઞાનિક ઢબે સમયનું આયોજન કરે. આયોજન પ્રમાણે કાર્ય કરે તો જરૂરથી કદાચ મોડી પણ કાર્યમાં સફળતા પ્રાપ્ત થાય , તનાવનો ઉદ્‌ભવ ન થાય, બિનજરૂરી અકસ્માતથી બચી શકાય. આ જ પ્રમાણે જીવનને અમૂલ્ય ગણી તેમાંથી સારી બાબતોની માળા બનાવી તેને જીવનરૂપી ગળામાં પહેરાય. હકારાત્મક વિચાર શૈલી અને હિમાલય જેવો અડગ વિશ્વાસ રખાય તો જરૂરથી સમયનો ક્યારેય અભાવ નહિ રહે.

---

# માન ન માન આપ સર્વત્રે બિરાજમાન..

*– ડૉ. અશોક નારાયણ*

**કા**ચા મનથી નહીં પણ સાચા હૃદયથી સર્જનહાર ઈશ્વર તરફ, ખુદા તરફ ધ્યાન મગ્ન બની ભગ્ન હૃદયને સાંત્વન આપવું હોય, ફરી હતાશ થયા વિના બેઠા થવું હોય તો આપણી યાચના કેવી હોવી જોઈએ, વ્યાકુળ, ગદ ગદ બનીને એકાકાર થઈ જઈએ તો જગતાધાર કદિ કોઈને નિરાધાર તો ન જ કરે કેમકે એમની કૃપા અપરંપાર છે... ન ગણી શકાય ન વર્ણવી શકાય.

***દોનો જહાંમેં ઈક મૌજૂદ હૈ તો તૂ હૈ...***
***મહબુબ હૈ તો તૂ હૈ માબૂદ હૈ તો તૂ હૈ***

સર્વત્રે આપ જ બીરાજમાન છો... કોઈ સલૂણો ખૂણો એવો બાકી નથી જ્યાં આપનું અસ્તિત્વ ન હોય. આપ જ સૌને પ્રિય અને અમારા માલિક પણ આપ જ... આપ સિવાય કોઈને શીદને કહેવાય..

**તુજ પર હી મુન્હસિર હૈ સબ હાલે દિલ હમારા**
**જી કા ઝીયાં ભી તૂ હૈ ઔર સૂદ હૈ તો તૂ હૈ...**

અમારી બાહ્ય ને આંતરિક તમામ બાબતોથી આપ તો અમારા પ્યારા મહેબુબ ખૂબ જ અભિજ્ઞ છો... અમારા હૃદયને અમારા કારણે જ નુકસાન (ઝીયાં) કે નફો (સૂદ) થાય, બસ. આપની જ કૃપાનો પ્રતાપ.

**દોનો જહાં કે આગે ભી તેરી જૂસ્તજૂ હૈ**
**લાખો દિલોંમેં લેકિન મહદૂદ હૈ તો તૂ હૈ...**

સમગ્ર બ્રહ્માંડમાંથી આગળ વધીને આપની શોધ (જૂસ્તજૂ) તો અવિરત જ પણ સાચું પૂછો તો અસંખ્ય લોકોના હૃદયમાં મહદૂદ(સીમિત) જો કોઈ હોય તો તે આપ જ...

**સૈરો સફર હમારા હૈ તો તેરે સંગે દર તક**
**ઈમદાદ હૈ તો તૂ હૈ મકસૂદ હૈ તો તૂ હૈ...**

અમારી આ ઉંમરની મુસાફરી તારા ઉંબર સુધી મર્યાદિત...ગદ ગદ્ થઈને કહીએ તો મદદ પણ આપની અને દરેક વસ્તુ પર પ્રભુત્વ પણ આપનું જ તો... આપના સિવાય બીજું કોઈ સક્ષમ હોય જ કોણ ?

**તેરી હી આરઝુ હૈ તેરી હી જુસ્તજુ હૈ**
**બસ કાયનાતમેં બસ મહમૂદ હૈ તો તૂ હૈ...**

આપની જ ઈચ્છા, આપની જ અવિરત હૃદયને શોધ... સમગ્ર જગતમાં એક પ્રશંસાને પાત્ર હોય તો આપ જ.. આપની પ્રશંસા માટે અમારી પાસે તો શબ્દો પણ પૂરતા નથી, શું વિશેષ તો કહીએ ?

**કહતે હૈં જીસ્કો દુનિયા પર્દાદારી હૈ તેરી**
**ગર બૂદ હૈ તો તૂ હૈ નાબૂદ હૈ તો તૂ હૈ..**

વિશ્વ જેને સ્વીકારે છે, માને છે એમ આપ સૌથી અલોપ છો, પડદા પાછળ છો... પણ ખરેખર તો પ્રત્યક્ષ પણ આપ જ છો ને પરોક્ષ પણ આપ જ મોજૂદ છો... બસ અમે ગમે તેટલું જોર કરીએ પણ અમારી દૃષ્ટિ એટલી કમજોર છે કે આપને જોઈ શકતા નથી...

**યે જિન્દગી હમારી તો શરર-સિફ્ત હૈ**
**ઈસમેં મગર હકીકત તો મોજૂદ હૈ તો તૂ હૈ...**

અમારું જીવન, અમારી જિંદગી તો એક ચિનગારી જેવી હંગામી છે...પણ એમાં પણ હકીકત તો એ છે કે, આપ એમાં પણ અસ્તિત્વ ધરાવો છો.. આપના રુપની કોઈ સીમા નથી..

*પ્લોટ નં. ૮૫૨, સેક્ટર-૮,*
*ગાંધીનગર.*
*મો. ૯૭૨૭૯૮૨૮૮૯*



# નવલિકા સંપુટ

ભગવતીકુમાર શર્મા
મહંમદ માંકડ
ડૉ. દિનકર જોષી
વર્ષા અડાલજા
રજનીકુમાર પંડ્યા
મોહનલાલ પટેલ
ઊજમશી પરમાર
કેશુભાઈ દેસાઈ
ડૉ. ચંદ્રકાન્ત મહેતા
રમેશ ર. દવે
ઉત્પલ ભાયાણી
રાઘવજી માધડ
નસીર ઈસમાઈલી 'ઝુબિન'
સુમન્ત રાવલ
રમેશ ત્રિવેદી

ભી. ન. વણકર
નીતિન ત્રિવેદી
નટવર પટેલ
દશરથ પરમાર
અલતાફ પટેલ
અતુલકુમાર વ્યાસ
નિલમ દોશી
નટવર ગોહેલ
અવિનાશ પરીખ
માવજી મહેશ્વરી
ડૉ. સુરમ્યા જોષી
સ્વાતિ ધ્રુવ નાયક
રેખાબા સરવૈયા
દર્શનાબહેન ભગલાણી
ભૂપેન્દ્ર ત્રિવેદી 'સ્વયંભૂ'





**“ માલવિકાનો શૃંગાર ”**

- રમેશચંદ્ર એન. રાઠોડ



# કૌરવ સભા

*– ભગવતીકુમાર શર્મા*

**ઘૂ**મતા સિલિંગ ફેનના ફરફરાટમાંથી, ટાઈપ-રાઈટરોના ટકટકારામાંથી, ફાઈલોની સરસરાહટમાંથી, ટેબલ પરના કૉલબેલના ગુંજારવમાંથી, ટેલિફોનની ઘંટડીના રણકારમાંથી, લેડીઝ-ટૉયલેટના અરીસાની ઝાંયમાંથી, કેન્ટિનના કૉફી-કપની ઊડતી વરાળમાંથી એક જ વાત વાગોળાતી હતી : સાહેબ અને મિસિસ શીલા શ્રીવાસ્તવના સંબંધો.

કાનાફૂસી, આંખોના મીચકારા, હાથના ચાળા, હોઠોને ખૂણેથી ડોકાતાં સ્મિત, પટાવાળાઓના માખીના બણબણાટ જેવા શબ્દો, દ્વિઅર્થી ઉદ્‌ગારો, બોલકણાં મૌન, સાહેબ અને શીલા શ્રીવાસ્તવના જવા-આવવાના સમયે વૉલ-કલૉક પર નોંધાતી સામૂહિક નજરો, ઊડી આવતી બાતમીઓ, ખીલતી જતી જાસૂસી કળા, કિવદંતીઓની વિસ્તરતી પાંખો-એ બધું પણ એની આસપાસ ઘુમરાતું હતું.

મંજરી મહેતા, અવિનાશ દીક્ષિત, શાર્દૂલસિંહ બ્રાર, જયબાળા કુલકર્ણી, સિલ્વિયા પિન્ટો, આયેશા ફૈઝલ, ધોંડુ પટાવાળો, નન્દન કાગળવાળા, રામ વાસવાણી બધાં ઓફિસના કામમાંથી પળ-વિપળની ફુરસદ મળતાં જ વળી વળીને એક જ ચર્ચાને ચાકડે ચઢી જતાં હતાં. એકેએક જણની પાસે કંઈક ને કંઈક મહત્ત્વની બાતમી હતી 'ડિડન્ટ આઈ ટેલ યુ ?' નો ભાવ સહુ કોઈના ચહેરા પર વર્તાતો હતો.

મંજરી મહેતાએ હજી ગઈ કાલે સાંજે બરાબર ૭ ને ૪૯ મિનિટે સાહેબ અને મિસિસ શીલા શ્રીવાસ્તવને અથવા તેમના જેવા કોઈકને ટેક્સીમાં હોર્નબી રોડ પરથી પસાર થતાં જોયાં હતાં અને ત્યારે શીલાનું માથું સાહેબને ખભે અથવા સાહેબનું માથું શીલાને ખભે ઢળેલું હતું. મંજરીને અફસોસ એટલો જ હતો કે તે ટેક્સીનો નંબર નોંધી લેવાનું ભૂલી ગઈ હતી.

અવિનાશ દીક્ષિત છાતી ઠોકીને કહેતો હતો કે, સાહેબ અને મિસિસ શીલા શ્રીવાસ્તવ વચ્ચે પ્રેમપત્રોની આપ-લે થાય છે - અને તે ઑફિસમાં જ. અહીં મંજરીએ અવિનાશને પડકાર્યો હતો - 'તમને શી રીતે ખબર પડી કે એ લવ-લેટર્સ જ છે ? કોઈ દિવસ પ્રેમ-પત્ર લખ્યો, વાંચ્યો કે તફડાવ્યો છે ખરો ?' આટલું બોલતાં મંજરીની આંખોમાં ઉદાસી આવી ગઈ હતી. પણ અવિનાશે 'આઈ એમ શ્યોર કે તે ધોબીના હિસાબના કાગળ નહિ જ હોય' એમ કહીને મંજરીને કાપી નાખવાનો પ્રયત્ન કર્યો. જવાબમાં મંજરીએ સજાયેલી છરી જેવા અવાજમાં પરખાવ્યું- 'તમે તો આખી જિંદગી ધોબીના હિસાબો જ વાંચ્યા છે !'

શાર્દૂલસિંહ બ્રાર તેમની દાઢી પસવારીને કહે છે : 'હમને તો ઉન હીર-રાંઝા દોનોં કો એક સાથ સનીમામેં ભી દેખા હૈ !'

'પર ઉસ વક્ત આપ કે સાથ કૌન થા-મેરા મતલબ હૈ, કોન થી ?' ઝૂંડમાંથી કોઈક પૂછી લે છે અને બ્રાર નીચું જોઈ જાય છે.

રોજ સુગંધીદાર ફૂલોની વેણી પહેરીને ઑફિસે આવતી જયબાળા કુલકર્ણીનું કહેવું છે કે, એક વાર તે ઓચિંતી સાહેબની કેબિનમાં જઈ ચઢી ત્યારે તેણે ત્યાં જે દશ્ય જોયું હતું તે...અહીં વાક્ય અધુરું છોડી દઈને જયબાળા ઉમેરે છે : 'દેવશપ્પથ !' શરમ અને પ્રગલ્ભતાના મિશ્ર ભાવોને વહાવતી જયબાળા કેબિનમાં પોતે જોયેલા દશ્યનું વર્ણન પૂરું કરવાના સહકર્મચારીઓના આગ્રહની પ્રાણપૂર્વક પ્રતીક્ષા કરે છે. તેવો આગ્રહ થતાં તે ખીલી ઊઠે છે અને રનિંગ કૉમેન્ટરી ઢબે રસઝરતું બ્યાન પૂરું કરે છે ત્યારે તાજી કેરીનું ચટાકેદાર અથાણું ખાધાનો આનંદ અનુભવે છે. પણ શાર્દૂલસિંહ તેની તરફ આંખ મીંચકારીને કહે છે : ''મેં તો મિસેઝ શ્રીવાસ્તવકી જગહ પર તુમ્હારી કલ્પના કર કે મજા લેતા હૂં !' જયબાળા આ સાંભળીને કૃત્રિમ રોષ કરે છે અને સાચકલો નિઃશ્વાસ





નાખે છે. સિલ્વિયા પિન્ટો છાતી પર ક્રોસ રચીને કહે છે : જિસસ! હમ તો સોચતા હૈ કિ અબ સાહબ ઉનકા બીબીકો ડાયવોર્સ દે દેગા ઔર ઉસ શીલાકી બચ્ચીસે દુસરા શાદી કરેગા !' બોલતાં બોલતાં તેની આંખોના ખૂણા નહિ, હોઠ ભીના થઈ જાય છે. તેને યાદ આવે છે, કે તે પોતે બે વારની ડિવોર્સી છે. શાર્દૂલસિંહ તેને પણ કહે છેઃ 'તુમ ક્યોં ટ્રાય નહીં કરતી સાહબ કે વાસ્તે ?' ત્યારે સિલ્વિયા 'માય ફૂટ !' કહીને ચૂપ થઈ જાય છે.

આયેશા ફૈઝલ દુઃખી છે- બેહદ દુઃખી છે. હજુ બેઅઢી વર્ષ પહેલાં એણે પોતે જ સાહેબને પોતાના મોહપાશમાં જકડવાની કોશિશ કરી હતી - 'લેકિન વો નાકામિયાબ રહી થી !' ફિલ્મો જોવાનું વધારી દઈને તેણે અનેક અખતરાઓ કર્યા હતા - 'મગર પથ્થર પે પાની !' તે બેઈન્તહા માયૂસ થઈ ગઈ હતી. નિરાશા અને રોષને કારણે તેણે થોડીક ભાંગીતૂટી ઉર્દૂ ગઝલો લખી હતી, સાહેબને ''ઉસ મનહૂસ બૂઢા' કહીને મનોમન ખાસ્સી ગાળો આપી હતી. તેવામાં સાહેબ અને મિસિસ શીલા શ્રીવાસ્તવનો 'રિશ્તો' ચગી નીકળતાં તે પહેલાં 'સન્ન રહ ગઈ થી' અને પછી 'પહેલે સે ભી જ્યાદા બેકરાર.' એક પ્રશ્ન તેને વારંવાર થતો : 'મુઝ મેં ક્યા કમી થી કિ વો બૂઢા ઉસ સે-' અને અંતે તે શીલાને શાપ આપીને સંતોષ અનુભવે છે : 'અલ્લાહતાલા ઉસ હરામઝાદી કો કભી મુઆફ નહીં કરેગા!'

અહીં પણ બ્રાર તેની આશિકાના હરકતોથી બાઝ આવતો નથી અને આયેશાને કહે છે : 'મૈં ક્યા ઉસ બુઢેસે ભી ગયા - ગુઝરા હું ?' અગર હમ દોનોં મેલજોલ બઢા લેં તો કોમી એખલાસ કા ભી નમૂના પેશ કર સકેંગે ઈસ મુલ્કમેં !'

ધોંડુ પટાવાળો તેની પૂરી જિન્દગીમાં આટલો ખુશખુશાલ ક્યારેય ન હતો. તે શીલા શ્રીવાસ્તવનાં અનેક નાનાં, પરચૂરણ કામો કરી આપે છે. ગઈ કાલે તે તેના કહેવાથી સરસ, મોંઘો ખુશ્બૂદાર સાબુ લઈ આવ્યો હતો. 'એના પૈસા સાહેબે ચૂકવ્યા હતા' એમ તેનું કહેવું છે. મિસિસ શીલા શ્રીવાસ્તવ માટે તે 'શીલાબાઈ' અથવા 'બાઈસાહેબ' જેવા શબ્દો વાપરે છે. એક કાંકરે બે પક્ષી માર્યાની તેને ખુશી છે. 'બાઈસાહેબ'ને રાજી રાખવાથી સાહેબ પણ તેના પર પ્રસન્ન રહે છે તે તે સમજી ગયો છે. સાહેબે તેને પગારવધારાનું વચન આપ્યું છે. 'સાહેબનો બચ્ચો જો તેનો આ બોલ નહિ પાળે તો સુવ્વરનો બધો ભાંડો ફોડી નાખીશ- ઓફિસના નોટિસ બોર્ડ પર બંને જણા વિશે ઊંધુચત્તું લખાવીશ !' તે મનોમન મનસૂબા ઘડ્યા કરે છે.



નન્દન કાગળવાળા પોતાને મહાન જ્યોતિષી માને છે અને સાહેબ કે શીલા શ્રીવાસ્તવ, બેમાંથી એકેયની કુંડળી કે હસ્તરેખા જોયા વિના આગાહી કરે છે : 'તમે જોજો. બે વર્ષમાં શીલા ઓફિસની આસિસ્ટન્ટ મેનેજર બનશે અને ત્રણ વર્ષમાં સાહેબ કાળનો કોળિયો !- બબ્બે સ્ત્રીઓને વિધવા બનાવતો જશે આ વૃદ્ધજન !' તેની આવી કરપીણ આગાહીઓ સાંભળીને તેના ઉત્સુક શ્રોતાઓ એક સાથે અગાધ આશ્ચર્ય, ઘેરી ક્ષુબ્ધતા અને પારાવાર આનંદ અનુભવે છે.

એકતાળીસ વર્ષના રામ વાસવાણીને સાહેબની ભરપૂર ઈર્ષ્યા આવે છે : 'બુઢ્ઢો એક પગ કબરમાં નાખીને બેઠો છે- ચાર બચ્ચાંનો બાપ છે તો યે આ ઉંમરે શીલા સાથે જલસા કરે છે !' અહીં વાસવાણીના મોઢામાંથી લાળ ઝરવા માંડે છે :

'મારા જેવા જુવાનજોધ કુંવારા માણસો કોશિશ કરી કરીને જૈફ થવા આવ્યા ! ઈશ્વરના દરબારમાં આવો ગેરઈન્સાફ ! મેં આ શીલા શ્રીવાસ્તવનાં કાંઈ ઓછાં કામ કરી આપ્યાં છે ! એના હસબન્ડ માટે રેલવે ટિકિટનું રિઝર્વેશન કરાવવાનું, એનાં બચ્ચાંને કોન્વેન્ટમાં એડમિશન અપાવવાનું - અરે ગયે રવિવારે સાહેબ અને શીલા માટે નવી ફિલ્મની ટિકિટ પણ મેં જ - અને પછી વાસવાણી 'પુરાની ફિલ્મોં કે ગીત'માંથી એકાદ ગણગણવા માંડે છે.

મંજરી, અવિનાશ, શાર્દૂલસિંહ, જયબાળા, સિલ્વિયા, આયેશા, નન્દન, ધોંડુ, વાસવાણી- બધાં જ એક અદૃષ્ટ ચક્રમાં, અવિરત ઘુમે છે - આનંદ, રસિકતા, સ્વાર્થ, ઈર્ષ્યા, નિઃશ્વાસ, કૂથલી, ગમ્મત, પૂર્વગ્રહ, તિરસ્કાર, નિરાશા, બદલો લેવાની વૃત્તિના વંટોળમાં વીંઝાયા કરે છે- ગોળ ગોળ,



આંડાઅવળાં, ફંગોળતા-ફંગોળતા, ધક્કામુકકી કરતાં,ગબડી પડતાં, લાળ પાડતાં, પાનનો ડૂચો ખોસેલા મોઢામાંથી થૂંક ઉઝડતાં, નેઈલપોલિશ કરેલી આંગળીઓને હવામાં ભોંકતાં, જાસૂસી કરતાં, પોતપોતાની ભીતર ડોકિયું કરવાનું વીસરી જતાં-ટાળતાં-ઠેલતાં, ભોળાં, બદમાશ, માણસો હોઈ શકે તેટલાં સારાં અને ખરાબ....

પણ અંજન ઉપાધ્યાય આ બધાંમાંથી કંઈક વેગળો છે - આ ગમ્મત, ઈર્ષ્યા, નિઃસાસા, કાનાફૂસી, આંખમીંચકારા, કટાક્ષ, ભંભેરણી, આઘાપાછી, બેવડા અર્થના શબ્દોની આતશબાજીથી જીવતી જાગતી, ધબકતી દુનિયાથી અલગ અલગ. ખૂણામાંના ટેબલ પર તે સવારથી સાંજ સુધી બેસી રહે છે - ગુમસુમ, ચૂપચાપ, ઉદાસ, સ્તબ્ધ પણ અંદરથી મરચાં આંજેલી આંખ જેવો પળેપળની નાની મોટી ઘટનાઓની નોંધ લીધા કરે છે - સિસ્મોગ્રાફની જેમ. કોણ આવ્યું, કોણ ક્યાં ગયું, કોણ શું બોલ્યું, કોણે શું કર્યું - બધું એની હયાતીના ઊંડા ઊંડા સ્તરોમાં ટપકાવાતું રહે છે. ઓછાબોલો એ ક્યારેય ન હતો, પણ જ્યારથી ઓફિસમાં આ પ્રકરણ શરૂ થયું છે ત્યારથી તેના શબ્દો ખોવાતા ગયા છે. પહેલાં કરતાં વધુ કામ કરે છે. ક્યારેક રિસેસ પણ ભોગતો નથી. જાડી ફ્રેમના ચશ્માવાળું પોતાનું મોઢું મોડે સુધી ફાઈલોમાં ખોસી રાખે છે. ક્યારેક બોલપેન પકડેલા હાથને હડપચી પર ટેકવીને દૂર દૂર.... પછી થોડીક ક્ષણોમાં પાછો ફરે છે. આ ફાઈલ, વાઉચર, ઈન્વોઈસ અને ગોસિપ અને ગૂંચવાયેલી સંબંધોની દુનિયામાં...

ઘણું ખરું અવિનાશ દીક્ષિતનું જ ધ્યાન ગયું- અંજન ઉપાધ્યાયના આ વેગળાપણા તરફ. તેણે બધાંનું ધ્યાન ખેંચ્યું. સહુ તરત તે સાથે સંમત થયાં - આ અંજન ઉપાધ્યાય-હંમેશનો હસતો, હસાવતો, બોલ બોલ કરતો, આનંદી માણસ હમણાંનો મૂંગોમંતર કેમ થઈ ગયો છે ? એની આ ચુપકીદી અને વેગળાપણાને કારણે તે સાહેબ અને મિસિસ શીલા શ્રીવાસ્તવના આ પ્રકરણમાં પૂરો રંગ જામતો નથી. બધું અધૂરું અધૂરું, રસકસ વિનાનું લાગે છે. ઉપાધ્યાય ફૂલ ફોર્મમાં હોય તો - તો તેણે જાતજાતના તરંગો ઉછાળીને બધાંને હસાવ્યે રાખ્યાં હોય ! દૂરના ભૂતકાળમાં અંજન ઉપાધ્યાય કવિ પણ હતો - સામાન્ય કક્ષાનો સ્તો ! તોયે તેણે સાહેબ અને શીલા વિશે બે-પાંચ રમૂજી જોડકણાં અવશ્ય જોડી નાખ્યાં હોત, પરંતુ આ તો ...! સહુ અકળાતાં હતાં. એટલે જ એક દિવસ અવિનાશ દિક્ષીતની સરદારી હેઠળ અંજન ઉપાધ્યાય પર હલ્લો આવ્યો. તે દિવસે સાહેબ અને શીલા એક સાથે સી.એલ. પર હતાં. મેદાન મોકળું હતું. પહેલો ફટાકડો અવિનાશે જ ફોડ્યો :

'અલ્યા ઉપાધ્યાય, તને આંખ-કાન-નાક ખરાં કે નહિં?'

ઉપાધ્યાયે ચકિત થઈને પ્રશ્નાર્થભાવે અવિનાશ તરફ જોયું. ત્યાં તો મંજરી ત્રાટકીઃ

'તમારા નજીકના સગામાં કોઈકનું અવસાન તો -'

'હમારી ખુદકી મા મર ગઈ થી તબ ભી હમ ઈતને માયૂસ નહીં રહતે થે.' શાર્દૂલસિંહે ટહુકો કર્યો.

'વાત શી છે તે કહેશો ?' અંજને ધીમા સ્વરે પ્રશ્ન કર્યો. પડઘારૂપે શબ્દોનું ઝાપટું !

'આપણા સાહેબ-'

'અને પેલી શીલા શ્રીવાસ્તવ-'

'એ બંનેની અફેર-'

'છડેચોક !' ઉઘાડે છોગ.

'નફફટ !' 'બેશરમ !' 'ઈમ્મોરલ !' 'ઈન્ડિસન્ટ !' 'અસહ્ય !' 'અક્ષમ્ય !'

'બબ્બે ઘરો ઉજળી રહ્યાં છે અને આપણે બધાં કૌરવસભાના પાંડવોની જેમ નપુસંક-' 'નિવીર્ય !'

શબ્દો ખૂટ્યા એટલે થોડીક ક્ષણો માટે મૌન પથરાયું. તક જોઈને અંજને લગભગ સ્વગત જેવો પ્રશ્ન કર્યો : 'પણ એમાં આપણે શું કરી શકીએ ?' એ તો તેઓનો અંગત મામલો છે. વ્હાય શુડ વી ઈન્ટરફિયર ?

ત્યાં તો બધા અંજન પર તૂટી પડ્યાં.

'આ અંગત મામલો નથી !' 'આ ઑફિસની જાહેર





બાબત છે !' 'પ્રમોશન પડાવવા માટેનો શીલાડી બિલાડીનો આ અનૈતિક પે'તરો છે !' આપણાં બધાંનાં મોરલનો આ પ્રશ્ન છે !'

વળી વાક્યો વિરમ્યાં એટલે અંજને પ્રશ્ન વહેતો મૂક્યો: બટ વૉટ કૅન વી ડુ ?'

પળભર મૌન પથરાયું. બધાં જાણે મનોમન એ પ્રશ્ન દોહરાવતાં હતાં - ત્યાં તો બ્રાર જુસ્સાથી બોલ્યો :

'હમ અપની હેડ ઑફિસ કો ઈસ બારે મેં ઈત્તલા દે સકતે હૈં !'

'એના કરતાં શીલા શ્રીવાસ્તવના હસબન્ડને બધાં બાતમી પહોંચાડી દો ને !'

'શ્રીવાસ્તવને સરનામે માત્ર એક નનામો પોસ્ટકાર્ડ !'

'એવો જ પોસ્ટકાર્ડ સાહેબની વાઈફ પર !'

'અથવા ઑફિસમાં સાહેબની કેબિન બહાર આપણે બધાં ધરણાં કરીએ !'

'અથવા કેમેરાની ઓચિંતી ક્લિક ! ઝડપાઈ જાય રેડ હેન્ડેડ !'

આક્ષેપો, અતિશયોક્તિઓ, ઉપાલંભો, કોલાહલ, સુધરેલી અંગ્રેજી ગાળો, કટાક્ષ-પ્રચુર હાસ્યો, થૂંક, સડેલા દાંતો વચ્ચેથી છૂટતી તમાકુના પાનની પિચકારી, કાનના મેલ વચ્ચે ફરતી દીવાસળી...

દરિયાના ખારા ઉસ પાણીથી ઘેરાઈ ગયેલો હોય તેવો અંજન ઉપાધ્યાય માંડ માંડ બાથોડિયાં મારીને તેમાંથી બહાર નીકળ્યો. તેને લાગ્યું કે તેનું શરીર ચચરી રહ્યું હતું. તેને ક્યાંકથી અજાણી દુર્ગંધ આવી. તે સુનમુન બેસી રહ્યો. તેની બંધ આંખો સમક્ષના કાળમીંઢ અંધકારમાં લાં...બી ક્ષણો પછી એક ચહેરો તરવરી ઊઠ્યો-સુંદર સોહામણો ચહેરો... પછી બીજો ચહેરો... અંજને બળપૂર્વક આંખો બીડેલી રાખી. ભીતરી અંધકારની સતહ પરથી ચહેરાઓ ભૂંસાઈ શકતા ન હતા; માત્ર એની થોડીક વિગતો બદલાતી હતી, એક ચહેરો શીલાનો હોઈ શકે, મંજરીનો, આયેશાનો, સિલ્વિયાનો, શાશ્વતીનો, સપનાનો, યામિનીનો કે પારમિતાનો પણ હોઈ શકે, અવિનાશનો, શાર્દૂલસિંહનો, નન્દનનો, વાસવાણીનો અથવા... અથવા પોતાનો પણ હોઈ શકે- હતો.... અંજન ઉપાધ્યાયને ધ્રુજારી આવી. બાકી બધું એક સરખું-શબ્દોનાં આવાં જ ગીધડાં, આવી જ સુધરેલી ગાળો, નનામા કાગળોની જાસાચિઠ્ઠી, સડેલા દાંત વચ્ચેથી છૂટતી તમાકુવાળા પાનની પિચકારી, કાનના મેલમાં ફરતી દીવાસળી...

પોતાની ચારે કોર જામેલા આતુર, આક્રમક ટોળાને આંચકો આપતો હોય તેમ અંજન ઉપાધ્યાય હડફડ દઈને ઊભો થઈ ગયો. એની આંખો પહોળી થઈ ગઈ હતી. એના શ્વાસ ફાટફાટ થતા હતા. હચમચી ગયેલા પણ ધારદાર સ્વરે તે બોલ્યો :

'દોસ્તો, આઈ એમ સૉરી... હું... હું... હું તમારી સાથે નહિં ભળી શકું...'

થોડીક પળો માટે સોપો પડી ગયો. ચોતરફ અંજનના આ શબ્દોથી પછી બધા બેવડાં ઝનૂનથી ઊછળ્યાં :

'શા માટે ?'... વ્હાય ?... લેકિન ક્યોં ? શું તું તારી જાતને અમારાથી ઊંચો, દેવ જેવો માને છે ?

અવાજોનાં ઝૂંડનાં ઝૂંડ માંડ ઓગળ્યાં એટલે અંજને જાણે સ્વને કહેતો હોય તેમ ધીમા, ઘેરા, ઘૂંટાયેલા, ધ્રુજતા સ્વરે કહ્યું :

'ના મિત્રો ! હું પણ માણસ જ છું- માણસની બધી મર્યાદાઓથી સભર... ક્યારેક હું આપણા સાહેબની જેમ વર્તું... વર્ત્યો પણ હોઉં... ક્યારેક તમારા લોકની જેમ વર્તન કરું... કર્યું... કર્યું પણ હોય... હવે હું કલ્પી શકું છું- નાવ આઈ કેન રિયલાઈઝ કે... કે... દરેક માણસની પીઠ પાછળની દુનિયામાં એક એક, અનેકાનેક કૌરવસભાઓ વસતી હોય છે... અને દરેકે દરેક જણને ક્યારેક તો દ્રૌપદીની દશામાં... વાક્ય અધૂરું છોડીને અંજન ઉપાધ્યાય કોઈ કાંઈ સમજે-વિચારે તે પહેલાં ત્યાંથી જાણે કે ઓગળી ગયો.'

---

*બી-૩૨, પવિત્રા રો-હાઉસ, ગેટ નં.-૨,*
*સહજ સુપરસ્ટોરની ગલીમાં,*
*આનંદ મહલ રોડ, અડાજણ, સુરત-૯*
*ફોન : ૦૨૬૧-૨૭૪૩૯૬૭*



# તમે માનશો ?



– મહંમદ માંકડ

તમે માનશો ? રસિક આફ્રિકા ગયો, દારેસ્સલામ, ત્યારે નીલાભાભીની સંભાળ લેવાનું મને સોંપતો ગયો હતો. આમ તો એનાં મા-બાપ અમારા ગામ બોટાદથી થોડે દૂર ગામડામાં જ રહેતાં હતાં, પણ રસિકને એમની જોડે દુશ્મનાવટ હતી. અણબનાવ નહિ, દુશ્મનાવટ. રસિકને એક ભાઈ પણ હતો, અને એક બહેન પણ. એના મામાનો એક દીકરો તો બોટાદમાં જ રહેતો હતો. પણ મારા ઉપર એને ભારે વિશ્વાસ હતો. અમે બાળપણના મિત્રો હતા અને એકબીજાની અનેક છાનીછપની વાતો જાણતા હતા. મારા વિશે રસિક બધું જ જાણે અને હું પણ એના વિશે જાણું. એટલે દિલ મળી ગયેલાં. રસિકને દારેસ્સલામ જવાનું મન થયું ત્યારે, નીલાભાભી ઘેર રહીને મેટ્રિકનો અભ્યાસ કરતી હતી. એ મેટ્રિક પાસ થઈ જાય પછી જ એને આફ્રિકા લઈ જવાની રસિકની ઇચ્છા હતી. એટલે એ દેશમાં રહે અને મેટ્રિક પાસ થઈ જાય એ જરૂરી હતું અને એની બધી વ્યવસ્થા એણે મને સોંપી હતી.

રસિકની ઇચ્છા મને પણ આફ્રિકા લઈ જવાની હતી. આફ્રિકામાં પૈસા હતા. દેશમાં મજૂરી કરી મરી જવા કરતાં થોડા વરસ આફ્રિકા જઈને કમાઈ લેવાથી બાકીની જિંદગી સુધરી જાય એમ હતી. પણ હું ખાસ ભણ્યો નહોતો. નોનમેટ્રિક હતો - એમ.એ.બી.એફ અને રેડિયોના સ્પેરપાર્ટ્સની અને રીપેરિંગની મારી નાનકડી દુકાન હતી. જોકે, એ નાનકડી દુકાનની આવકમાંથી પણ રસિકને મેં અનેક વાર ઉછીના પૈસા આપ્યા હતા. પણ એ વળી જુદી વાત હતી. રસિકે નીલાભાભી સાથે મને પણ મેટ્રિક પાસ થઈ જવાનું કહ્યું હતું. પણ હું ત્રણ બોજા - દુકાન, મારો અને નીલાભાભીનો એક સાથે ઉપાડી શકું તેમ નહોતો. એટલે મેં મારી બધી શક્તિ નીલા સારી રીતે મેટ્રિક પાસ થઈ જાય અને વહેલી તકે રસિકને જઈને મળે એના ઉપર કેન્દ્રિત કરી હતી.

નીલા હા-ના કરતી હતી છતાં નીલાભાભી, તમને એમાં ખબર ન પડે એમ સ્પષ્ટ કહીને મેં બે ઘરડા અને અનુભવી શિક્ષકો એના ટ્યુશન માટે રોકી દીધા હતા. મારું એવું કે, જે કામ હાથમાં લઉં એ પૂરું કરું ત્યારે જ મને સંતોષ થાય અને રસિકને મારા એ સ્વભાવની ખબર એટલે તો એ ગયો ત્યારે મને કહેતો ગયો હતો : સુરેન્દ્ર, દોસ્ત, હવે નીલા તારા ભરોસે છે. એ મેટ્રિક પાસ થઈ જવી જોઈએ.

અને મેં મનમાં ગાંઠ વાળી દીધી હતી. નીલાભાભી મેટ્રિક પાસ થઈ જવી જોઈએ અને વહેલી તકે રસિક પાસે આફ્રિકા પહોંચી જવી જોઈએ. ભલે ગમે તે ખર્ચ થાય અને ગમે તેટલો ભોગ આપવો પડે.

નીલા રામજી ગોરધનના મકાનમાં રહેતી હતી. એની બહેનપણી રામજી ગોરધનની પુષ્પા હતી. રસિક મામલતદાર ઓફિસમાં કારકુન હતો, ત્યારથી એ મકાનમાં જ રહેતો હતો. એટલે નીલાને ખાસ એકલવાયું લાગે એમ નહોતું. પણ જેનો પતિ પરદેશ હોય એ સ્ત્રીના મનની હાલત હું સમજી શકતો હતો. દિવસમાં ઓછામાં ઓછી ચાર વખત હું એની ખબર કાઢવા જતો. રાત્રે ઘણી વાર મોડે સુધી અમે બેસતા હતાં. અરે, ક્યારેક હું એને ત્યાં જ સૂઈ રહેતો હતો પણ હવે એમ કરવું યોગ્ય નહોતું. આમ, મને કોઈની બીક ન લાગે, પણ યોગ્ય-અયોગ્યનો હું પૂરો ખ્યાલ રાખું.

પણ તમે એટલો ખ્યાલ રાખો તો'ય ગામના મોઢે ગળણું બાંધવાનું શક્ય હોતું નથી. જેમની નજરમાં જ દોષ હોય એ કદી કોઈનું સારું જોઈ શકવાના નથી. એક વાર રાત્રે હું નીલાભાભી પાસે જતો હતો ત્યારે હસમુખ મળ્યો.

'આમ કઈ તરફ ?' એણે એક આંખ ઝીણી કરીને પૂછ્યું.

ઘડીભર મને થયું કે કહી દઉં કે સુમનભાઈ શેઠને ત્યાં રેડિયોગ્રામ રિપેર કરવાનું છે એટલે જાઉં છું. પણ તરત થયું કે, એવું ખોટું શા માટે બોલવું જોઈએ ? અને હસમુખ સાલો નાલાયક હતો. એ તો સુમનભાઈ શેઠને ત્યાં સાથે આવવા તૈયાર થઈ જાય. મેં સાચું કહી દીધું. 'નીલાભાભી પાસે જાઉં છું.'

'નીલાભાભી ?' હસમુખે વળી આંખ ઝીણી કરી.

'રસિકની વાઈફ.'

'ઓહ ! બોલીને એ તો ચાલતો થયો, પણ હું ઘણીવાર સુધી ત્યાંથી ખસી ન શક્યો.

તે દિવસે નીલાભાભી સાથે વાતો કરવાની મજા ન આવી. અમે મળીએ ત્યારે અલકમલકની વાતો કરીએ. રસિકની પણ વાતો કરીએ. આફ્રિકાની અને આફ્રિકાની હબસી સ્ત્રીઓની વાતો પણ કરીએ. નીલાભાભી વાતોનાં બહુ શોખીન. પણ તે દિવસે કાંઈ જામ્યું નહિ. રામજી ગોરધનની પુષ્પા બેઠી હતી. હસમુખની ઝીણી આંખ મને સતાવતી હતી. નીલાભાભીને બધું કહી દેવાની ઇચ્છા થતી હતી, પણ પુષ્પા હતી એટલે કશું જ ન બોલ્યો. મનનો ભાર મનમાં જ સંઘરી રાખ્યો.

થોડા દિવસ પછી પણ હસમુખ મળી ગયો. દૂરથી એને



આવતો જોયો એટલે ક્ષણભર તો મને બાજુના કોઈક ખાંચામાં સરકી જવાનું મન થયું. પણ એ પહેલાં તો એ નજીક આવી ગયો. આવીને તરત જ બોલ્યો : 'ક્યાં, નીલાભાભીને ત્યાં ?' અને આંખ ઝીણી કરી લીધી.

'જો હસમુખ,' મેં, કહ્યું, 'રસિક અને હું મિત્રો છીએ એ તો તું જાણે જ છે.'

'કેમ નહિ ? રસિકને તારા જેવો મિત્ર બીજો કોણ મળવાનો હતો ? તમે કાંઈ આજકાલના મિત્રો થોડા છો ?'

એ શું કહેવા માગતો હતો એ હું સમજ્યો. ઘણા માણસો એમ માનતા કે રસિકથી હું દબાઈ ગયો છું. પણ એ ચર્ચા હસમુખ સાથે કરવાનો અત્યારે કોઈ અર્થ ન હતો. કશું અજુગતું ન બોલે એટલે તરત મેં કહ્યું, 'નીલાભાભી મેટ્રિક પાસ થઈ જાય તો એ આફ્રિકા જઈ શકે. રસિક સાથે રહી શકે. બંને જણાં કમાઈ શકે. એનો અભ્યાસ બરાબર ચાલે અને મેટ્રિક પાસ થઈ જાય એની જવાબદારી રસિકે મને સોંપી છે.'

'બરાબર છે.' એણે કહ્યું.

'એટલે મારી ફરજ બજાવવી જોઈએ ને ?'

'ચોક્કસ, બાકી રસિક પાકો ખરો.'

'કેમ ?'

'યોગ્ય માણસને એણે યોગ્ય જવાબદારી આપી.'

હું થોડો સમસમી ગયો પણ બોલ્યો નહિ, શું હું સાવ...

હું બોલ્યો નહિ છતાં એણે સાલાએ ઘા કરી લીધો. 'અગાઉ જનાનખાનાની ચોકી કરવાનું કામ...' હું ચાલતો થઈ ગયો. સહેજ ખિજાઈ પણ ગયો. પાછા ફરીને કહેવાનું મન થઈ ગયું. - હસમુખ મારી નમ્રતાને મારી નબળાઈ ન માનીશ.

તે દિવસે નીલાભાભી પાસે હૃદય ખોલ્યા વિના ન રહી શક્યો. એણે મને પૂછ્યું. 'સુરેન્દ્રભાઈ, આ જ ઉદાસ કેમ છો ?'

અને હું રડી પડ્યો. મારી બાજુની ખુરશી ઉપર એ બેઠી હતી. એના હાથ ઉપર મારું માથું મેં મૂકી દીધું અને આંખોમાંથી આંસુ ખરી પડ્યાં. મને આશ્વાસન આપવા માટે એ પોતાના હાથ મારા વાળમાં ફેરવવા લાગી. એવા મીઠો સ્પર્શ મેં અગાઉ ક્યારેય અનુભવ્યો નહોતો. એ હાથ પકડીને મારા હૈયા સાથે દબાવી દેવાની ઇચ્છા મને થઈ આવી પણ... એવું કશું કરવાના બદલે ડૂસકાં ભરીને હું રડવા લાગ્યો. રડતાં રડતાં મેં હસમુખની વાત કરી. નીલાભાભી એ સાંભળતી રહી.

ધીમેથી એણે પોતાનો હાથ ખસેડી લીધો અને ખુરશી પણ સહેજ દૂર ખસેડી. એક ઊંડો શ્વાસ લઈને એણે પૂછ્યું 'સુરેન્દ્રભાઈ, તમે લગ્ન કેમ કરતા નથી ?'

એના એ પ્રશ્નથી હું સહેજ મુંઝાઈ ગયો. 'સાચું કહું નીલાભાભી, એ બાબતમાં વિચાર કરવાની ફુરસદ જ આજ સુધી મળી નથી અને... મારા જીવનમાં શી ઊણપ છે ? એકલો છું તો દોસ્તો, બિરાદરોને કેટલો ઉપયોગી થઈ શકું છું ! અને ખરેખર તો હું એકલો છું જ ક્યાં ? તમે છો, રસિક છે, તમે મારું કુટુંબ જ છો ને ?'

નીલાભાભી ફરીથી ઊંડો શ્વાસ લઈને કંઈક ગણગણી, પણ હું એ સમજી ન શક્યો.

તે દિવસે ઘેર જઈને સૂતો પણ ઊંઘ ન આવી. નીલાભાભીના હાથનો સ્પર્શ આટલો બધો મીઠો હશે એની તો ખબર જ નહોતી. ફરીવાર ત્યાં જઈને કહેવાનું મન થઈ જતું હતું. મારા વાળમાં જરા હાથ ફેરવોને, ભાભી. એવી મીઠી ઊંઘ આવી જશે ! કેવો મીઠો સ્પર્શ ? કેટલો પ્રેમ ! હું એનો સગો દિયર હોઉં એટલા પ્રેમથી એણે માથા ઉપર હાથ ફેરવ્યો હતો. અને હું તો સગા દિયરથી પણ વિશેષ હતો. એટલે તો રસિક એને મારે ભરોસે છોડી ગયો હતો ને ? બાકી, રસિક કાંઈ જેવો-તેવો નહોતો. બીજા કોઈ ઉપર તો એ વિશ્વાસ પણ ન કરે અને બીજો કોઈ એની પત્ની સામે જોવાની હિંમત પણ ન કરે. હસમુખિયો અત્યારે મશ્કરી કરે છે પણ રસિકની હાજરીમાં તો નીલાભાભી સાથે હું પણ બહુ મશ્કરી ન કરું. પણ વાતચીત તો હું કરી શકું. બીજો કોઈ તો એટલી છૂટ પણ ન લઈ શકે. એક વાર રસિકને કાંઈક વહેમ પડ્યો એમાં તો રામકુભાઈ દરબાર સામે છરી કાઢીને દોડ્યો હતો. એ તો રામકુભાઈનાં નસીબ સારાં કે રસિકને ચાર-પાંચ માણસોએ પકડી લીધો. નહિ તો તે દિવસે ભરબજારે રામકુભાઈના રામ રમી ગયા હોત. પછી પંદર દિવસ સુધી રામકુભાઈ ઘર બહાર નીકળ્યો નહોતો. અરે મારી સાથે આટલી દોસ્તી હોવા છતાં એક વાર રસિક મારી છાતી ઉપર ચડી બેઠો હતો તે સારું હતું કે, એની પાસે એ વખતે કોઈ હથિયાર નહોતું, નહિ તો...

પણ હું કંઈ એમ, એનાથી ડરી ન જાઉં. એકવાર ક્રોધમાં એણે એવી ભૂલ કરી નાખેલી, પણ પછી ક્યારેક મારી સાથે ઊંચે અવાજે દલીલ પણ કરી નથી. અને ક્રોધ ચડે એવું હું પણ ક્યારેય ન કરું. માણસને ક્રોધ ચડે તો સારાસારનો વિવેક ગુમાવી બેસે. માણસના મનનો હું પૂરો ખ્યાલ રાખું.

અને રસિક તો મારો મિત્ર, એનામાં ભલે બીજા અનેક અવગુણ હોય - ભલે ક્રોધી હોય, ઉતાવળો હોય, ઉગ્ર હોય, પણ છે દિલવાળો. મને એ સતત સંભારતો હશે. હું પણ એને સતત સંભારતો હતો.

નીલાભાભીનો અભ્યાસ બરાબર ચાલતો હતો. રસિકના પત્રો આવતા હતા. નીલાભાભી એના જવાબો લખતી હતી. હું પણ રસિકને પત્રો લખતો હતો. રસિકને હું જે પત્રો લખું એ નીલાભાભીને વંચાવતો હતો. નીલાભાભી મને એનો પત્ર વંચાવતી નહોતી. એ ન વંચાવે એ સ્વાભાવિક હતું. પણ એક દિવસ નીલાભાભીએ મને એનો પત્ર વંચાવ્યો. મને એ



બહુ જ ગમ્યું. નીલાભાભી હવે મને આત્મીય માનતી હતી. અને... રસિકને એણે કેવું કેવું લખ્યું હતું ! તે દિવસે રેડિયો ઉપર જેટલાં પ્રેમગીતો આવ્યાં એ જાણે કોઈએ મને સંબોધીને જ ગાયાં હોય એમ મને લાગ્યું. અને રાત્રે તો એવું વિચિત્ર સપનું આવ્યું કે, નીલાભાભી જાણે રેડિયો ઉપર ગાતી હતી !

તમે માનશો ? બીજે દિવસે મેં આગ્રહ કરીને નીલાભાભી પાસે એક ગીત ગવડાવ્યું. એણે એવું તો દર્દીલું ગીત ગાયું !

મેરે દિલકે પાસ હો, ફિરભી કિતને દૂર હો,
એક મેં મજબૂર હું, એક તુમ મજબૂર હો.

નીલાભાભીનો અવાજ આટલો બધો મધુર હશે એની તો મને કલ્પના પણ નહોતી. એક વાર તો મને એવી પણ ઇચ્છા થઈ ગઈ કે લાવ રસિકને લખું કે, નીલાભાભીને આફ્રિકા લઈ જવાના બદલે અહીં જ રહેવા દે. સંગીતની તાલીમ લઈને જો એ ગાશે... એવો અવાજ... એની મીઠાશ... પણ રસિકને એવું લખાય નહિ.

નીલાભાભીની પરીક્ષા આવી ગઈ. એ દિવસોમાં સતત હું એની સાથે જ રહેતો હતો. પેપર્સ કેવાં જાય છે એની તપાસ કરતો. એ બરાબર વાંચી શકે એટલે એના માટે ખાવાપીવાની બધી જ વ્યવસ્થા કરતો. એની તબિયતનું બરાબર ધ્યાન રાખતો. રસિકે માન્યું પણ નહિં હોય એવી સારી રીતે નીલાભાભીએ પરીક્ષા આપી. પેપર્સ પણ સારાં ગયાં. અમે રસિકને બધી વાત વિગતથી લખી. પહેલીવાર મેં અને નીલાભાભીએ એક જ કવરમાં પત્રો લખ્યા.

પણ કોણ જાણે કેમ, રસિકને એ ગમ્યું નહિ. મારા ઉપર તો એણે કશું લખ્યું નહિ. પણ નીલાભાભી ઉપર એવું કંઈક લખ્યું કે નીલાભાભી આખો દિવસ રડતી હતી. મેં ખૂબ આગ્રહ કર્યો ત્યારે માત્ર એટલું જ કહ્યું 'એ મને આફ્રિકા તેડાવશે તો ખરાને ?' (રસિકનો પત્ર તો એણે મને વંચાવ્યો જ નહિ.)

મેં કહ્યું, 'કેમ નહિ તેડાવે ?'

એ રડતી રડતી બોલી, 'જો નહિ તેડાવે તો ?'

થોડી વાર તો હું વિચારમાં પડી ગયો. પછી હિંમતથી બોલ્યો, 'તમે એની ચિંતા ન કરો, ભાભી. એની ચાવી મારા હાથમાં છે, એની તાકાત નથી કે તમને એ હેરાન કરી શકે.'

નીલાભાભીને થોડી રાહત થઈ. છતાં એની આંખોમાં આંસુ તો ઉભરાતાં જ રહ્યાં. હું નજીક બેઠો અને તમે માનશો ? મારો રૂમાલ લઈને મેં એનાં આંસુ લૂછ્યાં. (કોઈકે કહ્યું છે કે, દુખિયાનું દુઃખ પૂછજો, રડતાંનાં આંસુ લૂછજો.) નીલાભાભી મારો પ્રેમ સમજી શકી. રડતાં રડતાં મારા ખભે એ ઝૂકી પડી. હળવેથી મારા ખોળામાં મેં એનું માથું રાખી દીધું. આંખો બંધ કરીને એ રડવા લાગી. એના કપાળ ઉપર, ગાલ ઉપર હાથ ફેરવી હું આશ્વાસન આપવા લાગ્યો. 'ભાભી, તમે જરાય મૂંઝાશો નહિ, જરાય ગભરાશો નહિ. રસિકને તો હું...'

પણ એકાએક મને જ કાંઈક થઈ ગયું. નીલાભાભીનો મારા ઉપરનો વિશ્વાસ અને મારો એના ઉપરનો પ્રેમ, બંને એકદમ એકાએક અડોઅડ આવી ગયાં હતાં. એ વખતે કોણ જાણે કેમ મને કંઈક થઈ ગયું. રસિક આફ્રિકા હતો, પણ મને એમ થયું કે, હું હોઉં, નીલાભાભી હોય, રસિક હોય... એકાએક મારું શરીર ઢીલું થઈ ગયું. નીલાભાભીનું માથું ધીમેથી જમીન પર મૂકીને હું ઊભો થઈ ગયો, 'ભાભી, હું જાઉં હવે.' મને પરસેવો વળતો હતો. જીભ સુકાતી હતી. માંડ માંડ હું બોલી શક્યો.

નીલાભાભીએ મારા સામે જોયું. એની આંખો લાલ હતી. હીબકાં ભરીને એ રડવા લાગી. હું ઘર બહાર નીકળી ગયો.

રસ્તે જતો હતો ત્યાં હસમુખ મળી ગયો. મને તો ખબર નહોતી. પણ એણે હાથ પકડીને મને રોક્યો. 'ક્યાં, નીલાભાભીને ત્યાં ગયો હતો ?' અને જવાબ આપું એ પહેલાં એ ફરીથી બોલ્યો. 'ધ્રૂજે છે કે શું ? તારો હાથ કેમ આટલો ઠંડો છે ?'

'તબિયત બરાબર નથી.' મેં કહ્યું.

'નીલાભાભી સાથે કેમ ચાલે છે ?'

'હસમુખ,' મેં કહ્યું, 'રસિક જો અહીં હોય તો તું આવું બધું કહી શકે ખરો ?'

'મૂરખ,' એણે મને કહ્યું, ' રસિકો અહીં નથી એની તો આ વાત છે. એ તો આફ્રિકા બેઠો છે. છતાં તું એમ માને છે કે એ અહીં જ છે.' અને આંખ ઝીણી કરી.

મને પૂછવાનું મન થઈ ગયું કે, હસમુખે મારા મનની વાત કઈ રીતે જાણી લીધી ?

મેં કહ્યું, 'હસમુખ. આ જગતમાં મૈત્રી, આદર્શ, વફાદારી જેવી વસ્તુઓ પણ હોય છે. ધાર કે, તારી પત્નીને તું મારા વિશ્વાસે મૂકી ગયો હોય...'

'છટ, એવી શું વાત કરે છે ? મારી પત્નીને હું તારા ભરોસે તો શું એના સગા ભાઈના ભરોસે પણ મૂકીને ન જાઉં.' પણ તરત જ એ હસી પડ્યો, 'જો કે, રસિકે તારી પસંદગી યોગ્ય રીતે જ કરી છે.'

મને એનું એ હાસ્ય ન ગમ્યું.

'હવે મારે તો એ જ નક્કી કરવાનું રહે કે તમારા બેમાંથી મોટો મૂરખ કોણ છે. તારા ભરોસે જુવાન પત્નીને મૂકી જનાર રસિક કે...' વળી એણે આંખ ઝીણી કરી'કે નીલાભાભીનો બાળસ્વરૂપ દિયર !'

'હસમુખ !'

'તું તો જાણે ઠીક, પણ નીલાભાભીય સાવ લલ્લુ છે ? એ



ક્યારેય તારો હાથ પકડતી નથી ? સ્પર્શ કરતી નથી ? હસતી નથી ? આગ અને ઘી આટલાં નજીક છે છતાં...'

હું ચાલવા લાગ્યો. મને એનો ડર લાગ્યો.

એણે મારો હાથ પકડ્યો. 'સાચું કહેજે. ક્યારેય કંઈ - ? સાલા, દંભ તો નથી કરતો ને ?'

'તને એ નહિ સમજાય, હસમુખ.' મેં કહ્યું, અને હાથ છોડાવીને હું જતો રહ્યો.

હવે મારું મન વલોવાઈ જવા લાગ્યું. વારંવાર નીલાભાભી પાસે દોડી જવાની ઇચ્છા થવા લાગી. શરીર ભાંગવા લાગ્યું અને મન અકળાવા લાગ્યું. પણ મન ઉપર કાબૂ રાખ્યા વિના છૂટકો નહોતો. રસિક મારા ભરોસે એની પત્નીને મૂકીને ગયો હતો.

અને નીલાભાભી પર એણે ગમે તે લખ્યું હોય અને નીલાભાભી એ પત્ર વાંચીને ભલે રડી હોય પણ મારા ઉપર બીજે દિવસે પત્ર આવ્યો. એમાં તો રસિકે નીલાભાભી માટે પાસપોર્ટની તૈયારી કરવાનું બધું જ કામ મને સોંપ્યું હતું અને મેં નીલાભાભીને જઈને ખુશખબર પણ આપ્યા. 'ભાભી, હવે આફ્રિકા જવાની તૈયારી કરો, રસિકનો પત્ર આવ્યો છે. બધું કામ એણે મને સોંપ્યું છે. મેં કહ્યું નહોતું એ ભલે ગમે તે બોલે પણ મારી સામે એનું કશું ન ચાલે ?'

પણ કોણ જાણે કેમ, નીલાભાભી એ સમાચારથી બહુ ખુશ ન થઈ. એણે કહ્યું, 'મારા ઉપર પણ એમનો બીજો પત્ર છે.'

મહિના દિવસ પહેલાંની વાત છે. નીલાભાભી મેટ્રિકમાં પાસ પણ થઈ ગઈ અને આફ્રિકા રસિક પાસે પહોંચી ગઈ. એના પાસપોર્ટ વગેરે માટે મેં રાત-દિવસ મહેનત કરી. અમદાવાદથી દારેસ્સલામ સુધીનો એક સંગાથ હતો, છતાં મુંબઈ સુધી હું નીલાભાભી સાથે ગયો.

સ્ટીમર જવાની હતી એ આગલી રાતે હોટેલમાં અમે બે જ જણાં હતાં. દારેસ્સલામ જનારા સંગાથીઓ એમનાં સગાંને ત્યાં હતાં. અમારા માટે પણ એમણે ત્યાં સગવડ કરી હતી. પણ નીલાભાભીની ઇચ્છા ત્યાં રહેવાની નહોતી એમ મને લાગ્યું. એટલે અમે બંને અમારા એક સગાને ત્યાં જઈએ છીએ એમ કહીને, એક હોટેલમાં જઈને રહ્યાં. નીલાભાભીનો જીવ દુખાવવાની મને જરાય ઇચ્છા નહોતી. એ આફ્રિકા જતી હતી. એટલે એને બને તેટલી પ્રસન્ન રાખવા હું મથતો હતો અને મારી ફરજ હતી.

પણ કોણ જાણે, એ તો રડ્યા જ કરતી હતી. હોટેલમાં રાત્રે પણ એ ધીમું ધીમું રડતી હતી. મેં એને ઘણું આશ્વાસન આપ્યું. પણ કોઈ રીતે એનું મન શાંત થયું જ નહિ. બીજે દિવસે એ સ્ટીમરમાં ચડી. અમે જુદાં પડ્યાં. હું એના સામે તાકી રહ્યો. એ મારા સામે તાકી રહી. એક પળ તો મને થયું કે, હું એને નીચે ઉતારી લઉં અને એને પણ એવો જ વિચાર આવ્યો હશે - એ તો બોલી પણ ગઈ, 'એમ થાય છે કે, રોકાઈ જાઉં.'

મેં કહ્યું, 'તમને મનમાં ભલે ગમે તે થતું હોય. પણ રડીને અપશુકન ન કરશો.'

એના હોઠ ધ્રુજયા. આંખમાં આંસુ આવી ગયાં. મને લાગ્યું કે, નારાજ થઈને, કદાચ ખિજાઈને એણે મોં ફેરવી લીધું.

આ બધું એક મહિના પહેલાં બની ગયું. પણ કોણ જાણે કેમ, હજી મને એ સાંભર્યા કરે છે. નજર સામે જ રહ્યા કરે છે. દિવસો એકાએક સાવ ખાલી થઈ ગયા છે. રાતો ખાલી થઈ ગઈ છે. નીલાભાભી ગઈ એ દિવસથી એના પહોંચ્યાના પત્રની રાહ જોઉં છું. એક મહિનો વીતી ગયો છતાં પણ રસિકનો કોઈ પત્ર આવ્યો નથી. એ તો એવો છે જ. ક્રોધી છે, ઉતાવળો છે. થોડો વહેમી છે, પણ નીલાભાભીએ કેમ એની પાસે પત્ર નહિ લખાવ્યો હોય ? લક્ષ્મણની જેમ મેં એની સેવા કરી છે અને એનાં ઝાંઝરથી આગળ ક્યારેય મારી નજર પણ ગઈ નથી. છતાં એ કેમ મારા ઉપર નારાજ થઈ ગઈ હશે ? ધંધામાં મારો જીવ લાગતો નથી. મન અકળાયા કરે છે. એમ થાય છે કે, ધંધો બંધ કરીને ક્યાંક ચાલ્યો જાઉં. આ ગામમાં હવે રેડિયો રિપેરીંગનો ધંધો ચાલી શકે તેમ નથી.

ગઈ કાલે દુકાને જતો હતો ત્યારે અચાનક જ હસમુખ મળી ગયો. આંખ ઉલાળીને પૂછ્યું, 'ક્યાં ? કઈ તરફ ?'

એણે આંખ ઝીણી કરી અને હસી પડ્યો; 'ગયા હવે આફ્રિકા.'

અને તમે માનશો ? હું પણ જાણું છું કે, હું હવે ક્યારેય આફ્રિકા જઈ શકું તેમ નથી.

---

*૧૫૩-બી, સેક્ટર-૨૦,*
*રાજભવન સામે, ગાંધીનગર-૩૮૨૦૨૦*





# માણસ એટલે માણસ

– ડૉ. દિનકર જોષી

**આ** કબ્રસ્તાન કેટલા વરસ જૂનું હશે એની માહિતી તો સરકારી દફતરોમાં ખાંખાંખોળા કરીએ તો કદાચ મળે - અને કદાચ ન પણ મળે. સરકારી દફતરોનું કંઈ કહેવાય નહિ! ગામના સહુથી વૃદ્ધ રહેમતચાચાને આ કબ્રસ્તાન વિશે કોઈ પૂછે તો રહેમતચાચા આંખ ઝીણી કરીને આકાશ સામે તાકીને હોઠ ફફડાવશે. ''મારા દાદા એવું કહેતા કે, એમણે એમના દાદાને આ કબ્રસ્તાનમાં દફનાવ્યા હતા.'' રહેમતચાચા એવું પણ કહેતા કે, દાદાના દાદાની આ કબર દાદાએ એમને દેખાડી પણ હતી પણ પછી ગામ વધ્યું એટલે કબરોય વધી. પેલી કબર ક્યાં ગઈ એ હવે કોઈનેય સાંભરતું નહોતું.

કબ્રસ્તાનની બાજુમાં જ ચિતા ભૂમિ હતી. આ ચિતા ભૂમિમાં તો એક ઉપર બે, બે ઉપર ત્રણ, ત્રણ ઉપર ચાર અને એમ આંકડા ઉપર આંકડા વધ્યે જાય એ રીતે એકની એક જગ્યા ઉપર જિંદગીભર જીવી જીવીને થાકી ગયેલાં માણસો સૂઈ જતાં હતાં. કોઈ પુરુષ, કોઈ સ્ત્રી, કોઈ જુવાન, કોઈ વૃદ્ધ, કોઈ બ્રાહ્મણ, કોઈ દેવીપૂજક. આ ચિતા ભૂમિ પણ કેટલી જૂની હશે એની કોઈ ગણતરી કોઈએ કરી નહોતી.

પહેલાં અહીં દીવાલો નહોતી, બેસવાના બાંકડા નહોતા, પાણીના નળ નહોતા, વીજળીના દીવા પણ નહોતા. અડાબીડ ઊગેલાં ઘટાદાર વૃક્ષો હતાં અને દિવસે પણ એકલા હોઈએ તો આ વૃક્ષોની શાખાઓ સામે નજર નોંધતાં બીક લાગે એવું ગાઢ અરણ્ય હતું, પણ હવે આવું બધું નહોતું.

તે દિવસે એટલે કે એક દિવસ એક મધ્યરાત્રિએ કોણ જાણે શું થયું કે કબ્રસ્તાનના છેવાડે વેરવિખેર પડેલી કોઈક જર્જરિત કબરના પથ્થરોમાં સળવળાટ થયો. ઘટાટોપ વૃક્ષોની શાખાઓમાં ઊંઘરેટી આંખે કાયા સંકોડીને બેઠેલાં કબુતરો, કાગડાઓ, ચકલાંઓ આ બધાએ શરૂઆતમાં તો એમ માની લીધું કે, આ સળવળાટ કોઈક બિલાડાઓ કે કૂતરાઓ ખોરાકની શોધમાં કરતા હશે.

પણ એવું નહોતું. સળવળાટ વધ્યો. કબરના પથ્થર આઘા પાછા થઈ ગયા. સૂકાં પાંદડાં અને તૂટેલી ડાળીઓ દૂર હડસેલાઈ ગઈ. કબરમાંથી એક હાડપિંજર આળસ મરડીને ઊભું થઈ ગયું. એના દેહ ઉપર હાડકાં સિવાય કાંઈ નહોતું. ત્વચા જ નહોતી પછી વસ્ત્રો ક્યાંથી હોય ! એ હાડપિંજર સ્ત્રીનું હશે કે પુરુષનું એય પારખી શકાય એમ નહોતું. જો કે હાડપિંજરને મન આવા કોઈ સવાલો મૂર્ખતાભર્યા હતા. એણે આસપાસ જોયું. એને નવાઈ લાગી. આ જગ્યા તો સાવ બદલાઈ ગઈ હતી. એ જયારે અહીં સૂતું હતું ત્યારે અત્યારે જે નજરે પડે છે એમાંનું કંઈ જ નહોતું. એને સમજાયું નહિ કે અહીં સૂતી વખતે એણે જે છેલ્લે છેલ્લે જોયું હતું એ બધું ક્યાં જતું રહ્યું ! એણે આકાશમાં જોયું, આકાશ તો ખૂલ્લું જ હતું - એવું ને એવું ! એણે મધ્યરાત્રિના અંધકારમાં ચમકતાં ચાંદરણાં જોયાં. પેલો ધ્રૂવનો તારો, આ મૃગશીર્ષ નક્ષત્ર, પેલો મંગળનો રતુંબડો ગ્રહ અને દૂર દેખાતો અડધિયો ચંદ્ર. આ બધું તો એનું એ જ હતું. આકાશ તો મુદ્દલ બદલાયું નહોતું તો પછી આ પૃથ્વી શી રીતે બદલાઈ ગઈ ? હાડપિંજરના હૈયામાં મુંઝવણ થવા માંડી.

હાડપિંજરે ચિતા ભૂમિ તરફ ચાલવા માંડ્યું. એના આશ્ચર્યનો પાર ન રહ્યો. ચિતા ભૂમિમાંથી પણ એના જેવું જ એક હાડપિંજર ઊભું થઈ ગયું હતું. આ હાડપિંજરે ચારેય બાજુ ગરદન ઘુમાવીને બધું જોવા માંડ્યું અને પછી આ બંન્ને હાડપિંજરો એકબીજા સામે જોઈ રહ્યાં. આ પછી બન્નેએ પોતાના દેહ સામે ઝીણી નજરે જોયું. બંનેની મૂંઝવણ વધી ગઈ. બંને એક સરખાં જ લાગતાં હતાં. બંનેને થયું - હું જેવું છું તેવું જ આ પણ છે. આવું શી રીતે બને ?

''અલ્યા, તું કોણ છે ?'' એકે બીજાને પૂછ્યું ?

''આ સવાલ તો મારે તને પૂછવાનો છે.''

બીજાએ સહેજ અકળાઈને કહ્યું ''તું કોણ છે એ તો કહે.''

''હું ?.... હું વળી બીજું કોણ હોય ? હું તો હું છું.''

''તું... તું... તું હું શી રીતે હોઈ શકે ? હું તો હું છું.''

બીજું હાડપિંજર ખડખડાટ હસી પડ્યું. હસતાં હસતાં એના દાંત એવા કચડાતા હતા કે, વૃક્ષો ઉપર માળાઓમાં ઢબુરાઈ ગયેલાં પંખીઓએ જાણે કિકિયારીઓ પાડવા માંડી. થોડે દૂર ઊભેલા કૂતરાઓએ ભસવા માંડ્યું. આ શોરબકોરથી પેલા બંને હાડપિંજરો ચોંકી ઊઠ્યાં. એમણે પરસ્પર જોવાને બદલે આસપાસ જોવા માંડ્યું. બંને સડક થઈ ગયાં. એમની આસપાસ ત્રણ, ચાર, પાંચ, દશ, વીસ કેટલાં બધાં હાડપિંજરો ઊભાં થઈ ગયાં હતાં. આટલાં બધાં હાડપિંજરો એકી સાથે જોઈને પેલા બંને હાડપિંજરો ભારે અચંબામાં પડી ગયાં.

''અલ્યા, તમે બધાંય કોણ છો ?'' પહેલા નંબરના હાડપિંજરે આ બધા સામે હાથ ફેલાવીને જોરથી ત્રાડ પાડી. એની ત્રાડ શમે એ પહેલાં જ પેલાં ટોળે વળેલાં હાડપિંજરોએ રૂંવાડા ઊભા કરી દે એવું અટ્ટહાસ્ય કર્યું.

''અમે બધાં વળી કોણ હોઈએ ? હું હું છું અને તું તું



છે.'' નવાં હાડપિંજરોના નેતા જેવા લાગતા એક-બે ડગલાં આગળ વધીને કહ્યું.

''હું તું નથી. હું તો માત્ર હું જ છું. તમે બધા હું શી રીતે હોઈ શકો ?'' પહેલા હાડપિંજરે મુઠ્ઠીઓ વાળીને કહ્યું.

''સાચી વાત છે.'' હાડપિંજર નંબર બે એ એની યાદપૂર્તિ કરતા કહ્યું. ''તમે પણ હું હોઈ શકો જ નહિ. હું તો માત્ર હું જ હોઉં.'' અને પછી હાડપિંજર નંબર એક તરફ આંગળી ચીંધીને કહ્યું ''તું પણ નહિ.''

હવે ખરાખરીની જામી ગઈ. દરેક હાડપિંજર પોતાને હું જ માનતું હતું અને આ દરેક હું બીજા બધાંને તું કહેતું હતું અને આ દરેક તું પણ પાછું પોતાને હું તરીકે જ ઓળખાવતું હતું. હું અને તુંની આ અફડાતફડી....!

અડાબીડ વૃક્ષોની શાખાઓ ઉપર ઘોર કર્કશ કલરવ વધતો ગયો. કૂતરાઓ જોર જોરથી ભસતા રહ્યા. કાળો કાળો ઘટ્ટ અંધકાર વીજળીના ઝાંખા પ્રકાશમાં પાણીમાં તરતા બરફનાં ચોસલાંની જેમ તરતો રહ્યો. એકમાત્ર આકાશ જાણે આ બધું જોતું જ ન હોય એમ અવિચલ ઊભું હતું. જો કે આ હું હું તું તુંના પડછંદા છેક આકાશને આંબતા હતા.

થોડેક દૂરની જમીન અચાનક સળવળી ઊઠી. હું હું તું તું કરી રહેલાં બધાં હાડપિંજરોએ દિશામાં જોયું. સળવળતી જમીન ઉપર પથ્થરો અને કેટલીક સુકાયેલી ડાળીઓ આડેધડ નીચે પડી હતી. નીચેથી કોઈકે ધક્કો માર્યો. પથ્થરો અને ડાળીઓ હડસેલાઈ ગયાં. આંખ ફાડીને જોઈ રહેલાં હાડપિંજરોના હોઠ થંભી ગયા. પેલી ધ્રૂજતી ધરામાંથી એક તરોતાજા અને તેજસ્વી હાડપિંજર બહાર આવ્યું.

આમ તો આ નવું હાડપિંજર પણ પેલાં બધાં હાડપિંજરો જેવું જ હતું પણ એની તાજગી બીજા સહુ કરતાં જુદી જ હતી. એણે બહાર આવીને પેલાં બધાં સામે રોષભરી નજર ઠેરવી અને પછી પૂછ્યું.



''અલ્યાં, આ તમે બધાં કોણ છો ? માણસ છો કે જનાવરો !''

હાડપિંજરોનું આખું ટોળું હાકાબાકા જેવું થઈ ગયું. અહીં સૂતાં પહેલાં પોતે માણસ હતાં એવું દરેકને સાંભરતું હતું પણ માણસ તરીકે મરી ગયા પછી અહીં સૂતાં કેટલાં વરસો વીતી ગયાં હશે એ કોઈનેય સાંભરતું નહોતું. હજુ પણ પોતે માણસ જ હશે એવું ખાતરીપૂર્વક કોઈનેય સાંભરતું નહોતું.

''જો ભાઈ,'' પેલા બે નંબરના હાડપિંજરે સહેજ હિંમતભેર આગળ વધીને કહ્યું. ''અહીં સૂતાં પહેલાં તો અમે સહુ માણસો હતાં એવું યાદ છે. હવે આજે અત્યારે બહાર આવ્યા છીએ ત્યારે કોણ છીએ એ સમજાતું નથી.''

''એ હું તમને સમજાવીશ.'' પેલા તરોતાજાં હાડપિંજરે પોતાના બંને હાથ ફેલાવીને મક્કમતાથી કહ્યું. ''તમે સઘળાં મુઆં ત્યારે માણસો હતાં અને સેંકડો વરસો અહીં સૂતા પછી આજે જાગ્યા છો ત્યારે પણ તમારા દુર્ભાગ્યે, તમે હજુ માણસો જ રહ્યાં છો. જનાવર સુધી પ્રગતિ કરી નથી.''

''હેં !... હેં !'' હાડપિંજરોનાં ટોળામાંથી એકને હેંકાર ઊઠ્યો. ''અમે હજુ માણસો જ રહ્યા છીએ એ તેં શી રીતે જાણ્યું?''

''જુઓ, ધ્યાન દઈને સાંભળો !'' પેલા તરોતાજા હાડપિંજરે સહેજ આગળ વધીને સમજાવટભર્યા સૂરે શાંતિથી કહ્યું. ''જ્યારે તમે અહીં સૂવા માટે આવ્યાં ત્યારે પણ છેલ્લા શ્વાસ સુધી હું હું અને તું તું કરતાં હતાં. અહીં સેંકડો વરસ સૂતાં પછી પણ જ્યારે જાગો છો ત્યારે તમારું એ જ હું હું તું તું એમને એમ જ ચાલે છે. તમારા આ કાન ફાડી નાખે એવા ઘોંઘાટ વચ્ચે તમે એય નથી વિચારતાં કે તમારી પડોશમાં હજુ સો પચાસ વરસ પહેલાં જ આવીને સૂતેલું મારા જેવું કોઈક જણ જાગી જશે... એની ઊંઘ ઊડી જશે... જેનો મુદ્દલ વિચાર તમને હજુય આવતો નથી એટલે તમે માણસ જ છો. જેવાં હતાં એવાં ને એવાં જ... જરાય બદલાયા નથી.''

હાડપિંજરોનું ટોળું સ્તબ્ધ થઈ ગયું. કોઈની પાંસળી સુદ્ધાં હલી નહિ. બધાંના ચહેરા ઉપરથી નૂર તેજ ઊડી ગયાં. આકાશમાં ઝળુંબતો અડધિયો ચંદ્ર મધ્યાકાશે આવી ગયો હતો. હાડપિંજરોને લાગ્યું કે તેઓ હવામાં ઓગળી રહ્યાં હતાં.

બીજી જ ક્ષણે બધું શાંત થઈ ગયું. હવે અહીં કોઈ નહોતું. હવાના સૂસવાટા વચ્ચે કાન માંડીને સાંભળનારને હવે માત્ર પેલા હું હું અને તું તુંનો પ્રતિઘોષ સંભળાતો હતો.

*૧૦૨-એ, પાર્ક એવન્યુ,*
*દહાણુકર વાડી, એમ.જી. રોડ,*
*કાંદિવલી (પ.), મુંબઈ-૪૦૦૦૬૭*
*મો : ૦૯૯૬૯૫૧૬૭૪૫*



# ક્ષેત્રવતીને કિનારો

– વર્ષા અડાલજા

**ધ**ર્મરાજ યુધિષ્ઠીર ક્ષેત્રવતીને કિનારે ઊભા હતા. તીરથી વીંધી શકાય એવા ઘન અંધકારમાં દૂર દેખાતી વિશાળકાય હાથીના ટોળા જેવી પર્વતમાળા અંધકારને વધુ ઘટ્ટ અને બિહામણો બનાવતી હતી. ક્ષેત્રવતીનાં વહેણનો મંજુલ ધ્વનિ હવાને વાદ્યનાં તંતુની જેમ રણઝણાવતો હતો.

ધર્મરાજનું મન ખૂબ ઉદ્વિગ્ન હતું. યુદ્ધનાં ભયંકર અસ્ત્રશાસ્ત્રોએ મનને ઊંડા જખમોથી લોહીઝાણ કર્યું હતું અને મનને ક્યાં ઢાલ કે કવચ હોય છે ! એ યાતનાનો બોજ પીઠ પર ચડી બેઠો હોય એમ માંડ ડગલાં ભરતાં, હાંફતા ધીમે ધીમે ચાલવા માંડ્યું. યુદ્ધ સમાપ્ત થયું હતું. પરાજીત કૌરવોની છાવણીઓમાંથી વિપુલ ધનભંડાર કબજે લઈ શ્રીકૃષ્ણ સાથે પાછાં ફરતાં બાંધવોને દ્રૌપદી પાસે મોકલી ક્ષેત્રવતીને કિનારે નિરવ એકાંતમાં ચાલી આવ્યા હતા. દૂરની છાવણીઓ મશાલોનાં અજવાળામાં ઘુમલો વળીને બેઠેલી ગાયોનાં ધણ જેવી લાગતી હતી. દિવસોનાં ઘોર યુદ્ધ પછી બચી ગયેલી યુદ્ધસેના, પાંચાલો વિજયોન્માદની ઘેરી નિદ્રામાં હતા.

કદાચ કેશવ પણ.

પ્રદીપ્ત અગ્નિ પેઠે મન ભડભડ સળગતું હતું. સુખશૈયા પર પણ નિંદર ક્યાંથી ! યુદ્ધસંહારનાં ભયંકર દૃશ્યો પજવતા હતા. કેટકેટલા સ્વજનો, વડીલો ગુરુજનો હણાયા હતા ! આમ તો યુદ્ધ વિષે આશ્ચર્ય થોડું હતું ! વીર રાજવીકુળના ક્ષત્રિયપુત્ર તરીકે નાનપણથી જ શસ્ત્રઅસ્ત્રની તાલીમ અને યુદ્ધકૌશલ્યની વ્યૂહરચના, દાવપેચના વિદ્યાભ્યાસ હતો. અનેક યુદ્ધો બાંધવો સાથે મળીને લડીને પૃથ્વી જીતી લીધી હતી અને હા દૈવ ! સર્વસ્વ ગુમાવી પણ દીધું હતું. ભરદરબારમાં પાંડવોની ઉપસ્થિતિમાં જ દ્રૌપદીનાં ચીરહરણની ભયંકર ઘટના ઘટી હતી. દાસ બની સૌએ વનવાસ વેઠ્યો અને સ્વયં શ્રીકૃષ્ણના સંધિના પ્રસ્તાવ, યાચના જ કહોને પછી પણ આ દારૂણ વિનાશક યુદ્ધ !

ધર્મરાજ રૂંવે રૂંવે ધ્રુજી ઊઠ્યા. ગાત્રો ગળી જતાં હોય એમ નીચે ઢગલો થઈ ગયા. ખોબો ભરી નદીનું જળ મસ્તક પર રેડ્યું. પણ મનમાં ખદબદતો ધગધગી ઉઠેલો આ લાવા શી રીતે ઠરે ! ના એ ઠરશે પણ નહીં.

વિજય એક વરદાન હોય છે અને અભિશાપ પણ. રણમેદાનમાં તો જીત્યા હતા, પણ મનને જીતવાનું કોઈ અમોઘ બ્રહ્માસ્ત્ર તો હોતું નથી.

યુદ્ધની સમાપ્તિ થઈ તો ય અંતિમ ચરણ તો રહ્યું જ. ઊભય પક્ષની અઢાર અક્ષૌહિણી સેનાનો સંહાર થયો હતો. સ્વજનો અને મહારથીઓ હણાયા. શત્રુપક્ષે માત્ર ત્રણ જ શોર્યવાન બચ્યા હતા, અશ્વત્થામા, કૃતવર્મા અને કૃપાચાર્ય. રણમેદાન છોડી શરમજનક પરાજયના વિષાદુદમાં વનમાં સંતાઈ ગયા હતા. પાંડવોનો પ્રથમ અને અંતિમ શસત્રુ, કૌરવકુળનો બચી ગયેલો એક માત્ર પુત્ર દુર્યોધન, આ યુદ્ધની અને પાંડવોનાં દુઃખોની જડ રણમેદાનમાંથી ભાગી છૂટ્યો હતો. સૌએ યુદ્ધભૂમિમાં એની કેટકેટલી શોધ કરી, ચોતરફ દૂતો પણ ભાળ કાઢવા ગયા હતા. કોણ જાએ એ દુષ્ટ ક્યાં પાતાળમાં છુપાઈ ગયો હતો ! એની હત્યા વિના દેવી દ્રૌપદીને આપેલું વચન અને ભીમસેનની પ્રતિજ્ઞા કેવી રીતે પૂરી થાય ! વિજય જે નિરર્થક. ભલું થજો. પારધીઓ જલપાન કરવા ધરામાં ઉતર્યા અને ત્યાં સંતાઈ રહેલા દુર્યોધનને જોઈ લીધો. માયાવી શક્તિથી પાણી થંભાવી એ અંદર ભરાઈ રહેલો. તત્ક્ષણ આવી એમણે ખબર આપી....

"શા વિચારમાં છો ધર્મરાજ ?"

"કોણ કેશવ !"

ઉભા થવા જતા ધર્મરાજની સામે શ્રીકૃષ્ણ રેતીમાં બેસી ગયા. દૂર પ્રજવળતી મશાલોનું તેજ અંધકારને વધુ પુષ્ટ બનાવતું હતું. ક્ષેત્રવતીનાં ખળખળ વહેતા પ્રવાહનો મંજુલ રવ હવાની પાંખે ચડી વિસ્તરતો હતો. પૃથ્વી અને આકાશમાં પડઘાતા યુદ્ધનાં કાન ફાડી નાંખતા. હાહાકાર પછી ચંદનલેપ શી શાતા આપતો હતો.



"નિદ્રાધીન ન થયા કેશવ ?"

"તમે પણ ક્યાં નિદ્રાને શરણે છો ધર્મરાજ !"

થોડી મૌન ક્ષણ. હલકા નિશ્વાસ જેવી શાંતિ.

"નિરાંતની નિદ્રા હવે તો કદાચ મૃત્યુશૈયા પર કેશવ. કહો, તમે પણ શા વિચારમાં છો ?"

"મારે તમને ઠપકો આપવો હતો ધર્મરાજ. અધિકાર છે ને !"

"કેવી વાત કરો છો વાસુદેવ ! આપણે તો મામાફોઈના ભાઈઓ પણ નહીં ! જાણું છું હું મારી જાતને હું જ ઉપાલંભ આપી રહ્યો છું. સર્વ અનર્થનું મૂળ મારી ધૃતકીડા. એ જ અપરાધભાવ મને સતત પીડે છે. કેશવ. આજ દિન સુધી કૌરવોનાં અસંખ્ય છળકપટનાં અમે ભોગ બન્યા છીએ કપટી શકુનિ પર વિશ્વાસ મૂકી એક પછી એક...દાવ...પર..."

"શાંત ધર્મરાજ શાંત. થયું તે થયું. પછી તો ભારે કિંમત ચૂકવી યુદ્ધ જીતી લીધું ને ! એ પછી પણ આટલી ભૂલ ? હાથમાં આવી ગયેલા વિજયને ફરી હોડમાં મૂકવાનો ?"

યુધિષ્ઠીર મ્લાન ચહેરે નીચું જોઈ ગયા. શ્રીકૃષ્ણનાં સ્વરમાં તલવારની તીખી ધાર હતી.

"જળાશયમાં દુર્યોધને માયાનો પ્રયોગ કર્યો હતો અને મેં તમને તત્ક્ષણ કહ્યું હતું, ભરત શ્રેષ્ઠા શત્રુક્રિયાને યોગ્ય એવા ધાર્મિક-અધાર્મિક ઉપાયો યોજી આ જ ક્ષણે શત્રુનો નાશ કરો. માયાનો માયા વડે જ નાશ થઈ શકે. દશરથનંદન રામચંદ્રે ક્રિયાયોગનો આશ્રય લઈ રાવણનો નાશ કર્યો હતો, મેં પણ માયાવી શક્તિથી અસુરોનો સંહાર કર્યો હતો. એ શું તમે નહોતા જાણતા ?"



"હા કેશવ પણ...."

"પણ ? તમે જળાશ્રયી દુર્યોધનનો દરેક દુષ્કૃત્યો સ્મરી સ્મરીને તેને ઘણાં અપમાનજનક વચનો કહ્યા ત્યારે, એણે દુષ્ટતાથી યુદ્ધદ્યુતમાં પાસા ફેંક્યા અને ફરી એના પાસા સવળા પડ્યા. એણે કહ્યું હું શસ્ત્રહીન, સેનાહીન એકલો તમારા જેવા યોદ્ધાઓ સામે કઈ રીતે લડી શકું ? અહંકાર જેને ત્વચાની જેમ વળગેલો છે એ કહે છે, હું શુરવીરતાથી લડી તમારો પરાભવ કરવા માગું છું ત્યારે, તમે શું કહ્યું હતું તેનું સ્મરણ છે ?"

યુધિષ્ઠીરને સઘળું તાદશ્ય હતું. એમણે દુર્યોધનને તુરત કહ્યું હતું, ભલે, તારું પ્રિય આયુધ લઈ તું અમારા કોઈ એક સાથે યુદ્ધ કર, અમારા પાંચમાંથી કોઈ એકનો પણ તું જો વધ કરીશ તો, તને રાજ્ય આપી દઈશ. એ દુષ્ટ ગદાયુદ્ધ માટે તૈયાર થઈ ગયો હતો.

"તમને દુર્યોધન પર દયા આવી ગઈ ? દુર્યોધન પર દયા! તમે નહોતા જાણતા દુર્યોધનને ગદાયુદ્ધમાં કોઈ પરાજીત ન કરી શકે ! ના. મહાબલી ભીમસેન પણ નહીં."

"પણ કેશવ ભીમની ભુજાઓમાં સો હાથીઓનું બળ છે."

"અને દુર્યોધનમાં બળ છે સાથે કૌશલ્ય અને દાવપેચ લડાવવાની મતિ અને વૃત્તિ છે. બન્નેનાં ગુરુવર્ય તો મોટાભાઈ બલરામ જ ને ! ધર્મરાજ, તમે દુર્યોધનને ગદાયુદ્ધનું આહવાહન આપ્યું તે ય એક જ સામે ? તમારા ચારમાંથી એકની એણે જો પસંદગી કરી હોત તો એક જંતુની જેમ ચપટીમાં ચોળાઈ જાત."

યુધિષ્ઠિરનો સ્વર કુંઠિત થઈ ગયો.

"પણ કેશવ, ત્યારે મને માત્ર ન્યાયનો જ વિચાર આવ્યો હતો, એકલા મનુષ્યને ઘેરી લઈ હત્યા કરવી.. તે..."

"તે અધર્મ. એમ જ ને ! અભિમન્યુની હત્યામાં એણે વળી કયો ધર્મ આચર્યો હતો ! એની યે વિસ્મૃતિ થઈ ગઈ ? સારું થયું કે ભીમસેનની પ્રતિજ્ઞા હતી એટલે એણે જ ગદા ઉઠાવી. તમે સૌએ જોયું ને દુર્યોધનને પરાજીત કરવો કેટલું દુષ્કર હતું તે ! અધર્મથી અને કપટથી જ આ યુદ્ધ જીતી શકાશે તે હું જાણતો હતો ધર્મરાજ."

"કબુલ કરું છું, મને પણ મનમાં ભય હતો કે ભીમ કદાચ આ યુદ્ધ નહીં જીતી શકે. પણ ત્યાં તમે મોટેથી બોલ્યા, દ્યુતસભામાં દુર્યોધનની જાંઘ તોડવાની પ્રતિજ્ઞા ભીમસેને લીધી છે તે નક્કી પૂરી થશે. એ સંકેત ભીમ સમજ્યો અને સિંહની જેમ ત્રાડ પાડી એણે ઝનૂનથી દુર્યોધનની જાંઘ ગદાના એક જ પ્રહારથી ભાંગી નાંખી હતી."



"તો એમાં વળી કયો અધર્મ હતો ! આ વહેતા જળની જેમ ધર્મ કદી બંધિયાર નથી હોતો ધર્મરાજ. કાળ પડખું ફરે છે ત્યારે પૃથ્વી પણ પડખું ફરે છે."

"કેશવ , એને ધર્મ માની લઉં તોયં ભોંય ભેગા થયેલા દુર્યોધનના મસ્તિકષ્કને લાત મારવી તે શું યોગ્ય હતું! ગદાયુદ્ધના નિયમોનો ભંગ જોઈ શ્રી બલરામ અતિક્રોધમાં કેવા ભીમ પર ધસી ગયા હતા ! તમે એમને શાંત ન પાડ્યા હોત ભીમ એમના પ્રહારથી બચવાનો નહોતો."

"હા, કૌરવોનાં ઘણાં છળકપટની એમને ક્યાં ખબર હતી ! ભીમસેનની પ્રતિજ્ઞા પૂરી થઈ. એણે ક્ષાત્રધર્મ બજાવ્યો. એમ સમજાવ્યા ત્યારે માંડ શાંત થયા તોય રીસમાં દ્વારિકા ચાલી ગયા. વિજયોત્સવ માટે પણ ન રોકાયા. હજુ એમને રીઝવવા પડશે."

પછી જરા મલકીને બોલ્યા, "મનુષ્ય બનવું અઘરું છે, પણ દેવ થવું યે સહેલું નથી."

યુધિષ્ઠીર ચૂપચાપ ઊભા હતા. કેશવ ખરું કહે છે ગદાયુદ્ધના નિયમનો ભંગ કરી ભીમે દુર્યોધનને હણ્યો. એણે પ્રતિજ્ઞા પૂરી કરી. વૃકોદર ભીમે કેટકેટલાં અપમાન, અનેક દુ:ખો અને બળબળતો ક્રોધ મનમાં કેટકેટલાં વર્ષ ભરી રાખ્યો હતો. આ ક્ષણ માટે ! પણ  જતાં જતાં શ્રી બલરામે શું કહ્યું હતું! -ભીમનાં નામ પરનું આ કલંક કદી નહીં ભૂંસાય.

શ્રીકૃષ્ણે મધુર સ્વરે કહ્યું,

"શોક ત્યજી દો ધર્મરાજ. જેણે અક્ષમ્ય અપરાધો કર્યા હતા, તેનો જ વધ થયો છે. વેરનું પણ ઋણ હોય છે. તેમાંથી આજે તમે સૌ મુક્ત થઈ ગયા છો."

યુધિષ્ઠીરે શ્રીકૃષ્ણને પ્રણામ કર્યા.

"ભગવાન વ્યાસે મને કહ્યું હતું જ્યાં શ્રીકૃષ્ણ છે ત્યાં ધર્મ છે, જ્યાં ધર્મ છે ત્યાં જય છે."

"તો ઉઠો ધર્મરાજ ! આજથી શત્રુવિહીન થયેલી આ પૃથ્વી તમારી થઈ છે. એની પર શાશ્વત રાજ્ય કરો. ભયંકર વિનાશમાં તે રગદોળાઈ છે. સત્તા અને અહમના મદમાં મનુષ્યો યુદ્ધ કરે એમાં ધરતીનો શો વાંક ? એનું નવસર્જન કરો. સ્મરણ રહે, યુદ્ધવિજેતાનો મુગટ હંમેશા કાંટાળો હોય છે."

યુધિષ્ઠીરે, શ્રીકૃષ્ણનો ચરણસ્પર્શ કર્યો.

"આશિર્વાદ આપો વાસુદેવ. તમે તો અમારી નિયતિના પણ સારથિ હતા. તમારા વિના શત્રુ પરાભવ અસંભવ. રાજ્યધુરા સંભાળી શકું એવું સામર્થ્ય આપજો."

શ્રીકૃષ્ણ સ્નેહથી યુધિષ્ઠીરને ઉઠાડી ખભે હાથ મૂક્યો.

"અવશ્ય ધર્મરાજ પણ ત્રણ મહારથીઓ વનમાં ચાલી ગયા છે અને જીવિત છે તેથી સાવધાન."

"વિષ વિના સર્પ શું કરી શકે પ્રભુ !"

થોડી મૌન ક્ષણો નદીનાં ધસમસતાં પ્રવાહમાં વહી ચાલી.

"ધર્મરાજ, હજી તમારા હૃદયમાં શલ્ય ખૂંચે છે ?"

યુધિષ્ઠીરના નિશ્વાસથી અંધકારનું પોત લગીર કંપી ઊઠ્યું.

"હા કેશવ. શું યુદ્ધમાં જય મળવામાં જ જીવનનું સાફલ્ય છે ? વિજયી બનીને પણ હું અત્યારે તીવ્ર વેદના અનુભવી રહ્યો છું. કેવો ભયંકર વિનાશ અને સંહાર ! અમારા કુળના મૃત્યુ પામેલા પુત્રો-પૌત્રોની શોકાતુર સ્ત્રીઓનાં હૃદયવિકારક વિલાપ અમે કેમ સાંભળી શકીશું ! કૌરવો તો મૃત્યુ પામ્યા. હવે એમને હર્ષ અને વિષાદ શો ! પણ પિતા સમાન ધૃતરાષ્ટ્ર અને દેવી ગાંધારી, કૌરવકુળની સ્ત્રીઓનાં આક્રંદની કલ્પના માત્રથી હું ધ્રૂજી ઊઠું છું. શું હું સુખશૈયા પર નિદ્રા કરી શકીશ! શું આ જ ધર્મ છે ?"

શ્રીકૃષ્ણે નીચા નમી રેતીની મુઠી ભરી. પછી ધીમે ધીમે ખોલી. રેતી સરવા લાગી.

"કાળ આ રેતીની જેમ સરી રહ્યો છે ધર્મરાજ. આપણે એક યુગ સમાપ્તિના છેડે ઊભા છીએ. કળિયુગનો પ્રભાવ વિસ્તરતો જાય છે. હવેથી આ પૃથ્વી પર અને મનુષ્યના હૃદયમાં નિરંતર યુદ્ધ ખેલાતું રહેશે. કોઈપણ યુદ્ધમાં સૌથી વધુ સહન કરવાનું સ્ત્રીઓને પક્ષે આવે છે તે પ્રત્યક્ષ જોયું ને ધર્મરાજ ! સંજયની દિવ્યદૃષ્ટિ હવેથી લુપ્ત થઈ ગઈ. ધર્મ અધર્મની, સત્ય અસત્યની સીમારેખાઓ ભૂંસાતી જશે. કાલોસ્મિ યુધિષ્ઠીર, એથી વૃથા શોક ત્યજી દો."

અગમની કાળવાણી સાંભળતા યુધિષ્ઠીર થથરી ગયા. આંખો ભરાઈ આવી. શ્રીકૃષ્ણના બંને હાથ પકડી લીધા,

"બસ, એક વિનંતી કેશવ. મારું એક કાર્ય કરશો ? મારામાં હિંમત નથી અને તમારા સિવાય કોઈનામાં એ સામર્થ્ય નથી."

"આજ સુધીમાં તમારું કયુ કાર્ય કર્યું નથી ! કહો ધર્મરાજ."

"દેવી ગાંધારી અવશ્ય ક્રોધથી પ્રજવળી ઊઠ્યા હશે. એમનાં પુત્રો, પૌત્રો, બાઈઓ સર્વે મૃત્યુ પામ્યા છે. એક માતાનાં હૃદયની પીડા સમગ્ર બ્રહ્માંડને ધ્રૂજાવી દેતી હોય છે. તમે માતા ગાંધારી પાસે જઈ એમને શાતા આપો કેશવ."

"અવશ્ય, મહર્ષિ વ્યાસ પણ ત્યાં જ હશે."

"મારા પ્રણામ કેશવ. હવે હું થોડી શાંતિનો અનુભવ કરીશ."

શ્રીકૃષ્ણે સારથિ દારૂકને હાક મારી, રથ રૂઢ થઈ હસ્તિનાપુર પ્રયાણ કર્યું.

વાસુદેવને કહ્યું તો ખરું પણ મનમાં હજી અજંપો હતો. દેવી ગાંધારીનાં ક્રોધાગ્નિને ઠારવા શ્રીકૃષ્ણને હસ્તિનાપુર મોકલ્યા તે એક માતાની પીડાને શાંત કરવા કે પછી પોતાના સ્વાર્થ માટે ! મશાલોનું તેજ વિલીન થતું હતું. અંધકારમાં છાવણીઓ બિહામણી લાગતી હતી. માતા ગાંધારીનો ક્રોધ અને એમાં તેમના તપનું તેજ ભળી ભડકી ઉઠેલો અગ્નિ એની લપકતી કેસરી જ્વાળાઓ અમને સૌને બાળીને ભસ્મ કરે તો? મારા કુળનું શું ? કોઈ નહીં રહે તો રાજ્ય અને પ્રજાનું રક્ષણ કોણ કરશે ? પૃથ્વીનું નવસર્જન કરી જે નાશ પામ્યું છે તેને નવપલ્લવિત કોણ કરશે !

મન વિચલિત થઈ ગયું. એ ભીની રેતીમાં ચાલવા લાગ્યા. ઘોર યુદ્ધ ખેલાતા રણમેદાનની વચ્ચે જાણે ઊભા હતા અને ફાટી આંખે જોઈ રહ્યા હતા. બાણશૈયા પર સૂતેલા ભીષ્મપિતામહ... ધૃષ્ટદ્યુમ્નને હાથે હણાતા ગુરુદેવ... ધનુષ્યોમાંથી છૂટતાં અગ્નિબાણોથી સળગતું આકાશ.. ભાંગતા ઘસડાતાં રથોનો કાન ફાડી નાંખતો અવાજ...ધરતીમાંથી ઉખડીને ઢળી પડતાં મહાકાય વૃક્ષો જેવા હાથીઓ... નાસતાં, ભાગતાં, ઘવાતાં, લડતાં, મરતાં સૈનિકોની મરણચીસો... કાગડાં, કૂતરાં, શિયાળ, ગીધોનાં ટોળેટોળાં અને સર્વ પર ગોરંભાતુ સ્ત્રીઓનું હૈયાફાટ કલ્પાંત...

યુધિષ્ઠીર કાન પર હાથ દાબતાં રેતીમાં ફસડાઈ પડ્યા. અશ્રુધારા ક્ષેત્રવતી સાથે વહેલા લાગી. દૂરથી ધસી આવતાં સૂર્યદેવના અશ્વોનો શું આ હણહણાટ છે ! કાન પર સજ્જડ હાથ દીધા છે તો ય ભયાનક ચીસો અને વિલાપ ! પ્રતિપળે આ ભણકારા વાગતાં રહેશે તો કેમ જીવી શકાશે !

યુધિષ્ઠીરે ઉંચું જોયું. અરે ! માયાવી દુનિયાની જેમ રણમેદાન અદશ્ય થઈ ગયું હતું. ખળખળ વહેતી ક્ષેત્રવતીને કિનારે એ એકાંકી ઊભા હતા. અરે ! રણમેદાન નથી તો આ હાહાકાર શાનો ? તીખી તલવારની જેમ વીંઝાતી આ કાળજગરી ચીસો અને નાસભાગના અવાજો ક્યાંથી !

યુધિષ્ઠીર ઝડપથી ફર્યા અને સામે જોયું. ઓસરતાં કાળમીંઢ અંધકારના ગર્ભમાંથી ભયંકર લાલ, કેસરી જ્વાળાઓ લપકતી હતી. છાવણીઓ ભડકે બળતી હતી. જીવલેણ આયુધ છાતીની. આરપાર નીકળી ગયું હોય એવું દારૂણ દુઃખ થયું. અરે ! મહા ભયાનક અનર્થ ! છાવણીમાં તો દ્રૌપદીનાં પાંચ પુત્રો, શિખંડી, ધૃષ્ટદ્યુમ્ન, શ્રમિત પાંચાલો, યોદ્ધાઓ....

બળતી છાવણીઓમાંથી ભાગી છૂટેલા લોકો એક શ્વાસે દોડતા આવ્યા... મહારાજ ! મહારાજ ! સર્વનાશ. રાત્રે છાવણીમાં અશ્વત્થામા છૂપાઈને ઘૂસ્યો અને નિદ્રાવશ સર્વેને હણી નાંખ્યા...

ગીધોનાં ટોળાની જેમ આકાશ ચકરાવા લેતું તૂટી પડ્યું હોય એમ યુધિષ્ઠીર ધરણી પર ઢળી પડ્યા. શ્રીકૃષ્ણ કહેતા હતા એમ આ જ નિયતિ હતી ! નહીં તો સ્વયં પોતે જ ચારેય મહારથી ભાઈઓનો અને કેશવને કાર્યો સોંપી દૂર મોકલી દીધાં! શ્રીકૃષ્ણના શબ્દ પડઘાતા હતા... ધર્મરાજ ! હવેથી આ પૃથ્વી પર અને મનુષ્યના હૃદયમાં નિરંતર યુદ્ધ ખેલાતું રહેશે. કળિયુગમાં યુદ્ધ અભિશાપ બની રહેશે... ધર્મ અધર્મની, સત્ય અસત્યની ભેદરેખા ભૂંસાતી જશે.

યુધિષ્ઠીર તરફડી ઊઠ્યા. દેવી દ્રૌપદીને હવે શું જવાબ આપશે ! તેનાં ભાઈઓ, વૃદ્ધ પિતા દ્રુપદરાજા મરણ પામ્યા સાંભળી આકુળવ્યાકુળ થઈ જશે પણ પુત્રોની કારમી હત્યા સાંભળી દ્રૌપદી તો બેભાન ઢળી પડશે અને માતા કુંતી...

રૂદનના આવેગથી યુધિષ્ઠીર ધ્રૂજી ઊઠ્યા. એમના મસ્તકે શાતા ભર્યો સ્પર્શ થયો. આંખો ખોલી, શ્રીકૃષ્ણ હતા. એમના સિવાય સ્પર્શમાં આવો જાદુ કોનો હોય ! ધ્રૂસકાં ભરતાં યુધિષ્ઠીરે કહ્યું,

"કેશવ, અશ્વત્થામાએ દ્રૌપદીનાં પુત્રોનો કપટથી વધ કર્યો."

શ્રીકૃષ્ણે એમનો હાથ પકડ્યો.

"ઉઠો યુધિષ્ઠીર, હમણાં પાંચાલીને લઈ અર્જુન અને અન્ય ભાઈઓ આવશે. મેં કહ્યું હતું ને યુદ્ધ કળિયગુનો અભિશાપ છે ! શોક ત્યજી અશ્વત્થામાં પર વેર લેવા તત્પર થઈ જાઓ."

દૂરથી પાંચાલી અને ચાર પાંડવોને લઈ પૂરપાટ વેગે રથ ધસી આવતો જોતાં યુધિષ્ઠીર શ્રીકૃષ્ણને ટેકે ઊભા થયા.

*એ-૨, ગુલબહાર બેરેક રોડ,*
*મેટ્રો સિનેમા સામે, મુંબઈ-૪૦૦૦૨૦*
*મો : ૯૮૩૩૦૩૬૬૩*





# મકસદ

– રજનીકુમાર પંડ્યા

**થો**ડી વાર પછી ચપરાશી જે નામ એના ખોખરા અવાજે યંત્રવત પોકારવાનો હતો તે નામ કોર્ટરૂમમાં અત્યારથી જ ચર્ચાવા માંડ્યું હતું. જયારે એ નામધારી ખુદ પોતાના હોઠ પરની ઝીણી કોમળ મૂછ પણ વારેવારે આંગળી પસરાવતો બેઠો હતો. હકીકતમાં એવી કંઈ શોભાયમાન એ મૂછો નહોતી પણ એના પર આંગળીઓ ફેરવ્યા કરવાથી કંઈક મનમાં ટેકો રહેતો હતો. એનો વકીલ વકરેલો વકીલ હતો. અસીલ ફી આપી દે એટલે કંઈ કાયમ માટે ખરીદાઈ જવાનું હોતું નથી એમ સમજનારો હતો. આ છોકરડો, ઝીણીઝીણી કોમળ મૂછોવાળો અસીલ એથી એની પાસે વારંવાર જવામાં સંકોચાતો હતો. એને એક વાત કહેવી હતી પણ એ કહેવામાં એને શરમ નડતી હતી ને વળી એ વાત આ મામલામાં ઉપયોગી થાય કે કેમ? એના વિશે એ શંકાશીલ હતો. સવારે વકીલની ચેમ્બરમાં વકીલે એની સાથે વાત કરી લેવા માટે દસ મિનિટ ફાળવી હતી. પણ હજુ પહેલી જ મિનિટ થઈ અને છોકરીનો પરિચય પોતાને કેવી રીતે થયો હતો તેની વાત કરતો હતો ત્યાં જ વકીલે એને કાપી નાખ્યો હતો : 'બસ બસ, બાઈને તમે કયાં મળ્યા હતા એ હકીકતની આમાં જરૂર નથી.'

વાસંતી જેવી સાડા સત્તર વરસની જૂઈની વેલી જેવી પોતાની પ્રેમિકાને આ વકીલે 'બાઈ' કહ્યું તેથી આને - જવાહરને બહુ આંચકો લાગતો હતો. એમ લાગતું હતું કે, મધને કોઈએ ડામર કહી દીધું ! વકીલ અસવાણીએ પછી કહ્યું હતું : 'ટૂંકેથી પતાવો, મારે બીજા અસીલો રાહ જુએ છે.'

ટૂંકમાં કેવી રીતે પતાવાય ? જે વાત બનતાં અઢી વરસ લાગ્યાં હતાં તેને સહેલાઈથી કહેવા માટે વીસપચીસ મિનિટ તો જોઈએ કે નહીં ? આ તે શું ત્રણ મિનિટનું અગાઉથી રેકોર્ડિંગ કરેલું ફિલ્મી ગીત હતું ? જવાહર નિરાશ થઈ ગયો હતો. વાત કરવાનો એનો પ્રવાહ તૂટી જતો હતો. એણે ફરીથી જીભને મનાવી લીધી. દસ મિનિટને બદલે સાત મિનિટમાં વાત પૂરી કરી અને એના કારણે બનેલી હકીકતોમાંથી ઘણી ખરી અગત્યની કહેવાની રહી ગઈ.

'બાઈને તમે ભગાડી ગયા ત્યારે અઢારની નહોતી એ તો નક્કી જ ને ?' 'ભગાડી કયાં ગયો હતો?' જવાહર બોલ્યો: 'અમે સાથે જ નીકળ્યાં હતાં.' 'તમે મારી સાથે દલીલો કરશો?' વકીલ આ છોકરા પર ચિડાયા હતા : 'કોર્ટમાં આવી આવી ચિકાશથી બોલશો તો જજ પ્રેજ્યુડિસ્ડ (પૂર્વગ્રહવાળા) થઈ જશે. એટલું જ કહો કે બાઈ અઢારની નહોતી ને?'

'ના' જવાહર નીચે જોઈને બોલ્યો : 'એની અઢારની બર્થડેઈટ ચાર મહિના પછી આવતી હતી.''અરે ભલા માણસ, ચાર મહિના રાહ જોવી હતી ને ?' ત્યાં હાજર એક ડાઘિયો લાગતો ખુરાંટ સરપંચ જેવો બીજો અસીલ બોલ્યો. વકીલનો કારકુન 'ફસ્સ' દઈને હસી પડ્યો. વકીલે ના ખીજ કરી, ના હસ્યા. જવાહરને આગ લાગી ગઈ. 'સારું, કોર્ટમાં સવારે અગિયારે આવી જજો, ફી લાવ્યા છો ને ?'

જવાહરે ગજવામાંથી પ્લાસ્ટિકની કોથળી કાઢી. નોટો કાઢીને એમના હાથમાં આપી દીધી. વકીલે કારકુનને કહ્યું કે હવે બીજાને બોલાવ એટલે નાછૂટકે જવાહરને ખુરશી ખાલી કરવી પડી હતી. બહાર આવી ગયો હતો ને લારી પર જઈને અરધી ચા અને ખારી ખાઈ લીધાં હતાં.

હવે અત્યારે વકીલ અસવાણી કાળો ગાઉન ચઢાવીને બીજા વકીલો સાથે હળવા અવાજે કોઈક મામૂલી વાતો કરી રહ્યા હતા. ત્યારે જવાહરને પોતાની અગત્યની પણ નહીં કહી શકાયેલી વાતો યાદ આવી રહી હતી. પણ હવે એમની પાસે જવામાં ડર લાગતો હતો. અરે, એમની સામે આજે જે કામ આવનારાં કે ન આવનારાં કાયદાનાં દળદાર થોથાં પડ્યાં હતાં એ પણ ગૂંચળું વાળીને પડેલા સર્પ જેવાં ડરામણાં લાગતાં હતાં. અંતે ઊભો રહ્યો. કોણ જાણે વકીલ અસવાણી ટેલિપથીથી એની સામે જોવાના હોય એમ ઊભો રહ્યો. પછી એવું કંઈ થયું નહીં એટલે હળવેકથી એણે એમના તરફ નમીને એમને ધીમા અવાજે બોલાવ્યા : 'સાહેબ'

અસવાણીએ પાછળ જોયું. ઓહ, હજી આ અસીલ





સગડ મૂકતો નહોતો. એમણે નાકથી ચશ્માંને જરી ઉપર ચડાવ્યાં. પૂછ્યું : 'શું છે ?' 'એક બહુ અગત્યની વાત કહેવાની છે.' 'નોટ આપો.'

નોટ એટલે કે ચબરખીમાં લખીને આપવાની નોંધ. અરે આવી વાત જે સવારે કહેવાની હિંમત થઈ નહોતી તે અત્યારે કાગળમાં લખીને આપવી ? ને તે ય પાછી બે લીટીની ચબરખીમાં ? કેસ સેશન્સ કમીટ થયો છે ત્યારે પણ જયારે રીતસર સુનાવણી થવાની છે ભારેખમ ? એ નિરાશ થઈને પાછો બેસી ગયો.

ત્યાં જ ન્યાયાધીશ ન્યાયાસન પછવાડેની દીવાલના લાલ પડદાવાળા બારણાંમાંથી કોર્ટ રૂમમાં દાખલ થયા. સૌ શાંત થઈ ગયા. ઊભા પણ.

જવાહરની છાતી ધક ધક થઈ રહી.

શરૂઆતની પચીસેક મિનિટ તારીખો પાડવામાં ગઈ અને પછી જવાહરનું નામ પોકારવામાં આવ્યું. અસવાણીએ પાછું ફરીને જોયું નહીં. શા માટે જુએ ? અસીલ કઠેડામાં આવવાનો જ હતો. આવ્યો.

ગીતા પર સોગંદ, જે કહીશ તે સાચું જ કહીશ, પહેલી જ વાર જવાહરને વિચાર આવ્યો કે એવા કેમ સોગંદ લેવડાવતા નથી કે પુછાય કે ના પુછાય પણ જરૂરી લાગતું એવું બધું જ કહીશ, પછી તમને ન્યાય તોળવામાં ખપનું હોય કે ના હોય, એ જુદી વાત છે. અલબત્ત, ફિલ્મી કોર્ટમાં આવે છે એવાં ભાષણોબાષણો નહીં કરું. અરે મને આવડે ય નહીં. પણ બધી વાત તો કરું ને ?

પણ ના, સોગંદ 'સાચું' બોલવાના ખવાય, 'બધું' બોલવાના સોગંદ ના હોય. અરે, કોર્ટમાં તો વારંવાર 'પૂછે એનો જ જવાબ આપો.' એવું બોલાતું હોય છે, અસવાણી વકીલે આ વાત ભારપૂર્વક કહી હતી.

'હું મનહરલાલ ભંવરલાલ મુન્સફ જિલ્લો ફલાણાં ફલાણાંનો સેશન્સ જજ તમારા ઉપર એટલે કે જવાહર જુગલદાસ ખાલપાડા ઉપર તહોમત ફરમાવું છું કે, તા. ૧૦મી જાન્યુઆરી, ૧૯૯૦ના રોજ તમોએ ફરિયાદી મગનલાલ વેવારચંદ ભોળિયાની સગી ભાણેજ સગીર કું. વાસંતી જીવણલાલ અંધારિયા કે જે એક વિધવા માતાની એકની એક પુત્રી છે. તેને ભગાડી જઈ ભારતીય ફોજદારી ધારાની કલમ-૩૬૩ અને ૩૬૬ મુજબ ગુનો કર્યો છે. તમો આ ગુનાનો તહોમત કબૂલો છો ?' કોર્ટના કલાર્કે કડકડાટ આ લખેલું વાંચી સંભળાવ્યું.

શું કહેવાનું હતું તે જવાહરને કડકડાટ યાદ આવી ગયું. વકીલ અસવાણીએ બરોબર ગોખાવ્યું હતું. કૉલેજમાં ભજવેલા નાટકની સ્ક્રિપ્ટ જવાહરને બરાબર કામમાં આવી ગઈ. એણે કહ્યું : 'સાહેબ, મેં કોઈ ગુનો નથી કર્યો બસ, બીજું કાંઈ કહેવું નથી, મારે આ કેસ ચલાવવો છે.'

પછી વકીલાતનામું પછી વાસંતીનો મામો મગનલાલ ફરિયાદી બન્યો હતો તે આગળ આવ્યો. એનો વકીલ એનું વકીલાતનામું....

પછી બસ એકાએક તારીખ પડી ગઈ, ડાયરીનાં પાનાં ફેરવીને કહ્યું : 'આજ સોળમી ઑગસ્ટ ઓકે. હવે બાવીસમી સપ્ટેમ્બર.'

'સાહેબ બાવીસમીએ મારે અમદાવાદ હાઈકોર્ટમાં એક તારીખ છે. તેવીસમી સૉરી ચોવીસમી મળશે ?'

જજે ફરી ડાયરીનાં પાનાં ફેરવ્યાં. હસ્યા : 'કેમ ? દશેરાના દિવસે કોર્ટ ઉઘડાવવી છે ?' ઓહ, ચોવીસમીએ કોર્ટમાં રજા હોય. ભૂલકણાં અસવાણીએ સાહેબની મશ્કરી માણી સામી મઝાક કરી : 'સાહેબ ખરેખર તો આવો કેસ અખાત્રીજને દિવસે ચલાવવા જોઈએ.''કેમ ?' હવે બધી વાત ટોળટપ્પામાં થતી હતી. જવાહર પણ પરાણે પરાણે એમાં સામેલ થઈને બનાવટી દુઃખભર્યું હસવા માંડ્યો.

સાહેબના 'કેમ ?' ના જવાબમાં અસવાણી બોલ્યા : 'કેમ સાહેબ, આ બધા ઓખાહરણના મુકદ્દમા નહીં ?

એક જવાહર સિવાય આખી કોર્ટ ખડખડાટ હસી. જવાહરને તો મહીંથી થોડો ઉઝરડો પડ્યો. અહીં ચકલીને ફૈડકો છે ને સામે એ ફૈડકા પર ફટાણાં.

આખરે ત્રીસમી સપ્ટેમ્બર પડી. એ બહાર નીકળ્યો. કોર્ટની પરસાળમાં આવ્યો. એક લાલ દાંતવાળો માવોખાઉ એની સાથે સાથે ચાલવા માંડ્યો. મિત્રની જેમ ખભે હાથ મૂકયો, બોલ્યો : 'તે તમે જ વાસંતી અપહરણ કેસવાળા એમને ?'

જવાહરના મોં પર ક્રોધની લાલ ઝાંય ફરી વળી પણ એ બોલ્યો નહીં. પેલો પરસાળનાં પગથિયાં ઉપર માવો થૂંકીને બોલ્યો : 'દોસ્ત ! પાનસોની નોટ દાબો એટલે એની માય ભેગી હાલી આવે એમ હતું ને તમે છોકરીને ભગાડી ! અરે, કોર્ટમાં એમ કહેવાય કે એ તમને ભગાડી ગઈ હતી.'

જવાહરથી હવે ના રહેવાયું. એણે ઉપાડીને એક થપ્પડ એને ઝીંકી દીધી.

મારામારી થઈ જાત પણ બે ધંધાધારી જામીન થનારા આજુબાજુ ફરતા હતા. જો કે એમની સેવામાં આ નહોતું આવતું છતાં છોડાવ્યા.

પછી એમાંથી એક બોલ્યો : 'આ લવરમૂછિયો નકામો તપી ગયો. માવાખાઉની વાત શું ખોટી હતી. શું વાસંતીની માની મથરાવટી મેલી નથી ?'

★★★

'આપણે ચાલને નાસી છૂટીએ' આવું એક દહાડે વાસંતીએ સામે ચડીને જવાહરને કહ્યું હતું.

'એમાં નાસી છૂટવાની કંઈ જરૂર ?' જવાહરે એના હાથમાં નાટકની એક સ્ક્રિપ્ટ હતી તે એક તરફ મૂકતાં કહ્યું હતું! 'આપણા લગ્નમાં કંઈ કોઈનો વિરોધ થોડો છે.''વિરોધ તો નથી' વાસંતી એટલું બોલીને નીચું જોઈ ગઈ.

ખરેખર તો એને આગળ કંઈ બોલવાનું હતું, પણ જીભ ભારે થઇ ગઈ.

એટલે જવાહર બોલ્યો : 'તારે ભાગી જઈને લગ્ન કરવાની થ્રીલ (રોમાંચ) અનુભવવી લાગે છે. બાકી મારી હા છે, મારી મમ્મીની હા છે. તારી હા છે, તારી મમ્મીની હા છે. એક નથી હા કરકરિયાવાળા કાગળના એક કટકાની ''મતલબ?'' તારા સ્કૂલ લિવિંગ સર્ટિફિકેટની' જવાહર બોલ્યો હતો.

વાત ખરી. એ સર્ટિફિકેટ પ્રમાણે હજુ વાસંતીને અઢાર થયાં નહોતાં. એને વસંત બેઠી હતી પણ અઢારમું બેઠું નહોતું. જવાહરની જાણકારી મોટી ગણાય, એ સમજતો હતો કે અઢારમું પૂરું થયા પહેલાં સગાઈ થઈ શકે, લગન નહીં. આમાં સગાઈની જરૂર જેવું કંઈ હતું પણ નહીં. સગાઈ તો બે અજાણ્યાં છોકરા-છોકરીને ખીલે બાંધવા માટે કામની. આમાં તો લવઅફેર હતો. ચાંદલા કરવાની કોઈ જરૂર નહોતી. ચાંદલો કપાળે આપોઆપ પ્રગટ્યો હતો.

''પણ તોય' એ બોલી.

સાવ ઘેલી હતી વાસંતી. એટલે તો સ્ત્રીની બુદ્ધિ પગની પાનીએ કહી છે, એમ જવાહરે વિચાર્યું ત્યાં વાસંતીની આંખે બે ટીપાં તગતગ્યાં.

''કેમ ?' જવાહરે કહ્યું : 'આપણે કંઈ એવું અવિચારી કામ પણ નથી કર્યું કે આપણે લગ્નની ઉતાવળ કરવી પડે.'

''હું કયાં કહું છું ' વાસંતી બોલી : 'આપણે તો પવિત્ર જ રહ્યાં છીએ ને ? ''તો પછી ?' જવાહરે મશ્કરીમાં નાટકની સ્ક્રિપ્ટ હાથમાં લીધી, ટીપણું ખોલે એમ ખોલી કહ્યું: 'આમાંથી એકાદ ડાયલૉગ એવો શોધી કાઢું કે જે બોલવાથી તું આ પીલુડાં પાડતી બંધ થાય. બાકી મને તો હવે તને શું કહેવું તે સૂઝતું નથી.' 'મને ય તને કેમ કરીને કહેવું એ સૂઝતું નથી.' 'શું કહેવાનું છે એ કહે તો ડાયલૉગ લખી આપું. તારું કામ સરળ થઈ જશે કે મને કેમ કેવી રીતે કહેવું.'

હજુ મશ્કરીના વહેણમાં મૂળ વાત તણાઈ જતી હતી. એટલે વાસંતી અકળાઈ ગઈ. એ બોલવા ગઈ : 'મારી મમ્મી.'

વળી જીભે તાળું દેવાઈ ગયું : 'શું તુંય સમજતો નથી ?' 'તારી મમ્મી મને ઓળખતી નથી ?' જવાહર જરા ખીજથી બોલ્યો : 'આપણાં લવની એને ખબર નથી ? બનાવટ શું કરે છે ? એ કંઈ ના પાડે છે? ફરી ગઈ તારી મમ્મી ?' 'ના.' વાસંતી અંતે હોઠ બીડીને બોલી જ ગઈ. 'એના ધંધા સારા નથી' જવાહર હબકી ગયો. વાસંતીની મા વિધવા હતી. આ એક જ સંતાન વાસંતી હતી. હજુ ઘરડી શું, પ્રૌઢ પણ લાગતી નહોતી, પહેરવે ઓઢવે પણ એક માત્ર ચાંદલા સિવાય સૌભાગ્યવતી લાગતી હતી. દીકરીનું પ્રેમપ્રકરણ જાણ્યું ને જાણ્યા પછી છોકરા જવાહરને ઘેર બોલાવી સોફા પર બાજુમાં બેસાડીને બરડે હાથ ફેરવીને એના કુટુંબ વિશે પૂછપરછ કરી હતી. એટલી હદે સુધરેલી પણ હતી. વળી જવાહરની મમ્મી પણ વિધવા છે એટલું જાણ્યા પછી એને જવાહર માટે વધુ લાગણી થઈ આવી હતી. 'હોય એ તો' એ બોલી હતી : 'બધાના નસીબમાં બાપનું કે ધણીનું સુખ નથી હોતું. સુખ તો એવી ચીજ છે કે જેને મેળવી લેવી જોઈએ. આ જગતમાં એક બારણું બંધ થાય તો બીજાં હજાર બારણાં હોય એને ખોલવાની કોશિશ કરવી જોઈએ.' એવાં ફિલસૂફીભર્યાં વાકયો બોલી હતી ને છતાં વાસંતી ખુદ કહેતી હતી કે એના ધંધા સારા નથી 'એટલે ?'

વળી વાસંતી બોલતાં બોલતાં અટકી,

''કેમ અટકી ગઈ ?' જવાહરે પૂછ્યું અને કહ્યું : 'કહેવા બેઠી છો તો પૂરું તો પૂરું જ કરી દે ને ?''અરે કયારેક તો મારી સામે જ....'એકાએક વાસંતીની આંખોમાં પૂર આવ્યું. એણે નાનકડાં રૂમાલથી આંખો લૂંછી બોલી : 'હવે જવા દે ને ! મને ખબર પડી કે મારા પપ્પાના ગુજરી ગયા પહેલાં ય એને કેટલાક સંબંધો હતા.'

જવાહરના મગજમાં ધમધમાટ થઈ ગયો.

''એટલે તું નાસી જવાનું કહે છે ?' એણે પૂછ્યું.

''ત્યારે શું ?' એ ઝીણા ભીના અવાજે બોલી : 'તું મારા મોંમાં આંગળાં નાખીને કાં બધું બોલાવે ?''એમ નાસી ના જવાય ' જવાહર મક્કમ સ્વરે બોલ્યો : 'કાલે હું તારી મમ્મી આગળ આવીશ.''શું કહીશ ?'

આનો જવાબ જવાહર પાસે નહોતો, વાસંતીની મમ્મી આગળ જઈને ય શું ? શું કંઈ એ એને રોકી શકવાનો હતો ?

'પણ તો શું કરવું' ?



'તારે આંખ આડા કાન કરવા' અચાનક એનામાં આખા જગતનું શાણપણ જન્મ્યું, જન્મી ગયું : 'એ તારી મમ્મી છે. તું એની મમ્મી નથી, તારી શિખામણ એ નથી માનવાની. કંઈ નહીં થોડો વખત આમ, આમ ખેંચી કાઢ.'

★★★

ત્રીસમી સપ્ટેમ્બર વળી જજ સાહેબ માંદા હતા. શિરસ્તેદરે પંદરમી ઑકટોબરની તારીખ આપી. જવાહર ફરી પાંજરામાં ઊભો રહ્યો. આ વખતે 'મારી ભાણીને ભગાડી ગયો છે ' એવી ફરિયાદ દાખલ કરનાર મામો એની સામે અગ્નિભરી નજરે તાકી રહ્યો હતો. જવાહરને બીક લાગતી હતી. મામો કોર્ટની બહાર નીકળીને કયાંય એનું ઢીમ ન ઢાળી દે. જોકે છોકરીને માર પડ્યો હતો એવા સમાચાર એને મળ્યા હતા.

બન્ને પક્ષોની દલીલબાજી 'ભગાડી ગયો હતો''નહોતો ભગાડી ગયો''પ્રેમમાં હતાં ને સ્વેચ્છાએ ગઈ હતી''ના, સ્વેચ્છા તો પુખ્તવયની વ્યકિતને હોય આને તો ભોળવીને લઈ ગયો હતો. આ તો સગીર છોકરી હતી.' 'કયાંથી પકડાયાં હતાં' જજે પૂછયું : 'કેટલા દિવસે ?'

જવાબમાં બન્ને પક્ષોનાં તરફથી અવળીસવળી હકીકતો રજૂ થઈ, 'આરોપી એની સાથે ગેસ્ટ હાઉસમાં રહ્યો હતો ''ના, એને એક ભર્યાભાદર્યા કુટુંબવાળા ઘેર મૂકી આવ્યો હતો'

''મેડિકલ એકઝામિનેશન થઈ છે ? કલમ-૩૭૬ મુજબ ગુનો થયો છે ? રેઈપનો ?''પોલીસને જરૂર નહોતી લાગી, યા ફાઈલે નથી.''એ મળે તો ભગાડી જવાનો હેતુ નક્કી થાય, શું ? કે બદઈરાદાથી ભગાડી ગયો હતો.'

આટલે સુધી પહોંચતામાં તો નામદાર કોર્ટ હાંફી ગઈ.



આજ બસ ઈતના.

ડેઈટ પડી. વચ્ચે દિવાળી રજાની ગણતરી થઈ, નવેમ્બરની ૨૮મી તારીખ.

જવાહર ફરી કોર્ટની પરસાળમાં આવ્યો. બે ધંધાધારી જામીનોએ અથવા બાઝેલાને છોડાવનારાઓએ જોયું કે જવાહરને અત્યારે કોઈ મા-બેન સમાણી ગાળ આપે તોય એનાથી કાંઈ થાય એમ નહોતું. એનાં આંખ, કાન, નાક, મોં, પગ અને હાથનો સહિયારો દેખાવ હારી ગયેલા લશ્કર જેવો થઈ ગયો હતો,.

આવો તો પોતે તે દિવસે પણ થઈ નહોતો ગયો તે જે દિવસ એ વાસંતીની મમ્મીને મળીને પાછો ફર્યો હતો, એને યાદ આવ્યું.

★★★

વાસંતી ઘેર ના હોય એવા સમયે એ ગયો હતો. મુદ્દે એટલું કે વાસંતીની ગેરહાજરીમાં એની મમ્મી કંઈ કહેવા માગતી હોય તો ?

સોફા પર તકિયો ટેકવીને છૂટા વાળ રાખીને વાસંતીની મમ્મી ઈલાક્ષીબહેન કોઈ મૅગેઝિન વાંચવામાં મગ્ન થઈ ગયાં હતાં. કોઈ પુરુષની હાજરી આગલા પાછલા કલાકમાં હોય એવો કોઈ અણસાર પણ નહીં. ભીંત પર બાઈ મીરાંનાં ચિત્રો, ખૂણે અદબ વાળેલા સ્વામી વિવેકાનંદની મૂર્તિ, ભીંતે હળુહળુ હાર ઝૂલતો વાસંતીના પપ્પાનો ફોટો ટીંગાય.

આવ્યો તો કંઈ કારણ તો કહેવું પડે ને ? જવાહર ઉંબરે અટકીને બોલ્યો હતો : 'વાસંતી નથી ?

'અરે જવાહર તું ?' એમણે ઊભાં થઈને કપડાં ઠીકઠાક કર્યાં. મૅગેઝિન ટિપાઈ પર મૂકયું. કપાળની લટ ઠીક કરીને કોરા કપાળને સ્પષ્ટ કોરું બતાવ્યું 'આવ' એમણે કહ્યું : 'એ બારણું બંધ કરતો આવજે. કૂતરાં બહુ ભસે જાય છે મુવાં ' માંડ ત્રીસ પાંત્રીસનાં લાગે. જવાહર ક્ષોભાઈને સામેના સોફે બેઠો. ઈલાક્ષીબહેને હસીને કહ્યું : 'કેમ વાસંતીનું પૂછયું ? વાસંતી હોય તો જ અવાય એવું થોડું છે ? તારું ઘર છે, ગમે ત્યારે આવવું.'

થોડીવાર ઈધરઉધરની વાત પછી બોલ્યાં : 'તું આ આટલું બધું બોલ્યો એમાંથી હું અર્ધુય સમજી નથી.''એમ ?' જવાહરને નવાઈ લાગી.

'હા, ત્રણ દિવસથી તાવ આવે છે, તને વાસંતીએ નથી કહ્યું ?''ના.''અરે મને તો કાને ધાક પડી ગઈ છે.''હે....' જવાહર બોલ્યો પછી એ અધૂરું લાગ્યું એટલે પૂછયું : 'એમ ?' 'યસ' ઈલાક્ષીબહેન બોલ્યાં : 'તું અહીં મારી નજીક સોફામાં

બેસ તો જ તારો શબ્દેશબ્દ મને સંભળાય.'

હસીને જવાહર નજીક બેઠો, એટલે ઈલાક્ષીબહેને બાજુની ભીંત પરની બારી તરફ જોઈને કહ્યું : 'જરા બારી પણ બંધ કરી આવને !''કેમ ?''અમારા પડોશીઓ વિચિત્ર છે. આપણને નજીક નજીક બેઠેલાં જોઈને કોણ જાણે શીની શી વાતો કરે, હું પિસ્તાલીશની, પણ લાગું પચીસની. ને તું હઈશ ઓગણીસનો પણ હાડે તો છો એટલે લાગે અઠ્ઠાવીસનો, લોકોને એમ જ થાય કે....'

જવાહરના મગજની નસોમાં બહુ ઝડપથી લોહી ફરવાં માંડ્યું ત્યાં તો ઈલાક્ષીબહેન જઈને બારી બંધ કરી આવ્યાં. પાછા નજીક સોફામાં આવીને ધબ્બ લઈને બેસી ગયાં, પગ પર પગની આંટી લગાવીને બેઠાં, પૂછયું : ' વાસંતીની જોડે તારું બરાબર સ્ટેડી ચાલે છે ને ?' પછી અટકીને બોલ્યાં : 'ચિંતા ના કરશો બન્ને જણાં, તમારાં લગ્ન જરૂર કરાવી દઈશ, હું તો બહુ ફોરવર્ડ છું.'

જવાહર સાંભળી જ રહ્યો.

ઈલાક્ષીબહેન બોલ્યાં : 'તેં હજુ સુધી મને કયાં જોઈ ઓળખી જ છે ? અહીં તું કદી આવે નહીં, હું કદી વાસંતી જોડે આવું નહીં. કારણ કે વાસંતી અને હું મા-દીકરી કરતાં બહેનો જેવાં વધારે લાગીએ. આપણે ત્રણે સાથે હોઈએ તો કોઈ તો એમ જ માને કે વાસંતી તારી નાની સાળી છે.'

શું બોલતી હતી વાસંતીની મમ્મી ? જવાહરને બહુ વિચિત્ર વિચિત્ર લાગવા માંડ્યું હતું તે દિવસે. શું બોલવું તે જ સૂઝતું નહોતું. મગજ બહેર મારી ગયું હતું.

ત્યાં ઈલાક્ષીબહેન બોલ્યાં : 'તારે મારા સાચા નેચરનો અંદાજો લગાવવો હોય તો અહીં ઘેર નહીં એક વાર ફિલ્મમાં મારી જોડે આવવું. વાસંતીને નહીં કહેવાનું ? સમજયો ?'

જવાહરને કોણ જાણે શું થયું ? એ એકદમ ઊભો થઈ ગયો. બારણું ખોલીને બહાર નીકળી ગયો.

એ સાંજે વાસંતીને એણે આ વાત કરી. ત્યારે એ થોડો સ્વસ્થ થયો. પણ વાસંતી આ સાંભળીને ડઘાઈ જ ગઈ હતી. ચહેરો કોઈ અસહ્ય ભાવથી ફાટફાટ થઈ ગયો. બોલી : 'હવે તો તને સમજાયું ને ! ચાલને કહું છું નાસી જઈએ.''પણ તું હજુ સગીર છો ને ?' જવાહર બોલ્યો હતો તે દિવસે : 'હું હવે તારે ઘેર આવવાનો નથી. પણ તું થોડા દહાડા ખેંચી કાઢ. મહિના તો આખા સાડાચારનો સવાલ છે ને ?'

વાસંતીએ નિશ્વાસ નાખ્યો હતો.

★★★

''મેડિકલ રિપોર્ટ આવી ગયા છે' વકીલ અસવાણી બોલ્યા : 'બાઈ હજુ વર્જિન છે. મારા અસીલનો ગુનો સાબિત થતો નથી.''પણ મકસદ ?' વિરોધી વકીલ બોલ્યા : 'એ પણ લક્ષમાં લેવો જોઈએ.''મકસદ શો હોય ?' અસવાણી બોલ્યાઃ 'એમાં શો મકસદ હોય.''હા, હા ' વિરોધી વકીલે એનું જ વાકય મચડી નાખ્યું કહ્યું : 'એક જુવાન છોકરો સગીર છોકરીને લઈને ભગાડી જાય એમાં મકસદ શો હોય ? તમે જ કહોને મારા વિદ્વાન મિત્ર ? યૂ આર મેચ્યોર્ડ ઈનફ. (તમે સમજવા જેટલા પુખ્ત છો.)

આ તબક્કે જવાહરને પાંજરામાં બૂમ પાડીને કશુંક કહેવાનું મન થયું, મકસદ ? હા, મારા મકસદ ઉપર જ મને બોલવા દો.

પણ ના. પૂછે તેનો જ જવાબ અપાય કોર્ટમાં. કોર્ટમાં પાંજરામાં ઊભેલો દરેક માણસ સહદેવ હોવો જોઈએ. પૂછે તેનો જ જવાબ હા કે નામાં જ આપવાનો.

ફરી જયારે કોર્ટ હાંફી ગઈ ત્યારે તારીખ પડી, ૧૦ જાન્યુઆરી.

જવાહર કોર્ટની પરસાળમાં આવ્યો. એણે આગળઆગળ જતા વકીલ અસવાણીને કહ્યું : 'સાહેબ મારે મારા મકસદ વિશે કહેવું હતું, મને પૂછવું તો હતું ?' 'આવી વસ્તુમાં મકસદ આદિકાળથી એકના એક હોય છે.' અસવાણીએ કહ્યું : 'રાવણને કોઈએ મકસદ પૂછ્યો હતો ? અનિરુદ્ધને ? સંયુક્તાવાળા પૃથ્વીરાજને ! હવે રહેવા દોને ! તમે મને શું કાલે શિખવાડો છો કે મારે શું પૂછવું ? યૂ આર ટૂ સ્મૉલ ટુ એડવાઈઝ મી. (મને સલાહ દેવા માટે તમે બહુ નાના છો.)'

અરે મકસદ પૂછ્યો હોત ! જવાહરને ભાગી છૂટ્યા અગાઉની સાંજ યાદ આવી ગઈ.

★★★





તે સાંજે વાસંતી હાંફતી હાંફતી ગાર્ડન પાસે મળી હતી.

"શું છે પણ ?' જવાહરે પૂછ્યું : 'વાઘ પાછળ પડ્યો છે ?''વાઘણ ! ' એ જરા શ્વાસ ઊતારીને બોલી હતી : 'આજ તો' એણે ગળા નીચે થૂંક ઊતાર્યું : 'શું કહું તને ?''શું થયું પણ ?' જવાહરે પૂછયું : 'મામાએ મારી ?''ના પણ' એ સાડીનો છેડો સરખો કરતાં બોલી : 'મામો કદિ ઘરમાં હોય તો મારે ને ! એ તો બિચારા કંઈ જાણતા જ નથી. પણ મામાની બહેને મને મારવાથી ય વિશેષ કર્યું.'

પોતાની મમ્મીને વાસંતીએ મમ્મીને બદલે મામાની બહેન કહી એ સાંભળીને જવાહરને બહુ નવાઈ લાગી. એણે પૂછયું : 'શું થયું ?''આજ એણે મને ચોખ્ખું કહ્યું કે....'

જવાહર અધિરાઈથી સાંભળી રહ્યો.

"કે' વાસંતી ચકળવકળ નજરે કોઈ સાંભળતું તો નથીને એની ખાતરી કરીને બોલી : 'કે મારા માર્ગે ચાલ, તારા કહેવાતા 'અંકલો' હવે તારા શરીરની માંગણી કરે છે ને કાં તો પછી...

જવાહર ધાગધાગાં થઈ ગયો હતો આ સાંભળીને. એણે કલ્પના કરી લીધી. ઈલાક્ષી શું બોલી હશે : 'કે પછી મરી જા એમ જ ને ?''ના' વાસંતીએ કહ્યું : 'એ એમ નથી બોલી, એણે તો ઊલટાનું એમ કહ્યું કે કાં પછી તારા પ્રેમી જોડે હાલ ને હાલ નાસી જા. ભાગ અહીંથી.'

જવાહર સૂનમૂન થઈ ગયેલો જોઈને બોલી : 'મારો મામો અક્કલનું બારદાન છે. એ કંઈ જાણતો જ નથી. એ તો ઘેર આવે છે ત્યારે બસ આબરૂ આબરૂ જ કૂટ્યા કરે છે. 'પછી હોઠ ભીડી ગઈ, બોલી : 'તું ખરેખરો મરદ હોય તો મને આમાંથી બહાર કાઢ, લઈ જા મને કયાંક....'

એ જ વખતે સ્કૂટર પર બેસાડીને એને જરા દૂરનાં ફઈબાના ભર્યાભાદર્યા પરિવાર વચ્ચે મૂકી આવ્યો હતો.

બીજે જ દહાડે મામાએ પોલીસમાં ફરિયાદ કરી હતી. 'જવાહર જુગલદાસ ખાલપાડા મારી સગીર ભાણી નામે વાસંતીને ભગાડી ગયો છે. અમારી આબરૂ પર હુમલો કર્યો છે ' છાપામાં સમાચારો પણ ચમક્યા હતા.

★★★

૧૦મી જાન્યુઆરીએ ફરી કોર્ટમાં 'મકસદ'ની ચૂંથાચૂંથ ચાલતી હતી ત્યાં જવાહરથી રહેવાયું નહીં. ચીસ પાડવાની ઈચ્છા થઈ, ના પાડી શકાઈ, ગળું ફાડીને આત્મકથા કહેવાની મરજી થઈ, પણ ના બન્યું. કોર્ટ હતી, એના કાયદા, કાનૂન, ક્રિયાકાંડ હતાં. અસીલે જે કાંઈ કહેવાનું હતું તે વકીલ મારફત કહેવાનું હતું. જેમ કે જખ્મી દર્દીને પણ કણસવું હોય તો ડૉકટરની મારફત કણસવાનું હતું પણ સિસકારો કરવા માટેના નક્કી કાયદા હતા તે મુજબ જ...

આમ છતાં એણે બસની ટિકિટ પછવાડે એક 'નોટ' લખીને વકીલ અસવાણીને આપી. વકીલ ફેંકી દેવા જતા હતા ત્યાં જજે પોતાની હકૂમતની બહાર જઈને એ માંગી લીધી. એમાં બે જ શબ્દો જવાહરે લખ્યા હતા : 'મકસદ નેક

★★★

મામો પોતાની બહેન પાસે બળાપો કરતો હતો. 'કયાં ગયાં'તાં ? તો કયે કયાંય નહીં, જજે એ નાલાયકને બે કલાક ચેમ્બરમાં બોલાવીને સાંભળ્યો. પછી મને બોલાવ્યો. કહે કે એક જજ તરીકે નહીં એક સદગૃહસ્થ તરીકે કહું છું. છોકરી આજની તારીખે હવે પુખ્ત ઉંમરની થઈ ગઈ છે. એને જવાહર સાથે પરણાવી દો. નહીંતર 'હું તો કેસ ચલાવીશ. પણ છોકરીએ તો શું પણ તમારી બહેને ખુદે અને વાસંતીના કેટલાક કહેવાતા અંકલોએ કોર્ટમાં ઘસડાવું પડશે. માટે સલાહ છે કે કેસ પાછો ખેંચી લો. હવે જજ ખુદ ઊઠીને આમ અન્યાયની વાતો કરે તો શું કરવું ? કેસ પાછો ખેંચી લીધો. જજે આમ એમની હકૂમતની બહારનું કામ કર્યું નહીં ?' સાંભળતાં સાંભળતાં ઊંડા વિચારમાં પડી ગયેલી ઈલાક્ષી બોલી : 'બહુ સારું કર્યુ ' બહુ નવાઈ લાગી છતાં મામાએ ભોળાભાવે પૂછયુંઃ 'તે હેં મોટીબહેન ? આ અંકલો એટલે કોણ ?'

ઉજ્જડ સેંથાવાળી ઈલાક્ષીએ તીખી નજરે એની સામે જોયું. જવાબ ના આપ્યો.


*બી૩/જી એફ૧૧, આકાંક્ષા ફ્લેટ્*
*જયમાલા ચોક, મણિનગર, ઈસનપુર રોડ,*
*અમદાવાદ-૩૮૦૦૫૦*
*મો ૯૮૯૮૦૧૫૫૪૫*






# કાળોતરો

– મોહનલાલ પટેલ

ઝભ્ભા ઉપર ચોંટેલા વાળ પર એકાએક સુમનભાઈની નજર પડી. એને દૂર કરવા એમણે એને ચપટીમાં લઈને ખેંચ્યો.

પીઠ પરથી ખેંચાઈને આવી રહેલો આ વાળ કેટલો બધો લાંબો હતો ! પડખામાંથી ખેંચાઈને આવતો હતો પણ જાણે એનો છેડો જ નહોતો ! આંગળીની પકડમાં લઈને એમણે, રેંટિયો કાંતનાર તાર ખેંચે એમ એને ખેંચ્યો. આટલો લાંબો વાળ કોનો હશે ? ઘરમાં તો આટલા લાંબા વાળવાળું કોઈ નથી. આ આવ્યો ક્યાંથી ?

સુમનભાઈને એક હળવો રોમાંચ થયો. ફરીથી મનમાં પ્રશ્ન થયો : એ ઝભ્ભા ઉપર જ કેવી રીતે ચોંટ્યો ? વિસ્મય સાથે એ વિચારમાં પડી ગયા. કશીક શક્યતાઓની ચકાસણી કરતા હોય એમ સ્તો ! કશું હાથ લાગતું નહોતું અને કશું સમજાતું નહોતું. વાળની ખેંચ ક્ષણાંશ પૂરતી અટકી ગઈ. એ મલકાઈ ઊઠ્યા. મનને રુચે એવી કશીક લાગણી થઈ હશે. બાકી રહેલા વાળને એમણે ફરીથી એક હાથની તર્જની અને અંગૂઠાના ટેરવા વચ્ચે બરાબર પકડમાં લઈને ખેંચવા માંડ્યું.

કશીક ફિલીંગ થઈ. શિલ્પીના હાથમાં પથ્થર આવતાં આંગળાનો ધબકાર એમાં પ્રવેશે અને પથ્થર સજીવ થવા લાગે. અહીં કશીક ઊલટી પ્રક્રિયા થવા લાગી. વાળમાંથી કશોક ધબકાર સુમનભાઈનાં આંગળાંના ટેરવામાં પ્રવેશવા લાગ્યો અને થોડી ક્ષણોમાં તો એ વીજળીના જીવતા તારને સ્પર્શી રહ્યા હોય એવી તીવ્ર ઝણઝણાટીનો અનુભવ કરી રહ્યા. ખેંચાતો વાળ તંગ હતો અને ટેરવાંની પકડ મજબૂત હતી. છતાં બિલાડીના તીક્ષ્ણ દાંત વચ્ચે કોમળ બચ્ચાં સુરક્ષિત રહે તેમ અહીં વાળ છિન્ન ન થાય એવી કાળજી સહજ હતી.

વાળ ખેંચાઈ રહ્યો એ પછી સુમનભાઈએ એને હથેળી પર લટકતો રાખીને સ્થિર કર્યો. પ્રલંબ અને અષાઢી વાદળ જેવો નરમ, પણ રંગે રુશનાઈની રેખા જેવો કાજળઘેરો.

કોનો હશે આ વાળ ? સુમનભાઈના ચિત્તમાં ફરી એકવાર આ પ્રશ્ન ઊઠ્યો. એમને અમથો પેલો રાજકુમાર યાદ આવી ગયો. નદીમાં તણાતો એક સોનેરી વાળ એને આભડી ગયો, અને એ રટ લઈ બેઠો, 'પરણું તો આ હિરણ્યકેશીને જ પરણું...!'

સુમનભાઈ ફરી એકવાર મલકાયા. કશું જોખમ નહોતું છતાં એમણે નજરને જરાક આઘીપાછી ફેરવી. આગળ-પાછળ કોઈ જોતું તો નથી ને ? હથેળી પર લટકી રહેલા વાળને એમના સિવાય બીજું કોણ જોઈ શકવાનું હતું ? જુએ તો પણ શું ? હથેળી પર એક વાળ હતો. આ કંઈ શરમાવા જેવી ઘટના થોડી હતી ? પણ સીડી પર કશાક અણસારની ભ્રાંતિ થતાં એ ક્ષુબ્ધ થઈ ગયા. જાણે કોઈ રૂપવતીના સાળુને પસવારતાં પકડાઈ જવાના હોય !

કહે છે એક શિલ્પીએ પડદા પાછળ રહેલી બેગમનો માત્ર હાથ નીરખીને એની સમગ્ર દેહાકૃતિનું શિલ્પ કંડાર્યું હતું. સુમનભાઈ પણ માત્ર આ વાળને જોઈને એક જોબનવંતી નારને નિહાળી રહ્યા. આટલો લાંબો વાળ કોઈ કિશોરીનો ન હોય. અને જેના મસ્તક પર પાનખર બેસી ગઈ હોય એવી વૃદ્ધાનો પણ કેમ હોઈ શકે ? માથા પર પાનખર બેઠી ન હોય તો પણ શું ? ઊતરતી વયે કોઈ સ્ત્રીના વાળ ભમ્મરિયા કૂવાનાં જળ જેવા શ્યામળા કેમ હોય ? આવો મુલાયમ અને મસૃણ વાળ પ્રૌઢાના કેશરાશિમાં હોય ખરો ? અંગેઅંગ રૂક્ષ થવાની એ ઉંમર. એના વાળ આવા કુમાશભર્યા ન હોય, ત્યારે ? ભરયુવાનીમાં ઝુમતી કોઈ યૌવનાનો જ આ વાળ ! હજુ પચીસે પણ નહીં પહોંચી હોય. સુમનભાઈ એમની હથેળી પરના વાળવાળી સ્ત્રીની ઉંમરનો વિચાર કરતા હતા તે વખતે એમને એકાએક 'The Ring Lady' ની સ્મૃતિ થઈ આવી. વિસુવિયસના જ્વાળામુખમાંથી





રેલાયેલા પ્યુમિસ (વરાળમિશ્રિત લાવા)માં પૂરેપૂરા દટાયેલા પોમ્પી (પોમ્પીઆઈ) નગરના સ્થળે ઉત્ખનન કરતાં મળેલાં નગરનાં હજારો હાડપિંજરમાં સાવ નિરાળું આ રિંગ લેડીનું અસ્થિપિંજર મળી આવ્યું હતું. ઊંચી સ્ત્રી, આંગળીઓ પર કિંમતી રત્નજડિત બે વીંટી, મનોહર ડિઝાઈનવાળાં બે બ્રેસલેટ, બે ઈયરરિંગ... આ હાડપિંજરવાળી સ્ત્રીની ઉંમર ૪૫ વર્ષની અંકાઈ હતી. સુમનભાઈએ વિચાર્યું, હાડપિંજર પરથી વ્યક્તિની ચોક્કસ ઉંમર કહી શકાતી હોય તો વાળ પરથી કેમ નહીં ? ભૂસ્તર વિજ્ઞાનીઓ ખડકમાં રહેલાં રેડિયો-એકટિવ તત્ત્વોના ક્ષય (decay)ના પ્રમાણના આધારે ખડકની ઉંમર કહી શકે છે. વાળ ધારણ કરનારની ઉંમર એના વાળના બંધારણના આધારે કેમ ન કહી શકાય ? સંશોધન થવું ઘટે.

ઉંમરની વિચારણા કરતાં કરતાં સુમનભાઈ હસી પડ્યા. સ્વગત બોલ્યા : 'અરે ભાઈ, યૌવન આગળ ઉંમરની તે શી વિસાત ?' પેલી રિંગલેડી ૪૫ વર્ષની હતી પણ એ ભરપૂર યુવાનીમાં હતી એવું જાણી શકાયું હતું. ઉંમર અને યૌવનને કોઈ ચુસ્ત સંબંધ નથી. હથેળી પરના વાળવાળી સ્ત્રી ગમે તે ઉંમરની હોય, અત્યારે એ જીવનની વસંતમાં છે. ખરો સવાલ તો એના સૌંદર્યનો છે શૃંગારને બહેલાવવા માટે સૌંદર્ય એ જ મુખ્ય ફેક્ટર છે. સુમનભાઈના મનમાં એક વિચિત્ર તર્ક ઊઠ્યો. કાયદાની કોર્ટમાં આરોપી ગુનેગાર હોવાનું સાબિત ન થાય ત્યાં સુધી એ નિર્દોષ જ ગણાય. સ્ત્રીનું પણ એવું જ સમજવું. એનું અરૂપ જોવા કે જાણવા ન મળે ત્યાં સુધી એને સુંદર જ ગણવી



જોઈએ. આટલા લાંબા કુમાશભર્યા વાળ ધારણ કરનાર સ્ત્રીને કદરૂપી ગણવા માટે તો મનને પ્રયત્નપૂર્વક સમજાવવું પડે. આ સ્ત્રીને સુંદર માનવા માટે કશી હરકત નથી. એના સૌંદર્ય વિશે વાત કરવી હોય તો એનું જે પ્રત્યક્ષ છે એનાથી આરંભ કરવો જોઈએ. હથેળી ઉપર લટકી રહેલો વાળ પ્રત્યક્ષ હતો. સુમનભાઈ એના પર નજરને બરાબર જોડી રહ્યા. હવે હથેળી પર ફક્ત એક વાળ ન રહ્યો. એ નિતંબથીય નીચે પહોંચતો કેશરાશિ બની રહ્યો. હવે આ સૌંદર્યને બરાબર માણવા સુમનભાઈને કોઈ સારા કવિનો આધાર લેવાનું મન થયું. તરત એમને કવિ પ્રેમાનંદ સાંભર્યા. અને નળાખ્યાન તાજું થયું. પ્રેમાનંદે એમાં દમયંતીનું અદ્‌ભુત વર્ણન કરેલું છે. સુમનભાઈ કોઈ સ્વપ્નપ્રદેશમાં ઊતરી જઈને રોમાંચ અનુભવી રહ્યા. દમયંતીના વર્ણનની આ પંક્તિઓ એમની નજર સામે આવી રહી :

*'કામિનીનો ધમ્મિલ બહે કે, કળા શોભે લક્ષ,*
*શકે વાસ લેવા ધરાધર ચડ્યો ચંદન વૃક્ષ.'*

પણ આ શું ? ચિત્તમાં એકાએક ઉલ્કાપાત થયો હોય એમ સુમનભાઈ બ્હાવરા અને વિહ્‌વળ કેમ થઈ ગયા ? એમને જે કાવ્ય પંક્તિઓ સ્ફુરી હતી એમાં તો દમયંતીનું એક મનોહારી દૃશ્ય હતું. કવિએ દમયંતીના શરીરને ચંદનવૃક્ષ સાથે સરખાવ્યું. હતું. અને એના ચોટલાને ચંદનવૃક્ષ ઉપર સુગંધ માણવા ચઢેલા નાગની ઉપમા આપી હતી. આખી મનોહર કલ્પનામાં રાચવાને બદલે સુમનભાઈને આ શું થયું? એમની આંખો કેમ પહોળી થઈ ગઈ ? અને ચહેરા પર પરસેવો કેમ વહેવા લાગ્યો ? કાવ્યપંક્તિઓએ એમની આ હાલત કરી ?

કાવ્યપંક્તિઓએ તો નહીં પણ કદાચ એમાંના એક શબ્દે એમની આ સ્થિતિ કરી - ધરાધર એ શબ્દ. કાળો નાગ - કાળોતરો !

હા, આ ધરાધર શબ્દ જ એમની આ હાલતનું કારણ બન્યો હતો. અને એ કારણ પાછળ એક કારમી ઘટના રહેલી હતી. સુમનભાઈનું ફળિયું વિશાળ. એ ફળિયાના છેડે એક પુરાણું જૈન દેરાસર હતું. એ દેરાસરના પાછળના ભાગમાં એક ફૂલવાડી હતી એમાં વિવિધ પ્રકારનાં ફૂલ છોડ અને ઝાડ હતાં. જૈન દર્શનાર્થીઓ આ વાડીનો ઉપયોગ કરતા. સુમનભાઈનું ફળિયું જૈનેતર વસતીનું હતું એટલે ફળિયાની વસતી ક્યારેક ક્યારેક આ વાડીમાં એકાદ આંટો મારી આવતી. પણ છ વર્ષના સુમનની વાત ન્યારી હતી.



રંગબેરંગી અને સુગંધીદાર ફૂલોનો એ ભારે રસિયો. ઘણીવાર એ વાડીમાં ઘૂસી જતો, કોઈ ન જાણે એમ એ એમાં હરતો-ફરતો. ફૂલોનો દોસ્ત હોય એમ એ એમની સામે ઊભો રહેતો. સારાં ફૂલ ચૂંટી લેવાનું એને ઘણુંયે મન થતું પણ પકડાઈ જવાની બીકે એ એવી હિંમત કરી શકતો નહીં.

એના ઘર પાછળના વાડામાં ઈંટોની એક થપ્પી હતી. એ ઈંટો જોઈને એક દિવસ એને ભગવાનનું મંદિર બનાવવાનું મન થયું. બે ઈંટો આમ, બે ઈંટો તેમ, બે ઈંટો નીચે, બે ઈંટો ઉપર ગોઠવી ને એણે એના જોગું મંદિર બનાવ્યું. મેળામાંથી અગાઉ લીધેલી ભગવાનની એક મૂર્તિને તળિયાની ઈંટો ઉપર ગોઠવી દીધી. દાતણને કપડાનો ટૂકડો બાંધીને ધજાનું રૂપ આપ્યું.

ભગવાનને ફૂલ તો ચઢાવવાં જોઈએ ને ! સુમનની નજર સમક્ષ દેરાસરની વાડી હતી. પણ પ્રશ્ન ફૂલ મેળવવાનો હતો. હિંમત નહોતી. કોઈનો સાથ હોય તો કામ બને. સુમનને થયું ગંગારામનો સાથ હોય તો કાયમની નિરાંત થઈ જાય. ગંગારામ એટલે ફળિયાનું તોફાની બારકસ. એ ગગલા તરીકે ઓળખાતો. ફળિયામાં જાતજાતનાં તોફાન કરતો. દર્શનાર્થે આવેલાં સાયકલ, સ્કૂટર, કાઈનેટિક, બાઈક-સવારોનાં વાહન પાછળ કૂતરાં દોડાવવાની એને ખાસ ફાવટ પડી ગઈ હતી. આ કુટેવના કારણે એણે ફળિયાવાસીઓની ખૂબ ગાળો ખાધી હતી. ગંગારામ નિશાળમાં સુમનના વર્ગનો વિદ્યાર્થી એટલું જ, કોઈ ભાઈબંધી નહીં. ગંગારામનો સાથ મળશે કે કેમ ? એ સુમન સમજી શકતો નહોતો પણ જે કામ કરવાનું હતું એ એવું હતું કે એમાં ગંગારામ સિવાય ફળિયાનો કોઈ છોકરો કામ આવે એવો નહોતો એની સુમનને ખબર હતી. એટલે નિશાળમાં રિસેસના સમયે લાગ જોઈને સુમને ગંગારામને કહ્યું : ‘મેં મારા ઘર પાછળના વાડામાં મંદિર બનાવ્યું છે. જોવા આવીશ ?’

‘કેમ નહીં ?’ ગંગારામ બોલ્યો : ‘નિશાળ છૂટે એટલે આપણે સાથે જઈશું.’

અને નિશાળ છૂટ્યા પછી ઉત્સાહમાં આવી જઈને સુમન ગંગારામને એના ઘરે લઈ ગયો અને વાડામાંના મંદિર આગળ એને ઊભો કરી દીધો.

મંદિરનું નિરીક્ષણ કરતો હોય એમ ગંગારામ પળભર એને જોઈ રહ્યો. પછી બોલ્યો : ‘મંદિર ઉપર આવી ચીંથરાં જેવી ધજા હોતી હશે ? હું તને ત્રણ ખૂણાવાળા કાપડનો કકડો આપીશ. અમારી બાજુમાં દરજી કપડાં સીવે છે એણે ફેંકી દીધેલા કસ્તરમાં એવા ટુકડા હોય છે. દાતણ ઉપર એને બક્કલથી ભરાવીશ એટલે સરસ ધજા થઈ જશે. હું જ તને એ કરી આપીશ.’

સુમનના આનંદનો પાર ન રહ્યો. ધજાની વાત પછી પણ ગંગારામે સુમનના મંદિરમાં રસ દાખવવાનું ચાલુ રાખ્યું. સુમનના મનમાં ભગવાનને ફૂલ ચઢાવવાની કામના હતી એની પણ એક દિવસ યોજના ઘડાઈ. વહેલા પરોઢે, પ્હો ફાટે અને અજવાળું થવા માંડે એ વખતે દેરાસરની વાડીમાં જઈને ફૂલ લઈ આવવાનું નક્કી થયું.

એક દિવસ વહેલી સવારે પ્હો ફાટતાં પહેલાં બંને જણ વાડીમાં પહોંચી ગયા. દેખાતું હતું ખરું, પણ ધારણા કરતાં અજવાળું ઓછું હતું. હજુ તો ફૂલ ચૂંટવાની શરૂઆત જ હતી અને કેવડાના ઝાડમાંથી એક નાગ નીકળીને સીધો ગંગારામના પગના અંગૂઠાને ડસ્યો. નાગની લંબાઈ બિહામણી હતી. એને જોતાં જ ગંગારામને ભયથી તમ્મર આવી ગયાં હતાં. વધારામાં એ એને ડસ્યો ! માત્ર ભય હેઠળ ગંગારામ એક ચીસ પાડીને ભોંય પડકાયો. ગંગારામને ડંખ દીધા પછી નાગને બીજી દિશામાં સડસડાટ જતો સુમન જોઈ રહ્યો. એનું કાળજું કંપી રહ્યું હતું, ફફડાટનો માર્યો એ શુધબુધ ખોઈ બેઠો. એને કશું ઉકલ્યું નહીં. માત્ર મૂળભૂત વૃત્તિના આધારે પહેરણના ખોળામાં લીધેલાં ફૂલ ત્યાં જ વેરી દઈને એકી શ્વાસે એ ઘર ભણી નાઠો. ઘરમાં હજુ બધાં ઊંઘતાં હતાં. એ એની પથારીમાં લપાઈ જતો હોય એવી રીતે સૂઈ ગયો. ભયથી હજુ ય એ કાંપતો હતો અને હાંફતો પણ હતો.

બપોર પછી ગંગારામનું શબ માળીના જોવામાં આવ્યું.





એણે ફળિયાવાસીઓને ખબર આપી.

ગંગારામનું આવું કમોત ફળિયામાં ખૂબ ચર્ચાવા લાગ્યું. સૌ કહેતું : મરવાનો થયો એટલે કટાણે વાડીમાં પહોંચ્યો. અંધારે ફૂલ ચૂંટવા ગયો હશે એટલે કોઈ ઝેરી જનાવર (સાપ) કરડ્યું. અજવાળે ગયો હોય તો આવું ન બને. મૂર્ખો કેવો ! એ એકલો વાડીમાં ગયો. સાથે કોઈ ભાઈબંધને લઈ ગયો હોત તો જનાવર કરડ્યું એ વખતે એના ભાઈબંધોએ દોડતા આવીને ખબર આપી હોત અને ગગલો બચી જાત. કંઈક ને કંઈક ઉપાય થયો હોત.

ફળિયામાં સતત ચાલતી ચર્ચા સુમનના મન ઉપર ઘણી અસર કરી રહી હતી. હવે તેને લાગ્યા કરતું હતું કે ગંગારામના મોતનું કારણ પોતે હતો. ગંગારામને ડંખ દઈને સડસડાટ જઈ રહેલા નાગના દશ્યે એના અંતઃકરણને એવું તો ભરડામાં લીધું હતું કે, ઘણીવાર રાત્રે ઊંઘમાં ભયથી ઝબકીને એ બેઠો થઈ જતો. આ સ્થિતિ વખતે મા એને ઘણું પૂછતી. પણ ભયથી ફફડી રહેલો એ કશું કહી શકતો નહોતો.

પછીનાં વર્ષોમાં આ સ્થિતિ ઉપર કંઈક કાબુ આવ્યો ખરો પણ અંતઃકરણમાંથી પેલા કલ્પનાના નાગને સાવ જાકારો ન મળ્યો. વખતો વખત કોઈ ઘટનાના કારણે પેલા નાગની સ્મૃતિથી અંતઃકરણમાં ખળભળાટ મચી જતો અને સુમનભાઈનું સારુંયે નાડીતંત્ર એમાં ઝલાઈ જતું.

અત્યારે એવું બન્યું હતું. વાત તો દમયંતીના ચોટલાની હતી પણ અંતઃકરણના નાગે એકાએક ફેણ ચઢાવી અને સુમનભાઈનું નાડીતંત્ર ઝલાઈ ગયું. ખૂબીની વાત તો એ હતી કે ઝભ્ભા પર વાળને જોયા પછી એને ખેંચતા ખેંચતાં સુમનભાઈના ચિત્ત ઉપર જે રંગ ચઢ્યો હતો એ એટલો ઘેરો હતો કે એ ન તો ઊતર્યો કે ન આછો થયો. આના કારણે એક તરફ એમનું મન કાળોતરાની કલ્પનાથી ચલિત હતું તો બીજી બાજુ એમનાં આંગળાં પેલા વાળને પસવારતાં જ રહ્યાં. એ આંગળા એક ખતરનાક ભોરિંગ ઉપર ફરી રહ્યાં છે એવો એમનો ભ્રમ પ્રગાઢ બનતો જતો હતો અને એને લીધે પોતે વ્યાકુળ બની રહ્યા છે એવું જાણવાં છતાં, એમનાં આંગળાં કલ્પનાના એ ભોરિંગથી અળગાં થઈ શકતાં નહોતાં. વાળ પરથી આંગળાં ઉઠાવી લેવા એ ઘણું ઈચ્છતા હતા છતાં કોણ જાણે કેમ, આંગળા એમની ઈચ્છા વિરુદ્ધ વાળ સાથે સંલગ્ન રહ્યાં !

રુંવે રુંવે દાહ સાથે બીજું કંઈક પ્રસરી રહ્યું હોય એવો અનુભવ એમને થઈ રહ્યો હતો. જાણે કોઈ કેફ ચઢી રહ્યો હોય! કશીક તરસ એમને અકળાવી રહી હતી.

એમણે સ્થિર નજરે વાળને જોવા માંડ્યું. પણ એ વાળ વાળ જ ક્યાં હતો ? ચિત્તમાં કશોક માદક કેફ ઘૂંટાઈ રહ્યો હતો. પેલો દાહ હવે તો સમગ્ર શરીરનાં રુંવા દ્વારા દેહની રગોમાં પ્રવેશીને વહેતો થયો હતો. આંગળાં હજુ વાળને જકડતાં રહ્યાં હતાં અને એમાં ગૂંચવાતાં હતાં.

ઠીક ઠીક સમય વીત્યો.

એમનાં પત્ની એ ખંડમાં આવ્યાં.

અગાઉ એક અણસાર માત્રથી એમને જે ક્ષોભ થયો હતો એમાંનું અત્યારે કંઈ ન થયું. એ માત્ર પત્ની સામે તાકી રહ્યા.

એમને જોઈને વિસ્મય પામેલાં પત્નીએ પૂછ્યુંઃ 'તમને કંઈ તકલીફ થાય છે ?'

'મને ?'

'હા. આમ બેબાકળા કેમ લાગો છો ? ચહેરા પર આટલો બધો પરસેવો કેમ છે ? છાતીમાં કંઈ દુઃખતું તો નથી ને ?'

'ના...રે, બિલકુલ સ્વસ્થ છું, કશી તકલીફ નથી.' સુમનભાઈએ જવાબ આપ્યો અને પત્ની કંઈ વધારે પૂછપરછ કરે એ પહેલાં એમણે પત્નીની આંખ સામે જ વાળને શક્ય એટલી સિફતથી સંકેલવા પ્રયત્ન કર્યો. વાળને સંકેલીને એ ઝભ્ભાના ખિસ્સામાં ઠાંસી દેવા માગતા હતા. એમને ખબર હતી કે દસ ફૂટ દૂર ઊભેલી પત્ની આ રહસ્યને ઉકેલી શકવાની નથી.

---

*૫૦૧/૨૧, સત્યાગ્રહ છાવણી,*
*સેટેલાઈટ રોડ, અમદાવાદ-૩૮૦૦૧૫*
*મો : ૯૯૦૪૪૮૦૫૨૨*





# લાખ રૂપિયાનું માણા

*– ઊજમશી પરમાર*

**ના**મ તો તેમનું મીઠાભાઈ, પણ સાસરીવાળા નામ પાછળ 'ભાઈ' લગાડે શી રીતે, એટલે મીઠાભાઈમાંથી તે મીઠાલાલ થઈ ગયા. પૂરાં બે વરસ પછી તે સાસરીના ગામે આવ્યા, એ કંઈ જેવી તેવી વાત નહોતી. વાત જાણે એમ બનેલી કે મીઠાલાલ બે વરસ પહેલાં અહીં આવેલા, ત્યારે કોઈ અવળચંડી સાળીએ તેમની કંઈ મશ્કરી કરેલી, એમાં તેમનો પિત્તો ગયેલો, તરત જ જે પહેલી બસ મળી તેમાં બેસીને તે રવાના થઈ ગયેલા. તેમને મનાવવા માટે સાસરીનાં બધાં કેટલાં વાનાં કરી છૂટ્યાં, પણ એમ એટલા ટૂંક સમયમાં જો માની જાય તો તે મીઠાલાલ શાના ?

લાંબા ગાળા પછી સાસરીમાં આવનાર જમાઈનો મોભો કંઈ જેવો તેવો ના હોય. ખાટલેથી પાટલે ને પાટલેથી ખાટલે, મીઠાલાલ તો ઉપડ્યા ઉપડે નહીં. હજી તો ખાટલામાં બેઠા થઈને આંખો ચોળતા હોય ત્યાં દાતણપાણી હાજર થઈ જાય. દાતણ કરી રહે ત્યાં ચા હાજર. ઘરમાં ગુસપુસ ચાલે, 'માંડ આવ્યા છે, પછીની વાત પછી, હાલ તો એમને બહુ સાચવવા પડશે, એકવાર આવતા-જતા થઈ જાય, પછી વાંધો નહીં.'

ખાટલામાં બે બે તકિયાનો ટેકો લઈને બેઠા બેઠા મીઠાલાલ જાણે ડોકમાં સ્પ્રિંગ ગોઠવી હોય તેમ તાલબદ્ધ હલાવતા સંતોષ વ્યક્ત કરી રહ્યા, ''બરાબર છે, એ લોકોને પણ જમાઈની સેવા કરવાનો લ્હાવો લેવા દેવો ઘટે. તેમણે આ લ્હાવો લેવા ઘણી તપસ્યા કરી છે; તેનું ફળ તેમને મળવું જોઈએ.''

ચા-નાસ્તો પતી ગયા પછી પાડોશમાંથી ચા-પાણી માટે આમંત્રણો મળવા લાગ્યાં. મીઠાલાલ બહુ રાજી થયા., ''બરાબર છે, તેમને પણ સેવા કરવાના યજ્ઞમાં સહભાગી બનાવવા જોઈએ.''

ચા ઉપર ચા, હવે ? મીઠાલાલને થયું, પાણી નાકની ઉપર આવતું જાય છે. તે આળસ મરડીને ઊભા થયા, ''મારે જરા બજારે આંટો મારવો પડશે. થોડી ખરીદી, વતું કરાવવાનું અને દાઢી પણ. આમ તો દાઢીનો સામાન લાવ્યા છીએ, પણ અહીંના ધંધાદારીઓને પણ બે પૈસા કમાવા મળે તો તેમનાં ઘર ચાલે. ગામના જમાઈ તરીકે એ જોવાની અમારી ફરજ છે.''

જોડામાં પગ નાખીને તેમણે મોબાઈલ કાઢીને સમય જોયો, ત્યાં ઓરડેથી સત્તાવાહી અવાજે ફરમાન આવ્યું,

''કોઈને હારે લઈને આયા છો ? બસ, એકલા એકલા હાલી નીકળ્યા ? તમારી હારે આંઈ ક્યાં આવ્યાં ? આંઈ ઘરમાં તમારા કારણે મલાજો પાળવો પડે, ને બહાર તમે લઈ જાતા નથી.''

''ઓહ ! આ તો સાંબેલું વાસીદામાં...'' તરત ઓરડે જઈને ઊભા રહ્યા, ''બોલો મેનાગૌરી, શું હુકમ છે ? કાંઈ સેવા?''

''બજારે જાતા હોય તો અમારેય આવવાનું છે.''

''અરે પણ, અમારે તો વતું કરાવવા..., તમે ન્યાં ક્યાં ઊભાં રહેશો ?''

''વતું કાંઈ ભાગી જાવાનું નથી, ને દાઢી કંઈ એટલી બધી વધી ગઈ નથી, આમેય સારા લાગો છો.''

સામાન્ય સંજોગોમાં આ સાંભળીને તે કેટલા રાજી થયા હોત, અત્યારે પણ વખાણ સાંભળીને રાજી થયા જ હોત, પણ કહેવાયું હતું કૈંક અને અનુભવાયું હતું કૈંક જુદું જ. એટલે હરખ અછડતો હાથ અડાડીને વહી ગયો વાયરે.

મેના કાયમ તેમના દેખાવમાં કંઈ ને કંઈ વાંકઝોંક કાઢ્યા જ કરતી, ''આ તમે વાળ ઓળ્યા છે ? ને પાટલૂન હેઠે ઢહડાય છે. ઊંચું ચડાવોને., ને આ જ કપડાં હાથમાં આવ્યાં ? કોલર ફાટી ગયેલો છે ને પાટલૂનના પાંછિયામાંથી દોરા લટકે છે. બીજાં લુગડાં જ નથી ? બદલાવી નાખો, ઈ પ્હેલાં બહાર જાવાનું નથી. માણા વચાળે જાવાનું છે. તમારા દેદાર તો જુવો, મને શરમ આવે છે.''

અને હાલ તેણે મીઠાલાલ સારા દેખાતા હોવાનું કહ્યું ! ''આંઈ તો પિયરિયાંને સંભળાવવા ખાતર, બાકી વખાણ કાંઈ રેઢાં પડ્યાં છે ?''

''સારું, બજારે આવવું હોય તો ઝટ તૈયાર થઈ જાવ, મારે વાટ જોવાની નથી.''

''તો જાવ એકલા, ઈમ ઊઠ વહુ, નોખા થઈએ, એવું નો હાલે, બ્હાનાં બતાવવાનાં રહેવા દેજો, લઈ જાવાનાં હોય તો જ તૈયાર થઈએ, પહેલેથી કહી દેજો, તૈયાર થતાં વાર લાગશે, ને વાટેય જોવી પડશે, ઈમ માથા ઉપર આવીને ઊભા રહેશો તો તૈયાર નહીં થવાય. બહાર ખાટલે જીવ હેઠો રાખીને બેહો ઘડીક, જવાય છે, બજાર કંઈ ભાગી જવાની નથી.''

''સારું, બાપલા, બેઠા છીએ, શાંતિથી તૈયાર થઈને આવો.''

''મીઠાલાલ બહાર આવીને ખાટલે બેઠા બેઠા બબડ્યા, ''ઈમાં શું મોટી ધાડ મારી ? ખહલું કૂતરુંય પોતાની શેરીમાં તો વાઘ થઈ જાય ! ક્યારની બે માણાને ચણ ભણ હાલ્યા કરે છે. ઘરે તો સમજ્યા, આંઈ તો પોતાના આદમીની પટકી પાડવાનું રહેવા ઘો, ભલાં થઈને !''

તેમણે જોયું તો સસરા માથાની પાઘડી સરખી કરીને બહાર જવા લાકડી ગોતતા હતા. સાળો ઓટલાની ધારે છરીની



ધાર કાઢતો હતો, ને સાળાની વહુ ચાનાં વાસણ લઈને ફળીમાં ઉટકવા બેસતી હતી.

''હુંધાય નાટક કરે છે. જાણે કાન ક્યાંક બ્હારગામ મેલી આવ્યા હોય. રહેવા દ્યો, ઈમ દેખાવ કરવાના રહેવા દ્યો, દરેક જણ બરાબર કાન માંડીને સાંભળે છે ને મનોમન મલકાય છે, અમારી છોડી કેવી ટચલી આંગળીના ટેરવે જમાઈને નચાવે છે! આજ તમેય હરખાઈ લ્યો, કોઈને શું દોષ દેવાનો ? આપણો જ રૂપિયો ખોટો હોય ત્યાં ?

હવે વાટ જોવડાવવાનીય હદ થઈ ગઈ, કવરાવી કવરાવી કાંઠે લાવ્યા.

હવે મીઠાલાલનાં ઘરવાળાં મેનાગૌરી તૈયાર થઈને બહાર આવ્યાં.

''હા, હવે મોર્ય થાવ, કૈં વાર લાગી ?''

પોતાની રીતે બજારે જાવાના મનોરથનું સૂરસૂરિયું થઈ ગયું, ''ઘરવાળાં હારે હોય ત્યારે બસ ઈમની હારે ટાંટિયા ઢસડ્યે રાખવાના. જ્યાં ત્યાં કોકની હારે રસ્તા વચ્ચે વાત કરવા ઊભાં રહી જાય ને સમયનું કંઈ ધાર્યું રહે નહીં. આપણે આમતેમ ડાફોળિયાં મારવાનાં ! નો આગળ હાલ્યા જવાય કે નો ન્યાં ને ન્યાં ખોડાઈ રહેવાય, ને ઈમને તો ઈ ઓહાણ રિયે જ ક્યાંથી કે કોકની હારે આવ્યાં છંયે, એટલું નો સમજે તો એટલું તો સમજે કે એકલા નથી, કોક હારે આવ્યું છે.''

મન એવું ખાટું થઈ ગયું કે હવે આ ગામમાંથી ઝટઝટ ઉચાળા ભરીને પોતાને ગામભેગા થાવાનું તે વિચારવા લાગ્યા.

''દુનિયાની માંલીકોર કેવાં કેવાં બૈરાં થાતાં હોય છે ! પોતાના આદમીની આંખે દુનિયા જોતાં હોય, આ તો ના જોવું હોય તોય પોતાની આંખે આદમીને જોવાની ફરજ પાડે. બસ, દરેક વાતમાં પોતાનો ધોકો જ સમણ્યે રાખે, ઈમ નો સમજે કે આદમીનેય ઈના ગમા-અણગમા હોય, આપણે કંઈ એવા માનના ભૂખ્યા નથી, પણ વધારે નહીં, થોડુંકેય માન જો આદમીને આપવામાં આવે તો એને કેવું સારું લાગે !''

એમાં ચાર-પાંચ બાઈઓનું એક ઝુંડ સામેથી તેમને આવી મળ્યું,

''એ રામ રામ મેનાબહેન, આ હારે મેમાન કોણ છે?''

''એલી બાઘા જેવી, ઓળખતી નથી ? ઈના ઘરવાળા છે.''

''મને શી ખબર, મેં તો પહેલીવાર જોયા.''

મેનાએ તરત વાત ફેરવી કાઢી. ઘડીકમાં તો બજાર વચ્ચે વાતોના વડા ને હાહા-હીહીની રમઝટ જામી, સામસામી તાળીઓ દેવાઈ, કેડે ચૂંટલા ખણાયા, ને ધબ્બાય મરાયા. કોઈનેય જાણે ખ્યાલ ના રહ્યો કે સાથે મીઠાલાલ ઊભા છે. ખાસ્સી વાર પછી મેનાએ પૂછ્યું, ''તમે બધીઓ તો જાણે આખી બજાર વોરવા નીકળી લાગો છો.''

''નારે બઈ, આ ચંપલીને બંગડીઓ લેવાની છે, તે હંધીઓને બાવડાં ઝાલી ઝાલીને તાણી લાવી.''

''બંગડીઓ તો મારેય લેવાની છે, પણ ઊભા રયો, મારે ઈમને પૂછવું પડશે.''

''બંગડીઓ લેવી ઈમાં વળી આદમીને શું પૂછવાનું ? ઈ કંઈ થોડા ના પાડવાના છે ?''

''ના તો કોઈ દિ' નથી પાડતા, પણ પૂછવું તો પડે.'' અને મેના મીઠાલાલ તરફ ફરી,

''આંઈ હીરા મઢેલી બંગડીઓ બહુ વખણાય છે, માણા ક્યાં ક્યાંથી લેવા આવે છે, હું લઉં ?''

મીઠાલાલ તો મોં વકાસીને જોઈ જ રહ્યા, બધી બાઈઓ તેમના મોં સામે તાકી રહી હતી.

''હા, હા, લઈ લો. જે ગમે ઈ લઈ લો. તમેય ખરાં છો! આ લોકોને થશે કે આવી મામુલી વાતમાંય આદમીને પૂછવું પડે છે તે હું જ ના પાડતો હોઈશ.''

''કોઈને એવું નો થાય, આંઈ એવું ચલણ નથી, પણ ઈમને એટલું તે સમજાવું જોવે કે આદમીને પૂછ્યા વગર કાંઈ થાય નહીં. હવે પૈસા તો આલો, ઉતાવળમાં મારું પાકિટ ઘરે રહી ગ્યું.''

''કંઈ વાંધો નહીં. લો, મારા પાકિટમાંથી જે વાપરવા હોય ઈ વાપરો.''

''એલી મેના, તું તો બહુ ભાગ્યશાળી, જમાઈ તો લાખ રૂપિયાનું માણા છે.''

''આજના થોડા છે, ઈ તો કાયમના એવા જ છે, હા, પણ તમે ઈ તો ક્યો કે કયા રંગની બંગડીઓ લઊં ?''

મીઠાલાલે શરમાઈને માથું ખજવાળ્યું, ''ભલામાણી, હું શું કહું ? તારે જે રંગની લેવી હોય ઈ લઈ લે.''

''અલી બઈ, આદમીને ઈમાં શું ખબર પડે ? તને જે રંગ ગમતો હોય ઈ લઈ લેને.''

''ના હોં, ઈમને જે રંગ ગમતો હોય ઈ જ મને ગમે ને ખપે. પહેરીને બતાવવાની કોને, ઈમને જ, ને ઈમની સારું તો પહેરવાની છે.''

બાઈઓ તો ઠીક, મીઠાલાલ પોતે પણ અચરજમાં ડૂબી ગયા. તેમને સારું લગાડવા કે બાઈઓની આગળ પોતાની હોંશિયારી બતાવવા મેના નહોતી બોલતી, તેની આંખોમાંથી છલકાતો પ્રેમનો રંગ તેને આવું બોલાવી રહ્યો હતો. મીઠાલાલને આજ સુધી આટલું સારું કોઈ દિવસ નહોતું લાગ્યું.

પડખામાં જાણે પાંખો ફૂટી નીકળી હોય તેમ તે હવામાં ઊડું ઊડું થઈ રહ્યા.

---

*૭૫, સમરથનગર, હાંસોલ,*
*અમદાવાદ-૩૮૨૪૭૫*
*મો. ૯૯૨૪૧૯૭૮૧૮*





# સોહાગરાત

– કેશુભાઈ દેસાઈ

**પુ**રુષોત્તમ મહિનાની એકાદશીનો ચંદ્ર ભીના પવનમાં ઝબોળાયેલી ચાંદની રેલાવી રહ્યો છે. આકાશ છેલ્લા ત્રણેક દિવસથી નિચોવાઈને જવલના બંગલાના બાથરૂમ જેવું ચોખ્ખું ચણાક બની ગયું છે. અઠવાડિયા અગાઉ એ જ આભલા સામે નજર માંડતાંય ધ્રૂજી જવાતું. ચારે દિશામાં તડાકા-ભડાકા. ભૂવા ધૂણતા હોય એવા હાકલા-પડકારા. વીજળી સરરરરર કરતીક સીધી બંગલાના ચોકમાં ખાબકતી. છેલ્લા એક વરસથી એકલી પડી ગયેલી જવલ જાળી વાસી દઈને ઓસરીમાં બેઠી બેઠી અદ્ધરજીવે આકાશી ઘુઘવાટા સાંભળતી રહેતી. ક્યારેક જોરૂકો કાટકો પડે ત્યારે એનાથી અનાયાસ જ બોલાઈ જતું : તારી જવાંની છ બાપ, પણ હોંમો શકન વાળનારા તો જતા રૂયા !

પેઢીનું પુણ્ય ફળ્યું ને એકનો એક દીકરો રમણ બાઈ મનેખનો દાક્તર બની ગયો. એવડી મોટી ડિગ્રી મળ્યા પછી ગામમાં એનો પગ ટકે ખરો ? પણ ઘરડાં માબાપને ફળિયામાંથી બહાર કાઢવા એણે બરાબર ઝાંપામાં પેસતાં જ દીદાર થાય એવો ત્રણ માળનો બંગલો જરૂર બંધાવી દીધો. મરનાર માનસંગ પટેલે જબરી મજાક કરેલી : વાહ ભઈલા, આનું જ નામ તે "ભણેલો કણબી..." તું તો ગામ છોડીને ગયો તે ગયો જ; બાકી રહી જતું'તું તે અમનેય ગામ બા'રાં ધચેલી મેલ્યાં...

જવલને હાંફ ચડ્યો હતો છતાં દીકરાની તરફેણ કર્યા વગર નહોતું રહેવાયું. આખી જિંનગી ચાર હાથની ગપૂલીમાં કાઢી હોય ઈન બંગલામાં શાંનું ફાવે ! આ તો ખાખરાની ખલી આગળ્ય હાકર વેર્યા જેવું. તમે તમારે પડી રે'જો તમારી હવેલીમાં. મનં એકલીનં ફાવશે. ચોખ્ખી હવા તો ખરી. માનસંગ રહ્યા અલગારી જીવ. એમને વળી ઝૂંપડી શું ને બંગલો શું ! માથા પર છાપરાથી જ મતલબ. પણ જવલને મન ડૉક્ટર દીકરો વતનમાં સગવડવાળું મકાન બનાવે તે ઘણી અગત્યની બાબત હતી. શહેરમાં એની પાસે લાખો લખમી હોય- ગાડીઓ ને બંગલા હોય એમાં ગામને શું ? ગામમાં બંગલો બંધાવે તો જ લોક જાણે કે છોકરો ભણ્યો અને કમાયો. ઘરડાં માબાપને બાબા આદમના જમાનાના ખંડેરમાંથી બહાર કાઢ્યાં. ખુલ્લી જગ્યામાં ઘર કરી આપીને એમનું ઘડપણ ઉજાળ્યું, સાથે જ પોતાનું ભણતર પણ.

માનસંગ પટેલના મરણ પાછળ અઢારે વરણનો એંઠવાડ પડ્યો હતો. ભૂમિ પવિત્ર થઈ ગઈ હતી. ખાઈપીને ગયા હતા એથીય વધારે તો રિબાયા નહોતા એનો જવલને મન ભારે સંતોષ હતો. જાયું એટલું જવાનું- કોઈ વહેલું તો કોઈ મોડું. ઘર હોય તે પહેલી ભીંત પડે કે કરો પડે. કાયમી સંગાથ તો કોઈને રહ્યો છે કે આપણો રહે ? વળી પટેલનું મન સત્સંગમાં પરોવાયું ત્યારથી એ અને એમની માળા. ઘરમાં તો ફક્ત ખોળિયું જ રહેતું. મા-દીકરો એક થઈ ગયાં એટલે બંગલો તો બંધાવાનો જ હતો. પોતે જૂના ઘરમાં પડ્યા રહે એથી તો ખાટસવાદિયા લોકોને વાતો કરવાની તક મળી જાય. જોયું ? ડોસા ડોસીને જુદાં પાડ્યાં ત્યારે કુંવર જંપ્યા ! પેટે પાટા બાંધીને ભણાવ્યા એનો બદલો તો વાળવો પડે ને ! - માનસંગ પટેલ ગામલોકોની માનસિકતા ન જાણતા હોય એવું કેમ મનાય ? એટલે એમણે બંગલાના પ્લાનમાં થોડો ફેરફાર કરાવી સાથે રહેવાનું સ્વીકાર્યું હતું. 'ભઈ, હવે આ ભવનો તો છેડો આયો હમજો. બઉ બઉ તો બે-પાંચ વરહ. એટલે લાંબા ગામતરાની આગોતરી વ્યવસ્થાયે કરવી પડશે ને !'- કહી એમણે બંગલાની અડોઅડ એમના માટે રામઝૂંપડી બનાવી આપવાની શરત મૂકી હતી.

જીવ્યા ત્યાં સુધી એ રામઝૂંપડીમાં જ રહ્યા.

છેલ્લે એમનો ચોકો પણ ત્યાં જ કરવાનું કહીને મર્યા !

એ રામઝૂંપડીમાં જવલે તે દિવસથી અખંડ દીવો ચાલુ રાખ્યો છે.

ડૉક્ટર દીકરાએ એના મોબાઈલમાં પાડેલો છેલ્લો ફોટો મોટો કરાવી, મઢાવીને દીવાલ પર ટીંગાડ્યો છે. સુખડની ફૂલમાળા અને ગૂગળના ધૂપથી સવાર સાંજ મઘમઘતા રહેતા માનસંગ ભગત દહાડે દહાડે વધારે ઊઘડતા જાય છે. સવારે નાહીધોઈને એમનાં દર્શન કરવા ગઈ ત્યારે ઘડીક તો જવલને એ ફોટામાંથી મોઢું કાઢીને બોલું-બોલું થઈ રહ્યા હોય એવા હાજરાહજૂર દેખાયા હતા. પછી એમની સામે હાથ જોડીને બે ઘડી ગુરુમહારાજનું નામ લીધું ત્યારે ખ્યાલ આવ્યો કે આજે તો એમની વિદાયને બરાબર એક વરસ થઈ રહ્યું હતું. પહેલી વરસી. પછી એમને પરણેતર સાથે બે ઘડી ગમ્મત કરવાનું મન થાય એમાં શી નવાઈ ! ઉંમર પ્રમાણે છેલ્લાં પાંચ-સાત વરસ ભલે જુદારું લઈને રહ્યા હોય, પણ ટાઈમે આગલી જિંદગી યાદ આવ્યા વિના રહે ખરી ? જવલને વરસ વીતી ગયું એનો ખ્યાલ



જ નહોતો રહ્યો. અને રહે પણ કઈ રીતે ? રોજેરોજ કોઈને કોઈ ભગતજીનું નામ લઈને આવ્યું જ છે જાણે. કોણ જાણે ક્યાં ક્યાં માથાં કાઢ્યાં'તાં આ મલકના ફરંદાએ ! જ્યાં ગયા ત્યાં આંબા વાવીને આવ્યા હતા. કેટકેટલાની ભીડ્યો ભાંગી'તી... કોઈની દીકરીનું કરિયાવર કરી આવ્યા હતા. કોઈને ચારધામની જાત્રાએ લઈ ગયા હતા. કોઈનો છોકરો કુંવારો રહી જતો હતો એનું આડું અવળું ચોકઠું ગોઠવી આપ્યું હતું. કોઈની જમીન માધુરીમાં મુકાઈ ગઈ હતી એ છૂટી કરાવવા ગાંઠનાં ગોપીચંદન ઘસી નાખ્યાં હતાં. રિસામણે બેઠેલી વહુને તેડી આવીને કોઈનો તૂટવાના આરે આવેલો ઘરસંસાર સાંધી આપ્યો હતો. આ તે માણસ કહેવાય કે ફિરસ્તો ?

એ એવડા મોટા માણસ હતા એની તો જીવ્યા ત્યાં લગી કોઈએ નોંધ જ ન લીધી. બલકે બહાર તો એમનો માનમોભો સચવાયો હશે પણ ઘરમાં જ કદર ન થઈ. જાણે સાવ મુફલિસ માણસ ના હોય- એમ મા-દીકરાએ એમને સાવરણી વડે કચરોપૂંજો વાળતાં હોય એમ ધરાર વાળી મૂક્યા હતા. એમને તો જાણે દોડવું'તુંને ઢાળ મળી ગયો. જોગી જેવું જીવન. ભગવાને દીકરો આપી દીધો એ પછી માયામાં જીવ જ ન રહ્યો. જ્યારે જુઓ ત્યારે-બહારને બહાર. જવલ કશું કહેવા જાય તો જીભે ચડે તે જવાબ હજરાવી દે. આ પંખીઓનું પૂરું નથી થતું ? કૂતરાં બિલાડાં ભૂખે મરેલાં જાણ્યાં ? દાંત આલ્યા છે એ ચાવણુંય આલશે. એનેય આબરુ તો વહાલી હશે કે ! એ માણસજાત જેવી નાગાઈ થોડો કરી શકવાનો ? કહો જોઉં ?

જવલ એમને શું કહે ? ઢેખાળા ?

રીસ તો એવી ચડતી !! ક્યારેક તો જીવ ઘોઘળે આવી જતો. મળી મળીને મારા કાકાને આ મુરાડી મળી ? હું તો એમને જીવથીય વહાલી હતીને !

જવલને ડોસા જીવ્યા ત્યાં સુધી એના નટખટિયા-અપલખણા બાળપણની એ ગંદીગોબરી ટેવવાળી વાત મલાવી મલાવીને સંભળાવતા. મૂઆ શરમાતા પણ નહીં. ભલેને પેટની જણીની પાંચ મનેખની હાજરીમાં કાંકરી થતી હોય. એમને માટે તો એ જિંદગીનું મોંઘામૂલું સંભારણું હતું.

'તું નેંની અતી તારની વાત છઅ...' એ શરૂ કરે કે તરત જવલ ટોકતી : તે ચેટલી ફરા કે' કે' કરવાની વોય? નેંનું સોકરું કાંય હમજે ખરું ? બીજી કોઈ વાતો છંઅ જ નૈં ? - પણ એવી ટોકામણીથી મોઢું બંધ રાખે એ બીજા. ભીખોભાથી એમનીં એંશી વરસ જૂની ખોપરીમાં સંઘરાયેલી ટેપ વગાડીને જંપતા. બિચારી જવલ લાજી મરતી. ઝનૂન તો એવું ચડતું કે ઊભી થઈને ઘોઘળે બાઝે. પણ વળતી જ પળે એનો રોષ ટાઢો પડી જતો. કાકાને પોતે કેટલી વહાલી હતી, ત્યારે જ ને ! છોકરાં તો છાલકું ભરાય એટલાં હતાં. ખભે ઉપાડી-ઉપાડીને ખડકીથી ઝાલામાઢ સુધી ને પાછા ઝાલામાઢથી ઘરના આંગણા સુધી હેરાફેરી કરતાં કાઠું નહીં પડતું હોય ! બઈ કહેતાં : તારા કાકાએ તારા સિવાય બીજા કોઈ ભઈલાને આટલાં લાડ નથી કર્યાં. અઘાંણી થાય કે તરત ખભે કરીને મહોલ્લા બહાર ઝાલામાઢની વાટ ઝાલે. - તરત જ હુકમ છોડે : આંય નૈં ! આપલી મોંડીમાં અબ્બું ! બીજાં આગળ તો ઠીક, ડોસાએ એ વાત મરનાર એમની જમાઈ આગળ પણ છેડેલી ! સાવ ભોળા. ભગવાન જેવા. એમના પેટમાં પાપનો પ્રવેશ જ નહીં. અમુક વાત આપણા ઘરઘરનાં મનેખ વચ્ચે જ ચર્ચાય.એની ઉઘાડે છોગ જાહેરાત ના કરવાની હોય. પણ એવી આંટીઘૂંટી એ અલ્લાની ગાવડીને થોડી સમજાવાની હતી !

સાટાના જમાઈ પણ એમને ડાબે જૂતે એવા જડ્યા ! પછી તો કોણ કહે વિવા' ભૂંડો ?

જવલને તો વખત ક્યાં સરી ગયો એનો અંદાજ જ ન રહ્યો. જાણે ગઈકાલે ગુજરી ગયા હોય એવું લાગે. રામઝૂંપડીમાં જ બધાંને છેલ્લા જુહાર કર્યા. અગાઉથી ખબર પડી ગઈ હોય એમ વિદાય લઈ રહેલા ભાવિક ભક્તોને એંધાણી પણ આપી દીધી : લ્યો તાણં રોંમ રોંમ ! આ કાચી માટીની કાયાનો સો ભરૂંહો ? ડુંગરા જેવા ડુંગરા ભભરઈ પડતા હોય ત્યાં આ તો કાચનું પૂતળું. ભરૂંહો પેલા માંહ્યલાનો રાખજો. એ જ કાળી રાતી બોલાયો હુંકારો ભણશે !

- મૂઈ મું જ અધબેહરી. જવલ મનોમન પસ્તાવો કરવા લાગી. છોકરાનેય ક્યાં સંભાર્યો હતો મરનારાએ ! ભણાવીગણાવીને મોટો દાકતર બનાવ્યો પણ છેલ્લે મોઢાનો મેળાપ સુદ્ધાં...બાપ દીકરા બેઉના નસીબમાં વિજોગ પડવાના લેખ લખાયા હોય ત્યાં પામર માનવીનું શું ચાલે ? આખું ગામ સ્મશાનયાત્રામાં જોડાયું હતું, એકમાત્ર રમણ લાલ ડૉક્ટર સિવાય. એમ તો અઠવાડિયામાં બબ્બે-ત્રણ ત્રણ વાર ફોન કરતો. પણ એ દિવસોમાં ક્યાંક ડૉક્ટરોના સેમિનારમાં ગયેલો હતો. થાઈલેન્ડ કે મલેશિયા જેવા કોઈ દેશમાં. ફોન કરતાંય કોને ફાવે આવા ખોબા જેવડા ગામમાં ?

આખી જગતમાં જશ મેળવીને ગયા પણ પેટના જણ્યાની આગ ના પામ્યા. જવલની આંખોમાં ભીનાશ વળી ગઈ.

માનસંગ ભગત વારંવાર મીઠી હલકથી લલકારતા રહેતા એ ભજનની કડીઓ કાનમાં ગુંજવા લાગી.

*કેનાં છોરુ ને કેનાં વાછરુ-*
*કેનાં માયે નં બાપ જી ?*
*અંતકાળે જાવું એકલું -*
*હાથી પુન્ય ન પાપ જી !*
*ભૂલ્યો રે મન ભમરા તું ક્યાં ભમિયો !*

પંડ્યના દીકરાની માયા અળગી કરનાર ભગત પાછળ દુનિયા આટલી ઘેલી કેમ હશે ? જવલને એ કોયડો હજી લગી સમજાયો નથી. હજુ તો એમનો માસિયો પણ નહોતો સરાવ્યો ત્યાં એક દિવસ ભળભાંખળે નજીકના ગામનાં બે બૈરાં બંગલા બહાર ઊભાં ઊભાં 'જવલમા ! જવલમા !' કહી રાડ પાડી રહ્યાં હતાં. જવલે ગેટનું તાળું ખોલીને એમને આવકાર આપ્યો. એમ થોડું પુછાય કે શું કામ છે- આટલી વહેલી પરોઢવેળાએ વગર કશી ઓળખાણે હેંડ્યાં આવ્યાં છો તે !

જવલને તો નવાઈ લાગેલી. એમણે કહ્યું તું : બાયડી તૈણ દા'ડાંથી કષ્ટાય છ... મંદિરના પૂજારીએ કીધું - જાંવ, જઈને મુનાઈવાળા માનસંગ ભગતના ધોતિયાનું ધોણ લઈ આવો. એને પવાલા પાણીમાં ભેળવીને પાઈ દેશો કે તરત હુવાવડીને છુટકારો થઈ જશે.

આ વાત ત્યારે તો જવલના જ માન્યામાં નહીં આવેલી ત્યાં દાકતરી વિદ્યા ભણેલા રમણને થોડી મનાવાની હતી ? પણ પછી તો વાયરે વાત ફેલાતી ગઈ તે ત્યાં સુધી કે દવાખાનાની દાયણોના આંટાફેરા ચાલુ થઈ ગયા છે. છેલ્લા છ મહિના દરમિયાન નહીં નહીં તોય પચાસેક વાર અડધી રાતે જવલને કાચી ઊંઘમાંથી ઊઠાડી હશે લોકોએ. રામઝૂંપડીમાં ભગતનું છેલ્લે ઊતારેલું ધોતિયું અને ચોખ્ખા પાણીની માટલી ભરીને મૂકી રાખી છે. જેવું કોઈ રાડ નાખતું આવે કે જવલ ઢિંચૂકા કરતી રામઝૂંપડી ઉઘાડી આપે છે. અખંડ દીવામાં પૂરવા માટે નાઉપરવટ આવનારું એના ગજા પ્રમાણે ઘી લઈ આવે છે તે પાસે જ મૂકી રાખેલ બરણીમાં રેડી દે છે. ભગતનું ધોતિયું માટલીમાં બોળીને આવનારના વાસણમાં નિચોવી આપે છે. અઠવાડિયે બે-ત્રણ વાર આવું પુણ્ય કમાઈ લે છે ! રમણની હાજરીમાં પણ આવા પ્રસંગો આવ્યા. એને આવી અંધશ્રદ્ધાના ત્રાગડા થોડા ગમે ? ભગત જીવતા ત્યારે પણ છોકરો ભગવાનની હયાતીના મુદ્દે શંકા ઊઠાવતો રહેતો. મોડી રાત સુધી સત્સંગ ચાલતો એથી એ અકળાતો. ક્યારેક તીખી મજાક પણ ઉડાવતો : બાપા, તમને કદાચ ઊંઘ ના આવતી હોય, પણ બાપડા ભગવાનને શું કામ વગર વાંકે ઉજાગરા કરાવો છો ?



જવલને દીકરો યાદ આવી ગયો. મરનાર બાપ સાથે વિચારો નહીં મળતા હોવા છતાં એમની પાછળ એણે શું નથી કર્યું ! એમના નામે ઠંડા પાણીની પરબ બંધાવી છે. શાળામાં પુસ્તકાલય માટેનો ઓરડો બંધાવી આપ્યો છે. ભક્તમંડળ માટે પંચાયતઘરની બાજુમાં જ પ્લોટ લઈ 'માનસંગ વિહાર' નામે ધર્મશાળા માટે પાંચ લાખનું માતબર દાન જાહેર કર્યું છે. એ ધર્મશાળાનું બાંધકામ પૂરું થશે ત્યારે આ વગડા જેવો લાગતો ભાગોળ વિસ્તાર એકદમ જીવંત બની જશે. બે-પાંચ વરસ પછી તો આ બંગલો પણ...જવલનું હૈયું થડકારો ચૂકી જાય છે. એ ઊનો લાય નિસાસો નાખે છે. અમરપાટો લઈને થોડાં આયાં છીએ ? કોક દિવસ તો ઉચાળા ભરવા જ પડશે વળી. અને ત્યારે વીસ વીસ વરસથી શહેરમાં વસી ગયેલો રમણ કંઈ બંગલો સંભાળવા પાછો થોડો વળવાનો છે ? ભલો હશે તો માડીના નામે બંગલો ગામને સોંપી દેશે. ગામમાં બાઈ માણસનું દવાખાનું નથી ને ? સુવાવડ માટે ક્યાંયની ક્યાંય ઈડર-હિંમતનગરની ખેપો ખેડવી પડે છે. ભગતના ધોતિયાનું ધોણ પિવડાવ્યા પછીય છુટકારો ના થાય તો બાપડી બેજવી બાઈને રામભરોસે થોડી નાખી મેલાય ? જરૂર પડે તો પેટ ચીરીને બાળક જન્માવવું પડે. દાક્તર થયો છે એટલે એને આપણે શું કહેવાનાં ! કહેવા જઈએ તોય ભોંઠાં પડીએ. બાપ, તારી વહુનું પેટ મંડાયું હોત, જતાં જતાં એ જીવના કાને ખાલી એટલા ઊડતા સમાચાર પહોંચ્યા હોત તો કેવી ટાઢક વળત. ભગવાન આલવા બેસે છે ત્યાં પાછું વાળીને જોતો નથી. ઊંધું ઘાલીને ધીબે રાખે છે. ગામના વાઘરીવાસમાં અળસિયાંની જેમ બાળુડાં રઝળે છે. માથે છાપરું નથી, ખાવા ધાન નથી. ઝાડ હેઠળ જિંદગી ગુજારે છે પહુડાં. અહીં બે વીઘા જમીનમાં મોટો મહેલ બંધાવ્યો છે, રહેનારી જવલ એકલી. રામઝૂંપડીના રહેવાસી તો પાંખો ફફડાવી પલાણી ગયા. જોને, જોતજોતામાં વરસ થઈ ગયું. યાદ છે કે ? અષાઢી એકાદશી હતી એ દહાડે. આ તો વધારાનો અદેર(અધિક) મહિનો આવી પડ્યો, બાકી આજેય અષાઢી અગિયારશ જ છે. લોક તો ઈમના નામની બાધાઓ લેવા માંડ્યું છે. હાચું શું ને ખોટું શું એ તો રામધણી જાણે. સરધા રાખે એને ફળતી હશે. બાપ, ભલે ફળે. સૌને ઘેર લીલી વાડી થજો. સૌનાં કાળજાં ઠરે પછી જવલનુંય ઠર્યું જ લેખાય. હવે આ ઉંમરે નથી રહી એ માનસંગ પટેલની પટલાણી



કે નથી એકલા રમણ દાકતરની જણેતા. એ તો આખા ગામની મા બની ગઈ છે - જવલમા !

છતાં ઊંડે ઊંડે કશુંક ખૂટતું હોવાનો ખટકો તો રહ્યા જ કરે છે. આખરે મનેખનો અવતાર. ભગતને તો જગતની માયા ના હોય. પોતે એટલા દરજ્જે થોડી પહોંચી છે ! એમના જેવું ગન્યાંન થોડું લાધવાનું છે આ કાચી માટીની કાયાને !.

જવલને રામઝૂંપડીમાં કશોક ખખડાટ સંભળાયો. એ ચમકી. હશે બિલાડું-ફિલાડું. દીવાલ પર ટીંગાડેલા ગણપતિના ફોટાવાળા કેલેન્ડરનો ઉંદર ભૂખ્યો થયો હોય એમ પણ બને. ભગતજીની દુનિયામાં બધા જીવ સરખા.

એણે ફરી પાછો ભૂતકાળ વાગોળવા માંડ્યો. કાકો જીવ્યા ત્યાં લગી ભાણિયાના નામની બળતરા વાગોળતા રહ્યા. જવલથી એમની પીડા જીરવાતી નહીં ત્યારે જરા છણકો કરી બેસતી : કાકા, આ ઉંમરે ભગવાનનું નામ લેતા હોતો ? જેના કિસ્મતમાં જે લખાયેલું હશે એ મળશે. તમે તો ડોંગરે મહારાજની ભાગવત હાંભળેલી છ. ખોટા લોહી ઉકાળાનો અરથ ખરો ?

'પણ બુન, તારું ઘર ઉઘાડું રઅ...આવડી મોટી જાગીર અને પાછળ કોઈ નૈં-' એમના ગળે ડચૂરો બાઝી જતો. બાકીનાં બધાં ભઈલાંની ત્રીજી પેઢી જોનારી એ માયાળુ આંખો સૌથી લાડકી છોડીના જીવતરમાં છપ્પનિયો દુકાળ જોઈ ઓશિયાળી બની જતી. 'ઈના ધૈર્ય શેની ખોટ છ? પણ ઉપરવાળોય ભગતની કસોટી કરતો હોય તોય કોને ખબર ?? - કહી એ મન મનાવી લેતા. એકવાર જમાઈ આગળ વલોપાત કરી બેઠા ત્યારે માનસંગજી હસી પડેલા, ખડખડાટ, રામસાગર રણઝણતો હોય એમ બોલી ઊઠેલા : નરસી મે'તાએ નખોદ ન'તું માગ્યું? આપણને ભગવાંન વગર- માગ્યે વરદાંન આલતો હોય તોય કોને ખબર ?'

જવલની એક આંખમાં ભર્યા સમુંદર જેવાં હેત ઢોળતા બાપની છબી ઝલકતી હતી ને બીજીમાં અલગારી અવધૂત-સમા હેવાતનની.

વળી પાછો ખખડાટ થયો. એ ચમકી. એકાએક રામઝૂંપડીના બારણા આગળ કોઈ મનખાદેહ ખડો થઈ ગયો.

'હોંભળો છો ?'- એ જ કૂવાના તળિયેથી ફૂટતો હોય એવો ટૌકો.

જવલથી પુછાઈ ગયું : 'તમે...તમે બોલાવી મનંઅ?'

એના અંગેઅંગમાં વીજળી ફરી ગઈ.

રામઝૂંપડીના બારણા આગળ દેખાતો ઓળો વિલાઈ ગયો.

'આખી જનગી એકલહૂવોર જેવા થઈને પડ્યા રહ્યા. આજે ચ્યાંથી હાંભર્યું બૈરું ?' એણે વર્ષોથી દૂંટીની દાબડીમાં સંઘરી રાખેલો ઠપકો રણકાવી જ દીધો.

હૈયે ફાળ પડેલી હતી છતાં હિંમત કરીને એ આગળ વધી.

'હાચું કે'જો હોં !' ઝૂંપડીના બારણા આગળ ઊભી રહીને એ પૂછવા લાગી : 'તમે થ્યા છો એ હાચી વાત?'

જવાબમાં એ જ જૂનો અને જાણીતો હોંકારો.

'તમે તો ભ્રમચારી થૈ જયા'તા ને !'- ભગતના ફોટા આગળ બળતા અખંડ દીવામાં ઘી પૂરી દિવેટ તારવતાં એના હૈયાની વાત હોઠે આવી ગઈ.

'આજની રાત તમારી પથારીમાં-'

વાક્ય પૂરું કરે એ પહેલાં જાણે એની જ નાભિમાંથી હોંકારો મળી ગયો. રાજીની રેડ થઈ ગયેલી જવલે હાથ જોડીને મનમાં ઢબૂરી રાખેલી માંગણી રજૂ કરી જ દીધી : આખી જગતની વાસના પૂરી કરો છો. તમારા પેટ હાંમું તો જુઓ !

એને માનસંગ ભગતની છબી સળવળતી લાગી. ધીમે રહીને એણે છબી ઉતારીને પથારીમાં પધરાવી અને પછી એને છાતીસરસી ચાંપીને આડે પડખે થઈ.

સવારે દૂધ આપવા આવતી મણકીએ 'જવલમા! જવલમાં!' કહી બંગલો ગાંડો કરી મૂક્યો પણ સામો કોઈ જવાબ આ મળ્યો.

---

*૧૩-ઐશ્વર્ય-૧, પ્લોટ નં. ૧૩૨,*
*સેક્ટર-૧૯, ગાંધીનગર-૩૮૨૦૨૧*
*મો. ૯૮૭૯૫૪૩૧૩૨*





# 'હું જે કહીશ તે સત્ય જ કહીશ'

– ડૉ. ચંદ્રકાન્ત મહેતા

**મુ**શળધાર વરસાદ અટકવાનું નામ નથી લેતો. વીજળીના કાન ફાડી નાંખે એવા કડાકા, ગાંડીતૂર બનેલી નદીઓ. ચોતરફ જળબંબાકાર. છલકાયેલાં નદી-તળાવ. તળાવની પાળ તૂટતાં આજુબાજુના વિસ્તારમાં રહેતાં લોકોના ઘરોમાં પાણી ઘૂસી ગયાં છે.

ક્યારેક ઘૂવડનો અવાજ અને ક્યારેક ઠંડીમાં ઠુઠવાતાં શ્વાનોનું રૂદન.

યદુનાથ પિતા જ્ઞાનેશ્વરની પથારી પાસે બેઠો છે. વૈદ્યે આપેલી ફાકી અને ઉકાળો ડબલ ન્યૂમોનિયાનો સામનો પણ કેવી રીતે શકે ?... પણ પિતાશ્રી જ્ઞાનેશ્વર સ્વદેશી દવાઓના આગ્રહી. એલોપથીની દવાનું નામ પણ એમની સામે ન લેવાય. નોકરી નહીં કરવાની પ્રતિજ્ઞા એટલે નાનકડા ખેતરમાં ખેતી કરે, શાકભાજી ઊગાડે. ઘરમાં બે જ વ્યક્તિ પોતે અને પુત્ર યદુનાથ. ભરજવાનીમાં વિધુર થયા છતાં યદુનાથ ખાતર એમણે પુનર્લગ્ન કર્યાં નથી.

હવે નાનકડા ખેતરમાં પંપ કે સિંચાઈની વ્યવસ્થાને અભાવે પાક પર નભાય તેમ નથી.

એટલે જ્ઞાનેશ્વરે ગામના જમીનદાર વિક્રમસિંહને બોલાવીને કહ્યું : "તમે જાણો છો કે હું નેકીથી ચાલનારો માણસ છું. પૈસાદારો કહેશે કે નેકીથી ચાલવું એટલે જાતે પગ પર કુહાડો મારવો. નેકીથી ચાલનારા કેટલાય કમોતે મર્યા. પણ મારી ફિલસૂફી મને મુબારક. કદાચ તમારે ગળે ન પણ ઊતરે."

'દાદા, તમારા પ્રત્યે મારા મનમાં ખૂબ જ માન છે. બોલો, આપની શી સેવા કરું ?' વિક્રમસિંહે કહ્યું ...

"મારા પ્રાણનો મને હવે ભરોસો નથી. કઈ ઘડીએ ઈશ્વરનું તેડું આવશે, એની ખબર નથી. મારો આ ભોળિયો યદુ મારી જેમ ગાંધીમાર્ગે ચાલનારો માણસ છે. એ દરબારી નોકરી નહીં કરે પણ ખેતીવાડીની દરકાર બરાબર રાખશે. યદુને તમને સોંપું છું."- જ્ઞાનેશ્વરે ખાંસતાં ખાંસતા કહ્યું. ...

"તમે તમારે નિશ્ચિત રહો દાદા. યદુને હું આવતી કાલથી જ ખેતીવાડીના કામ પર બોલાવી લઈશ. જાઓ, આ મારું વચન"- વિક્રમસિંહે કહ્યું.

અને જ્ઞાનેશ્વરે પ્રાણ છોડી દીધા. યદુને માથે આભ તૂટી પડ્યું. પણ યદુનો એક અભિન્ન મિત્ર સાધુસિંહ. નિર્મળ અને નિરાળુ વ્યક્તિત્વ. દેશભક્તિ એની નસેનસમાં ભરેલી. યદુને પડખે રહી એણે જ્ઞાનેશ્વરને ઉત્તરક્રિયા પતાવી અને મિત્રધર્મ અદા કર્યો.

યદુએ પણ મન કઠણ કરી જમીનદારની નોકરી શરૂ કરી.

અંગ્રેજો વિરુદ્ધના આંદોલનના દિવસો. ગામના લોકો ગાંધીજીના રંગે પૂરા રંગાયેલા. પિતા જ્ઞાનેશ્વરના સંસ્કારોને લીધે યદુ પણ સત્યનો ઉપાસક. સાધુસિંહની મૈત્રીને કારણે એ પણ સત્યાગ્રહ વિશેનાં ભાષણો સાંભળવા જતો. યદુ અને સાધુ-સિંહ બન્ને આમ તો અભણ પણ દેશ માટે, સત્ય માટે ફના થવાની પૂરી તૈયારી.

"સરફરોશી કી તમના
અબ હમારે દિલમેં હૈ,
દેખના હૈ જોર કિતના બાજુએ
કાતિલ મેં હૈ"

નો અર્થ સાધુસિંહ સત્યાગ્રહીઓને પૂછી લેતો અને અંગ્રેજોની સામે એનું લોહી ઊકળી ઊઠતું...

તે દિવસે ગામના ચોકમાં રાત્રે ૯ વાગ્યે જાહેરસભા હતી. કોઈ જાણીતા સત્યાગ્રહી ભાષણ આપવાના હતા. બીજા દિવસથી ગામના લોકો સવિનય કાનૂન ભંગની લડત શરૂ કરવાના હતા.

યદુ અને સાધુ તે સભામાં અડધો કલાક પહેલાં પહોંચી ગયા અને સ્ટેજની નજીક બીજી હરોળમાં ગોઠવાઈ ગયા. જેથી આવનાર સત્યાગ્રહી નેતાનું પ્રવચન બરાબર સાંભળી શકાય.

સૂતરની આંટી વકતાને પહેરાવ્યા બાદ નેતાનું પ્રવચન શરૂ થયું. એમના શબ્દે શબ્દમાં ભારતમાતા, સત્ય અને હિન્દુસ્તાન પ્રત્યેનો પ્રેમ છલકાતો હતો. એમણે બૂલંદ સ્વરમાં જયહિન્દના નારા સાથે પોતાનું પ્રવચન શરૂ કર્યું : "બહાદુર ગ્રામવાસીઓ, ગાંધીજીની હાકલ છે કે સત્યાગ્રહીઓ સત્યનો રાહ ચૂક્યા વગર સત્યની શક્તિનો પરચો આપશે. મને આશા છે કે હિન્દુસ્તાનમાં એવા સત્યાગ્રહીઓ હશે જેમને વિશે આમ લખાશે : "એમણે ક્રોધ કર્યા વિના, તોડફોડ કર્યા વિના અબુધ હત્યારાને માટે પણ પ્રાર્થના કરતાં-કરતાં બંદૂકની ગોળી ખાધી હશે."

**"બહાદુરો, હિન્દુસ્તાનમાં એવા સત્યાગ્રહીઓ હશે, જેમના વિશે એમ લખાશે : એમણે ક્રોધ કર્યા વિના, તોડફોડ કર્યા વગર અબુધ હત્યારાને માટે પણ પ્રાર્થના કરતાં-કરતાં બંદૂકની ગોળી ખાધી હશે"**



બહાદુરો, મરવાનું તો સૌને છે, માણસ વીજળી પડવાથી પણ મરે યા તો હૃદય બંધ પડવાથી કે શ્વાસ બંધ પડવાથી પણ મરે. સત્યાગ્રહી એવું મરણ ન ઈચ્છે, ન તો એવું મરણ ઈશ્વર પાસે માંગે. પોતાની ફરજ બજાવતાં સત્ય ખાતર મરણને ભેટવું એમાં સત્યાગ્રહીની કળા રહેલી છે. તમે જીવો ન જીવો પણ સત્ય માટે ફના થવામાં પાછી પાની કરશો નહીં. આવતી કાલે સવારે શિસ્તપૂર્વક સરઘસ કાઢજો... બોલો, 'જયહિન્દ'. અને મેદનીએ બૂલંદ સ્વરમાં પ્રતિસાદ આપ્યો : "જયહિન્દ, ભારત માતા કી જય."

અને નેતા વિદાય થયા. એમની આવી અઘરી વાતો યદુ અને સાધુસિંહના ગળે ઊતરી નહીં, પણ એક વાત એમના હૃદયમાં બેસી ગઈ કે સત્યને માટે મરવું પડે તો પાછી પાની કરવી નહીં. અને આંદોલનમાં જોડાઈને તોડફોડ કરવી નહીં.

યદુને જમીનદારે મામલતદારની ઓફિસે જવાનું કામ સોંપ્યું એટલે તે બીજે દિવસે નીકળનાર સરઘસમાં જોડાઈ શક્યો નહીં. સાધુને પણ આગળ શું કરવાનું છે, તેની ઝાઝી ખબર નહોતી પણ મહાત્મા ગાંધી ખાતર સત્યાગ્રહમાં શિસ્તપૂર્વક જોડાવાનું છે એટલું યાદ હતું. સાધુસિંહ ઝંડો લઈને છેલ્લે ચાલતો હતો. સરઘસ ગામની બહાર પહોંચ્યું કે તરત જ સાધુસિંહની નજરે બંદૂકધારી ટોપાવાળા સૈનિકો નજરે પડ્યા. સરકારી મોટર તૈયાર હતી. ઈન્સ્પેક્ટર જાહેરાત કરતો હતો. ૧૪૪ની કલમ લાગૂ છે. એનો ભંગ કરનારની ધરપકડ થશે.

પણ સત્યાગ્રહીઓ એમ પાછા પડે ખરા ? ચાર ચાર પાંચ-પાંચની ટોળીમાં આગળ વધે અને પોલીસે ડંડાવાળી કરી, ધરપકડ કરી, મોટરમાં હડસેલી દે. છેલ્લે સાધુસિંહ, એકલો-એકલો 'જયહિન્દ'ના નારા સાથે આગળ વધ્યો એટલે પોલીસે



એની પણ ધરપકડ કરી મોટરમાં બેસાડી દીધો...

સત્યાગ્રહીઓને કોર્ટ સમક્ષ હાજર કરવામાં આવ્યા. ન્યાયાધીશ ભારતીય હતો અને સત્યાગ્રહીઓ પ્રત્યે એમના દિલમાં કૂણી લાગણી હતી. સત્યાગ્રહીને પૂછતો : "તમે કલમ-૧૪૪ તોડી છે ?"

સત્યાગ્રહી હસતે મોંઢે ગૂનો કબૂલતા અને તેમને જેલની સજા ફરમાવવામાં આવતી.

હવે સાધુસિંહનો વારો હતો. જજે પૂછ્યું : "સાધુસિંહ, તમે કલમ-૧૪૪ તોડી છે ?"

સાધુસિંહે હાથ જોડીને જજને કહ્યું : "ના, બાબા, ના, ગાંધીજીનો ચેલો થઈને હું કશી તોડફોડ કરું ખરો ? છતાં ભૂલથી મારાથી કશું તૂટી ગયું હોય તો આપ સાહેબની માફી માગું છું."

જજને તો સત્યાગ્રહીને મુક્ત કરવાનું બહાનું જ જોઈતું હતું...એમણે નોંધ કરી. સત્યાગ્રહી સાધુસિંહે માફી માંગી છે એટલે નિર્દોષ ગણી એમને મુક્ત કરવામાં આવે છે.

પોલીસે સાધુસિંહને છોડી મૂક્યા. સાધુસિંહ હસતાં-હસતાં પોતાના ગામે ગયા અને ફૂલાતાં-ફૂલાતાં કહ્યું કે બધા સત્યાગ્રહીઓને જેલમાં મોકલ્યા અને મને છોડી મૂક્યો.

લોકોએ પૂછ્યું "તેં કહ્યું શું એ તો કહે ?"

સાધુસિંહે કહ્યું કે જજે મને પૂછ્યું કે તમે કલમ-૧૪૪ તોડી છે ? મેં કહ્યું ના, બાબા, ના ગાંધીજીનો ચેલો થઈ હું કશી તોડફોડ કરતો હોઈશ. છતાં ભૂલથી કશું તૂટી ગયું હોય તો માફી માગું છું- એટલે જજે મને છોડી મૂક્યો.

એક વકીલે સમજાવ્યું : સાધુસિંહ, આખરે તમે જુઠ્ઠું બોલ્યાને કલમ-૧૪૪ને તોડવી એટલે સભા-સરઘસ પરના પ્રતિબંધને તોડવો અને ગાંધીજીનો ચેલો થઈ તમે ગુનો કર્યા છતાં અંગ્રેજોની માફી માગી ? તમે બહુ ખોટું કર્યું."

૧૪૪મી કલમ તોડવી એટલે શું તે હવે સાધુસિંહને બરાબર સમજાઈ ગયું હતું. એણે પોતાની ભૂલ બદલ ગ્રામજનોની માફી માંગી.

અને બીજે દિવસે નીકળનાર સરઘસનું નેતૃત્વ સાધુસિંહે લીધું. એનામાં અદમ્ય ઉત્સાહ હતો. વારંવાર'ભારત માતા કી જય' અને 'જયહિન્દ'નાં સૂત્રો બોલાવી આગળ વધતો હતો.

પોલીસ ઈન્સ્પેક્ટરે કહ્યું : "તમે ૧૪૪ની કલમ તોડી છે, તમારી ધરપકડ કરવામાં આવે છે અને સાધુસિંહ હસતે મોંઢે પોલીસની મોટરમાં બેસી ગયો. બીજા સત્યાગ્રહીઓની પણ ધરપકડ કરવામાં આવી."

બધાને કોર્ટ સમક્ષ હાજર કરવામાં આવ્યા. એ જ કોર્ટ અને એ જ મેજિસ્ટ્રેટ, અને એ જ પ્રશ્ન : "સાધુસિંહ, તમે કલમ-૧૪૪ તોડી છે ?"



સાધુસિંહે હાથ જોડીને કહ્યું : હા, સરકાર મેં કલમ-૧૪૪ તોડી છે અને આ વખતે તો એવી રીતે તોડી છે કે તે ખાટલામાં પડી પડી છ મહિના હળદરવાળું દૂધ પીતી રિબાશે.

જજે મનોમન સાધુસિંહને વંદન કર્યા, સાથે મહાત્મા ગાંધીને પણ. એમના વ્યક્તિત્વમાં એવું તે શું હતું કે અબુધ ગ્રામજનો પણ જેલ કે પોલીસના અત્યાચારના ડર વગર ફના થવા તૈયાર રહેતા.

નિયમ મુજબ સજા ભોગવી સાધુસિંહ જેલની બહાર નીકળ્યો. ગામનાં લોકોએ ફૂલહારથી તેનું સન્માન કર્યું અને મહાત્મા ગાંધીજી તથા સાધુસિંહની જય બોલાવી. સાધુસિંહ પરબાર્યો જ પોતાના અભિન્ન મિત્ર યદુને મળવા પહોંચ્યા. પોતાના અનુભવો વર્ણવ્યા. દેશકાજે જીવનનું બલિદાન આપનાર શહીદોના કિસ્સા વર્ણવ્યા. સત્ય ખાતર ફાંસીને માંચડે લટકવાની સજા સ્વીકારનાર બલિદાનીઓના પ્રેરક પ્રસંગો કહ્યા. યદુએ કહ્યું : "સાધુ, હું તને વચન આપું છું કે સત્યરક્ષા અને મારી જિંદગી બન્નેમાંથી એકનું રક્ષણ કરવાનો પ્રશ્ન ઉત્પન્ન થશે ત્યારે સત્યના રક્ષણને પ્રથમ પસંદગી આપીશ."

'શાબાશ યદુ, જ્ઞાનેશ્વરના દાદાના પુત્ર પાસે તો આજ અપેક્ષા હોય.'

યદુ સ્વાવલંબી હતો. એણે ખીચડી, શાક અને રોટલાનું સાદું ભોજન તૈયાર કર્યું અને મિત્ર સાધુસિંહને પ્રેમથી જમાડ્યો. સાધુ સિંહ થાકેલો હતો. દસ ગાઉ પગે ચાલીને પોતાના ગામ આવ્યો હતો. એટલે એણે યદુની વિદાય લીધી.બીજે દિવસે એક ભયંકર ઘટના બની. યદુ ખેતરમાં કામ કરી રહ્યો હતો અને ઝાડ પર સંતાએલો જમીનદાર બંદૂક સાથે તેની નજર પડ્યો. યદુને કશીક હિંસાની શક્યતા લાગી. એટલે જમીનદારને સમજાવવા એ દોડી ગયો પણ એ પહેલાં રસ્તેથી પસાર થતા પોતાના દુશ્મન પર જમીનદારે ધડાધડ ત્રણ ગોળીઓ છોડી અને તે ત્યાં જ મરણ પામ્યો.

જમીનદારને યદુએ ખૂન કરવા બદલ મીઠો ઠપકો આપ્યો પણ જમીનદારે કહ્યું : "યદુ, તારે વધુ ડહાપણ કરવાની જરૂર નથી. સત્યના પ્રયોગો તારા મહાત્મા ગાંધીને પોસાય મને નહીં. હું એક સંસારી છું અને ઈંટનો જવાબ પથ્થરથી આપવા ટેવાયેલો છું. મરનાર માણસે મારી પર ખોટો પોલીસ કેસ કરીને મને જેલની હવા ખવડાવી હતી. મેં આજે તેનો બદલો લીધો છે...

અને સાંભળ, આ ઘટના તારા સિવાય કોઈએ નજરે નિહાળી નથી. આંખે દેખ્યો સાક્ષી તું જ છે. મારા તારી ઉપર અનેક ઉપકારો છે એટલે તું મને વફાદાર રહેવા બંધાયેલો છે. મરનાર દુશ્મનનાં સગાં-વહાલાં પોલીસ ફરિયાદ કરશે. તેઓ ખૂની તરીકે મારું જ નામ આપશે અને પોલીસ મારી ઉપર મુકદમો પણ દાખલ કરશે. પણ હું નિશ્ચિંત છું કારણ કે તારે મારા સાક્ષી બનવાનું છે અને મારી તરફેણમાં, મારી નિર્દોષતાની બાબતમાં જુબાની આપવાની છે, જેથી કોર્ટ મારો વાળ પણ વાંકો કરી શકશે નહીં, સમજ્યો ? આ વાત યાદ રાખજે અને વકીલો સમજાવે તેમ જુબાની પોપટની જેમ મારી તરફેણમાં આપી દેજે. તને એક નહીં બે ખેતર લખી આપીશ એટલે તારો પણ બેડો પાર."

"જી, સરકાર, આપના શબ્દો મેં સમજી અને સાંભળી લીધા છે."

- યદુએ કહ્યું અને જમીનદાર નિશ્ચિંત થઈ ચાલ્યો ગયો.

યદુને આખી રાત ઊંઘ ન આવી. સત્ય તેને ઊંઘમાં પણ સમજાવતું હતું : "યદુ, મહાત્મા ગાંધીના અને તારા પિતા જ્ઞાનેશ્વરના શબ્દો તને યાદ છે ને ? જો જે, તારા દ્વારા સત્યની હિંસા ન થાય ?"

જમીનદાર પર કેસ થયો. અને વકીલોની ફોજ તેની નિર્દોષતા સાબિત કરવાના પુરાવા એકઠા કરવામાં જોતરાઈ ગઈ.

જમીનદારે આપેલી માહિતી મુજબ તેના વફાદાર ખેડૂત યદુએ આ ઘટના સગી આંખે જોઈ હતી. એટલે એની જુબાની મને બચાવવા માટે પૂરતી છે. અને યદુએ આજ સુધી મારું લૂણ ખાધું છે એટલે મારા તરફની વફાદારી દાખવવા એ બંધાયેલો છે. એ સ્વભાવે આજ્ઞાંકિત છે, એટલે આપણે કહીશું તેમ જ કરશે."

વકીલોએ કાગળો તૈયાર કરી યદુને વાંચી સંભળાવ્યા અને સમજાવ્યા. એણે એમ કહેવાનું છે કે મરનારને ગોળી મારી ભાગી જતા માણસને મેં અને જમીનદારે જોયો છે. બંદૂક ચલાવી હત્યા કરી ઘોડા પર બેસીને એ ભાગી ગયો હતો એટલે એનો ચહેરો મને બરાબર યાદ નથી. મારા જમીનદાર સાહેબ ખૂની નથી. એમને આ કેસમાં ખોટી રીતે ફસાવવામાં આવ્યા છે.- બસ આથી વધારે તારે કશું બોલવાનું નથી અને સામા પક્ષનો કે સરકારી વકીલ તને ગમે તેવા પ્રશ્નો પૂછે તારે આ જ વાતનું રટણ ચાલુ રાખવાનું છે."- યદુએ ડોકું ધૂણાવ્યું. વકીલોએ તેને શાબાશી આપી.

યદુને ચેન નહોતું. તે રાત્રે સત્યાગ્રહી મિત્ર સાધુસિંહ

**"યદુને મૃત્યુ નજીક દેખાતું હતું : બેહોશીમાં એ બોલતો હતો, હું જે કહીશ તે સત્ય જ કહીશ. માણસ પ્રત્યેની વફાદારી નહીં, પણ સત્યરૂપી પરમેશ્વર પ્રત્યેની વફાદારી એ જ સાચો ધર્મ છે. હે પ્રભુ ! મારા દેશનું રક્ષણ કરજે."**



યદુને મળવા આવ્યો. યદુએ તેને પૂછ્યું. "સાધુ, માણસ પ્રત્યેની વફાદારી મોટી કે સત્ય મોટું ?"

"યદુ, યાર તું આજે આવો બેહુદો પ્રશ્ન કેમ પૂછે છે ? આપણે તો ગાંધીજીના ચેલા છીએ. બાપુએ સત્ય અને અહિંસાનો મહાન સંદેશ આપ્યો છે અને સત્યને પરમેશ્વર ગણ્યું છે. સત્યનો દ્રોહ એટલે પરમેશ્વરનો દ્રોહ."

"સાધુ, ગામના જમીનદારે એક માણસનું ખૂન કર્યું છે એ વાત ચારેકોર ફેલાયેલી છે, એ તું પણ જાણે છે. આ ઘટનાનો એક માત્ર સાક્ષી હું છું. જમીનદારનો આશ્રિત છું એટલે એના પ્રત્યે વફાદાર રહેવાની મારી ફરજ છે. મારે જુઠ્ઠી જુબાની કેમ આપવીએ મને વકીલો શીખવાડી રહ્યા છે. પણ સત્યનો દ્રોહ કરવા મારું મન નથી માનતું."

"યદુ, મારે તને જે કહેવું હતું તે મેં તને કહી દીધું. 'આત્મદીપો ભવ'. આત્માને અજવાળે ચાલજે. સત્ય કોઈને છેતરતું નથી અને પોતે પણ છેતરાતું નથી." કહી સાધુએ યદુની વિદાય લીધી.

સમય વીતતો ગયો. કેસ ચાલવા માંડ્યો. દરેક મુદતે વકીલો 'પહેરા' સાથે યદુને કોર્ટમાં હાજર રાખતા. સાક્ષીઓને તપાસવાની ક્રિયા ચાલી રહી હતી. કાળા-કાળા ડગલાવાળા વકીલો, તેમની તેજ જબાન, પ્રશ્નોનો મારો ! એ બધું જોઈ યદુ ગભરાઈ જતો હતો.

અઠવાડિયા પછી યદુની સાક્ષી થવાની હતી. વકીલોએ ગોખાયેલા નિવેદનની વકીલોએ પરીક્ષા લીધી. યદુ પોપટની જેમ પટપટ બોલી ગયો. એ એક પણ શબ્દ ભૂલ્યો નહોતો ! વકીલો ગેલમાં આવી ગયા હતા.

બીજે દિવસે અદાલતમાં યદુને હાજર કરવામાં આવ્યો. એનું નામ પોકારાતાં પોલીસે તેને વીટનેસ બોક્સમાં ઊભા રહેવા જણાવ્યું. ગીતા પર હાથ મૂકી, "હું જે કહીશ તે સત્ય જ કહીશ અને સત્ય વિના બીજું કશું જ નહીં કહું." ના સોગંદ લીધા બાદ જજની સૂચના મળતાં યદુની જુબાની શરૂ થઈ.

આરોપી જમીનદાર અને તેના વકીલો આનંદમાં હતા.

વકીલોએ ગોખાવેલું બધું જ યદુ સડસડાટ બોલે જતો હતો. જમીનદારનાં સગાં-વહાલાં તાળીઓથી યદુની સાક્ષીને વધાવતાં હતાં. જજે તેમને શાન્તિ જાળવવા કડક સૂચના આપી હતી. યદુની આટલી જુબાની સાંભળ્યા બાદ જજે પૂછ્યું,. "હજી તમારે કશું કહેવાનું છે, યદુનાથ ?"

"હા, સાહેબ, મારે જે કહેવાનું છે તે તો હજી બાકી છે. મેં સત્યના સોગંદ લીધા છે."

જમીનદાર અને તેમનાં સગાવહાલાંના જીવ અદ્ધર થઈ ગયા. યદુ શું કહેશે ?

યદુએ કહ્યું : "સાહેબ, જો હુ મહાત્મા ગાંધીનો ચેલો ન હોત અને પૈસાનો લોભી હોત તો અત્યાર સુધી જે જુઠ્ઠી જુબાની આપી તેને વફાદાર રહેત. પણ મારે અદાલતમાં સત્યને મરવા નથી દેવું. સાચી હકીકત એ છે કે મારા જમીનદાર સાહેબે એમના દુશ્મન સામે વેર લેવા માટે ઝાડ પર ચઢી છૂપા ગોળીબારથી ખૂન કર્યું છે. મેં આ દૃશ્ય મારી સગી આંખે જોયું છે. જમીનદાર સાહેબ ખૂની છે અને તેમને ખૂન બદલ સજા થવી જ જોઈએ." યદુએ જજને બે હાથ જોડીને કહ્યું :

એટલામાં જમીનદારના ગૂંડાએ સનનન કરતી ગોળી યદુ પર છોડી. ઉપરાછાપરી બીજી બે ગોળીઓ પણ છોડી. યદુ ગંભીર રીતે ઘવાયો હતો. મૃત્યુ નજીક દેખાતું હતું. બેહોશીમાં એ બોલતો હતો : "હું જે કહીશ તે સત્ય જ કહીશ. માણસ પ્રત્યેની વફાદારી નહીં પણ સત્યરૂપી પરમેશ્વર પ્રત્યેની વફાદારી એ જ સાચો ધર્મ છે. હે પ્રભુ ! મારા દેશનું રક્ષણ કરજે." અને યદુએ સદા માટે આંખ બીડી દીધી.

એટલામાં સાધુ આવી પહોંચ્યો. એણે યદુની આંખો ચૂમી શ્રદ્ધાંજલિ આપતાં કહ્યું, યદુ મર્યો નથી સત્ય જીત્યું છે. જ્યાં સુધી યદુ જેવા બલિદાનીઓ છે ત્યાં સુધી દેશે નિરાશ થવાની જરૂર નથી. આજે નહીં તો કાલે પણ ભારત આઝાદ થવાનું જ છે. અલવિદા, મારા સત્ય સમર્પિત શહીદવીર ! સ્વર્ગના બારે દરવાજા તારા માટે ખૂલ્લા હશે.

(સાધુસિંહનું પાત્ર એક હિન્દી પ્રસંગ પ્રેરિત છે)

---

*૧૬, હેવનપાર્ક, રામદેવનગર પાસે,*
*સેટેલાઈટ રોડ, શેલ્બી હોસ્પિટલ પાછળ,*
*અમદાવાદ-૩૮૦૦૧૫.*
*મો. ૯૮૨૪૦૧૫૩૮૬*





# સમજાય છે મારી આ વાત ?

– રમેશ ર. દવે

'તમારી શરદીથી તો તોબા ભાઈસા'બ ! આખો દિવસ તો ઠીક મારા ભાઈ, રાતે ય સઈડ શું...સઈડ શું કર્યા જ કરો છો.'

'શરીરનું તો ભાઈ એવું છે ત્યારે ! શિયાળે શરદી તો ઉનાળે ઉનવા.. પણ મારું આ 'સઈડ શું'- તને તારા બેડરૂમમાં ય સંભળાય છે ?'

'એટલે તો કહું છું ! પણ આ સૂંઠ-પીપરીમૂળ નાખીને, મઝાની ગળીમધ રાબ કરી છે તે ગરમાગરમ પી લ્યો, પછી જો જો, તમારી આ વહાલી-વહાલી શરદી પ્રિયા તમને અલવિદા કહી દે છે કે નહીં !'

'પણ હજુ તો હમણાં જ મેં ચા પીધી છે ને પાછી તરત આ રાબ...'

'તે દવાનું તો એમ જ હોય ને ! જરૂર પડે ત્યારે લઈ લેવાની, અરે અરધી રાતે ય ઊઠીને દવા લેવાની એટલે લેવાની, બીજું શું ?'

'તો આપો, બીજું શું ? તમારો બોલ અમથોય ક્યાં ઉથાપ્યો છે ? પણ બહુ ગરમ તો નથી ને ?'

'અરે, ક્યારનો ય કટોરો ભરી રાખ્યો છે. બસ, તમે પીઓ એટલી જ વાર. કોઈ પ્રોબ્લેમ રહેશે નહીં !'

'એમ ? આ રાબ પીવાથી બધું મટી જશે ?'- કહેતાં નવનીતરાયે ટેવ મુજબ મોટો ઘૂંટડો ભર્યો.

'કેમ ? ગળી તો તમને ભાવે એવી જ છે ને ?'

'હા.. હા, એક તો દેશી ગોળ ને ઉપરિયામણમાં પાછું તમારું ગળપણ...' કહેતાં -કહેતાં એમણે બીજા બે ઘૂંટડા ભર્યા અને અંદર જાણે સળગતું છાણું મુકાયું હોય- એવી બળતરા ઉપડી ને વળતી પળે તો નવનીતરાયની આંખ પણ ઓલવાવા માંડી... એમણે પૂછ્યું હતું આ ... આ... શું ? પણ જીભ જાણે લાકડું થઈ ગઈ હતી. ઓલવાતી આંખે એ માંડ માંડ મંજરી સામે ઓશિયાળું ઓશિયાળું તાકી રહ્યા. મંજરીના ચહેરે પરમ સંતોષ લહેરાયો. બસ, જે ધાર્યું હતું ગોઠવ્યું હતું- એમ જ થઈ રહ્યું - એ જોઈને, નવનીતરાયે કહેવાની છેલ્લી વાત રહી ન જાય એ માટે એણે પોતાની ખુશાલીને કોરાણે કરીને કહ્યું -

'મેં તમને રાબમાં ઝેર આપ્યું છે ! બસ, હવે બહુ વાર નહીં થાય, બે-ચાર મિનિટનો જ મામલો છે. મેં પાસપોર્ટ-વીઝા બધું તૈયાર રાખ્યું છે. સાડા બારની ફ્લાઈટ છે. અહીંથી દિલ્હી અને ત્યાંથી સીધી લંડન ! ત્યાં એરપોર્ટ પર સતીશ મારી રાહ જોતો હશે. એ મૂળે તો તમારો બિઝનેસ-પાર્ટનર પણ હવે તો એ થઈ જશે મારો લાઈફ-પાર્ટનર ! બસ, ત્યારે આવજો ! આવજો!'

નવનીતયરાયને કંઈ સંભળાયું કે નહીં- એ તો રામ જાણે પણ એમણે ગળે પડતો શોષ અટકાવવા, રાતે ડિશ ઢાંકીને મૂકેલો પ્યાલો લેવા હાથ લંબાવ્યો પણ પ્યાલો પડી જતાં પાણી ઢોળાયું ને બેઠા થતાં જ એ બોલ્યા - 'અરે ! આ તો...'

શિયાળાની સવારના હજુ તો સાડા ચાર વાગ્યા છે. નવનીતરાયે આંખ ચોળીને ફરી ઘડિયાળ સામે જોયું. હા, હા સાડાચાર જ થયા છે. વળતી એમને ધ્રૂજાવી દેનારી કંપારી થઈ આવી. થાય જ ને ! આખી રાત ઠરેલા પાણીએ કરવાનું કામ કરી નાખ્યું હતું. ભીનીભદ કફની ને અંડરવેર કાઢીને ઓછાડ સાથે ખૂણામાં ફેંક્યાં ને વળતો કબાટ ખોલી ઈસ્ત્રીબંધ કફની પહેરતાં જ એમને સળગતાં છાણાંની પેલી બળતરા યાદ આવી પણ કંઈ સમજાયું નહીં, એમણે આજુબાજુ જોયું પણ કોઈ નહોતું ! તો પછી .... શું એ સપનું જ હતું ? અહીં નથી મંજરી ને નથી રાબનો કટોરો... તે ન જ હોય ને ! એ બધું તો સપનામાં...પણ સપનું ને પાછું વહેલી સવારનું - નવનીતરાય થથરી ગયા.. મંજરી, મારી મંજરી આમ કરે ? એણે સતીશ સાથે જે કરવું હોય એ ભલેને કરે પણ મને કંઈ રાબને નામે ઝેર થોડું પવાય ? પણ રાબ જ પાઈ નથી પછી.... તો... તો ...પછી એ શું સાચ્ચે જ સપનું હતું ? સાચું સપનું હતું ? નવનીતરાય અવઢવમાં ડૂબતા રહ્યા... પણ આવું સપનું કેમ આવ્યું, શું કામ આવે ? મંજરીએ એની બેનપણીનો આગ્રહ સ્વીકારીને યુ.કે. માટેના પાસપોર્ટ-વીઝા તો મેળવી જ લીધા છે... નવનીતરાય માથું પકડીને, કચકચાવીને દબાવતાં દબાવતાં બેસી પડ્યા. પછી લાંબા થયા. પડખું ફર્યા પણ અજંપો ઓસર્યો નહીં. મંજરીને જગાડું ? એને વાત કરું, હા, પાસે બેસાડીને, ખભે હાથ મૂકીને આ સપનાની વાત કરું ?... ના, એવું કરાતું હશે ? તો પછી આવું સપનું કેમ આવ્યું ? હવે મારે શું કરવું ? જો કે એક વાત તો થઈ શકે- હવે બિઝનેસમાં એણે અને સતીશે જે કરવું હોય એ કરે- આપણે માથું તો નહીં મારવાનું, અરે કંઈ પૂછવાનું ય નહીં, આમે ય આ બોંતેરમું તો ચાલે છે ! બસ, સમય મળે ત્યારે બેઠાં બેઠાં ભાગવત વાંચવાનું લહેરથી. પણ મંજરીને બેનપણીને નામે સતીશને મળવા જવું હોય તોય જવા દેવાની ? હાસ્તો ! એમ જ. અડધી રાતે બાથરૂમ જવા ઊઠો છો ત્યારે, લેપટોપમાં મલકાતાં મલકાતાં સતીશ સાથે વાતો કરતી મંજરીને નથી જોઈ તમે ? પેલો વેબ-કેમેરા પણ સતીશે જ મોકલાવ્યો હતો ને !

પણ સાલુ બાવન-બાવન વરસ સાથે, ભેગાં સૂતાં ને હવે... હોય એ તો આવું ય થાય ! ને... ને તમે કરી કરીને શું કરી લેવાના ? ...એટલે શું અમારે શરદી મટાડવાના બહાને રાબ પીવાની ને પછી સાવ સૂઈ જવાનું-એમ ? પણ બીજું કરી-કરીને તમે શું કરવાના, નવનીતરાય ? સાવ એમ કાંઈ થોડું હોય ? જરા કાળજી રાખવાની, મંજરી જે વસ્તુ ખાય-પીવે એ જ આપણે ખાવા-પીવાની ને બીજું, એને કોઈ વાતે ટોકવા-ટપારવાની નહીં !

મંજરીને તૈયાર થતી જોઈ નવનીતરાયે કહ્યું : 'અત્યારે તો તું કદાચ બહાર જતી હોઈશ પણ રાતે જો, સૂતાં પહેલાં ફાવે તો થોડી વાત કરવી છે.'

'વાત કરવી છે ? શેની ? કંઈ બહુ અરજન્ટ છે ?'

'ના, ના એવું કંઈ નથી, આજે ન ફાવે તો કાલે, પરમ દિ' તું કહે ત્યારે...' 'પણ વાત શેની છે- એ તો કહો. બે-ત્રણ દિવસથી કંઈ મુંઝાયેલા-મુંઝાયેલા લાગો છો તે... કંઈ બિઝનેસની વાત છે? ઘડભાંજ શેની છે- એટલું ય નહીં કહો ?'

'ના, ઘડભાંજ કંઈ એવી નથી ને બિઝનેસ તો..બિઝનેસ તો.. આ તો મનમાં આવ્યું કે બે વાત હું કરું ને બે વાત તું કરે...હમણાંથી આપણે નિરાંતજીવે બેઠાં જ નથી. એટલે મને એમ થયું કે જરા વાત કરીએ તો મનથાળે જાય.'

'ના, વાત કંઈક ગંભીર લાગે છે કેમ ? શું થયું છે ? કંઈ



થાળે પાડવાનું છે ? એમ કરીએ હું લીલાને ફોન કરી દઉં છું- ફિલ્મ જોવા આજે નહીં, કાલે જઈશું'- કહેતાં મંજરીએ પર્સમાંથી મોબાઈલ કાઢીને લીલાને કહી દીધું- 'લીલા, સોરી ! હું નીકળતી હતી ને એક અરજન્ટ કામ આવી પડ્યું છે- બિઝનેસનું. આજે પિક્ચરનું નહીં ફાવે, આવતી કાલે રાખીએ ?' ફોન બંધ કરીને મંજરીએ મુંઝાયેલા નવનીતરાય સામે નજર મેળવતાં કહ્યું - 'ચાલો, હું હવે ફ્રી જ છું, બોલો શી વાત છે ?'

''અત્યારે આવી કંઈ ઉતાવળ નહોતી, લીલાએ તો પાછા ટિકિટે ય લઈ રાખી હશે ને ? 'તમારે ઉતાવળ હોય કે ન હોય પણ મારે છે ! બે ત્રણ દિવસથી સાવ પડી ગયેલા મોઢે મારી સામે તાકી રહ્યા છો તે હું ય પૂછું પૂછું - જ થાતી હતી. પણ કાંઈ વાંધો નહીં... હવે કહો, શી વાત છે ? શું ધંધામાં કંઈ જબરી તકલીફ ઊભી થઈ છે ? એકવાર માંડીને વાત કરો એટલે કાંઈક ઉકેલ કરાય, આ તો તમને સાવ પડી ગયેલા મોંએ...' 'ના, એવું કંઈ ખાસ નથી, તુંય ખરી છો. અહીં આવીને મારી પાસે બેસ અને સાંભળ - તારે સતીશ સાથે રહેવા વેમ્બલી-લંડન જવું હોય તો મને કંઈ વાંધો નથી.'

મંજરી પળવાર તો સાવ ક્ષુબ્ધ થઈ ગઈ અને એકિટશે નવનીતરાય તરફ જોઈ રહી. આ માણસને શું કહેવું ? મેં બિઝનેશમાં રસ લીધો ને જવાબદારી સંભાળી - એમાં આ માણસે આવું -આળું અને આટલું બધું વિચારી નાંખ્યું ? હજુ બે મહિના પહેલાં તો એમની સામે એમના નાનાભાઈ જેવા આ સતીશ વિશે કોઈ ફરિયાદ પણ થઈ શક્તી ન હતી અને આજે...આજે આમ ? પણ એણે જવાબની રાહ જોતા નવનીતરાયના ખભે હાથ મૂકીને પૂછ્યું : તમને કોણે કીધું કે હું સતીશ ભેગી રહેવા જવાની છું ?

'ના, ના કોઈએ નહીં પણ આ તો મને એમ થયું કે તું હવે મારાથી થાકી-કંટાળી હો તો.. ને આ સતીશ તને ગમે છે, એ તો તેં જ મને નહોતું કીધું ? 'હા, હા એ તો મેં જ તમને કહ્યું હતું, અને એની ધંધા-રોજગારની આવડત જોરદાર છે અને એની સાથે તમારે તમારી ચિકાશ બહુ ન કર્યા કરવી એમેય કહ્યું હતું- આ બધી વાત સાચી પણ એટલે હું કંઈ તમને છોડીને એની સાથે રહેવા ચાલી જાઉં-એમ ? તમારું મગજ તો ઠેકાણે છે ને ? કહેતાં કહેતાં મંજરી એમની નજીક, સાવ અડીને બેઠી અને ખભે હાથ મૂકી એમને પોતાની બાજુ ઢાળ્યા.''

'ના..ના, સાવ એવું નહીં પણ આ તો મને એમ થયું કે...'

'એક વાત કાન ખોલીને સાંભળી લો, કેટલાં વરસ થયાં, આપણે ભેગાં થયાં ને ? હવે આટલાં વર્ષે તમારે આમ હા.. હા.. ને.. ના.. ના.. કરવું પડે ? તમારા મનમાં ઘુમરાતી હોય એ બધી વાત, આમ ચપટી વગાડતામાં મને કહી દેવાની...'

'એ જ તો કહું છું ને ? તને સતીશ ગમતો હોય તો...'

'ફરી પાછી એની એ જ વાત ? છેલ્લી વાર કહું છું - બરાબર ધ્યાન દઈને સાંભળજો, સતીશ તમારો બિઝનેસ પાર્ટનર છે, યુવાન છે, ભણેલ-ગણેલ છે, રૂપાળા-હેન્ડસમ પણ છે અને મને ખપતું માન પણ આપે છે. બસ, આથી વધારે કંઈ નહીં ! ને તમારી વાત પણ અત્યારે જ કરી દઉં... આ છોકરો લંડનમાં બેઠો બેઠો તમારો ધંધો ધમધોકાર ચલાવે છે પણ ફોન ટોકમાં તમે એને ગમે તે વાતે, ચીકણા લાખરોખા થઈને એનું માથું ખાધા કરો છો ! હમણાં બે મહિના પહેલાં તમે જ નહોતું કીધું મને, 'આ સતીશ સિવાય આપણું કોણ છે ? એ દીકરાથી સવાયો થઈને, ધંધો તો સંભાળે છે- વધારામાં મને ને તને ય કેવાં રાજી રાખે છે ? અમથી વાત થઈ નથી ને આપણાં મનમાં હોય એ વસ્તુ આઠ-દસ દિવસમાં આવી જાય ! - જો તમારા મનમાં એ છોકરો આમ બેઠો હોય તો પછી... પણ આ બધી વાત કોરાણે રાખીને પહેલું એ તો કહો- આવો વિચાર તમારા મનમાં પેઠો કેમ કરીને ?'

'એ તો મને છે ને.. છે ને... તે ચાર-પાંચ દિવસ પહેલાં પરોઢિયે એક સપનું આવ્યું' તું....'

'શેનું સપનું ?'

એ જ તો કહું છું - સાંભળ તો ખરી !

'એમાં એવું હતું ને કે મને બહુ શરદી થઈ ગઈ'તી., તે દવા તરીકે તેં મને ભારોભાર સૂંઠ નાખેલી ગરમાગરમ રાબ પાઈ અને મને અંદર લાય લાગી એટલે તેં કીધું- મેં તમને આ રાબમાં ઝેર પાઈ દીધું છે ને મારા યુ.કે.ના પાસપોર્ટ-વીઝા તૈયાર છે. તમારો બિઝનેસ પાર્ટનર સતીશ હવે મારો લાઈફ-પાર્ટનર થઈ જશે...

'એ... એ... તમારું સાવ ફટકી ગયું છે ? મંજરી સડાક્ કરતી ઊભી થતાં બોલી.'

શું કરવું આમનું ? શું થઈ શકે આવી હાલતમાં ? પણ મારાથી તો એવી કોઈ ભૂલ થઈ નથી ને ? કે જેને લીધે એ આવું વિચારવા મંડ્યા ને સપનાં જોવા માંડ્યા. ના રે ના, મેં એવું કંઈ કર્યું નથી. પણ તોય આ માણસ આ ઉંમરે આવાં સપનાં જોવે ? કેવો સંતાપ થતો હશે એમને ? ને માણસને સપનાં કાંઈ અમથાં તો આવે નહીં, એ પહેલાં એ વિચાર એના મનની ચકડોળમાં આમતેમ આમતેમ ઘુમરાયા કરતો હોય ને ? એટલે આમણે કેટલું બધું વેઠ્યું હશે ? પણ એમને આવો વિચાર આવ્યો કેમ કરીને ? એ અંગે કંઈક વજૂદવાળી વાત, કંઈક એવો અણસાર... અરે કાચોપાકો કંઈક પુરાવો- આવું તો કંઈક હોવું જોઈએ ને ? આમ સાવ અદ્ધરતાલ વિચાર્યા કરવાનું ને પછી આવાં સપનાં જોઈને પિડાવાનું ને સામા માણસનેય વેઠાવવાનું ! આના કરતાં તો.. આના કરતાં તો... ના, ના... ના ! એવું તે વિચારાતું હશે ? આ મનેય શું થઈ ગયું છે ?

'અહીં આવીને મારી સાથે સોફા પર બેસો, મારે ય મને આવેલા સપનાની વાત કરવી છે'- કહેતાં મંજરી, ડાઈનિંગ ટેબલની ખુરશીએ બેઠેલા નવનીતરાયને લગભગ ઘસડી ગઈ.

'એ તો ત્યારે એવું ! તમને થાય એ તમારી અર્ધાંગિનીને ય થાય તો ખરું જ ને ! જોકે તમારા સપનાને તો મહિનો થવા આવ્યો ને ? એ તો એમ જ હોય, સપ્તપદીમાં ય તમે ભરો પછી જ અમારે પગલું ભરવાનું હતું ને ? પણ આ બધી ગમ્મત છોડીને હું મારી વાત કહું ? ગઈ કાલે મનેય સપનું આવ્યું હતું - બિલકુલ કોપી ટૂ કોપી- અદલ તમારું જ સપનું હા, તમારું જ સપનું ! તમારી એ જ શરદી, મેં કરેલી ભરપૂર સૂંઠવાળી ગરમાગરમ રાબ, તમને ઊઠેલી એ જ લ્હાય ને... ને.. મારું લંડન સતીશ તરફ ઊડી જવું !'

'અરે, આ તો ખરું કહેવાય, પાકુંપૂરું મારું જ સપનું ખરું કે નહીં !'

'આ ખરું - ખરું બોલો છો પણ નૈં ને ક્યાંક હું એ સપનું ખરું-સાચું પાડી દઉં તો ?' 'તો...તો...તો તો...'

'તો.. તો ન થાવાનું થઈ જાય ને ? એમ ન થાય એ માટે જ કહું છું- બને એટલાં આપણે બેય અત્યારે તો તરત નોખાં થઈ જઈએ. તમને ગમે એ વૃદ્ધાશ્રમમાં તમે પહોંચી જાવ ને મેં તો શ્રીમતી ભાનુબહેન કંચનરાય મહિલા વૃદ્ધાશ્રમમાં લટાર મારી લીધી છે. એકવાર આપણે અલગ રહેવા માંડીએ... સમજાય છે ને મારી આ વાત !'

---

*'વૈશાખ' ૨/૨, વીમાનગર , સેટેલાઈટ માર્ગ,*
*અમદાવાદ-૩૮૦૦૧૫ ફોન. ૨૬૭૪૦૧૨૪*



# જોડીદાર

– *ઉત્પલ ભાયાણી*

**વ**રસાદનું મોટું ઝાપટું પડી ગયા પછી નાનાંમોટા ખાબોચિયાંઓથી છલકાતી એ ગલીમાં રાતના દસેકના સુમારે જ્યારે એ વળ્યો, ત્યારે જ એને ખ્યાલ આવી ગયેલો કે ગલીમાં ચાલનારો એ એકલો જ છે. ગલી નાની હતી પણ બંને બાજુ બંધાયેલાં પાંચ-છ માળના મકાનોથી ખીચોખીચ હતી. અવારનવાર પસાર થતી રિક્સા કે મોટરો, એકલા કે બે-ત્રણના જૂથમાં ચાલતાં માણસો કે રખડતાં કૂતરાં ફરતાં હોવા છતાં એ ગલી આમ પણ એકંદરે શાંત પ્રકૃતિ ધરાવતી હતી. પણ અત્યારે તો વરસાદ અને રાતના પ્રભાવમાં એ બંને બાજુ ભરપુર વસ્તી હોવા છતાં ભેંકાર ભાસતી હતી.

ગલીમાં લગભગ અડધે સુધી એ પહોંચ્યો ત્યારે એને એમ લાગ્યું કે કોઈક પાછળ આવી રહ્યું છે. ભય જેવું કંઈ લાગવાનો પ્રશ્ન નહોતો પણ કોઈકની હાજરીનો અહેસાસ થતો હતો. માનવ સહજ જિજ્ઞાસા પણ થઈ કે, કોઈક બહાને ડોકું પાછું ફેરવીને કોણ છે એ જાણવા માટે અછડતી નજર પણ નાખી લે. પરંતુ એ થોડુંક અજૂગતું લાગતાં એણે તો પાછું જોયા વગર ચાલવા જ માંડ્યું. એના અને પાછળ આવનાર વચ્ચેનું અંતર ઘટતું જતું હોય એવા ભણકારા વાગતાં એણે પોતાની ચાલવાની ઝડપ થોડી વધારી. પાછળ પણ વધી હોય એવું લાગ્યું. એણે ઝડપ હજી વધારી અને ગલીના નાકે આવી ગયો., જે મોટા રસ્તાને જોડતી હતી અને ત્યાં છુટીછવાઈ પણ અવરજવર હતી. મોટા રસ્તા પર આવી ગયા પછી કોઈ પાછળ આવતું હોય એમ ન લાગ્યું પણ એ ગલીમાં હતો એ દરમિયાન કોઈ કશું કહ્યા વગર બસ સાથે જ રહેતું હોય એવી અનુભૂતિ એણે તીવ્રતાથી અનુભવી હતી.

મોટા રસ્તા પર કોઈ ઓળખીતા મળી જતાં એમની સાથે વાતો કરવામાં ઘર ક્યારે આવી ગયું એની ખબર ન રહી અને એ પછી તો રાત્રે પથારીમાં પડ્યા ત્યાં સુધી જાત સાથે સંવાદ કરવાની તક જ ન હતી.

બીજા દિવસે એ કામે જવા નીકળ્યો ત્યાં સુધી પરિસ્થિતિ કે માનસિક સ્થિતિમાં કશો બદલાવ નહોતો. રાબેતા મુજબ ચર્ચગેટની સ્લો ટ્રેન મળી ગઈ અને રાબેતા મુજબ ઊભા પણ રહેવું મુશ્કેલ હોય એવી ગિરદીમાં એક બગલમાં પાકીટ સાચવતાં અને બીજા હાથે ઉપરનો દંડો પકડતાં એ લોકલ ટ્રેનની હલવાની ગતિમાં ભળી ગયો હતો.

સિગ્નલ ન મળતાં ટ્રેન સ્ટેશન વગર જ ધીમે ધીમે ચાલતાં સાવ અટકી ગઈ,ત્યારે એને ગઈ રાતે ગલીમાં સાવ એકલા ચાલતાં, કોઈક પોતાની પાછળ પાછળ જ ચાલી રહ્યાની જે લાગણી થયેલી, એવી જ ખીચોખીચ ડબ્બામાં ઊભા રહેતાં ફરીથી એ જ તીવ્રતાથી થઈ. જે સ્થિતિમાં એના બંને હાથ અને પોતે જકડાયા હતા, એમાં આમતેમ ડોકું ફેરવવાથી વિશેષ કશું થાય એમ નહોતું. ગઈ રાતે તો અટકી, પાછળ ફરી અને બધી તપાસ કરી લેવાની મોકળાશ હતી. આજે આ ભીડમાં જ્યારે એક તસુ પણ ખસવાની શક્યતા નહોતી, ત્યારે કોણ છે એ જાણી લેવાની એને પ્રબળ ઝંખના થતી હતી. હલનચલનમાં પ્રયાસો પાંગળા જ પુરવાર થયા. પણ કોઈક સાથે રહે છે એની સભાનતા અકબંધ હતી. ટ્રેન ધાર્યા કરતાં થોડોક વધુ સમય અટકેલી રહી. એ દરમિયાન વધુ વિચારતાં એને એવું લાગ્યું કે ગઈ રાતે અને અત્યારે કોઈકની પોતાની આગળપાછળની હાજરી એ કંઈ આજકાલની ઘટના નથી. પછી અંધારી એકાન્ત ગલી હોય કે ધોળા દિવસે માણસોથી ઊભરાતી લોકલ ટ્રેનનો ડબ્બો હોય, જ્યારે જ્યારે એને પોતાની જાત સાથે એકલા પડવાનું બન્યું છે ત્યારે ત્યારે ઈતરજન પોતાની આસપાસ જ હોય છે.

એ બીજું કોણ છે એની ઓળખાણ પામવા વિષે એ પોતાની જાત સાથે વધુ ખણખોદ કરે એ પહેલાં તો અટકેલી ટ્રેન ચાલુ થતાં થયેલા હલબલાટમાં એ પોતાની જાતને સાચવવામાં વ્યસ્ત થઈ ગયો.

*૫૦૧, ન્યુ મધુવન, ૮૧, સરસ્વતી રોડ,*
*સાન્તાક્રુઝ (વેસ્ટ) મુંબઈ-૪૦૦૦૫૪*
*મો. : ૯૮૨૦૦૩૨૧૯૯*



## છ કરોડથી વધારે ગુજરાતીઓનું માનીતું પાક્ષિક એટલે...








મીડિયાની સકારાત્મક ભૂમિકા ભજવતું ગુજરાત પાક્ષિક, પ્રતિ પખવાડિયે આપના દ્વારે લઈને આવે છે...

# નીવડેલી કલમ, નવી દિશા, નવા વિચારો

❊ રાજ્ય સરકારની વિવિધ કલ્યાણકારી યોજનાઓ ❊ અધિકૃત માહિતી ❊ સાતત્યપૂર્ણ વિકાસલક્ષી જાણકારી ❊ લોકકલ્યાણની વાત ❊ રાજ્ય સરકારના નિર્ણયો ❊ લોકોની અપેક્ષાઓ અને સંવેદનાઓ ❊ સફળ લોકોની વાતો આ ઉપરાંત ❊ અતિથિની કલમે ❊ વિદ્વાનોના વિચારો ❊ વાંચકોની વાત ❊ વરિષ્ઠ પત્રકારોના અભિપ્રાય ❊ પ્રાસંગિક લેખો, જન સમસ્યા અને સમાધાન અને ઘણું બધું...

**લવાજમ ભરવા માટે આપના જિલ્લાની માહિતી કચેરીનો આજે જ સંપર્ક કરો અને ગુજરાત પાક્ષિક પરિવારના સભ્ય બનો.**



**વાર્ષિક લવાજમ માત્ર**
**રૂ. ૫૦/-**

# ગુજરાત રોજગાર સમાચાર સાપ્તાહિક

- ❖ માહિતી ખાતા દ્વારા પ્રતિ બુધવારે પ્રસિદ્ધ થતું રોજગારલક્ષી માહિતી આપતું સાપ્તાહિક.
- ❖ શહેરી વિસ્તારો તેમજ રાજ્યના અંતરિયાળ ગ્રામ્ય વિસ્તારોમાં રોજગાર અને ભરતી વિષયક જાહેરાતોની અધિકૃત માહિતી પહોંચાડતું અસરકારક માધ્યમ.
- ❖ રાજ્યભરમાં ૧,૨૦,૦૦૦થી વધુ ગ્રાહકોનું વિશ્વસનીય સાપ્તાહિક.
- ❖ રોજગાર-સ્વરોજગારવિષયક વિપુલ માહિતીનો ભંડાર.
- ❖ રાજ્ય સરકારના વિવિધ વિભાગો, સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ, ગુજરાત જાહેર સેવા આયોગ, ગૌણ સેવા પસંદગી મંડળ, પંચાયત સેવા પસંદગી બોર્ડ સહિત કેન્દ્ર સરકારના વિવિધ મંત્રાલયો, નિગમો, જાહેર સાહસો, બેંક, રેલવે રિક્રુટમેન્ટ બોર્ડ, સંરક્ષણ દળોમાં ભરતીવિષયક જાહેરાતોનું સરળ ગુજરાતી ભાષામાં સંકલન.
- ❖ ભરતી ઉપરાંત સ્વરોજગાર વિષય લેખ, જનરલ નોલેજ ક્વિઝ કોર્નર તેમજ વિવિધ અભ્યાસક્રમોમાં પ્રવેશ સંબંધી વિજ્ઞાપનો.

**વાર્ષિક લવાજમ માત્ર**
**રૂ. ૩૦/-**

લવાજમ ભરવા માટે આપના જિલ્લાની માહિતી કચેરીનો આજે જ સંપર્ક કરો અને ગુજરાત પાક્ષિક પરિવારના સભ્ય બનો.





# ખેતરના શેઢે

– રાઘવજી માધડ

**ખે**તરના શેઢે પગ મૂકયો ત્યાં જ ખોડા આતાએ ડાચિયું કરતા હોય એમ પૂછ્યુંઃ 'એલા તારા ગજવામાં મોબાઈલમા છે!?'

ખોડા આતાનું કહેવું તદ્દન સાચું હતું તેથી સાંભળતા છગન ડઘાઈ ગયો.તેના પગ થંભી ગયા અને વીલુંઢીલું થતું મોં લાપસી ખાવા લાગ્યું. 'માર્યા...હમણાં લોંદાવી નાખશે, પડ્યું પાણી સૂઝવા નહીં દે, હાલતા થાવું પડશે ને મજૂરી નામે મીંડું મળશે !'

'કાં એલા બોલતો નથી ? છાતી પરના ગજવા સામે નજર નોંધતા, સોયની અણી જેવો સવાલ કર્યો.'

છગનને થયું કે,પોતે રંગે હાથ પકડાઇ ગયો છે.હવે ખોટું બોલી બચાવ કરવાનો કોઈ અર્થ નથી. વળી આ ખોડો આતો ભલે ખેડૂત રહ્યો, ભલે ખેતીકામ કરે પણ વાણિયાને આંટી મારે એવો ચતુર ને ચાગઠો છે. પળમાં પકડી પાડે... વિચારને વધુ ખેંચ્યા વગર, ખોડા આતા સામે આંખ ઉપાડીને જોયા વગર જ છગન, પોબારા ભણવા પારોઠ ફર્યો..

આતા સ્થિતિ સમજી ગયાઃ ગુસ્સો ગોમતી પર આવ્યો... 'તેં કીધું તું એટલે આ નમાલીને બોલાવ્યો. પણ અટાણે ગોમતીને વચ્ચે લાવવા જેવી નહોતી. મજૂર હાથમાંથી જાય એ પરવડે એમ નહોતું.

'આ હાળો નપાવટ મજૂરી જાતી કરશે પણ મોબાઈલ નંઇ મૂકે !

'મજૂરી વગર્ય તો હાળો ભૂખે મરશો... આવું મોંએ આવી ગયું પણ એવું કહી શકાય એમ નહોતું. હવે કોઈને બે આંખની શરમ નડે એવું નથી. મોં તોડી લે... તોછડાઇ કરી લે. આવું આતા સારી પેઠે સમજતા હતા.

'એલા ગાંડિયા હું તો અમથું પૂછું છું...વાતનો ઉથલો મારી આતા ગાલાવેલા થાતાં કહેઃ'એમાં તો તું...તે આગળ ન બોલ્યાને મનમાં સમસમી ગયા.'હાળું આ તણ્ય દોકડાનું દાડિયું કેવી ગરજ કરાવે છે !!?

'ગરજે ગધેડાને બાપ કેવો પડે ઈ આનું નામ !'

ખેતીવાડી માથે દાઝ ચઢી. મફતના ભાવમાં વેચી નાખવાનું મન થઇ આવ્યું. આમ પણ હવે ખેતીમાં શું કાંદા કાઢી લેવાના છે ? ખેતીના લીધે આવા લોકોનાં મોં જોવા ને બોલાવવા પડે છે ને !?

દીકરાએ ચોખ્ખું કહ્યું હતું : 'આતા, જમીન કોઈને આપી દ્યો ને આયાં સુરત આવતા ર્યો !'

દીકરાનું કહેવું ખોટું નહોતું. ઘણાં ગામડાં ઉલેચાઇ ને આમ સુરતમાં ઠરીઠામ થયાં છે. દીકરો શરૂઆતમાં હીરાનો ધંધો કરતો હતો પછી, જમીન લેવેચનું કર્યું ને હવે ફાઈનાન્સનો ધંધો ધમધોકાર ચાલે છે. અહીં પોતે એકલા જ છે...પટલાણી તો પાંચ વરસ પહેલાં પરલોક સિધાવી ગયાં છે.

'ના મારાથી આ સીમખેતર નંઈ છૂટે !' એક જ વાકયમાં વીંટો વળી જતો હતો.

સામે સવાલ ઉદ્‌ભવતોઃ 'શું કરવા નંઈ છૂટે !?પણ બાપની જાંઘ ખોતરવા દીકરો કયારેય લાંબી લપ કરતો નહીં. આતાને ફાવતું હોય તો, જેમ હાલે એમ હાલવા દ્યો !'

આ બાજુ ખેતરના શેઢા પર છગનના પગ થંભી ગયા. છગનને ખબર છે કે આતાની જીભ તો કુહાડે કાપવા જેવી છે. ભડભડ બોલી નાખે.પણ પેટમાં પાપ નહીં. વળી હાથ સોનાના. આપવા બેસે ત્યારે મોટું મન રાખી જરાય ઓછું ન આપે. વળી ટાણેકટાણે આંગણામાં ઊભા રહો તો ખાલી હાથે પાછા ન કાઢે.

'છગના કામ કેટલું છે ને તું આમ હાલતો થા છો... છગનના ખભે હાથ મુકયો. છગનને થોડી ધરપત થઇ. તેણે





નજર તાણીને આતા સામે જોયું : 'મું તો કામે આવ્યો છંવ પણ...

ગામના છેવાડે વસતો છગન ગોમતીના કહેવાથી મજૂરીએ આવ્યો છે. એ બાબત આતાના ચિત્તમાં ચોંટેલી જ છે પણ આતાને વાંધો જ મોબાઈલમાં પડ્યો છે.મજૂરીના મોં માગ્યા દામ લેય એનો'ય વાંધો નથી. મોંઘવારી જોતાં ભાવ હોય પણ ઘડીક થાયને મોબાઈલ હાથમાં લેય...કામ કરવાનું પડતું મેલી મોબાઈલમાં ચોંટ્યો હોય. એટલે પેલાં જ કીધું હતું, 'હારે મોબાઈલ નંઇ...

અને છગન ગજવે ઘાલીને લાવ્યો... પછી વાત કર્યા વગર રહેશે નહીં !

ત્યાં કોયલ ટહુકી... ખોડો આતો ઝબકીને જોવા લાગ્યા... નથી ઝાડવું, નથી કોયલ ને આ ટહુકો કયાં પ્રગટ્યો...!? છગન સામે જોયું તો, તે લબુક ઝબુક વીજળી જેમ લાંબા ટૂંકા હોઠ કરતો હસતો હતો.

'ઘેલહાગરીના તને હહવું શેનું આવે છે, તારી માંના પેટ પડ્યે કોયલનો ટહુકો નથી હાંભળ્યો તે...'

છગન એકદમ પરોઠ ફરી ગજવામાંથી મોબાઈલ કાઢી, કટ કરી નાખ્યો...પછી ખોડા આતા સામે જોઇ ને ઈશારાથી કહેઃ 'કોયલ આમાં વાગતી'તી !'

ખોડો આતો તેના સામે જોઈ રહ્યા. ક્રોધ કરી આડા હાથની અડબોથ વળગાડી દેવી હતીઃ 'નવરીના એટલે હું ઇ રમકડાની ના પાડતો'તો...!' પણ ક્રોધ કે દયા દાખવ્યા વગર આતા અબોલ જ ઊભા રહ્યા.

કામના પાર નહોતા. દેશી ખાતરની ઉથરેટી ફેરવી, એ



ખાતર ખેતરમાં નાખી માથે સાંતી હાંકવાનું હતું. માથે ચોમાસું ગાજે છે. વરસાદનો કોઇ ભરોસો નહીં. અણધાર્યો ખાબકી પડેતો વાવણી કેમ કરવી ? વાવણી ને તાવણી ચૂકો એટલે બાજી બગડી સમજો, પછી આખું વરસ માથે ઓઢીને રોવાનું !

'લ્યે હાલ્ય મારા ભાઇ... કહેતાં આતાએ ખપાળી અને સૂંડલો છગનને દીધાં. ઉપરના ગજવામાં રાખેલો મોબાઈલ નીચે ન પડે તેની કાળજી રાખી છગન વાંકો વળ્યો. આતાને નિરાંત થઇ. તે પણ સાથે સૂંડલા ભરવા લાગ્યા. સાંજ સુધીમાં ઉથરેટી ફેરવી નાખવી હતી. એટલે બીજા દિવસે સાંતી ફેરવવાનું કામ થાય.

ત્યાં ફરી મોબાઈલમાં કોયલ ટહુકી... છગનના હાથ થંભી ગયા.શ્વાસ રૂંધાઇ ગયો. આંખો અદ્ધર થઇ ગઈ. ટેવવશ હાથ ગજવામાં નાખતા પૂર્વે દયામણીને ગભરામણી નજરે આતા સામે જોયું.તે રાતા પીળા થાતા સામે જ તાકી રહ્યા હતા. તેનું ચાલ્યું હોત તો સૂંડલાનો છૂટો ઘા કરી સાથે ને માથે ટોપરા જેવી ચોપડાવતઃ 'તારી મા,મજૂરીના પૈસા કૂતરી નથી હંગતી... કામ કરવું હોયતો એકધારું કર્ય નકર થા હાલતીનો... માથે લટકામાં સંભળાવતઃ 'બીજો ગોતી લેશ્ય, ખેતી કાંય તારા જેવા માથે નથી થાતી ! પણ થૂકયું ચાટવું પડે એમ હતું.પોતે કે પરિવાર કયાં ખેતીકામ કરે છે ? ગામના કાં દાહોદગોધરા બાજુના મજૂરો માથે જ ખેતીનો આધાર છે.ત્યાં મોંમા ખારાશ ઊભરાઇ. ઊલટી જેવું થયું. નહોતું બોલવું છતાંય બોલાઇ જ ગયું : 'મજૂરની કયાં કર્ય છો, હવેતો બાયુંમાંણાય દાહોદગોધરાની આવીને રોટલા ઘડવા ને ગગા જણવા મડી છે.

ખોડા આતાને ઘડીભર તો સઘળું ચક્કર ચક્કર ભમવા લાગ્યું. 'હાળું આ હંધુય હું થાવા બેઠું છે !

પણ સામે છગન મોબાઈલ કટ કરી કામ કરવા લાગ્યો હતો. આતાનો ગુસ્સો પાણીમાં ઢેફું ઓગળે એમ ઓગળી ગયો. તે સામેથી બોલ્યાઃ 'એલા નો ઉપાડ્યો !? પછી સ્વગત કહેઃ 'માળું ખરું છે, આ રમકડું !

ગામને સીમમાં મોબાઇલની માયાજાળ બરાબરની પથરાઈ ગઈ છે. જયાં જુઓ ત્યાં... બસ, મોબાઇલ જ... જાણે બીજું કોઈ કામ જ ન હોય !

'હાળો આ મોબાઇલ, નો કરવાનું કરાવે...

ગામમાં એક જણે ભેંસના કુંઢા શિંગડાંમાં અંદરના ભાગે મોબાઇલ બાંધ્યો. ઘેર બેઠા રિંગ કરેને ચરવા ગયેલી ભેંસ પાછી આવી જાય. તો વળી એક બાઇએ મોબાઇલમાં સમયસેટ કર્યો



છે, વાડીમાં બેઠાંબેઠાં ખબર પડી જાય, પાણીનો કયારો ભરાઈ ગયો છે... ખેતરમાં ધક્કો જ ખાવાનો જ નહીં ! ઘરે બેઠા મોબાઈલથી કૂવાની મોટર ચાલુ થઈ જાય... આવું સાંભળે ને આતાનું માથું ભમી જાય. કોણ જાણે કેમ, આતાને મોબાઈલ પર ભારે ચીઢ. કહેઃ 'કેટલાંય ઘર ભંગાવ્યાં છે આ મોબાઈલે, હોળી હળગાવી છે... ટાણેકટાણે નો કરવાની વાતું કરીને !

દીકરાએ મોંઘોદાટ મોબાઈલ લઈ દીધો છે. પણ કાળોતરો નાગ હોય એમ અડે કોણ !

હા, ગોમતી વાપરે છે... એને ના પાડતા નથી. ટાણેકટાણે મિસકોલ મારો ને ગોમતી હાજર !

તાપ આકરો જોતાં વરસાદ સારો થાશે એવી આતાની ધારણા છે. સારો વરસાદ થાય તો ખેતરમાં કાચું સોનું પાકે એમ છે. હૈયામાં ટાઢક વળી. કામમાં જીવટ ને ચીવટ આવી. તેમાં છગન હાંફી જાતો હતો.

'અટાણની પરજા તો હાવ માયકાંગલી... માથે પડી છે! આવું તો આતા ગમે ત્યારે બોલે.

પાણી પીવા માટે પોરો ખાધો. છગને ખબર વગર ખિસ્સામાંથી મોબાઈલ કાઢીને જોઈ લીધો.

આતાથી છાનું નહોતું. બરાબરની અડી ગઈ હતી. કાનસૂરીમાં ઊંધા હાથની અડબોથ વળગાડી દે એટલો ગુસ્સો ઊભરી આવ્યો હતો પણ કામ કરાવવા માટે આંખ આડા કાન કર્યા છૂટકો નહોતો.

'મોબાઈલ હામે વાંધો શેનો!? છેક તળમાંથી પ્રશ્ન પેદા થયો. આતા અમળાઈને અકળાઈ ગયા. ઘડી ભર સુળીયો મૂંઝારો થયો. અંદરથી પોપડા ઉખડતા હોય એવી પીડા થઈ. પણ નક્કર ઉત્તર વાળી શક્યા નહીં.

'મોબાઈલે તો મલકની મા આણી છે...' નહોતું બોલવું પણ બોલાઈ ગયું.

રીસમાં ને રીસમાં ખાતર કાઢવામાં ઝપટ બોલાવી. સામે ગભરું છગન તો લબડી રહ્યો.

'છોકરું છે, થાય એટલું કરે...'

માથે ભાથ લઈ ગોમતી ઊભી રહી હતી. ગોમતીને છગનની ભેર તાણતાં સાંભળી આતાને સારું ન લાગ્યું. બે પગ વચ્ચેથી ચોરણી ચિરાઈ ગઈ હોય એવું કઢંગુ લાગ્યું. આકરા તાપ જેવું આતાની નજરમાં સળગ્યું. ગોમતી પર સળગતી નજર ચાંપી... પણ ગોમતીનું મારકણું મરકલું ઝાંઝવા સાથે ખળખળવા લાગ્યું. આતા પરસેવાના રેગાડા સાથે પાણી પાણી થઈ ગયા. હાહરું આનું મોં મૂકી શકાતું નથી !

ખબર નહી, છગનના મોં પર શરમના શેરડા શું કરવા ફૂટ્યા !?

બેચાર પળ ત્રણમાંથી કોઈએ એકબીજા સામે નજર મેળવી નહીં.પછી લીમડાના છાંયે બપોરા કરવા બેઠા. ભાથ છોડતા ગોમતી બોલી:'કેટલા મિસકોલ કર્યા છગનાને..., કેટલા દાડિયા છે ઈ પૂછવું'તું, ભાતની ખબર્ય પડે.

આતાના કાન ઊંચા થઈ ગયા અને નાકના ફોયણાં ફૂલીને ધૂમાડો કાઢી ગયાં.

'છગનાનો નંબર તારી પાંહે !!?

આતા પાસે બોલવા જેવું નહોતું. તેમણે વારાફરતી છગન અને ગોમતી સામે જોઈ લીધું. પોતે જે માની બેઠા છે એની ખરાઈ કરવા જાણે આંખો ઝીણી કરી ખાંખાખોળા કરી લીધા. ખેતરમાં ઊગેલી બોરડીનાં મૂળ ખોતરે એમ ખોતરી લીધું. હા, બેઉની નજરનો એકાદ ક્ષણ પૂરતો સાંધો થયો હતો પણ...આતા અવઢવ સિવાય કંઈ પામી શકયા નહીં. પણ થયું કે મનમેળ મોબાઈલથી થયો હશે !

ગોમતી હૈયાવરાળ કાઢતાં આગળ બોલી : 'ટાંટિયા ફરી ગ્યા ખેતર રખડી રખડીને, મને થોડી ખબર્ય છે આ ખેતરમાં છો !?

'મને ખબર્ય, મને ખબર્ય... ચોંટી છો તો તુંને ખબર્ય હોય હું કરવા..? તું કાંય...પણ બોલી શકયા નહી.

ગોમતીએ જે રીતે આતા સામે જોયું, તે જોતાં આતા બોલવું જ ભૂલી ગયા. ઝડપથી મોં ખેતરમાં ખળખળતાં ઝાંઝવાં સામે જોવા લાગ્યા. 'ઝાંઝવાં જેવું હાચોહાચ પાણી હોત તો..

'તો તો ખેતરમાં મબલખ ઉપજ આવે !

'ઝાંઝવાંનાં જળ ઉંચથાં કીધા છે, જોવાય પણ પીવાય નંઈ !

આ કોણ બોલ્યું...? લીમડાની ઢકમાં બેઠેલો કાગડો બોલીને જાણે ઊડી ગયો !

આ વેળા આતા અને ગોમતી સામે છગને ત્રાંસી નજરે જોઈ લીધું. પણ ઝટ કાંઈ સમજાયું નહી. અને જે ઉપરછલ્લું સમજાયું તે તલવારની ધાર જેમ ઘચરકો કરી ગયું. લોહી નિંગળતી બળતરા થઈ.

છતાંય ગોમતી સામે આંખો ફેરવી લીધી.તેનો પીળો વાન ને ઘાટીલો દેહ નજરમાં આવે એવો હતો.



ગોમતી આતાના જૂના મજૂર કાનાની નવી ઘરવાળી છે. કાનો યુવાન અને સશકત હતો ત્યારે આતાના ખેતરમાં રાતદિવસ જોયા વગર કામ કર્યું છે. જાત ઘસી નાખી છે. પણ હવે અવસ્થા આંબી ગઈ છે. તેનાથી કંઈ થાતું નથી. આ બાજુ આતા એકલા છે તે ઘરનું કામકાજ ગોમતી સંભાળે છે. જેથી બેઉનું ગાડું ગબડે છે. ગામમાં કયાંક ચણભણ થાય છે તો થાય છે... પણ કાનાએ કયારેય કાન ધર્યા નથી. તેને ગોમતી અને સામે આતા પર ગળા લગી ભરોસો છે. ગોમતીના જળમાં ગટર ભળે એમ નથી.

ઘટાદાર લીમડાનો છાંયો હતો છતાંય ત્રણેયને તાપ લાગતો હતો. મનોમન અકળાતા હતા.

એક તો મોબાઈલ દીઠોય ગમતો નથી. તેમાં છગનને ના પાડવા છતાંય સાથે લઈને આવ્યો.ઓછામાં પૂરું હોય તેમ ગોમતી પાસે તેનો નંબર છે અને છગન કાયમી કામે આવે એવો ગોમતીનો આગ્રહ... આતાની છાતીમાં ધગધગતા અંગારા ચંપાયા. છગન તો છોકરું છે પણ ગોમતી... મારી છાતી માથે જ આવો ખેલ...!

આતાની બેઠકમાં મંકોડાએ બરાબરનું બટકું ભર્યું. ઉંહકારા સાથે ઊભા થઇ જવાયું.

ભાથમાં અડદની દાળના બદલે સેવ-ટમેટાનું શાક હતું. બાજરીના રોટલાના બદલે લોકવન ઘઉંની રોટલી હતી. છાશ અથાણાના બદલે દાળભાત હતાં. ભૂખ તો કકડીને લાગી હતી. પણ ભૂખ ઊડી ગઈ...

'છગના મારા વાલીડા, આ એક રોટલી તો લે... ગોમતીએ આગ્રહ કરતા કહ્યું : 'ખાધા વગર્ય કામ કેમનું થાય !?

આતાનું ખરબચડું મોં લાલઘૂમ થઇ ગયું. કાબરચીતરી દાઢીનાં ઠુંઠાં ઊભાં થઇ ગયાં.

'હાળી મારો ભાવ પૂછતી નથી ને ઈ તણ્ય ફદિયાના દાડિયાને વાલી થા'શો ! મોંએ આવી ગયું :

'હું તારું ઘર હાંકું છું, ઈ ભૂલી ગઈ, શંખણી !

ત્યાં ગોમતી ઉભડક પગે છગન બાજુ ખેંચાઈ ને તેના માથે હાથ મૂકીને કહેઃ 'આ એક રોટલી નો ખાતો મારા સમ છે...

હવે તો શંકા નહીં, સાચું છે... મારી છાતી માથે આવાં છાનગપતિયાં થાય તો કાનાનો મારા પરનો ભરોસો ઊઠી જાય ને કહે : 'તમે તો ભરોહાને ભોઠપ લગાડી, જૂનવટ માથે પાણી ફેરવી દીધું !

ઘરખેતર કાઢી ભલે સુરત ભેળા થાવું પડે પણ ગોમતીનો ટાંટિયો તો કાઢવો પડે... આવું તો કોઈ કાળે નો હાલે. હલાવી જ નો લેવાય... આ કાંય બોડીબામણીનું ખેતર થોડું છે !

'ગામ ભલેને ગમે ઈ વાતું કરે, પણ કાનાનો ભરોહો જાળવ્યો છે...

ત્યાં ગોમતી છગનના માથે હાથ મૂકીને કહે : 'મારો દીકરો છો ને, આટલું ખાય જા...

દીકરો...!!! આતાનું લોહી થીજી ગયું. મોં પૂણી જેવું સફેદ થઇ ગયું. આંખો તાણીને જોયું તો ગોમતીના ગમતીલા મોં પર ઊભરાતો માનો વાત્સલ્યભાવ આતાને ધોધમાર વરસાદ જેમ વાછટ નાખી ગયો, પલાળી ને પાણી પાણી કરી ગયા.

ગોમતી કોચવાતા મને બોલી : 'મારે દીકરો પાછો થયો ઇં આની જેવડો જ હોત !

ખોડા આતાની વાઢો તો લોહી પણ ન નીકળે તેવી વલે થઇ.

'હાળું આ મરકટ મન...મનોમન હીણપત અનુભવતા આતા છગન કે ગોમતી સામે જોઈ શક્યા નહીં.

સાંજે ખેતરનો શેઢો વળોટતાં પહેલાં છગનને કહ્યુંઃ 'છગના દીકરા, કાલ્ય કામે આવવાનું છે હો...ને પછી મોંમાં ગોળની ગાંગડી ચગળતા હોય એમ મીઠાશથી કહે : 'ને મોબાઇલ લાવવાનું નો ભૂલતો !

---

*'અભિષેક'*
*પ્લોટ નં. ૭૧૫/૧, સેક્ટર ૭ બી,*
*ગાંધીનગર મો. ૯૪૨૭૦ ૫૦૯૯૫*





# ધુમ્મસી ઘોડો

*– નસીર ઈસમાઈલી 'ઝુબિન'*

**આ** વરસાદી દિને આ ગામની તૂટેલી ભીની સડકો પર ફરી એકવાર એક ગહેરું ધુમ્મસ ઊતરી આવ્યું છે. ધુમ્મસ અને મારી વચ્ચે એક અજીબ ગહેરો સંબંધ છે. મારાં અમ્મીજાન કહેતાં હતાં કે, તેવીસ વર્ષ પહેલાં જ્યારે મારો જન્મ થયો ત્યારે પણ આ ગામ પર ઘેરું ધુમ્મસ છવાયેલું હતું.

મારા અબ્બા હુજુરે, હું મોટો થઈને એમને ક્યારેક મુફલિસીના ધુમ્મસમાંથી બહાર કાઢીશ એ ઉમ્મીદમાં મારું નામ ઉમ્મીદ રાખ્યું હતું. અલબત્ત, એમની એ ઉમ્મીદ પૂર્ણ થાય એ પહેલાં તો એમની મુફલિસીનું ધુમ્મસ મને વારસામાં આપી તેઓ જન્નતનશીન થઈ ગયા. અને હવે અમ્મીજાન તથા બે નાનાં ભાઈ-બહેન મારી પાસે એ જ ઉમ્મીદ રાખી રહ્યાં છે, જે શાયદ આ ટ્રાન્સપોર્ટ કંપનીની ઘુટન ભરેલી મારી પ્રાઈવેટ નોકરીમાંથી હું ક્યારેય પૂરી નથી કરી શકવાનો.

સૂરજ ટ્રાન્સપોર્ટ કંપનીની આ ઓફિસમાં અત્યારે હું એકલો બેઠો છું. બહાર ગોડાઉન પાસે ભરાઈ રહેલી-ખાલી થઈ રહેલી ટ્રકો, ડ્રાઈવરો, ક્લીનરો અહીંથી ધુમ્મસી પડછાયાઓ જેવાં લાગી રહ્યાં છે. એમનાં કર્કશ અવાજો અને સામે પારની સડકના કિનારે આવેલી મસ્જિદમાંથી આવી રહેલો અઝાનનો અવાજ આ ધુમ્મસી માહૌલમાં ઘુટનનું એક અજીબ પરિમાણ રચી રહ્યાં છે. એ પરિમાણથી દૂર હટવા હું મારા હાથમાંની નોવેલમાં નજર ઝુકાવી લઉં છું. ધર્મવીર ભારતીની આ નવલકથા 'સૂરજ કા સાતવાં ઘોડા' મને ખૂબ ગમે છે. કદાચ જિંદગીના 'ધુમ્મસ'માં રોશની માટે હંમેશાં તડપતા રહેવાના કારણે મને સપનાંઓ લાવતો સૂરજનો સાતમો ઘોડો વિશેષ ગમતો હશે. એ વાંચતી વેળા હું હંમેશાં એના આર.એમ.એસ. (રેલવે મેઈલ સર્વિસ)ની સામાન્ય નોકરી કરતા નાયક માનિક મુલ્લા સાથે એક જાતનું 'આઈડેન્ટિફિકેશન' ફીલ કરું છું.

અવારનવાર નોવેલમાંથી નજર ઉઠાવી હું ધુમ્મસભરી સડક પર ફેલાવી દઉં છું અને મને દેખાય છે, સડક પરથી ગુજરતા ધુમ્મસી પડછાયાઓને વિંધીને એક સ્ત્રી-આકૃતિ મારી દિશામાં આવી રહી છે. એ આકૃતિ ચકી ભાભીની છે. આજે ઘણાં સમયે આ દિશામાં આવી રહેલાં દેખાતાં ચકી ભાભી હંમેશાં મારી અને શમાની વચ્ચે સંધાનનો એકમાત્ર 'પુલ' રહ્યાં છે...

... આ શમા એ મારા રૂહની ગહેરાઈઓમાં ઊતરી ગયેલો એકમાત્ર પરીનુમા ચહેરો છે. હું સ્કૂલમાં હતો ત્યારથી, મારાથી બે ક્લાસ પાછળ ભણતી શમાના ગોરા ચિટ્ટા મુસ્કાનભર્યા ચહેરાને, સૂરજના સાતમા ઘોડાની ઉડાનોથી ભરેલી એની શબનમી મોટી આંખોને, અને પાતળા નમણાં બદન પર લહેરાતા એના જાંબલી દુપટ્ટાને આંખો ભરીને હું જોઈ રહેતો. પણ એની સાથે વાત કરવાની હિંમત હું ક્યારેય નહોતો કરી શક્યો. કારણ કદાચ એ કે, શમા એ એક અમીર ઘરાનાનો સિતારો હતી, અને હું મુફલિસીની બંજર જમીનનો એક જર્રા, જે અભ્યાસની સાથે એક નાની એવી નોકરીની તલાશમાં માર્યો માર્યો ચકરાતો હતો.

હું બારમા ધોરણામાં હતો, ત્યારે મારા એક મિત્ર રાજેશના પપ્પાના જરિયે મને એક ટ્રાન્સપોર્ટર્સ એન્ડ કોન્ટ્રાક્ટર્સની ઓફિસમાં નોકરી મળી, જેનો માલિક ઈત્તેફાકન શમાનો મોટોભાઈ સમશેર છે. સમશેરના હવેલીનુમા બંગલાના આગળના હિસ્સે જ એ ઓફિસ આવેલી હોઈ, એ બંગલાના દરવાજાઓના ફરફરતા પરદાઓની આરપાર થિરકતી શમાની ઝલક મને દિવસમાં અનેકવાર જોવા મળતી, અને દિલ આખો દિવસ બાગ બાગ બની મહેકી રહેતું.

મેં નોકરીની નાઈટ ડ્યૂટી સાથે ભણવાનું ચાલુ રાખેલું હોઈ, રોજ સવારે એસ.ટી.બસ દ્વારા જોડેના તાલુકાના શહેરની સ્કૂલે જતાં બસમાં શમાનો સંગાથ થઈ જતો અને એના મોટાભાઈની કંપનીના એક મુલાજિમ તરીકે મને ઓળખતી થયેલી શમા એની એકાદ મુસ્કાનનું ફૂલ ક્યારેક મને આપી દેતી.

શમા સાથે પહેલીવાર વાત થઈ એ દિવસ પણ ધુમ્મસથી ભરેલો હતો. એ દિવસે ઈત્તેફાકથી અમે બસની એક જ સીટમાં હતાં, ને જોડેના શહેરમાં પ્રવેશી રહેલી અમારી બસ એક સેકન્ડહેન્ડ થિયેટર પાસેથી પસાર થઈ. ત્યાં લાગેલી રિપીટ ફિલ્મનું બોર્ડ વાંચતાં અગિયારમાં ધોરણમાં ભણી રહેલી શમાથી પુછાઈ ગયું, "સૂરજ કા સાતવાં ઘોડા એટલે શું ઉમ્મીદ ?"

"એ ધર્મવીર ભારતી નામના એક જાણીતા લેખકની નવલકથા છે, જેના પરથી આ ફિલ્મ બનેલી છે."

"તમારી પાસે છે એ ચોપડી ?"

"ના રે ! મારી પાસે ભણવાનાં પુસ્તકો પૂરાં નથી હોતાં,



ત્યાં આવી ચોપડી ખરીદવાના પૈસા ક્યાંથી હોય ? પણ મને વાંચવાનો શોખ છે, એટલે કોલેજની લાયબ્રેરીમાંથી લાવીને મેં એ વાંચેલી છે. મને ખૂબ ગમેલી નોવેલ છે એ.''

અને એ ધુમ્મસી દિવસે 'સૂરજ કા સાતવાં ઘોડા' એ મારાં સપનાંઓના ઘોડા માટે શમાની આંખોના આસમાનને ખોલી આપ્યું.

અમારી તરુણ દોસ્તી ધીરે ધીરે મહોબ્બતમાં ઢળતી ગઈ. નોકરી સિવાય પણ એના ઘરના નાનાંમોટાં અનેક કામો હું કરી આપતો. આથી શમાના ઘર સાથે મારો એક ઘરેલુ રિશ્તો બંધાઈ ગયો, ને હું વગર રોકટોકે એના ઘરમાં જઈ શકતો. 'સૂરજનો સાતમો ઘોડો' પૂરપાટ દોડતો હતો, ને મારા એક જન્મદિને શમાએ પુસ્તક બજારમાંથી 'સૂરજ કા સાતવાં ઘોડા' ખરીદી લાવી મને એની ભેટ આપી.

શમાના એક ચચેરા (પિત્રાઈ) ભાઈની બીબી ચકીભાભી મારા અને શમાના પ્રણયસંબંધથી વાકેફ હતાં, ને અમારા સંદેશાઓ એકબીજાને પહોંચાડવાનું કામ એ પ્રેમથી કરતાં.

શમાએ બારમા ધોરણ પછી ભણવાનું છોડી દીધું હતું, ને હું કોલેજના છેલ્લા વર્ષમાં હતો, બરાબર ત્યારે જ...

... બરાબર ત્યારે જ એક દિવસ આવી ધુમ્મસી સાંજે શમાનો મોટોભાઈ સમશેર, જેનો હું મુલાજિમ હતો, એ મને એની મોટરબાઈક પાછળ બેસાડી, ''ચાલ ઉમ્મીદ આવીએ છીએ'' કહી ગામની બહાર આવેલી એક સૂની વાવ પાસે લઈ ગયો. એ વાવ, જેની અંદરના સાતમા પગથિયા પર હું અને શમા અવારનવાર મળતાં, ને એના પર શમાએ પથ્થર વડે કોતરેલું 'સૂરજ કા સાતવાં ઘોડા' એ વાવ પાસે લઈ જઈને સમશેરે કડક શબ્દોમાં મને ધમકાવતાં કહ્યું,

''સા... અહેસાનફરામોશ મુફલિસ ! તારી બેકારીના દિનોમાં મેં તને રોજી-રોટી આપી, ને તેં જ મારી માસુમ બહેનને તારી મહોબ્બતની જાળમાં ફસાવી ! જે થાળીમાં ખાધું એમાં જ છેદ કર્યો ? કાલથી ઓફિસે કે ઘરમાં પગ મૂકતો નહીં. અને શમા સામે આંખ ઊઠાવીને પણ જોયું છે, તો તું રહે છે એ તારી આખી ઝોંપડબસ્તી પર ફરી જાય એટલી ટ્રકો છે મારી પાસે !''

કૌટુંબિક જવાબદારીઓથી જર્જરિત એવો હું હિન્દી ફિલ્મોનો સર્વશક્તિમાન 'હીરો' તો હતો જ નહીં, કે ન તો શમા હિન્દી ફિલ્મની બળવાખોર નાયિકા હતી. પા-બંદીઓના પહેરાઓ વચ્ચે એ સીસકતી રહી, અને હું સિગારેટોમાં સળગતો, ને ધુમ્મસોમાં ઓગળતો. ચકીભાભી અમારા સંદેશાવાહક હતાં એની સમશેરને ગંધ આવતાં, એમની શમાના ઘરે અવરજવર પર પણ નજર રખાઈ રહી છે અને શમાનો કોઈ સંદેશો હવે મને નથી મળતો.

મેં આ સૂરજ ટ્રાન્સપોર્ટ કંપનીની બીજી નોકરી સ્વીકારી લીધી છે. ભણવાનું છોડી દીધું છે, ને ઘરની જવાબદારીઓ વહન કરતાં, ને સિગરેટોના ધુંઆમાં જલતાં જલતાં, શમાએ વાવના સાતમા પગથિયે મને ભેટ આપેલ 'સૂરજ કા સાતવા ઘોડા'ને મારી શૂન્ય આંખોના ધુમ્મસમાં હું વો-સબબ દોડાવતો રહું છું. એના પહેલા પાના પર શમાએ લાલ ચુનરી રંગે લખેલા અક્ષરો ''પ્યારા ઉમ્મીદને, સુરજનો સાતમો ઘોડો, જન્મદિનની મહોબ્બતભરી મુબારકી સાથે''માં મહેકતા મારા પહેલા અને શાયદ છેલ્લા પ્યારની ખુશ્બુને સિગરેટના કશ સાથે ફેફસાંમાં ભરતો રહું છું. પણ આજે...

.... પણ આજે આ ધુમ્મસી સાંજે એ જ રીતે હું 'સૂરજના સાતમા ઘોડા' સાથે હાંફી રહ્યો હતો, ને ચકીભાભી દૂરથી આવતાં દેખાયાં. જો શમાનો કોઈ પયગામ ન હોય તો એ મને શાયદ જ મળવા આવ્યાં છે.

કોઈ ખુશખબરીના ઈંતેજારમાં હું પુસ્તક બાજુ પર મૂકી ચકીભાભીને ઓફિસમાં આવકારું છું.

ચકીભાભી ખુશખબર લાવ્યાં છે, પણ એ મારા માટે ખુશખબર નથી.

''તમારી શમાની શાદીની ઈદ બાદની...તારીખ પાકી થઈ ગઈ છે. છોકરો લંડનમાં પોતાનો ગ્રોસરી સ્ટોર ધરાવે છે. જૂના સંબંધના નાતે સમશેર શાયદ તમને શાદીનું કાર્ડ પણ મોકલાવશે. પણ શમાનો પયગામ છે કે, તમે એની શાદીમાં હાજરી ન આપતા. તમને જોઈને એ પોતાના જજબાતને કાબુમાં નહી રાખી શકે.''

હું સ્થિર નજરે ચકીભાભીના ધુમ્મસમાં ઓગળતા ગોળ સૂરજનુમા ચહેરા સામે જોઈ રહું છું અને આ ગામના ધુમ્મસમાંથી લંડનના ધુમ્મસમાં ખોવાઈ જનારી શમાના સમાચારને સાંભળી રહું છું. એ શબ્દોના આકાશમાં ઊડીને, સપનાંઓ લાવનારો સૂરજનો સાતમો ઘોડો, સામે સડક પર છવાયેલા ધુમ્મસમાંથી પેલી વાવના સાતમા પગથિયે જઈ અદશ્ય થઈ ગયો છે, ને બાકીના છ ઘોડા કાયમ માટે સ્થિર. મને લાગે છે કે, એ અદશ્ય થઈ ચૂકેલા સાતમા ઘોડાનું નામ 'પ્યારા ઘોડા' છે, જયાંથી હું તમને મારી આ ધુમ્મસી વાત જણાવી રહ્યો છું....!


*બી-નૂર એપાર્ટમેન્ટ, વેદ મંદિરની સામે,*
*ખોજા સોસાયટી, કાંકરિયા,*
*અમદાવાદ-૩૮૦૦૨૨*
*મો. ૯૯૭૯૨૦૪૨૪૨*



# બંધ પટારો !

*– સુમન્ત રાવલ*

**જ્યા**રે આ દેશ પર અંગ્રેજ પ્રજા હકૂમત કરતી હતી. ત્યારના જમાનાની આ વાત છે. હવે દેશ આઝાદ થઈ ગયો. વર્ષો થઈ ગયાં પણ એ વાત હજુ ય હું ભૂલ્યો નથી. કારણ કે એ વાતની ભીતરમાં આપણા દેશની પ્રજાનું માનસ છે, લાલચ છે અને પ્રપંચ છે, જેનું પરિણામ અત્યારે આપણે ભોગવી રહ્યા છીએ.

એ વખતે અમારો પરિવાર સ્થાનકપુર નામના એક ગામમાં રહેતો હતો. અમારો પરિવાર એટલે હું, મારી બહેન પ્રભા, મારાં માતા-પિતા અને મારાં દાદા-દાદી ! કુલ છ સભ્યો એક વિશાળ ફળિયાવાળા પાકા મકાનમાં રહેતાં હતાં. સ્થાનકપુરની વિશિષ્ટતા એ હતી કે, એ ગામે અંગ્રેજ સરકારે કાયદો અને વ્યવસ્થા જાળવવા માટે થાણાની વ્યવસ્થા કરી હતી. આજુબાજુનાં પચાસ જેટલાં ગામડાંના લોકોની સલામતી માટે આ થાણામાં થાણેદાર મૂકવામાં આવતા હતા. કાઠિયાવાડમાં મોટા ભાગે નાગર લોકોને થાણેદાર તરીકે નીમવામાં આવતા હતા. પણ તેમાં સ્થાનકપુર એક અપવાદ હતો. જ્યાં અંગ્રેજ થાણેદાર હતા. લંડનથી ભણી ગણી તાલીમ લઈને તેઓ સ્થાનકપુર આવ્યા ત્યારે બેન્ડવાજાના સૂરથી ભવ્ય સ્વાગત કરવામાં આવ્યું હતું. તેમનું નામ હતું ડેવિડ સાહેબ ! માથા પર બખ્તર જેવો જાડો ખાખી કલરનો ટોપો જે દાઢી નીચેના પટ્ટાને કારણે માથા પર સ્થિર રહેતો હતો. ઢીલા પેન્ટમાં ઈન કરેલા શર્ટને બાંધી રાખતો ચામડાનો જાડો કમરપટ્ટો, કમરપટ્ટા સાથે ઝૂલતી પિસ્તોલ અને પગમાં હોલ બૂટ : આ તેમનો પહેરવેશ ! તેમનો ચહેરાનો રુઆબ જોતાં ભાગ્યે જ કોઈ તેમની સામે નજર મેળવી શકતું. રાતા તરબૂચ જેવો ગોળમટોળ ચહેરો, ભૂરી માંજરી આંખો અને લથબથતા ગાલ ઉપર એક થઈ ગયેલાં દાઢી મૂછ. !

હું ત્યારે દસ વરસનો છોકરો હતો. મારા દાદા સાથે તેમને સલામ કરવા બંગલે ગયો હતો. મને જોઈને સ્મિત કર્યું અને પૂછ્યું : "વ્હોટસ યોર નેઈમ.?" દાદાએ ગુજરાતી કર્યું : "તારું નામ શું..?" મેં કહ્યું : "બાલુ-"

"બલ્લુ..? વ્હોટસ નેઈમ આઈ લાઈક." તેમણે મારા માથાના વાળ પર હાથ પસરાવતા કહેલું : "હી ઈઝ લાઈક માય સન..!"

દાદા એ ભાંગી તૂટી ભાષામાં તેમની સાથેનો મારો સંબંધ કહી બતાવ્યો હતો. એટલે ડેવિડ સાહેબે કહ્યું : "મીન્સ યુ આર હીઝ ગ્રાન્ડ ફાધર...!" "યસ સર." દાદાએ શિષ નમાવી જવાબ આપ્યો. એ હતો મારો તેમની સાથેનો પહેલો પરિચય.

સ્થાનકપુર ગામથી પાંચ કિલોમીટરના અંતરે પોલીસ થાણું હતું. ટેકરી પર ઘટાદાર વૃક્ષોની આડશમાં ડેવિડ સાહેબનો બંગલો હતો. બંગલાની નીચે ઢાળમાં સિપાઈઓને રહેવા માટેની લાઈનબદ્ધ ઓરડીઓ હતી. પાછળ ઘોડાહાર અને ડોગ હાઉસ, ત્યાં જાતવાન ઘોડાનો તબેલો અને વફાદાર કૂતરાને રાખવાનું હાઉસ હતું. આ બધાની સાચવણી માટે ખાસ માણસ રાખવામાં આવ્યો હતો. શસ્ત્ર સરંજામ માટેનું મોટું ગોડાઉન હતું. જ્યાં દારુગોળો અને દેશ-વિદેશની તોપો પણ હતી.

ભાદર કાંઠાના વિસ્તારમાં દેશી રજવાડા સામે નારાજ થયેલા બહારવટિયાનો ત્રાસ હતો. એમને જબ્બે કરવા માટે અંગ્રેજ સરકારે ખાસ અભિયાન હાથ ધર્યું હતું. નહિતર સ્થાનકપુર જેવા સાધારણ ગામડામાં થાણા શક્ય નહોય. બંગલાની પાછળ ગુન્હેગારને રાખવાની જેલ હતી. જ્યાંથી કોઈ મધરાતે કેદીઓના રડવાના અને ચીસો નાખવાના અવાજો સંભળાતા હતા.

ડેવિડ સાહેબ વિશાળ બંગલામાં એકલા રહેતા હતા. તેમનાં મેડમ લંડન હતાં. અને ત્યાં તેમણે દીકરીને જન્મ આપ્યો હતો. ડેવિડ સાહેબને કાઠિયાવાડ પ્રદેશ અને ત્યાંની પ્રજા ગમી ગઈ હતી. એટલે કાઠિયાવાડી ભાષા શીખવા માટે એક નિવૃત્ત





સ્કૂલ ટીચરનું ટ્યુશન રાખ્યું હતું. નિવૃત્ત ટીચર અંગ્રેજી અને ગુજરાતી ભાષાનો માહિર હતો. હિન્દુ તહેવાર વખતે ડેવિડ સાહેબ માથા પર પાઘડી બાંધતા, ખભે બંદૂક લટકાવતા અને ઘોડા પર બેસીને શિકારે નીકળતા ! તેઓ તલવારબાજી પણ ખેલતા, પોતે ચૂસ્ત શાકાહારી બની ગયા હતા. પરિણામે મારા દાદાને તેમના બંગલે કૂક તરીકેનું કામ મળી ગયું હતું. મારા દાદા અચ્છા કૂક હતા. તેનો લાભ અમારા પરિવારને મળી ગયો. અમે બધા ડેવિડ સાહેબના માનીતા ચાહિતા બની ગયાં.

બંગલાની ટેકરી નીચે ઓફિસ હતી, જ્યાં ડેવિડ સાહેબ સાથે એમનો સ્ટાફ બેસતો હતો. ડેવિડ સાહેબની ચેમ્બરમાં લાકડાની હરતીફરતી ખુરશી હતી. જેના પર તેઓ ટટ્ટાર થઈ બેસતા. પીઠ પાછળ તેમની હકૂમતના વિસ્તારનો નકશો લટકતો હતો. ટોપો અને કોટ લટકાવવાનાં ખાસ સ્ટેન્ડ હતા, અને દીવાલ પર ભાદર કાંઠાના ચોર-ડાકૂના ફોટાઓ હતા. અંગ્રેજી છાપાના છપાયેલા સમાચારની કાપલીઓ ભીંત પર ચીપકાવેલી હતી.

હું ફિફ્થમાં હતો ત્યારે માથાના વાળ વચ્ચે પાથી પાડતો. અને ખભા પર ચઢાવવાની પટ્ટાવાળી ચડ્ડીમાં શર્ટ ઘૂસાડી, બૂટ-મોજાં પહેરી, ખભે દફતર લટકાવી નિયમિત સ્કૂલે જતો. મારી સાથે મારી બહેન પ્રભા પણ જોડાતી હતી. વાદળી રંગનું ફ્રોક પહેરતી અને માથા પર વાળના બે ચોટલા લેતી, ચોટલાના છેડે બે પટ્ટી બાંધતી, તે સેકન્ડમાં હતી, અમે બન્ને એકબીજાનો હાથ પકડી સવારે સ્કૂલે જવા નીકળતાં, ત્યારે ઘોડા પર દાદાજી ડેવિડ સાહેબના બંગલે જવા નીકળતા.

એકવાર અજબ ગજબની ઘટના બની ગઈ. ડેવિડ સાહેબ ભાદરની કોતરોમાંથી એક ખૂંખાર બહારવટિયાને બાંધીને લઈ આવ્યા હતા. સ્કૂલ છૂટી ગઈ ત્યારે મારા દોસ્તારો



સાથે હું એ તમાશો જોવા ટેકરી પર પહોંચી ગયો. ટેકરી પર ઘણી વાર જાત જાતના ખેલ તમાશા થતા હતા. મદારી ખેલ કરતા, જાદુગર જાદુ કરતા, કૂકડા અને બોકડાની બાઝાબાઝી થતી, મારવાડથી આવેલી છોકરીઓ નાચગાન કરતી પણ આ વખતે જુદો તમાશો હતો. પેલા બહારવટિયાને ઝાડની ડાળીએ અવળો લટકાવ્યો હતો. અને બે પઠ્ઠા સિપાઈઓ તેના ઉઘાડા શરીર પર આડેધડ ચાબૂક વિંઝી રહ્યા હતા. બહારવટિયાનું ઉઘાડું શરીર લોહીલૂહાણ થઈ ગયું હતું. ‘‘છોડી દ્યો બાપુ, હું તમારી ગાય છું...!’’ એવા બરાડા પાડતો હતો. તેની સામે ડેવિડ સાહેબ ખુરશી નાખી બેઠા હતા. અને પાન ચાવતા હતા. બરાડા પાડી પાડીને બહારવટિયાનું ગળું બેસી ગયું. ઝાડો પેશાબ છૂટી ગયો. રુમાલ વડે નાક દબાવતા ડેવિડ સાહેબ ઊભા થઈ ગયા અને બંગલામાં ચાલ્યા ગયા. ટોળું વિખરાઈ ગયું.

એ રાતે દાદાજીએ મારો કાન પકડતાં પૂછ્યું : ‘‘સાંજ્યે ક્યાં ગયો હતો ?’’ ગુન્હેગાર હોઉં એમ હું ચૂપ રહ્યો. એટલે દાદાએ દાટી મારી : ‘‘ખબરદાર ફરી ક્યારેય ટેકરી પર જોયો તો તારી ખેર નથી.’’

ત્યાર પછી હું માત્ર દિવાળીની આતશબાજી જોવા ટેકરી પર જતો હતો. આખું ગામ આતશબાજી જોવા ટેકરી પર ભેગું થતું હતું. ટેકરી ફરતી પેટ્રોમેક્સ બત્તીઓ ગોઠવવામાં આવતી...કારણ કે સ્થાનકપુરમાં એ જમાનામાં વીજળી દીવા ન હતા.

ધીમે ધીમે આઝાદીની ચળવળ જોર પકડી રહી હતી. હું મિડલ સ્કૂલમાં આવ્યો ત્યારે ગાંધીવાદી કાર્યકરો ચોકમાં સભા ભરતા હતા. અને અમારા હાથમાં છાપેલાં ચોપાનિયા પકડાવતા હતા. જે વાંચતા અમને ખબર પડી કે અંગ્રેજ લોકો તો બહારના છે. આપણા દેશ પર કબજો જમાવી બેઠા છે. અને લૂંટી રહ્યા છે. આપણે તેમના ગુલામ છીએ. દાદાજીને આઝાદી ગમતી ન હતી. કારણ કે એમને ડેવિડ સાહેબની ઓથમાં જીવવાનું ફાવી ગયું હતું. ઘણીવાર ડેવિડ સાહેબ સાથે એ બગીમાં નીકળતા. ત્યારે બજારમાં તેમનો વટ પડી જતો.

એક દિવસ સમાચાર મળ્યા કે ડેવિડ સાહેબના પત્ની લંડનથી એક ગુલાબી બાબો લઈને આવી પહોંચ્યાં છે. ત્યારે ગામમાં ખુશીનો માહોલ છવાઈ ગયો. બજારમાં બધી દુકાનના બારણે વેપારીઓએ તોરણ લટકાવ્યાં. ચોકમાં ફટાકડાની રમઝટ બોલાવી. વધામણી કરવા માટે વિવિધ પ્રકારની ભેટ સોગાદ લઈને બંગલે પહોંચી ગયા. ત્યાં રીતસરની લાઈન લાગી હતી !



ડેવિડ સાહેબના સૌથી વિશ્વાસુ માણસ જો કોઈ હોય તો એક માત્ર દાદાજી હતા. જ્યારે ડેવિડ સાહેબ સરકારી કામે ઘોડા પર બેસીને સિપાઈ સલાર સાથે રાત્રે બહાર જતાં ત્યારે દાદાને કહેતાં : ''રઘુ, યુ આર ઓનલી માય પર્સનલ મેન. આઈ હેવ ટ્રસ્ટ ઓન યૂ..! એટલું કહી નીકળી જતા અને દાદાજી પણ જુવાનજોધ મેડમ અને દૂધમલિયા દીકરાનો ખ્યાલ રાખતા હતા. ચોર-ડાકુ-લૂંટેરાના અનેક ઝાસા મળતા હતા. ત્યારે રાતે દાદાજી મેડમના બેડરૂમની બહાર ફરસ પર પથારી કરીને સૂઈ રહેતા હતા. સવારે ડેવિડ સાહેબ પાછા ફરતા ત્યારે મેડમ પ્રશંસા કરતી : યોર કૂક ઈઝ જેન્ટલમેન..! આ બધી વાતો મેં દાદીમા પાસેથી સાંભળી હતી.

'બેટા બાલુ' દાદી કહેતાં : ''તારા દાદા એટલે શીલવાન બ્રાહ્મણનું ખોળિયું...!''

અમારા ઘરમાં એક જૂનો, ખખડધજ, લોખંડનો પટારો હતો. એક સ્થળેથી બીજા સ્થળે ખસેડવા તેને ચાર પૈડાંઓ પણ હતા. ઉપરના ભાગે અરધું ખૂલે અને અરધું બંધ રહે તેવું ઢાંકણ હતું. પટારા પર ઠેર ઠેર સુંઢાળા ગણપતિની આકૃતિઓ હતી. પણ આ પટારો સદા બંધ રહે તો અને તેના પર મૂઠિયું તાળું લટકતું રહેતું. ઘણીવાર તાળું તોડીને પટારો ખોલીને અંદરનો ભેદ ઉકેલવાનું કૂતુહલ મને થતું. પણ દાદાજીની બીકને લીધે હું લાચાર હતો. બંધ તાળાની ચાવી પણ દાદાજી પોતાની જનોઈ સાથે બાંધી રાખતા હતા. દાદીમા કહેતાં : આ પટારો હું પિયરથી દાયજામાં લાવી છું, પણ હવે એને ખોલવા જેટલી હિંમત મારામાં નથી.

ક્યારેક રાતે હું જાગી જતો ત્યારે બહાર કરડ કરડ અવાજ આવતો. મને લાગતું કે કોઈ પટારો ખોલે છે. હું કહેતોઃ દાદીમાં, ચોર પટારો ખોલે છે..ચૂપ...! દાદીમાં ધીમેથી કહેતાં : ચોર નથી તારા દાદા છે ...! મને નવાઈ લાગતી. દાદા અરધી રાતે પટારો શા માટે ખોલતા હશે ? છતાં હું ચૂપ ચાપ સૂઈ જતો.

આઝાદીની લડત પરાકાષ્ઠાએ પહોંચી હતી. રોજ છાપામાં 'જેલ ભરો' ના સમાચાર વાંચવા મળતા હતા. ક્યાંક ગોળીબાર થતા તો ક્યાંક સરેઆમ ચાબૂક વડે ફટકારવામાં આવતા. સમાચાર વાંચતાની સાથે જ મારામાં ખૂન્નસ આવી જતું. એટલે હું બોલી ઊઠતો ''અંગ્રેજો પાછા જાવ'' ત્યારે દાદાજી મારો કાન પકડીને ખેંચતા અને કહેતાં ''મૂંગો મર્ય. આપણે અંગ્રેજ સરકારનો રોટલો ખાઈએ છીયે. હું પૂછતો : અંગ્રેજ સરકાર કોનો રોટલો ખાય છે...?'' પણ દાદા પાસે તેનો જવાબ ન હતો.

એક સવારે બહુ કરુણ ઘટના બની ગઈ. સવારના સાત સુધી દાદીમાં પથારીમાંથી ઊઠ્યા નહીં. દિવાળીના દિવસો હતા એટલે ઘરના સૌ વહેલાં જાગી જતાં અને આંગણામાં રંગોળી પૂરતાં....પણ તે દિવસે હોળી પ્રગટી ગઈ. દાદાએ ચાદર ખેંચીને મોટેથી કહ્યું : ''શારદા ઊઠ- સાત વાગી ગયા...પણ શારદા ન ઊઠી...! એ દિવસે અમારા ઘરમાં સવારને બદલે સાંજ પડી ગઈ. પથારીમાં દાદી ન હતાં, કેવળ તેમનું શરીર પડ્યું હતું. શરીર મૂકીને દાદીમાં ચાલ્યાં ગયાં. એ શરીરને તપાસીને દામજી દાક્તરે કહ્યું : ''વહેલા પરોઢિયે હૃદય બંધ પડી ગયું છે !'' પછી એ શરીરને અમારે નનામીમાં બાંધવું પડ્યું. સ્મશાને લઈ જવું પડ્યું અને અગ્નિદાહ દેવો પડ્યો. હું રડતી આંખે ભડભડ સળગતાં દાદીમા ને જોઈ રહ્યો. તે વખતે ડેવિડ સાહેબ જાતે સ્મશાનમાં આવ્યા હતા અને દાદાજીને સાંત્વના આપી હતી. અઠવાડિયા સુધી ઘર સ્મશાન બની ગયું. બધાં યંત્રવત જીવતા હતા. પ્રભાએ તો ખાવાનું છોડી દીધું હતું. મારી અને પ્રભાની ઉદાસી દૂર કરવા ડેવિડ સાહેબે લંડનથી મંગાવેલો ગોળાકાર અરીસો ભેટ આપ્યો હતો. અંગ્રેજીમાં તેને કોન્વેક્સ મિરર કહેવામાં આવતો હતો. આ અરીસાની વિશિષ્ટતાઓ હતી કે તેમાં અમારા ચહેરા ઘણા મોટા અને વિકરાળ લાગતા હતા. હું અને પ્રભા એ અરીસામાં જોઈએ ખડખડાટ હસતાં હતાં એ રીતે ઘરમાં ગમગીની દૂર થઈ ગઈ અને અમે હસતાં થઈ ગયા.

જૂન માસ શરૂ થયો. અને સખત ગરમીના દિવસોનો આરંભ થયો. ગાંધીજીએ અંગ્રેજોને દેશ છોડોની હાકલ કરી





દીધી. સ્થાનકપુર જેવા ગામડામાં આંદોલન શરૂ થઈ ગયાં. હું પણ ચોરી છૂપીથી એ આંદોલનમાં જવા લાગ્યો. જૂન, જુલાઈ અને ઓગસ્ટ સુધી અનેક જાતનાં છમકલાં થયાં. તોફાનો થયાં, લાઠીચાર્જ થયા. પણ છેવટે આઝાદી હાંસલ થઈ. આખું ગામ આઝાદીનો જશ્ન મનાવી રહ્યું હતું ત્યારે અમારા ઘરમાં સ્મશાન જેવો સોંપો પડી ગયો હતો. એંસી વરસની ઉંમરે દાદાજી અમને એમની છત્રછાંયા સાથે લઈને ચાલ્યા ગયા હતા. બહાર ફટાકડા ફૂટતા હતા અને અમારા ઘરમાં રોકકળ થતી હતી. દાદાના મૃત્યુના સમાચાર મળવા છતાં ગામમાં આતશબાજી અટકતી ન હતી. જો કે સ્મશાન યાત્રામાં અરધું ગામ જોડાઈ ગયું. ડેવિડ સાહેબે જાતે નનામીને કાંધ દીધી.

પાંચ ફૂટનું દાદાજીનું શરીર કલાકમાં બળીને રાખ થઈ ગયું. મારા બાપે પોક મૂકી. હું પણ રડી પડ્યો. એ રાતે અચાનક આકાશમાંથી વરસાદના છાંટા પડ્યા. ઓગસ્ટ માસ પૂરો થયો અને સપ્ટેમ્બર શરૂ થયો હતો.

જમાનો બદલાઈ ગયો. મહિનો પસાર થઈ ગયો. થાણાની કચેરી પરથી યુનિયન ઝેક ઊતરી ગયો. અને ત્રિરંગો ઝંડો ચઢી ગયો. ડેવિડ સાહેબ અને તેમનો પરિવાર લંડન ચાલ્યો ગયો. થાણું ઊઠી ગયું. ત્યા હવે સરકારી સ્કૂલ શરૂ થઈ છે. ઘોડાઓને સોદાગર લઈ ગયા અને કૂતરાઓની હરાજી થઈ ગઈ ! હવે ત્યાં મ્યુઝિયમ કરવાની વિચારણા ચાલતી હતી.

એક મધરાતે ઊંઘમાંથી બાપાએ મને ઢંઢોળ્યો. હું આંખો ચોળતો બેઠો થયો અને જોયું તો બાપાના હાથમાં દોરીથી લટકતી ચાવી હતી. પટારાની ચાવી ! મારી આંખો ચમકી ગઈ. મારા મગજમાં ધરબાયેલું કુતૂહલ જાગી ઊઠ્યું જ્યારે બાપે કહ્યું: 'ચાલો, હવે પટારો ખોલીએ.' મારી મા હાથમાં ફાનસ લઈને ઊભી હતી. બાપે તાળું ખોલ્યું, પટારો ઉઘાડ્યો અને અમારા ત્રણ જણાંની છ આંખો અંદર મંડાણી. બહુ વિચિત્ર ગંધ આવી રહી હતી. માએ ફાનસ ઊંચું કર્યું ત્યારે ફાનસના પીળચટ્ટા પ્રકાશમાં અંદર નજર ફેરવી તો ડોળા બહાર નીકળી ગયા. ડેવિડ સાહેબના બંગલાનો ઘણો ખરો અસબાબ અંદર ઠલવાયેલો હતો. જેમકે અતલસની રેશમી રજાઈ, વીંટો કરેલી રેડ કાર્પેટ, ગુલાબ જળ છાંટવાની સુગંધ દાની, જર્મન સિલ્વરનાં કપ-રકાબીઓ, કાંસાની તાંસળીઓ, મયુર પંખ આકારની પાનદાની, કાચમાં થીજી ગયેલાં મેઘધનુષના રંગવાળું પેપર વેઈટ, ચાઈનીઝ ફલાવર વાઝ, જાપાની હાથ પંખા, લાખમાં તરાસેલી નગ્ન સુંદરીઓની મૂર્તિઓ અને એક રેશમી કાપડમાં વીંટાળેલી બોટલ ! જેનું કાપડ ખોલતાંની સાથે બાપના મ્હોમાંથી ચીસ નીકળી ગઈ : "અરે, આ તો અંગ્રેજી શરાબ...!"

એક પછી એક વસ્તુ હું બહાર કાઢતો ગયો. અને મારો બાપ બધું બહાર ગોઠવતો ગયો. ત્યાં છેલ્લે તળિયેથી એક વજનદાર કોથળી નીકળી, જે છોડતાંની સાથે ખણણણ... કરતાં સોનામહોરના સિક્કા ફર્સ પર ઉછળવા લાગ્યા ! અમે ત્રણેય એકબીજા સામે આંખો ફાડીને જોઈ રહ્યા. બાપે કરડા અવાજે હોઠ પર આંગળી મૂકીને કહ્યું : "ચૂપ. કોઈને કાનોકાન ખબર ન પડવી જોઈએ. આ આપણા દાદાજીનો ખજાનો છે..!" મને ઉબકા આવતા હતા.

બાએ મારી સામે ત્રાંસી આંખે જોયું અને પૂછ્યું : "શું થાય છે ?"

"વોમિટ...!"

"હત્ત તારી જાતના, આટલું ય જીરવી શક્તો નથી ?" બાપ ગુસ્સે થઈ ગયા. "કાચું પાકું પેટમાં નાખ્યું હશે !" હું માંડ માંડ ખાળ સુધી જઈ શક્યો. ત્યાં ઓકકકક. સાથે પેટમાંથી બધું ખાધેલું બહાર નીકળી ગયું.

એ રાતે મારી ઊંઘ ઊડી ગઈ. પથારીમાં પડખાં ઘસતો પડ્યો રહ્યો. ફરી પેટ ભારે થઈ રહ્યું હતું. સવારે આંખ ખુલી ત્યારે બહાર કાંઈક ઘસાવાનો અવાજ આવી રહ્યો હતો હું આંખો ચોળતો બહાર નીકળ્યો તો ફળિયામાં પ્રભા બેઠી બેઠી પેલા ગોળાકાર અરીસાનો પાછલો ભાગ છરી વડે ઘસી રહી હતી. ખરડ ખરડ પોપડા ઊખડી રહ્યા હતા. મેં ચીસ પાડી : "પ્રભા, આ શું કરેશ.?"

"મારે જાણવું છે કે કાચમાં શું ભેદ છે...? આપણું નાનું મોઢું મોટું કેમ દેખાય છે ?" હું કંઈ જવાબ આપું એ પહેલાં તેણે કાચ પાછળનું બધું સિલ્વર ઉખાડી નાંખ્યું. હવે કેવળ કાચ કાચ જ થઈ ગયો. આંખ સામે ધરીને જોયું તો બન્ને આરપાર એકબીજાને જોઈ શકતાં હતાં !

---

*C/o, જશવંતરાય શાહ, આનંદ મંગલ,*
*માધવનગર, છબિલા હનુમાન પાસે,*
*સુરેન્દ્રનગર.*
*મો. ૯૯૨૫૫૩૧૩૫૬, ૯૪૦૮૨૧૦૨૯૩*





# ડૂ..બ..કી...

– રમેશ ત્રિવેદી

પછી અમે નર્મદા-કેનાલે પહોંચ્યાં.

રિક્ષા ઊભી રહી. બાપુજીનો હાથ પકડ્યો. એમણે મારા ખભાનો ટેકો લીધો. એ નીચે ઊતર્યા. મેં રિક્ષાવાળાને કહ્યું :

'અડધો કલાક લાગશે, ઓ.કે. !'

'કો' બાત નઈ, મૈં ચા-પાની....' કહેતો એ દૂર ઊભેલી ચાની લારી તરફ ચાલવા માંડ્યો.

બાપુજી કદાચ છ - સાત મહિના પછી ઘરબહાર નીકળ્યા હતા, ને કેનાલ બન્યા પછી હું-પણ પહેલી જ વખતે આવ્યો હતો. અહીં 'પગ ઉપાડો !...' મેં ધીમેથી કહ્યું, ને બાપુજી ખુલ્લા આકાશ સામે, ઊડતાં પંખીઓ સામે જોતા ચૂપચાપ આગળ વધ્યા. મેં મજબૂત રીતે એમનો હાથ પકડ્યો હતો. એક તો પહેલેથી જ શરીર ભારે ને એમાં વળી પગે ફ્રેક્ચર થયું, ખાટલાવશ થઈ ગયા. તે પડે પડે વજન વધ્યું, ને ગુસ્સાવાળો સ્વભાવ એકદમ ચીડિયો થઈ ગયો. બાએ તો બિચારીએ છેક મરી ત્યાં સુધી મૂંગે મોંએ બધુ વેઠ્યું. પણ હવે પિન્ટુની મમ્મી તો ઠીક, પણ એ વેંત જેવડું નાનું છોકરુંય એમની સાથે છણકાથી વાત કરતું થઈ ગ્યું હતું. થોડા દા'ડા પે'લાં જ બાપુજીએ-' પિન્ટુ દીકરા, પાણી લાવને જરા ! ત્રણ ચાર વાર કહ્યું, પણ પિન્ટુ રીતસરનો ટી.વી. સામે જોતો બેસી રહ્યો. પિન્ટુની મમ્મીએ રસોડામાંથી બૂમ પાડી : 'પિન્ટુ,... દાદાને પાણી આપજો.' પણ બેટ્ટમજી કાર્ટૂન જોવામાં એવા તલ્લીન તે ખભો ઉલાળ્યો. : 'નથી આપતો જા !'..મારી જોબ એવી તે મહિનામાં પંદર દા'ડા ટૂર પર જવાનું થાય. હું સવારે જ બેંગલોરથી આવ્યો હતો. રાતે થાક્યો-પાક્યો ડાયરી લઈને બેઠો હતો. બાપુજીએ ફરી પાણી માગ્યું. પણ પિન્ટુ હઠે ચડ્યો હોય તેમ ટીવી સામે જોતો બેસી જ રહ્યો. મારો પિત્તો ગયો : મારી હાજરીમાંય મા-દીકરો બાપુજીની આ હાલત કરે છે તો પછી હું અઠવાડિયું બા'ર જઉં ત્યારે તો ?... પણ આજે બોલ્યો નહીં.

પછી અમે ધીમેથી જાળવીને પગથિયાં ઊતરવા માંડ્યાં - કેનાલના શ્રાવણ મહિનો હતો એટલે ન્હાવા માટે આવનારાઓની અવરજવર ચાલુ હતી. સામે કાંઠેથી બૈરાં-છોકરાંઓનો બખાળો, કપડાં ધોવાનો અવાજ સંભળાતો હતો. ચડતા બપોરને કારણે અમારી બાજુના કિનારે કોઈ રડ્યું-ખડ્યું માણસ દેખાતું હતું. કેનાલમાં પાણીનો આવરો વધ્યો હતો. પાણીમાં ઊઠતી ઘુમરીઓને ભારે ખેંચને કારણે અહીં ડૂબવાની-તણાવાની ઘણી ઘટનાઓ વારંવાર બનતી હતી. હું સાવધ થઈ ગયો.

મને બાપુજીની ચિંતા હતી. મેં સાવ નીચે પગથિયાં પર એમને બેસાડ્યા ને કપડાંની થેલી એમની બાજુમાં મૂકી. 'જુઓ, બાપુજી, હું પહેલાં એક-બે ડૂબકી મારી લઉં, ને પછી તમને હાથ પકડીને નિરાંતે સ્નાન કરાવું છું, હો !'

બાપુજી કશું જ બોલ્યા નહીં, એમની ચકળવકળ થતી આંખો કાંઠાનાં શાંત-ઊંડા પાણી સામે મંડાઈ ગઈ હતી.

પછી તો મેં ઝટપટ નાહી લીધું. પહેરેલા રૂમાલે જ મેં બાપુજીનો હાથ પકડયો. 'લ્યો, ઊઠો, ને અહીં કિનારા પાસે બેસો, અહીંથી જરાય આગળ ખસશો નહીં હોં. લીલ છે, પગ લપસ્યો તો ?' પછી મેં બાપુજીના હાથની પક્કડ મજબૂત કરી દીધી. ને એ સાથે જ મનમાં કીડો સળવળી ઊઠ્યો :

... છેલ્લા કેટલાય સમયથી ઘરમાં રોજ ઊઠીને બાપુજીના નામની કોઈને કોઈ રામાયણ ચાલ્યા કરતી હતી. એક તો એમની ડાબી આંખે ઝામર. તે એક આંખ તો ગઈ, ને બાથરૂમમાં પગ લપસેલો, તે ફ્રેક્ચર થયેલું ને પછી તો ઉપાધિઓ વધેલી, ભારે શરીર ને વધઘટ થતું બી.પી.ને એમાં વળી ઓછું હતું તો ડાયાબિટીસ યે !

બા હતાં ત્યાં સુધી તો એમની બધી ઊઠ-વેઠ બરાબર થતી હતી. પણ ડેન્ગ્યુનો ભોગ બનેલી બા ??... બાપુજીના દુર્વાસા જેવા સ્વભાવને વેઠવાની એની સહનશીલતા ગજબની હતી. પણ હવે ??... પિન્ટુ કે એની મમ્મી જરાય નમતું જોખે નહીં.

હા, મને બરાબર યાદ છે, થોડાં વરસો પહેલાં અમે હરિદ્વાર ગયાં હતાં. ને ત્યારે બાપુજીએ અમને સૌને વિતાડવામાં તો હદ કરી નાંખેલી. બાએ હાથ જોડેલા, રડમસ સાદે કહેલું: 'ભૈ સા'બ, નાનાં છોકરાંની જેમ પેટમાં બધું ઓર ઓર ના કરોને ડાયાબિટીસનું ય ધ્યાન રાખો જરા, જાતરાના ધામમાં આવ્યાં છીએ. જો પૂછડું છૂટ્યું તો ભોગ...' ને બાએ કહ્યું તેમ જ થયેલું. અમે ત્રણ દહાડા રહ્યાં પણ એકેય દા'ડો એ ધર્મશાળા બહાર નીકળ્યાં નહીં, ક્યાંથી નીકળે ? વારેવારે સંડાસ જવાનું થાય, લૂગડાં બગડે અને જોઈને બા રોતી જાય, ને કહેતી જાય.

'અહીં ગંગાજીમા ન્હાવા આવ્યાં, દેવદર્શન કરવા આવ્યાં. ને લમણે આવીને પડ્યું નરક ધોવાનું ! કદી માન્યું છે કે માને, મૂવાં આવાં માણસો આ ભવે મળ્યાં, તે મળ્યાં, પણ ભગવાન, આવતે ભવે તો...'

બાનો બળાપો સાંભળીને બાપુજીનો પિત્તો ગયેલો, તે હાથમાંનો લીંબુના શરબતનો ગ્લાસ માર્યો છૂટ્ટો... તે સહેજ ચૂકી ગયેલા નહીંતર બાનું કપાળ લોહી લોહી થઈ જાત...' પછી મેં હંમેશની જેમ બાપુજીને માંડ માંડ સમજાવેલા, ને છેક છેલ્લે દાડે માંડમાંડ સમજાવીને હર કી પેડીએ લઈ ગયેલાં, બાએ કેટલીય વિનવણી કરી, હાથ જોડેલા, પણ બાપુજીએ ગંગામાં ન્હાવાનું તો એક બાજુ રહ્યું પણ પાણીમાં પગ સુદ્ધાંય ન મૂક્યો, તે છેવટે કંટાળીને બાએ ચાંગળું ભરીને પાણી છાંટેલું, ને બાપુજી ભડકી ઊઠેલા, 'એક તો શરદીય થઈ છે ને આ બરફ જેવું પાણી ! તારે તો મને મારી નાંખવો છે, પણ...' પછી તો આવી બન્યું ! બા



એકદમ વિફરેલી, મને કે 'મારું એક ધક્કો તે જાય, ભાનું ભાત લૈને !... તારો આ કરમચંડાળ બાપ !.. આવો નાસ્તિક !!... 'વરસો પછી હું આજે વહેતા ઘૂમરાતા નદીના જળપ્રવાહ સામે ઊભો હતો, બાપુજીનો દુબળો કમ્પતો હાથ પકડીને, તે દિવસે ગંગાનો કિનારો હતો, બાનો ઉકળાટ હતો : 'માર ધક્કો !' ને આજે નર્મદા કેનાલનો કિનારો ! બાપુજી બહારથી અદેલ માણસ આકારના, પૂતળા જેવા લાગતા, ને અંદરથી સાવ ખવાઈને તો 'મારું ?...મારું એક ધક્કો ?... શું કરું ? ગ્યા અઠવાડિયે જ એ બાથરૂમમાં પડેલો એસિડનો બાટલો..લેવા ગયા, હાથ કંપતા તે બાટલો પડ્યો નીચે..! તાકડે મારે રજા હતી, મને ફાળ પડી, હાથમાંનું છાપું ફેંકી દોડ્યો. બાથરૂમનું બારણું થપથપાવ્યું. પણ બાપુજી ના બારણું ખોલે, ના હોંકરો ભણે..મેં બારણું તૂટી જાય એટલું જોર કરી બે-ત્રણ લાત ફટકારી ત્યારે માંડ બારણું...બાપુજી સહેજમાં બચી ગયેલા, પ્લાસ્ટિકની બાટલનું ઢાંકણું બંધ, 'શું કરો છો, બાપુજી ?...' એ ચુપચાપ મારી સામે તાકી રહેલી. એકદમ બદલાયેલી આંખોમાંથી ટપક ટપક...ગળે ડૂમો, ને દીવાલે જેવું એ માથું પછાડવા ગયા ત્યાં મેં એમને પકડી પાડેલા,' બાપુજી, શું ધાર્યું છે, તમે ? ત્યાં તો આડોશીપાડોશી ભેગા થઈ ગયેલાં, અને ખાસ્સી વારે બાપુજીએ કહેલું : 'મારે હવે ? જીવવું...??'

મેં ફરી બાપુજીના હાથની પક્કડ મજબૂત કરી, ને એ એકદમ તાડૂકી ઊઠ્યા : 'લ્યા એ, હું કંઈ નાનું છોકરું નથી હોં...છોડ મારો હાથ, ને મારા ઝભ્ભાના ખિસ્સામાંથી પાકીટ કાઢીને આપ.' મેં બાપુજીના કહેવા પ્રમાણે બાજુમાં કાઢીને મૂકેલા ઝભ્ભાના ખિસ્સામાંથી પાકીટ કાઢ્યું. એમના હાથમાં મૂકતાં પહેલાં સહેજ ખોલીને જોયું. બાપુજી કટાક્ષમાં હસ્યા, કશું જ નથી અંદર, સાવ ખાલીખમ ! પછી એમણે પાકીટમાંથી ફોટો કાઢ્યો, 'જો, તારી બા, પચ્ચીસ વરસ પહેલાં આવી...' મેં ફોટો લીધો, પાછળ નામ લખ્યું હતું : 'નરબદા...', 'ને જો, આ વેંટી, તારી બાએ હરિદ્વારથી લીધેલી મારે માટે..' હું બાપુજીના હાથમાંની ત્રાંબાની વીંટી સામે જોઈ રહ્યો. એમણે કમ્પતા હાથની આંગળીમાં વીંટી પહેરી લીધી. પછી નર્મદા કેનાલના ઘૂમરાતા પ્રવાહ સામે જોયું, જોઈ રહ્યા. ઉખડ્યું ઉખડ્યું હસ્યા, મારી સામે જોયું : 'મેં એકવાર જોશીને અમથો અમથો હાથ બતાવેલો, એણે કીધેલું : 'પાણીની ઘાત છે.. તે એનાથી છેટા.'- મેં હડપ લઈને હાથ ખેંચી લીધેલો, મને કાળ તો એવો ચડ્યો કે ઠોકી દઉં એક અડબોથ હારાને ! ... પાક્કો તરવૈયો છું તરવૈયો ! કુણ જાણે કેટલાંયને ગામકૂવેથી, તળાવમાંથી ડૂબતાં...' આટલું બોલતાંય થાક ચડ્યો હોય તેમ હાંફતા હાંફતા એ બાના ફોટા સામે જોઈ રહ્યા, મારો પાસેથી ફોટો લેવા હાથ લંબાવ્યો, મેં એમના હાથમાં ફોટો મૂક્યો. એમની ચૂંચેળી આંખો ફોટા પર સ્થિર થઈ ગઈ : 'આપણે તો બેયજણાં મંગળવાળાં..ને તોયે ? એટલું હારું હતું તે નોકરી મારી એવી કે મહિનામાં વીહ દા'ડા તો ફરતારામ !... તમે તો...બઉ બઉ વેઠ્યું હોં... કેટકેટલી ગાળો, લાતો ! ગણું તો પાર ના આવે...

'બાપુજી, લાવો, ફોટાને મૂકી દઉં પાકીટમાં...'

બાપુજીએ સાંભળ્યું ના હોય તેમ ફોટા સામે તાક્યા જ કર્યું. હું તરત એમની ચકળવકળ થતી આંખો સામે જોતાં જ સાવધ થઈ ગયો. તરત એમનો હાથ પકડી લીધો. 'આવો ચાલો, બેચાર ડૂબકીઓ.' બાપુજીનું આખું શરીર અક્કડ બની ગયું. સહેજ ગળગળા સાદે એ બોલ્યા : આજે કયો વાર ? ને કઈ તિથિ ?? હેં ?!

'બાપુજી, તમને ખબર તો છે, કે ઘેરથી નીકળતી વેળાએ મેં પિન્ટુની મમ્મીને એક સીધું ...હા, પેલો રોજ સવારે આવે છે ને .. એ ટેલિયાને...'

બાપુજી ગુમસૂમ બનીને મારી સામે જોઈ રહ્યા, હોઠ ફફડ્યા, પણ મોંમાંથી અવાજ ?? દાદા...પપ્પા !...- કેનાલની રેલિંગ પાસે પિન્ટુ ઊભો હતો-સાઈકલ લઈને.

બાપુજીના હાથનો કમ્પ વધી ગયો હતો. એમણે પિન્ટુ સામે જોયું. એને જોઈ રહ્યા, હાથ માંડમાંડ ઊંચો....ને ?

- ને માન્યામાં ન આવે એવો જોરદાર આંચકો, ને મારા હાથની એકદમ મજબૂત પકડ છતાં !!

બાપુજીએ ઝડપથી ચાલીને પાણીમાં ઝંપલાવ્યું... હું અવાક બની ગયો. એક જ ડૂબકી, ને અઠંગ તરવૈયા ! જોતજોતામાં તો ક્યાં ના ક્યાં ? કેનાલના આ આરે કે સામે આરે ન્હાતા-ધોતા માણસોમાંથી કોઈનેય કંઈ જ સમજણ પડી, અરે! જરા સરખોય અંદેશોય ન આવ્યો કે- 'બાપુજી, તમે ??...' માંડ માંડ આટલું બોલતાં તો જાણે ભીતરમાં ઊંડો શેરડો પડ્યો, મેં ભારે વેદના અનુભવતાં આંખો મીંચી દીધી, પણ આ શું ? અનબિલીવેબલ !!...બાપુજી કિનારે ઊભા હતા !? થરથરતા હાથની મુઠ્ઠી વાળીને !

'લાવ લ્યા, લાય ! રૂમાલ લાવ, ટાઢ...'

ઘડીક સ્થિર બનીને બાપુજી સામે જોઈ રહ્યો...ત્યાં તો ફરી..

'એલા એ..ય.., હોંભળ તો...' બાપુજીના અસ્સલ તીખો તમતમતો અવાજ સાંભળતાં જ મેં બાજુમાં પડેલો રૂમાલ લીધો.ને ઝડપથી બાપુજી પાસે પહોંચી ગયો. એ ફિક્કું હસ્યા. ને મારા હાથમાંથી રૂમાલ લેતાં બોલ્યા :

'જિંદગી આખી...તારી બાની એકેય વાત ? પણ આજે તો એની તિથિ છે ને !? તે એનું વેણ રાખ્યું, એ કે'તી તી કે : જોણી હમજી ન કમોતે મરનારને...હાતે ભવ !

મેં જોયું કે બાપુજીની આંખો ઘડીક માટે બંધ, ને જમણા હાથની મુઠ્ઠી એકદમ ફીટફીટ..કેમ ? બાનો પાસપોર્ટ સાઈઝનનો...ફોટો... તો !?

---

*૩૩, રોયલ વ્યૂ, કડી-કરણનગર રોડ,*
*કડી(ઉ.ગુ.) ૩૮૨૭૧૫,*
*જિ. મહેસાણા*
*મો. ૯૪૨૭૯૦૯૯૦૨*



# પુનઃ અવતરણ....

*– ભી. ન. વણકર*

'**દૂ**ર, દૂરથી, લૂ ઝરતો વૈશાખી વાયરાનો વંટોળ વહી રહ્યો હતો. બપોરના સૂર્યનો અસહ્ય તાપ દઝાડી રહ્યો હતો. ચોમેર વગડાઉ ખેતરો વચ્ચે જમીનના એક એકરના ચોસલામાં માથોડી સરખી લીલીછમ જુવારનાં ડૂંડાં લહેરાઈ રહ્યાં હતાં. ખેતરને માથે કૂવો હતો અને તેમાં પાણી હતું, એટલું નસીબ હતું.

જુવારના ખેતર શેઢે માળા ઉપર ચઢી હું ઘડી ઘડી ગોફણ વીંઝતો હતો. એક શેઢે થોરની વાડનું નેળિયું ખેતરને રક્ષી રહ્યું હતું. નેળિયામાં છીંકોટા મારતો આખલો, માથું વીંઝતો ચાલ્યો જતો હતો. થયું, રખે છીંડામાં થઈ જુવારના ખેતરમાં આવી ના જાય, તેનું હું ધ્યાન રાખી રહ્યો હતો. નેળિયાની વાડે અજાણી કોઈ વૃદ્ધા જઈ રહી હતી. નેળિયું રેતીના દળથી ધગધગતું હતું. દૂર પેલા અવાવરા કૂવાના ઢાળિયે બે-ચાર હરાયાં ઢોર બાવળનાં છાંયડે ઊભાં હતાં. બીજી તરફ આંબા નીચે રોઝડાંનું નાનકડું ઝૂંડ, શિકારીઓના ડરથી, ટૂંકી પૂંછડી હલાવતાં, ઉલટ-સૂલટ બની ઊભું હતું. માળા ઉપર ચઢી મેં ફરી ચોમેર નજર નાખી, પરંતુ ગામ તરફના ઊભડક રસ્તે નજર જતાં જ, ઘડીક મને ચક્કર આવ્યાં. મેં ઊંડો નિઃસાસો નાંખ્યો. વંટોળની ડમરીઓ સૂસવાટા મારતી આવી રહી હતી. ઘડી ભર મને મારી માની યાદ આવી, મેં રીસપૂર્વક પેલા અવાવરા કૂવાના સૂક્કાભટ્ટ ગોઝારા શેઢા તરફ ફરી ગોફળ વીંઝી ઈંટના રોડાનો ઘા કર્યો. બપોર તપતો હતો. હું માળા ઉપરથી નીચે ઊતર્યો. કક્ડીને ભૂખ લાગી હતી. સવારે ઘેરથી જ હું રૂમાલના છેડે બાજરાનો રોટલો, ડુંગળી, મરચું ને ગોળ બાંધી લાવ્યો હતો, પરંતુ માની યાદ આવતાં જ ખાવાની અનિચ્છા થઈ. મા વિના ખાવાનું કેમ ભાવે ? મેં મનોમન નિઃસાસો નાખ્યો.'

છેલ્લાં ત્રણેક વરસથી ઉનાળામાં હું જુવાર ટોવા રાખું છું. દર વરસે બપોરનું ભાત લઈને મા આવતી. બપોર સુધી દહાડી કરી, ઘેર આવી, ડુંગળી કે મેથીનું શાક બનાવી, મરચું ને ગોળ, સાથે ડોલચામાં છાસ, સૂંડલામાં રાખી, સૂંડલો માથે મૂકી, ઉનાળાનો તાપ કે લૂ ઝરતા વાયરાની કશીએ પરવા કર્યા વિના લાંબા ડંગોળા ભરતી, મારું ભાત લઈને મા આવી ચઢતી. 'બેટા, મોડું થયું છે, ભૂખ લાગી હશે, જમવા બેસી જા.' માની પાસે બેસી જમવાનું મને સ્વર્ગના જેવું સુખ લાગતું હતું. પરંતુ આ ઉનાળે હું માવિહોણો છું. ઘડીભર આંસુથી આંખો ભરાઈ જતી. ઓણ સાલ જુવાર ટોવાનું દિવસ ઉપરાંત રાતનું પણ રાખેલું છે. માવિહોણું ઘર પણ મને ગમતું નહિ, અંધારી રાતનો ખેતરનો માળો શું ખોટો ? પરંતુ સાંજ ઢળેને ઈશાનિયા ખૂણે ઈડરિયા ગઢના કાળા ભમ્મર, ઓછાયા દૂર દૂર મને દેખાયા કરતા અને સાબરના બિહામણા ઊંડા આંધાની ભેખડોમાંથી હિંસક પ્રાણીઓની રાતમાં અવર-જવરનો ડર મને લાગ્યા કરતો. રાત્રે હું માળા ઉપર ચઢી સૂઈ જતો. ચંદ્રમાનું શીતળ અજવાળું મને આહ્લાદક લાગતું. તેમ અંધારી રાતના તારાઓનાં દર્શન ખુલ્લા આકાશમાં, માળા ઉપર ચત્તાપાટ સૂતાં સૂતાં જોયા કરતો. અડધી રાતના ઘૂવડ અને ચીબરીના જાત-ભાતના બિહામણા અવાજો ઊંઘવા દેતા નહીં. પરંતુ રાતના મારા 'ભા' જાણે હાથમાં પરોણો લઈ ખેતરની ચારે તરફ રખેવાળી કરતા ન હોય તેવો ભાસ થતો અને હું ઊંઘી જતો. પરોઢિયાનું તારિયું ઊગે અને મારી મા વલોણી કરવા મને જગાડી દેતાં, તેમ જાણે પરોઢિયે મા મને જગાડી દેતી ન હોય ! ગામમાં બોલતા કૂકડા, ભૂંકતાં ગધેડાં અને આંબા ડાળે ટહૂકતી કોયલ...સુમધુર ગૂંજતો, ધરતી અને જુવારની મ્હેંક ભર્યો પવનનો સ્પર્શ અતિ પ્રિય લાગતો હતો. ક્યારેક વહેલી સવારે બળદના ઘૂઘરા સાંભળી ભાનું સ્મરણ થઈ જતું, હું મારા બાપુજીને 'ભા' કહીને બોલાવતો. ભા જાણે માથે ફાળિયું, ટૂંકા પનાનું ધોતિયું, દેશી જોડા, ને હાથમાં પરોણો લઈ ગાડું જોડી, બે બળદોની ઘરબરાટી સાથે આવી રહ્યા ન હોય ! તેમ મનોમન દેખા દેતા મને હિંમત આવી જતી. આમ હું દિવસે માનું અને રાત્રે ભાનું સ્મરણ કરતો. મારી મા અને ભાનું શીલ, શક્તિ અને સંસ્કારનું DNA મને મળ્યું છે ને ? બીક કેવી? આમ, નાની ઊંમરે પણ એકલો એકલો હું વિચાર્યા કરતો.

વેકેશનમાં એક મહિનો જુવારના ખેતર, માળે. રખોપું.





મારા મિત્રો વેકેશનમાં તેમનાં મા-બાપ સાથે મોસાળ કે પ્રવાસ કરવા ઉપડી જતાં. પરંતુ આ 'નેમલા'ને કોણ લઈ જાય ? મા-ભા તો ગામતરે ...! વેકેશનમાં બે મણ જુવાર રખોપાની મળતી. વગડામાં લાકડાં, છાણાં વીણું અને બાવળનો ગુંદર, એરંડા વીણું. જેથી કપડાં-પુસ્તકોનો ખર્ચ નીકળે. વેકેશન પહેલાં સ્કૂલમાંથી લઈ આવેલી ચાર-પાંચ ચોપડીઓ માળામાં રાખી મૂકતો તે સમય માળે વાંચી લેતો. આ મારી નાનકડી દુનિયા હતી. પરંતુ ઓણ સાલ માનો અભાવ મારા અંતરને કોરી ખાતો હતો. ભાને મર્યા પછી વિધવા માના અડવા હાથ, ઓગનિયાં વિનાના કાન અને કડલાં વિનાના પગ જોઈ હું મનોમન નિઃસાસો નાંખતો. હવે માની યાદ સિવાય મારી પાસે કશું જ નથી. જાણે મારું જીવન લૂંટાઈ ગયું ન હોય !

આમ, ઘડીક મનોમન વિચાર્યા બાદ, હું માળા ઉપર ચઢ્યો, માળા પર ઊભા રહી મેં ચોમેર નજર નાખી. 'રખે નેળિયાના છીંડામાંથી હરાયું ઢોર શેઢે ચઢી ના જાય' એવું વિચારી હું નીચે ઊતર્યો. છીંડું બંધ કરવાના ઈરાદે હું નેળિયાની વાડ તરફ ગયો. થોરની વાડના શેઢે તેતર અને કાબર, ચકલાંની હેરફેર જણાઈ. સસલું અને તેનાં બચ્ચાં નીંકમાં દોડતાં જણાયાં. ઘટાટોપ થોરની વાડમાં માળો કરી ઈંડાં સેવતાં હોલાં ઘૂ..ઘૂ..ઘૂ.. કરી રહ્યાં હતાં. મને થયું, અરે ! ગરમીમાં ઝંપીને બેઠેલાં બિચારાં નિર્દોષ જીવોને હું ક્યાં રંઝાડવા નીકળ્યો ? ઓચિંતો નેળિયામાં વૃદ્ધાનો વેદનાભર્યો સહાય માટેનો અવાજ સંભળાયો, હું વાડના છીંડે થઈને નેળિયામાં જઈ ચઢ્યો. 'અરેરે...!' ધોમધખતા તડકે, થોરના આછેરા છાંયડે નિઃસહાય વૃદ્ધા બેઠી હતી, જાણે કોઈની સહાયની રાહ ન જોઈ રહી હોય ! મેં હડી કાઢી. 'આટલી ગરમીમાં માડી તમે ?' મેં હળવે રહીને પૂછ્યું,



દયાર્દ્ર નેત્રે વૃદ્ધાએ કહ્યું, 'દીકરા ! ગુંદર વીણવા નીકળી હતી. બપોર થતાં ઘર તરફ પાછી ફરી રહી હતી. છંછેડાયેલો આખલો છીંકોટા મારતો સામે આવી રહ્યો હતો. નેળિયામાંથી હું જાઉં ક્યાં ? હું એક તરફ ઊભી રહી, રખે...? પણ તેણે મને જોઈ માથું વિઝ્યું. અને હું બીકની મારી વાડમાં પડી ગઈ. પગમાં બાવળની શૂળ ભોંકાઈ છે. પગ મૂકાતો નથી. સાથળે થોરનું ડેંડું વાગ્યું છે. તેની બળતરા...પડતા ઉપર પાટુ.'

"માડી, ચિંતા ના કરો. પહેલાં હું તમને આંબાને છાંયડે...." કહેતાં, મેં હળવે રહીને બે હાથે અજાણ્યાં વૃદ્ધાને ઉપાડી આંબાના છાંયડે લઈ ગયો.

'દીકરા, પગમાં વેદના થાય છે !'

'માડી હમણાં કાંટો કાઢી નાખું...', કહેતાં, હું વાડમાંથી બાવળની સૂકી શૂળ શોધી લાવ્યો. કાંટો કાઢવામાં તો કાંટો જ જોઈએ ને ? મેં હળવેથી વૃદ્ધાને સૂવાડી દીધાં, તેમનો કાંટો વાગેલો પગ મારા ઢીંચણ ઉપર ગોઠવી દીધો. હળવે રહી પગની પાની શૂળ વડે ખોતરી, કાંટો થોડોક બહાર દેખાયો એટલે મેં મોં વડે, બટકાઈ ના જાય તે રીતે, બે દાંતો વડે પકડીને હળવેથી આખે આખો કાંટો ખેંચી કાઢ્યો.

'જુઓ ! માડી, કેવડો મોટો કાંટો છે ? હવે દુઃખે છે ?'

'હાશ ! દીકરા ભગવાન તારું ભલું કરશે !'

'માડી, તમારી સાથળે તો હજુ લોહી નીકળે છે. ચિંતા ના કરો, સામેના ખેતરે શાકભાજીવાળાએ ગવાર વાવ્યો છે. નેળિયાની પેલેકોર.. હું ઝડપથી તેનાં પાંદડાં લઈ આવું. ' કહેતાં મેં દોટ મૂકી. ગવારનાં લીલાં પાંદડાં મસળતાં, મસળતાં હું આવી ચઢ્યો, 'લ્યો માડી. સાથળે લગાડી દો.' કહેતાં મેં ક્ષણનો ય વિચાર કર્યા સિવાય, મારા પહેરણની પાછળની ચાળનું ચીંદરડું ફાડી કાઢ્યું. માડીની સાથળે મેં પાટો બાંધી દીધો. આમ પણ પહેરણ, તો ફાટેલું જ, હતું ને ?

હાશ ! ભગવાને જાણે મારો રવજી મને પાછો આપ્યો! વૃદ્ધાની આંખમાંથી આંસુ ટપક્યાં.

'માડી ?'

'દીકરા, મારો રવજી તારા જેવો જ હતો, સૌની સેવા કરતો, પણ...?'

ઘડીક વૃદ્ધાને ગળે ડૂમો ભરાયો.

હું જોઈ રહ્યો-ચૂપચાપ.

'મારો રવજી એક જમીનદારને ત્યાં હાથીપણું કરતો હતો. ભોંયનું પડ્યું હાથ ના અડાડે. પણ, જમીનદારે તેના પર ચોરીનો આરોપ મૂક્યો. તેથી તેને ખોટું લાગ્યું. તેણે મને પણ કંઈ ના કહ્યું અને સાંજે ઘેર આવવાને બદલે ગામના ઊંડા તળાવમાં ઝીંકાવ્યું.'

વૃદ્ધાની આંખમાં આંસુ વહી રહ્યાં હતાં.



'એને ભણવા નહોતો મોકલ્યો, માડી ?'

'મારા રવજીને ભણવું તો હતું, પણ શું ભણાવું ?' રવજી નાનો હતો અને તેનો બાપ ક્ષયરોગમાં મરી ગયેલા. એટલે આંધળીની લાકડી સમો હતો. ફરી વૃદ્ધા ડૂસકાં લેવા માંડી.

'માડી ! રડો મા. હું તમારો દીકરો જ છું ને ? મને તમારો રવજી માની લો.' મેં કહ્યું.

'તારું નામ શું, દીકરા ?'

'મારું નામ નેમલો છે, પણ રવજી કહીને બોલાવશો તો મને સારું લાગશે, ચાલો, માડી ! હું તમને તમારે ઘેર મૂકી આવું.'

'ના દીકરા, બપોરનો તાપ છે, હવે તારી મા પણ તારું ભાત લઈને આવતી હશે ! તે તારી રાહ જોશે ! એટલે... આ આંબા નીચે હું આરામ કરી લઉં. તું તારે જા.'

'આંબા ઉપર વાંદરાં છે, તમને હેરાન કરશે માડી. તમારો કાછલીમાં વીણેલો-ગુંદર પણ ખાઈ જશે.'

માડીએ આંબા ઉપર નજર નાંખી. વાંદરાં નીચે જોઈ રહ્યાં હતાં. હૂડાઓનો કલરવ અને કોયલના ટહૂકા વૃદ્ધાએ જાણે કનડી રહ્યા હોય તેમ ચહેરો ખેંચાઈ રહ્યો હતો.

'ચાલો, ચાલો...' કહેતાં મેં વૃદ્ધાને ફરી બે હાથે બાથમાં લઈ સામેના ગામ તરફ હડી કાઢી. વૃદ્ધા મૂઠી હાડકાંનાં હતાં. તેમણે એક હાથમાં દાતરડું, ગુંદરની કાછલી અને બીજા હાથે મારો ખભો પકડ્યો હતો.

બે ગામની સરહદ સમો રેલવેનો પાટો આવ્યો એટલે... 'માડી, તમારું ઘર કેટલે છે ?' કહેતાં મેં તેમને નીચે ઊતાર્યાં, થોડોક થાક ઊતાર્યો, બે-ચાર ઊંડા શ્વાસ ભરી લીધા.

'દીકરા ! મારે વળી ઘર કેવું ? સામે પેલું છાપરું દેખાય છે ને તે મારું ઘર...ગામ પહેલાં.' માડીએ હાથ લાંબો કરી બતાવ્યું.

ચંપલ તો માળે પડ્યાં હતાં. ધરતી ગરમ લ્હાય થઈ ગઈ હતી. ઘડીભર થયું, 'માડી પણ ઉઘાડે પગે જ હતાં ને ?'

મેં માડીને ઊંચકી, ફરી હડી કાઢી, છાપરે જઈ ઊભો. સાંઠિયાના છાપરાને કટલું કેવું ? લીમડાનો છાંયડો હતો. ઢોયણી ઢાળેલી હતી. બાજુમાં કૂતરો સૂતો હતો તે અમને જોઈ ઊભો થઈ ગયો. પાણીનું માટલું હતું, પાણી ગરમ થઈ ગયેલું હતું. મેં માડીને લોટા વડે પાણી પાયું. છાપરામાં ખાલીપો જણાતો હતો. બહાર માટીના ચૂલા પાસે કલાડી હતી. પતરાનો ડબ્બો હતો અને પ્લાસ્ટિકની તૂટેલી ડોલ. આ તેમનો અસબાબ હતો.

ફરી માંડીને ઊંચકી મેં ઢોયણીમાં સૂવાડ્યાં. 'માડી, હવે હું જાઉં ?' કહી મેં વૃદ્ધા સામે જોયું.

'દીકરા, તારી મા રાહ જોતી હશે, જા. પણ...રસ્તામાં પેલા આખલાનું ધ્યાન રાખજે.'

માની યાદ આવતાં જ મારી આંખમાં આંસુ ઉભરાયાં. મેં પહેરણની ચાળ વડે લૂછ્યાં.

'કેમ દીકરા રડી ગયો ?'

'માડી, મારી મા તો ક્યારનીયે ગામતરે ગયેલી છે-મને મૂકીને...'

'અરેરે! દીકરા, આટલી નાની ઉંમરે તને મૂકીને, તેને ગામતરે જવાનું કેમ સૂઝ્યું ? બીમાર હતી ? બેસ દીકરા !!' માડીયે મારો હાથ પકડી લીધો.

હું નીચે બેસી ગયો.

મૂંગી વેદનાએ મારા હૈયાને ભીંજવી દીધું.

હું મનોમન બોલવા લાગ્યો.

'માડી, નખમાં ય મારી માને દર્દ નહોતું, પણ ... પેલા આંબાથી દૂર અવાવરો કૂવો હતો ને ત્યાં ખેતરના માલીકે ઉનાળુ બાજરો વાવ્યો હતો. ખેતરમાં ખેડૂત પાણી પાતો હતો. મારી મા ઘરાકના ખેતરેથી દહાડી કરીને ઘેર આવી રહી હતી. માને તરસ લાગી હતી. શેઢે ખળખળ પાણી વહી રહ્યું હતું. માને થયું, લાવને થોડુંક પાણી પીતી જાઉં. મારી મા ઢાળીએ બેસી હાથના ખોબા ભરી પાણી પીવા લાગી. ત્યાં તો પેલો નરાધમ હાથમાં પાવડો લઈ, બૂમો પાડતો આવ્યો. કહે, ''તને ખબર નથી પડતી, હું ખેતરમાં પાણી પાઉં છું ને તું... તેં પાણી અભડાવ્યું ?'' કહેતાં મારી માને તેણે ધક્કો માર્યો. મારી મા ઢાળિયે ઢળી પડ્યાં. પગના થાપે ફ્રેક્ચર થઈ ગયું. પછી તોફ?' મારી આંખમાં નેવલાં ટપકવા લાગ્યાં.

'અરેરે ! મૂઆનું નખ્ખોદ જશે..! પાણી માટે તો લોકો પરબ બંધાવે છે. પાણી ક્યાં એના બાપનું હતું. ધરતી માતાનું હતું. દીકરા, તારી માએ સહી લીધું ?'

'માડી, મારી મા તો વાઘણ હતી. પણ ...કરે શું ? તેના





હાથમાં દાતરડું નહોતું, નહીં તો એક ઘા ને બે કટકા કરે..તેને ઊભો વાઢી નાખત.'

'ત્યારે, દીકરા તારો બાપ ક્યાં ગયો હતો ?'

'મારો બાપ હોત તો ?' તેને ઊંચો કરીને પટકી, મારી નાંખ્યો હોત, પણ... તેઓ વહેલા ગામતરે...! મારા બાપની ત્રાડ પડે ને વગડો ધ્રૂજે. હરાયો આખલો ય ઊભો ના રહે. દશેરા ટાણે બળદોની કોટે ઘૂઘરા બાંધી શણગારે અને ગાડું જોડે. ગાડાની હરીફાઈમાં જતા. પાંચ ગામના ગાડાંવાળાઓની દશેરે નાગાબાવાની મકરોડના વગડાઉ ઢાળે ગાડાની હરીફાઈ થતી. ત્યારે દર વખતે મારા ભાનું જ ગાડું પ્રથમ આવતું. મોટી મૂછોવાળા હોય કે જમીનદાર હોય... નીચે મોઢે ચાલ્યા જતા. ઊંચા સાદે કોઈથી બોલાતું નહોતું. અમારા વાસનાં ઢોરોને પાણી પીવા ગામના લોકો હવાડે ચઢવા નહોતાં દેતાં, તેથી ઢોરોને પાણી પાવા તળાવે જવું પડતું. પણ, અમારા બળદ અને ભેંસોને મારા ભા હવાડે પાણી પાવા લઈ જતા. કોઈની મા એ સવાશેર સૂંઠ ખાધી હોય તે બોલે ! પરંતુ કોણ જાણે કેમ વાસના ઢાળે જ પડી ગયા. પછી પાછા ઊભા ના જ થયા. ગામડામાં ડોક્ટરો ક્યાં હતા તે રોગનું નિદાન કરે ! લોકો કહેતા માતાની ઓઝટમાં આવી ગયેલા. માને ગામતરે ગયા પછી પેલા ખેડૂતને બાજરાના ખેતરમાં કોઈએ ઊંચો કરીને પટકેલો. ત્યારથી તે ડરી ગયેલા, મારા ભાનો તેને ડર લાગેલો. પછી તે પણ સાજો ના થયો અને મરી ગયો. હવે એ કૂવો અવાવરો બની ગયો છે અને ખેતરમાં ગાંડા બાવળનું ખડ ઊગી નીકળ્યું છે, હાંકે માડી.' મારી આંખમાં આંસુ દદડી રહ્યાં હતાં.

'સમય, સમયનું કામ કરે છે, આવા અવળચંડાને તો ઈશ્વર જ ઈન્સાફ કરે... રડીશ નહિ, દીકરા ! તેં મારી ખૂબ સેવા કરી છે' કહેતાં પેલી વૃદ્ધાએ બે હાથ વડે મારું માથું પકડીને મને ચૂંબન કરતાં કહે,

ભગવાન તારું ભલું કરશે !'

'તું ભણે છે ?'

'હા, માડી.'

"ભણતો હોય તો ભણજે. દીકરા, ભણીને મોટો બાલેટન બનશે, અમારા જેવા ગરીબ-ગુરબાંની તું સેવા કરજે, ભગવાન તારું ભલું કરશે. મારા આશીર્વાદ છે."

"મારી માને, મને ભણાવવાના ઘણા ઓરતા હતા. જાણે મારી મા જ મને આશીર્વાદ આપવા પુનઃપાછી ના આવી હોય !" હું આંસુ લૂછવા લાગ્યો- મનોમન વિચારી.

'દીકરા, રડ મા! હું તારી મા જ છું ને !' કહેતાં માડી બોલી ઊઠ્યાં, 'દીકરા તું જલદી જા, હરાયાં ક્યાંક ખેતર ભેળશે.- અને, ઉઘાડા પગે, ભંઠ-ગોખરું વાળા ખેતર વચાળે મેં ઉભડક હડી કાઢી. દૂરથી જોયું તો પેલો હરાયો આખલો ખેતરમાં જુવારનાં લીલાં ડૂંડાં ચરી રહ્યો હતો. લૂ ઝરતી ધૂળની ડમરીઓ વહી રહી હતી. અસહ્ય તાપ તપી રહ્યો હતો. પણ માની યાદ હજુ વિસરાઈ નહોતી. મેં દૂરથી વાસ તરફના રસ્તે જોયું. જાણે મા સૂંડલામાં બાજરાનો ગરમ રોટલો, મેથીનું શાક, ડુંગળી, મરચું ને ગોળ, ડોલચામાં છાશ લઈને વાયુ વેગે લાંબા ડંગોળા ભરતી આવી રહી ન હોય ! વંટોળમાં જાણે માની ઝેમી લહેરાઈ રહી ન હોય ! મેં સાદ પાડીને કહ્યું, "મા! ધીમે, ધીરે આવ. મોડું નથી થયું. તારા નેમલાને હજુ ભૂખ નથી લાગી, વચ્ચે પેલા બદમાશના કૂવાનો શેઢો આવે છે, રખે ક્યાંક પડી જઈશ. જોઈને ચાલજે."

પરંતુ, વંટોળ સાથે જાણે મારી મા વહી રહી હોય, તેમ શ્વાસભરતી મને કહી રહી હતી, "બેટા! મોડું થયું છે, તું ભૂખ્યો થયો હોઈશ, હું આવી રહી છું...!"

એકાએક મારી આંખો હરખના આંસુથી ભીંજાઈ ગઈ, મેં બમણાં વેગે હડી કાઢી...અને હું લથડિયું ખાઈ ગયો. હાથ ખંખેરતાં હું ઝડપથી ઊભો થયો, આંખો લૂછી અને જોયું, તો...!?

દૂર... ગામ સીમાડેથી વંટોળ ઘૂઘવાતો આવી રહ્યો હતો. મેં ઊંડો નિઃસાસો નાંખ્યો, અને ફરી હડી કાઢી.

---


*૫૧૬, ગાયત્રી સોસાયટી, સેક્ટર-૨૭,*
*ગાંધીનગર-૩૮૨૦૨૮*
*ફોન નં. ૦૭૯-૨૩૨૩૬૧૭૭*
*મો. ૯૪૦૮૨૮૮૦૩૫*






# એક દૂધાળી વાત

– નીતિન ત્રિવેદી

**'તું** હમણાં હમણાંથી દૂધ પીવા લાગ્યો છે, કલ્પન, પણ પહેલાં તો તું દૂધ લેતો નહીં, ખરું ?'

જવાબમાં એ હસ્યો. 'હા, એ ખરું કે હું પહેલાં દૂધ લેતો નહીં, પણ પછી થયું કે લેવાય. આમેય દૂધ સંપૂર્ણ ખોરાક ગણાય છે.' એણે દૂધ ભરેલો પ્યાલો મોંએ માંડ્યોને લિજ્જતથી પીવા લાગ્યો. મને કહેવાનું મન તો થયું કે તારા આ સંપૂર્ણ ખોરાકમાં વિટામીન-સી ક્યાં છે ? પણ દૂધ પીતી વખતે એના ચહેરા પર આનંદ અને સંતોષના ભાવો રમવા લાગે, એ જોઈ હું ચુપ થઈ નિહાળવા લાગતો.

શરૂઆતમાં એણે વિવેક ખાતર એક-બે વખત મને ઓફર કરેલી. પણ 'દૂધની આદત નથી, ને મને એ ફાવતું પણ નથી'- એવું કહી હું સવિનય ના કહેતો. પછી એમણે કદી ઔપચારિક્તા બતાવી નહોતી.

એની અને મારી નોકરી હતી અલગ અલગ, પણ નોકરી કરતા હતા એક જ શહેરમાં. અને રહેવાનું પણ સાથે બન્યું. અમે બંને રૂમ-પાર્ટનર્સ હતા. એ પ્રમાણમાં સરળ હતો. વળી વધુ બોલવાની આદત નહોતી. કામપૂરતી વાતો ઉપરાંત થોડી અન્ય વાતો થાય. પણ લાંબી ન ચાલે.

આમ જુઓ તો કોઈને અમુક આદત ન હોય, ને પછીથી એ આદત પડે એ કંઈ અસામાન્ય વાત ન ગણાય. એટલે એને હમણાંથી દૂધ પીવાની આદત પડી હતી એ ઘણી સામાન્ય બાબત હતી. પણ મારું ધ્યાન તો એટલા માટે ખેંચાયું હતું કે, દૂધ પીતી વખતે એને અનોખી લિજ્જત મળતી હતી.



બસ એટલું જ. એ વખતે એ એટલે બધો લીન થઈ જતો હતો કે એની આંખો બંધ થઈ જાય. ને દૂધના એકએક ટીપાંની પૂરેપૂરી મજા માણતો લાગે. ક્યારેક તો નાના બાળકની જેમ મોં બહાર દૂધના રેલા પણ ચાલ્યા જતા હોય. પણ દૂધ પીતી વખતે એ કશીય પરવા ન કરે. હા, એ જે દૂધ પીતો હતો, એ મેળવવા કંઈક વિશેષ ગોઠવણ કરી રાખી હોય એવું લાગતું હતું.

એક વખત મેં એને વાતવાતમાં કહ્યું, 'કલ્પન, તું આ કંપનીઓનાં દૂધ પીએ છે, પણ નજીક દુકાનોમાં ગાય અને ભેંસનું ચોખ્ખું દૂધ મળે જ છે. વળી એ તાજું પણ હોય છે. તો એ દૂધ વધારે સારું ન કહેવાય ?'

એ સ્મિત કરતો. 'હા, એ સારું કહેવાય જ. જરૂર પડ્યે એ પણ લઈશ. પણ આ કંપનીઓનાં દૂધનો ટેસ્ટ જ કંઈ ઓર છે એટલે એ લઉં છું.'

એક-બે વાક્યોમાં વાત સંકેલી લેતા આ કલ્પનને નોકરીમાં ક્યારેક એક-બે દિવસ માટે બહારગામ ડેપ્યુટેશન પર જવાનું થયા કરતું.

એક વખત એ આમ ડેપ્યુટેશન પર હતો એ દરમિયાન દૂધની સ્પેશિયલ કંપનીઓના ડિસ્ટ્રીબ્યુટરનો માણસ દૂધનાં કેટલાંક પાઉચ આપવા આવ્યો. 'લો, કલ્પનભાઈ માટેનું આ દૂધ. એમને કહેજો સાહેબ, કે 'પ્રોડીલોક' કંપનીનો માલ અત્યારે ખલાસ થઈ ગયો છે એટલે અત્યારે 'સિલેક્ટા' કંપનીની પ્રોડક્ટ આપી છે. પેલો માલ આવી જશે ત્યારે એ આપવા લાગશું.'

'ભલે, કહી મેં દૂધનાં પાઉચ લીધાં. પેલો માણસ રવાના થયો. દૂધનાં પાઉચ ફ્રિઝમાં મૂકવા ગયો એ વખતે મારી નજર એ પાઉચ પર છાપેલી વિગતો પર પડતાં મને કુતૂહલ થયું. એક પાઉચ હાથમાં રાખી બાકીનાં ફ્રિઝમાં મૂકી દીધાં. આ પાઉચ પરની વિગતો તપાસતાં જાણ્યું કે આ તો યુરોપની કંપનીનું દૂધ છે. એમાં છપાયેલું વેબ-એડ્રેસ નોંધી લીધું.'

પછી તો મેં નેટ પર સર્ચ કર્યું, આ અને આવી પ્રોડક્ટસ વિશે. જેમ જેમ આ વિગતોમાં ઊંડો ઊતરતો ગયો એમ હું આભો થતો ચાલ્યો. યુરોપ અને અમેરિકાની કેટલીક કંપનીઓ જે દૂધનું વેચાણ કરી રહી હતી એ પૈકી કલ્પન વાપરતો એ દૂધ પણ હતું. કંપનીઓ દૂધ વેચે એમાં કશું અસામાન્ય નહોતું. એ દૂધની અન્ય બનાવટો પણ વેચે એય નવાઈની વાત નહોતી.



આમ છતાં જે બાબત અસામાન્ય હતી એ આ દૂધ ગાય, ભેંસ, બકરી કે ઊંટડીનું નહોતું. આ દૂધ સ્ત્રીઓનું હતું. યુરોપ અને અમેરિકાની ધાવણાં બાળકોની માતાઓ પોતાનું દૂધ કંપનીઓને વેચી રહી હતી. કંપનીઓ આ દૂધ કન્ડેન્સ્ડ કરીને લોકોને વેચતી હતી. એમાંનો એક ગ્રાહક આ કલ્પન પણ હતો.

સર્ચ કરતાં કરતાં એ જાણવા મળ્યું કે, સ્ત્રીઓ ચોક્કસ પ્રકારના પંપ દ્વારા પોતાનું દૂધ ખેંચીને એકત્ર કરીને આવી કંપનીઓને ઊંચા ભાવે વેચી દેતી હતી. કંપનીઓ એ દૂધનું પ્રોસેસિંગ કરીને વેચતી, પણ સાથે સાથે આવા દૂધમાંથી એવો ખોરાક તૈયાર કરતી કે જેનાથી અધૂરા માસે જન્મેલાં બાળકોને યોગ્ય પોષણ મળી શકે. સ્નાયુબદ્ધ શરીર માટે કેટલાયે બોડી-બિલ્ડરો આ દૂધ પીતા હતા. ઉપરાંત કેન્સર સહિતના ગંભીર રોગોનો સામનો કરી શકે એવી રોગ-પ્રતિકારક શક્તિ પણ આવા દૂધમાં હતી. વળી ઘણા પુરુષો આફટરશેવ લોશન તરીકે પણ આ દૂધ વાપરતા.

હું ઊંડા વિચારમાં એટલા માટે પડી ગયો હતો કે આમાંનું એકપણ કારણ કલ્પનને લાગુ પડતું નહોતું. છતાં એ આવું દૂધ વાપરતો હતો. કારણ પકડવાની મને તાલાવેલી થઈ હતી.

આમ જુઓ તો એની અંગત બાબતમાં મારે માથું મારવાનું હોય જ નહીં. પણ પહેલી જ વખત એના આ સ્પેશિયલ દૂધ વિશેની વિગતો મને અનાયાસે જાણવા મળી હતી, એટલે કુતૂહલ વધ્યું હતું. એ આવ્યો ત્યારે મેં એને ફ્રિઝમાં મૂકેલા દૂધ વિશે જણાવ્યું પણ મેં કશું પૂછ્યું નહીં. મને ઉદ્‌ભવેલા પ્રશ્નો મેં બળપૂર્વક ખાળી રાખ્યા. એક સાંજે કલ્પન દૂધનો પ્યાલો તૈયાર કરી મોંઢે માંડવા જતો હતો, એ જ વખતે મેં એને પૂછ્યું, 'કલ્પન, સિંહણના દૂધ પછી તરત આ દૂધનો ક્રમ આવતો હોવો જોઈએ, નહીં?'

'કેમ?' એણે સહેજ નવાઈથી મારી સામે જોયું.

'તું આ દૂધ પીએ છે એ રીતે, જાણે દુર્લભ ખજાનો મળી ગયો હોય!' એ ખડખડાટ હસી પડ્યો.

'મેં તને પહેલીવાર જોયો કલ્પન, ત્યારથી તું મને તંદુરસ્ત લાગ્યો છે. તારું શરીર નિરોગી અને સ્નાયુબદ્ધ છે. તને નખમાંય રોગ નથી એટલે તારે રોગપ્રતિકારક શક્તિ માટે પણ આ સ્પેશિયલ બ્રાન્ડનું દૂધ લેવાની જરૂર નથી. વળી તું આફટર શેવલોશન તરીકે પણ આ દૂધ લેતો નથી.' એક શ્વાસે કલ્પનને આટલું કહ્યું છતાં અધૂરું હતું એ પૂરું કરતાં મેં કહ્યું, 'સ્ત્રીઓના આવા દૂધની પ્રોડક્ટ તો અધૂરા માસે જન્મેલા બાળકને આપવામાં આવે છે પણ કલ્પન, તારે તો આમાંનું કશુંયે નથી. તો તું આ દૂધ લે છે શા માટે?'

એ મને થોડી ક્ષણો તાકી રહ્યો. પછી ઊંડો શ્વાસ લીધો. 'દોસ્ત, અધૂરા માસે જન્મેલાંને તો આ દૂધની ગ્લોબ્યુલિન નામની પ્રોડક્ટ લેવી પડે. પણ હું અધૂરા નહીં, પૂરા માસે જન્મ્યો છું. પૂરા માસ ઉપરાંત સોળ દિવસે.'

'ઓહ, તો પછી સ્ત્રીઓના આ પ્રકારના દૂધ લેવા માટે જેટલાં પણ કારણો છે એમાંનું એકેય કારણ તને લાગું પડતું નથી. આમ છતાં તું એ દૂધ લે છે?' કળવા માટે પ્રયત્ન કરવો પડે એવા ભાવ એના ચહેરા પર આવ્યા. 'મારી માએ મને પૂરા માસે જન્મ આપ્યો હતો, પણ...'

એણે મારી આંખોમાં આંખો નાંખી કહ્યું, 'મને જન્મ આપીને તરત જ એ મૃત્યુ પામી હતી.'

એના ચહેરા પર પીડા ઉપસી આવી. સાથોસાથ બાળસહજ નજાકત અને માસુમિયત ફરી વળી. પ્યાલો ફરી હોઠ સુધી લઈ જઈ એ દૂધને તાકી રહ્યો. વેદનામાં ઝબોળાયેલા શબ્દો હોઠની બહાર આવ્યા. 'પણ એ દૂધ નહીં, તો....'મારી સામે નજર માંડી. 'તો એના જેવું દૂધ...' કહીને દૂધનો પ્યાલો મોઢે માંડી એવી રીતે ગટગટાવા લાગ્યો, જાણે ભૂખ્યું બાળક એની માને ચસચસ ધાવી રહ્યું હોય.

---

*પ્લોટ નં. ૧૧-સી, સિદસર રોડ,*
*કામિનિયાનગર, જૂના તળાજા જકાતનાકા પાસે,*
*ભાવનગર-૩૬૪૦૦૨*
*મો. ૯૪૨૮૫૮૯૯૨૩*





# કાળા વાદળની સોનેરી કોર

– નટવર પટેલ

**આ**બુ પહોંચ્યા પછી અમે ત્રણે પરિવારે ત્રણ દિવસનો આખો પ્લાન વિચારી લીધો. અમે ઉતર્યા હતા એ હૉટલ નખી તળાવને કિનારે હતી. તેની પાછળની ગૅલેરીમાંથી તળાવનું દર્શન કરી શકાતું હતું. આબુ આવતાં પહેલાં અમે ત્રણ રૂમો બુક કરાવી લીધી હતી. રાત્રે ગૅલેરીમાં બેઠાં બેઠાં નખીનો નજારો માણી શકાતો હતો.

દિવાળીની બે-પાંચ રજાઓ ગાળવા અમે મિત્રો સપરિવાર નીકળી પડ્યા હતા. મારે કૉલેજમાં અને દીનાને હાઈસ્કૂલમાં રજાઓ હતી. વકીલ કુકડિયાને પણ કોર્ટ બંધ હતી. ડૉ. દવે પણ દિવાળી પર્વને કારણે દવાખાનું બંધ કરી અમારી સાથે જોડાયો હતો.

અમે આબુ બપોરના એક વાગે પહોંચી ગયા હતા. હૉટલમાં જમી, આરામ કરી આ ત્રણ દિવસ ક્યાં ક્યાં ફરવા જવું તેનું આયોજન પણ કરી લીધું હતું.

ચારેક વાગ્યા હતા. ચા-કૉફીનો ઑર્ડર અપાઈ ગયો હતો. સાંજના ક્યાં ફરવા જવું એ અંગે ચર્ચા કરી રહ્યા હતા. ચા-કૉફી આવી ગયાં. ત્રણે લેડીઝે અંદરોઅંદર સંતલસ કરી કહ્યું, “આજ તમારે જ્યાં જવું હોય ત્યાં જાઓ. અમે અમારી રીતે બજારમાં જઈ ખરીદી કરવાના મૂડમાં છીએ.

‘આ કોનો આઈડિયા છે ? દીનાભાભીનો ?’ ડૉ. દવેએ પૂછ્યું.

‘ના, અમારા ત્રણેનો’. મિસિસ દવેએ સ્મિત કરી કહ્યું.

છેવટે અમે એવું નક્કી કર્યું કે લેડી બાળકો સાથે બજાર જશે. અમે ત્રણે પુરુષો પગપાળા જ આટલામાં ક્યાંક ફરવા જઈશું.

ચા-પાણી પતાવ્યાં. અમે પ્રથમ નીકળી ગયા. સાંજ પડવા આવી હતી તેથી ઠંડીમાં વધારો થયો હતો. અમે ગરમ કપડાં તો પહેરી જ લીધાં હતાં. તદ્ઉપરાંત મેં ખભે શાલ પણ નાખી હતી. ફરતાં ફરતાં અમે અદ્ધરદેવી તરફના રસ્તે આવ્યા. ઉપર ચડી દર્શન કરવાનો અમારો ઈરાદો ન હતો. એટલે સારી બેઠક જોઈ અમે નીચે જ જમાવ્યું.

એટલામાં એક કંગાળ ભિખારી જેવો છોકરો અમારી તરફ આવતો દેખાયો. મેં ધ્યાનથી જોયું. આવી ઠંડીમાં પણ તેની પાસે પહેરવાં પૂરતાં કપડાં ન હતાં. ઉપર ફાટેલું પહેરણ ને નીચે માત્ર પાયજામો. કપડાંય મેલાંઘેલાં હતાં. જોતાં જ લાગતું હતું કે કપડાંની બીજી જોડ પણ નહીં હોય. તેના માથાના વાળ વિંખરાયેલા હતા. પગમાં સ્લીપર ખરાં પણ એક પગની પટ્ટી સાંધેલી હતી. તેના હાથ-પગ પર મેલ ચડી ગયો હતો. ચહેરા પર નરી દીનતા ડોકિયાં કરતી હતી.

એ આવીને અમારાથી ચારેક ફૂટ દૂર ઊભો રહી ગયો. તેણે મૂંગા મૂંગા જ હાથ કપાળે લઈ જઈ અમને સલામ જેવું કર્યું. અમારું ધ્યાન ક્યારનુંય એના તરફ હતું. મારા બંને મિત્રોએ હવે તેના પર ધ્યાન કેન્દ્રિત કર્યું. કુકડિયાએ ચશ્માંમાંથી ઝીણી આંખે એની સામે જોયું ને પછી ચીઢ સાથે પૂછ્યું, ‘કેમ આવ્યો ?’

‘સા’બ, બૌ ભૂખ લાગી સે’ છોકરાએ કહ્યું. વળી તે ઠંડીથી ધ્રૂજતો પણ હતો.

‘ક્યાં રહે છે ?’ કુકડિયાએ વકીલની અદાથી એની ઊલટતપાસ કરવા માંડી.

‘આમ, દૂર રસ્તા પર એક ખૂણામાં... સા’બ.’ છોકરો બોલતાં બોલતાં ધ્રૂજી રહ્યો હતો.

કુકડિયા આગળ હજી પૂછવા જતો હતો પણ દવેએ તેને અટકાવ્યો. ‘કુકડિયા, હવે અહીં તો તારી વકીલાતને ગોળી માર ને ?’ ને પછી છોકરા સામે જોઈ બોલ્યો. ‘અલ્યા ધરાઈને ખાય છે ખરો ? કેટલો દુબળો છે ? લાગે છે તને એનિમિયા પણ હશે. ‘ડૉક્ટરે પોતાનું જ્ઞાન પ્રદર્શિત કર્યું.

મેં એને ઈશારો કરી મારી તરફ બોલાવ્યો. તે આવ્યો. મેં પૂછ્યું, ‘બેટા, તારું નામ ?’

‘છોટુ, મા મને છોટુ કહીને બોલાવે છે.’

‘તો તારે મોટો ભાઈ પણ હશે.’ મેં કહ્યું.

‘હતો પણ... હવે નથી.’ છોકરો માંડ માંડ નીચું જોઈને બોલ્યો.

‘શું થયું એને ?’ મેં આગળ પૂછ્યું.

‘સા’બ, ગઈ સાલ એ બહુ ઠંડીમાં ગુજરી ગયો.’ છોકરાનો અવાજ ગળગળો થઈ ગયો.

‘ગુજરી જ જાયને ? આ લોકોને પૂરતું ખાવાનું ના મળે એટલે એમ જ થાય.’ ડૉ. દવે બોલ્યા.

‘મિત્રો, આ છોકરાને કંઈક મદદ કરવી જોઈએ.’ મેં મારો દયાભાવ પ્રગટ કર્યો.

આ સાંભળી વકીલ કુકડિયા હસી પડ્યો, ‘વાહ ! મેરે દયા કે અવતાર પ્રોફેસર મિ. પરીખ ! આવા તો કેટલાય લોકો આ દેશમાં ભીખ માગી ખાય છે. એમાં તમે કેટલાને મદદ કરશો ? ને પરીખ, આવા લોકો દયાને પાત્ર હોતા પણ નથી.’

મને વકીલની દલીલ ના ગમી. મેં પૂછ્યું, ‘આવું તમે શા પરથી કહો છો ?



'એમાં ઍવિડન્સની ક્યાં જરૂર છે ? કામ કરતાં જોર આવે એટલે ભીખ માગી ખાય. સસ્તો ને સરળ ધંધો. સો ટકા પ્રોફિટવાળો...! ડૉક્ટર દવે, તમારા જેવો !' આમ કહી કુકડિયા જોરથી હસી પડ્યો.

'એટલે ? શું અમે એવા છીએ ?' થોડા ગુસ્સા સાથે દવે બોલ્યા.

'કેમ ? તમે પેશન્ટને તપાસો છો ને દવા ઉતારી આપો છો. ને સો-બસો રૂપિયા ઠોકી લો છો... એક પણ ટેબલેટ આપ્યા વિના... પણ તમારો ધંધો ઊજળો હોં ! લોકો સામે ચાલી તમને દાન કરવા આવે છે.' કુકડિયા ફરી હસ્યો. એને આમ વાતવાતમાં ઠહાકા મારી હસવાની આદત હતી.

મને આ પળે આવી ગમ્મત પસંદ ન હતી. એક છોકરો બિચારો ઠંડીમાં હાથ લંબાવી ઊભો હતો. તેને કશીક મદદ કરવાની વાત તો એક બાજુ રહી પણ તેની આવી મજાક !

મેં પૂછ્યું, 'છોટુ, ઘરમાં તમે કોણ કોણ છો ?'

'સા'બ, એક હું, મારી મા ને મારા કરતાં નાની એક બુન.'

'ને તારા પિતા ?' મેં પૂછ્યું.

'એમને તો મેં કદી જોયા નથી. મા કેતી'તી કે હું નાનો હતો તાણ એ અમને મૂકી ચ્યાંક જતા રહેલા.'

ફરી કુકડિયાએ પોતાનું અનુમાન વ્યક્ત કર્યું. 'હશે કોઈ દારૂડિયો... ક્યાંક દારૂ પી ગટરમાં ગબડીને મરી ગયો હશે... ને કદાચ એણે આની મા હારે લગ્નયે નહીં કર્યાં હોય. આ તો બધી ફૂટપાથની માયા... ડૉક્ટર !' ને કુકડિયા ફરી હસ્યો. મારાથી હવે તેનું હાસ્ય સહન થતું ન હતું. મેં થોડા ગુસ્સા સાથે કહ્યું, 'મિત્રો, તમે મદદ કરવા ન માગતા હો તો ભલે પણ આ બધી ચર્ચા શા માટે ? હું તો આને કંઇક આપીશ.'

આમ કહી મેં ગજવામાંથી પાકીટ કાઢ્યું. અંદર સો-સોની અને પાંચસોની જ નોટો હતી. ક્યાંય દસ કે વીસની નોટ દેખાતી ન હતી. મેં કહ્યું, 'મિત્રો, તમારી પાસે દસ કે વીસની નોટ હોય તો મને ઉછીની આપો. મારે આ છોટુને આપવા છે.'

ડૉક્ટરે પાકીટ તપાસ્યું. પણ એના પાકીટની હાલત પણ મારા જેવી જ હતી. વકીલે તો ગજવામાં હાથ નાખ્યા વગર જ કહી દીધું : 'હું તો આજ પાકીટ રૂમ પર જ મૂકીને આવ્યો છું. તમારા જેવા બે દાનવીરો સાથે હોય પછી મારે એની શી જરૂર ?'

હું મૂંઝવણમાં મૂકાયો. શું કરું ? સો રૂપિયાની નોટ ભિખારીને દાનમાં અપાય ? ને તે પણ આવા નાના છોકરાને? શી ખબર એ ઘરે એની મા સુધી પહોંચાડે કે રસ્તામાં વાપરી દે. મેં ફરી છોટુની આંખો તરફ જોયું. મને એની આંખોમાં આખા ભારત દેશના ગરીબોની લાચારીનાં દર્શન થયાં. તેના હોઠમાંથી માંડ શબ્દો નીકળ્યા 'સા'બ... દયા... કરો... ઘરે મા બીમાર છે. આજ ભીખમાં કંઈ મળ્યું નથી. આમ જ ઘરે જઈશ તો બિચારી મા શું ખાશે ?... સા'બ, એવું હોય તો લાવો ક્યાંકથી છૂટા લઈ આવું...'

મેં આજુબાજુ જોયું નજીકમાં ક્યાંય ગલ્લો દેખાતો ન હતો. નહિતર હું જ છૂટા કરાવીને એને રાજી કરત. હું કંઈ પ્રતિભાવ આપું તે પહેલાં કુકડિયા બોલ્યો, 'પરીખ દાનવીર બંધુ ! દેના હૈ તો પૂરા સો રૂપિયા હી દે દો... ભગવાન તેરા દસ ગુના ભલા કરેગા...' ને તે હસ્યો. હું ચૂપ રહ્યો.

ને થોડીવાર પછી મેં છોકરાને કહ્યું, 'જો છોટુ, આ સોની નોટ તને આપું છું. પણ એક કામ કરજે. આમાંથી અમારા દરેકના દસ-દસ એટલે ત્રીસ રૂપિયા તારે રાખવાના. બાકી કેટલા વધે ?' છોકરો બોલ્યો, 'સા'બ, સોમાંથી ત્રીસ જાય એટલે...' ને આંગળી પર ગણતરી કરી કહે, 'સિત્તેર વધે, સા'બ.'

'અરે ! વાહ ! ભિખારી ભણેલો લાગે છે.' કુકડિયાએ કટાક્ષ કર્યો.

'હમ... સિત્તેર. આવતી કાલે આ સમયે અહીં આવીને તારે આપી જવાના. સમજ્યો ? આવીશ ને ?' મેં છોટુને સમજ પાડી.

આ સાંભળી છોટુની નાનકડી આંખોમાં હરખનાં પૂર ઊમટ્યાં. એનો નિર્દોષ ચહેરો હસુ હસુ થઈ ગયો.

'સા'બ, મારી માના હમ... બાકીના પૈસા કાલ હું ચોક્કસ આલી જૈશ. સા'બ, ભગવાન તમારું ભલું કરે.'

'મેં પાકીટમાંથી સોની નોટ બહાર કાઢી. આ જોઈ કુકડિયા બોલ્યો, 'મિ. પરીખ, આ શી ગમ્મત કરો છો ?'

'ગમ્મત નથી કરતો. ખરેખર આપવા માગું છું.'

'તમે બહુ સેન્ટિમેન્ટલ થાવ મા. આ લોકો ખોટા સમ ખાવા ટેવાયેલા હોય છે. એમને મા શું કે બાપ શું ?'

'ને મેં સોની નોટ છોટુના હાથમાં પકડાવી દીધી. તે ખૂબ હરખઘેલો થઈ ગયો. મને પગે પડ્યો. ને ઘર ભણી જવા પગ ઉપાડ્યા. ત્રીજા ડગલે તે દોડવા જ લાગ્યો... પણ તરત મેં બૂમ પાડી. 'છોટુ, અહીં આવ... તો...' છોકરાના પગ પર બ્રેક વાગી ગઈ. તે ધીમે પગલે અમારી સામે જોતો જોતો પાછો આવવા લાગ્યો. તેના ચહેરા પરના ભાવ બદલાઈ ગયા હતા. એક પળે તો તેને થઈ ગયું કે હું એ નોટ પાછી પડાવી લઈશ. તે નજીક આવી ઊભો રહી ગયો.

હું ઊભો થયો. મારા ખભે રહેલી શાલ એક હાથે પકડીને છોટુના દિલ પર વીંટાળતાં બોલ્યો, 'છોટુ, આ લઈ જા. આજે ઠંડી બહુ છે. તને કામ લાગશે.'

'ના સા'બ, શાલ... ના... ના... ન લેવાય.'

'લઈ જા. હું તને પ્રેમથી આપું છું...'



'સારું સા'બ... પણ કાલ પાછી આલી દૈશ.'

'છોટું, પાછી આપવાની નથી. હવેથી એ તારી.'

આ બધો સમય ડૉક્ટર તો ચૂપ બેસી રહ્યા, પરંતુ વકીલ કંઈ ને કંઈ બકબક કર્યા કરતો હતો. પણ મેં એ તરફ જરાય ધ્યાન ન આપ્યું. ...ને છોટુ ગયો. એના પગને જાણે કે પાંખો ફૂટી હતી. એ નજરથી ઓઝલ થયો ત્યાં સુધી હું એને અપલક નયને જોતો જ રહ્યો.

એના ગયા પછી કુકડિયાએ બે હાથે મોટેથી તાળીઓ પાડી મને વધાવતાં બોલ્યો, 'વાહ, દયાના અવતાર, વાહ ! આજે સાંજે તો ભાભીને તમારી સાથે ઝઘડતાં જોવાની ઓર મજા પડશે.'

'કુકડિયા, એ તું જે માનતો હોય તે. પણ દીના મને નહીં ઝઘડે. એ કદી આવી બાબતમાં જીવ બાળતી નથી. ને એક બીજી વાત. આ શાલ મને મારા એક ગરીબ વિદ્યાર્થી તરફથી ભેટ મળી હતી. તેને મેં વચન આપ્યું હતું કે આ તારી અણમોલ ભેટનો હું ઉચિત ઉપયોગ કરીશ, ને આજ એ પળ આવી એટલે પછી...'

ડૉક્ટર નવાઈ પામી મારી તરફ જોઈ રહ્યા હતા. સમય ઘણો થયો હતો એટલે અમે ઊભા થયા. રસ્તામાં પણ અમે આ અંગે ચર્ચા કરતા કરતા આગળ વધ્યા.

'પ્રોફેસર, તમારે એ સો રૂપિયાનું નાહી નાખવાનું.'

'કુકડિયા, સો નહિ સિત્તેર.'

'એ જે હોય તે. એ હવે પાછા ન આવે. હું આવા મવાલી લોકોને ઓળખું ને ?'

'કુકડિયા, મને વિશ્વાસ છે. એ કાલે ચોક્કસ આવશે.'

'પ્રોફેસર, શરત લગાવવી છે ?'

'સો-સોની શરત. એ ન આવે તો મારે તમને આપવાના'

'ને એ આવે તો મારે. ઓ.કે ?' કુકડિયા બોલ્યા 'ડૉક્ટર, તમે આ વાતના સાક્ષી.'

ને એ વાત ત્યાં અટકી, કારણ અમારી હૉટલ આવી ગઈ હતી. જમ્યા પછી કુકડિયાએ આજના પ્રસંગને એની વકીલની જબાનમાં મીઠું-મરચું ભભરાવીને સૌને કહી જેથી મારી પત્ની દીના ઉશ્કેરાય. પણ દીના શાંત જ રહી. ઉપરથી એ મને કહેવા લાગી.

'તમે એને વાયદો ખોટો કર્યો. કહી દેવું હતું ને કે સો રૂપિયા જા, દાનમાં આપ્યા. એટલી રકમ તો અહીં આપણે નકામી ઉડાડી દઈએ છીએ.' કુકડિયા તો મારાથી સવા દાનવીર દીનાને ચશ્માં ઊંચાનીચા કરી જોઈ જ રહ્યો ! મને પણ આ વાતનો હવે અફસોસ થવા લાગ્યો.

બીજે દિવસે સાંજે નિયત સમયે એ જ સ્થળે આવીને અમે ત્રણેય બેઠા. કુકડિયા કહે, 'પ્રોફેસર, સોની નોટ તૈયાર રાખજો.'

'તમે તૈયાર રાખજો. મને એ ચહેરામાં વિશ્વાસ છે, એ અવશ્ય આવશે.'

'મિ. પરીખ, તમારા કરતાં ઘણા વધુ ચહેરા મેં જોયા છે. દયામણા, ક્રોધી, રાક્ષસી, ઉદ્ધત, વિશ્વાસઘાતી... ઘણા બધાને યાદ રાખજો આજકાલ મીઠું મીઠું બોલનારા જ છેતરી જતા હોય છે.'

'એ બધું તમારી કોર્ટમાં હશે. મારી કૉલેજમાં હજી એવું નથી. મને માત્ર ચોપડી જ નહિ, ચહેરા પણ વાંચતા આવડે છે.'

'પણ આ છોકરો તારી કૉલેજનો વિદ્યાર્થી ક્યાં છે ?'

'એટલે તો વધારે વિશ્વાસથી કહું છું કે એ આવશે. જેમ બાળક નાનો એમ એનામાં નિર્દોષતા વધારે. ગઈ કાલે એની આંખો જોઈ મને લાગેલું કે એ સાચું બોલી રહ્યો છે. દુનિયાનો, આઇ મીન કોર્ટ કચેરીનો કચરો હજી એની આંખમાં પ્રવેશ્યો નથી.' મેં કહ્યું.

'ડૉક્ટર, તમારો અનુભવ શું કહે છે ?' કુકડિયાએ પૂછ્યું.

'મિત્રો, મારે ત્યાં આવનાર ડૉક્ટર આગળ જૂઠું બોલી જ ના શકે. નહિતર ડૉક્ટર એનો ઇલાજ ના કરી શકે.' ડૉક્ટરે કહ્યું.

'ને મારે ત્યાં તો જૂઠું બોલે તે ફાવે એવો માહોલ !' કુકડિયા હસ્યો.

'એ તો જેવો સંગ તેવો રંગ.' ડૉક્ટરે સિકસર મારી. અમે ત્રણે હસી પડ્યા.

આમ વાતો ચાલતી રહી. ધીરે ધીરે અવનિ પર અંધારું ઊતરવા લાગ્યું. સમય સરકી રહ્યો હતો. પણ ક્યાંય પેલા છોકરાનાં આવવાનાં એંધાણ વર્તાતાં ન હતાં. આ જોઈ કુકડિયા વધારે ખુશ થઈ રહ્યો હતો. મારું મન શંકા-કુશંકામાં ઘેરાવા લાગ્યું. કેમ નહિ આવ્યો હોય ? શું એની મા વધારે બીમાર પડી ગઈ હશે ? કે પછી એ જૂઠું બોલીને મને આબાદ બનાવી ગયો ? ના..ના.. એવું ના હોય. મારો અંતરાત્મા કહેતો હતો કે એ જરૂર આવશે. પણ ક્યારે ?

'પ્રોફેસર, હવે રાહ જોવાનું છોડી ઊભા થાવ. જાનેવાલે કભી નહીં આતે, હા, જાને વાલે કી યાદ જરૂર આતી હૈ.. ઓર વો દુઃખભરી યાદ...' આમ કહી કુકડિયા હસી પડ્યો. 'પ્રોફેસર, તમે માત્ર કૉલેજના કમ્પાઉન્ડની સીમિત દુનિયા જ જોઈ છે, જ્યારે મેં કોર્ટ-કચેરી ને જેલની વિશાળ દુનિયા જોઈ છે. લાવો કડકડતી સોની નોટ...'

'કુકડિયા, એ કદાચ કોઈ તકલીફમાં આવી પડ્યો હશે.'

'ભિખારીને વળી બીજી શી તકલીફ ? પૈસાની તકલીફ. ગઈ કાલ બધા પૈસા વપરાઈ ગયા હશે, બીજું શું ?'



કહી વકીલે ફરી ઉઘરાણી કરી. મને એ ન ગમ્યું. પણ શું કરું ?

આજ હું શરત નહીં પણ વિશ્વાસ હારી ગયો હતો.

★ ★ ★

ત્રીજે દિવસે સાંજના ચારેક વાગ્યે કુકડિયા કહે 'આજે સનસેટ પોઈન્ટ બાજુ જઈએ.'

પણ ડૉક્ટર કહે, 'મને એવી ગિરદીમાં નહીં ગમે. એવું હોય તો આજ બીજી દિશામાં જઈએ. કેમ પ્રોફેસર ?'

'મારું માનો તો આજે પણ એ જ સ્થળે જઈએ.' મેં દૃઢતાથી કહ્યું.

આ સાંભળી કુકડિયાના કાન ચમક્યા. 'એટલે હજી તમને વિશ્વાસ છે કે કાલ ન આવ્યો તો એ આજે આવશે ?'

મેં દલીલ ન કરી. માત્ર વિનંતી કરતાં કહ્યું, 'પ્લીઝ, આજે પણ ત્યાં જઈએ. મારું મન કહે છે કે એ જરૂર આવશે ને આપણને ન જોતાં એને કદાચ ધક્કો પડે.'

કુકડિયા હસી પડ્યો. 'એને વળી ધક્કો કેવો ? ઉપરથી એને તો હાશ થશે. ચાલો સિત્તેર બચ્યા...'

'તમે નહીં આવો તો હું એકલો પણ જઈશ.'

ને મારી હઠ આગળ બંને નરમ પડ્યા. અમે વાતો કરતાં કરતાં નિયત સ્થળે પહોંચ્યા. આજ મારો મૂડ વાતો કરવાનો ન હતો. ડૉક્ટર તો પહેલેથી જ ઓછાબોલા હતા. ડૉક્ટર અને વકીલ સામસામે ધ્રુવના બે છેડા સમાન હતા.

પશ્ચિમમાં સૂરજ ઢળી ગયો ને મારી શ્રદ્ધા પણ. મને થયું કે કદાચ જીવનમાં પહેલીવાર મેં કોઈને ઓળખવામાં ભૂલ કરી હતી. અમે ઊભા થઈ હૉટલ ભણી જતી કેડી પર પગલાં પાડવા માંડ્યાં, ત્યાં પાછળથી બૂમ સંભળાઈ.

'સા'બ... ઊભા રો'...' એ જ લહેકો... એ જ અવાજ... ને મારી આંખોમાં ઊંડે ઊતરી ગયેલી શ્રદ્ધા પાછી ફરી. કુકડિયા પણ નવાઈ પામી મને જોઈ રહ્યો.

છોટુ નજીક આવ્યો. એની એક હાથની મૂઠી બંધ હતી. તેણે એ હાથ મારી તરફ લંબાવ્યો... 'સા'બ, તમારા પૈસા...' એના હાથમાં બે નોટ હતી એક પચાસની ને બીજી વીસની.

મેં છોટુનો હાથ પકડી લીધો. 'બેટા, ગઈ કાલે કેમ ન આવ્યો ?'

'સા'બ, મા બહુ બીમાર થઈ ગયેલી એટલે એની દવા લેવા ગયેલો.'

'હવે કેમ છે તારી માને ?' મેં એના ખભે હાથ મૂક્યો. ને છોટુ હીબકે હીબકે રડી પડ્યો. 'છોટું, શું થયું, બેટા ?'

'સા'બ... મા ગુજરી ગઈ.... ! ને એ સાથે જ મને જાણે કે જોરદાર ઝાટકો લાગ્યો. છોટું રડતાં રડતાં બોલી રહ્યો હતો. 'સા'બ, અમે ગરીબ માણહ... દાગતર વધારે પૈસા માંગતા'તા....'

'છોટુ, આ પૈસા વાપરી નાખવા હતા ને ?' મેં કહ્યું.

'પણ માએ ના પાડેલી, સા'બ. મા કે'કે એ સા'બના પૈસા સે.ઈ નો વપરાય. ને ઈમાં જ મારી મા...' ને છોટુ વધારે રડવા લાગ્યો. મેં છોટુને બાથમાં લઈ લીધો. 'બેટા, છાનો રહે ને આ પૈસા તું જ રાખી લે. તારે કામ આવશે.' તેણે રડતાં રડતાં માથું ધુણાવ્યું. 'ના સા'બ, ના લેવાય. મા ના પાડીને ગઈ સે...' કહી છોટુએ પૈસાવાળો હાથ લંબાવ્યો. હું મૌન ઊભો રહ્યો. એટલે એણે બીજા હાથે શરીર પરની વીંટાળેલી શાલ કાઢી. 'ને સા'બ, આ તમારી શાલ...'

આ જોઈ કુકડિયાની તો જીભ જ સિવાઈ ગઈ હતી. હજી તેના માન્યામાં આવતું ન હતું કે તે સત્ય જોઈ રહ્યો છે કે સ્વપ્ન ? આજ એના બધા તર્ક-વિતર્ક, વાદ-વિવાદ, અનુમાનો કડડભૂસ કરી તૂટી પડ્યાં હતાં.

મેં છોટુને ફરી શાલ ઓઢાડી. પૈસા એના ગજવામાં મૂક્યા. ઉપરથી મેં બીજા સો રૂપિયા કાઢીને આપ્યા. આ જોઈ ડૉક્ટરે પણ સોની નોટ ધરી અને કુકડિયાએ પણ...! છોટુ તો એ પૈસા લેવાની ધરાર ના પાડી રહ્યો હતો પણ મેં એને સમ ખવરાવીને પરાણે એના ગજવામાં ખોસ્યા.

થોડી પળ ખામોશીભરી વીતી. પછી મેં છોટુને એની બહેન પાસે ઝટ જવા વિનંતી કરી.

ને છોટુ ગયો... એ નજરથી ઓઝલ ન થયો ત્યાં સુધી અમે ત્રણે એ કેડી પર એને અપલક નયને જોઈ જ રહ્યા. અમને આજે એ કેડીની વિરુદ્ધ જતી અમારી હૉટલની કેડી પર ડગ માંડવાની જાણે કે ઇચ્છા જ થતી ન હતી.

*એચ-૫૦૩, નિશાન રેસીડેન્સી,*
*આનંદ પાર્ટી પ્લોટ રોડ, શુકન સિટી પાસે,*
*ન્યૂ રાણીપ, અમદાવાદ-૩૮૨૪૭૦*
*મો : ૯૮૯૮૪૭૦૮૮૧*



# મૂળ નંખાઈ ગયાં છે



*– દશરથ પરમાર*

**અ**પૂર્વની નજર ફરી એકવાર બારી બહાર પહોંચી ગઈ.

બારીની ફ્રેમમાં જડાઈ ગયેલો, કાળાંભૂરાં વરસાદી વાદળોથી ઘેરાઈ ગયેલા આકાશનો, ધૂંધળો લંબચોરસ ટૂકડો..લાંબી મુસાફરીથી થાકીને વિશ્રામ અર્થે ઊભેલા મુસાફર જેવાં, ખભેથી વાંકાં વળી ગયેલાં અને ત્રસ્ત બહુમાળી મકાનો... મોબાઈલના ઊંચા ટાવરો... તળાવની લાંબીપહોળી પાળ... અને વરસાદને પ્રબળપણે ઝંખી રહેલાં સૂકાં વૃક્ષો... અડધા કલાકમાં આ એકનું એક દ્રશ્ય એ ત્રીજીવાર જોઈ રહ્યો હતો, એને લીધે મનમાં ઊભરી આવેલાં ચીડ અને કંટાળો હવે એની નજરમાં પણ ઊતરી આવ્યાં. ઓછામાં પૂરો ઑગસ્ટ મહિનાનો અસહ્ય ઉકળાટ પણ એમાં ભળીને એને ભીંસવા લાગ્યો. એ જાણે છે કે આ દિવસોમાં આવી જ સ્થિતિ હોય છે, છતાંય અકળામણ કે અણગમો કયારેય અનુભવાયાં નથી. જો કે, અપૂર્વ એ પણ સારી રીતે રીતે જાણે છે કે ગયા વર્ષ સુધી તો આવી બાહ્ય પરિસ્થિતિઓની નોંધ લેવાનો અવકાશ જ કયાં મળતો હતો..! તો પછી આજે અને અત્યારે જ આવી આકરી ભીંસ થઈ રહી છે તે વિશાખાને લીધે હશે...? : અંદરથી પ્રશ્ન ઊઠ્યો.

કદાચ,હા..! : જવાબ મળ્યો. પણ એની સંગત કરતો હોય તેમ તરત જ બીજો પ્રશ્ન પણ હડી કાઢીને ધસી આવ્યો: ગયે વર્ષે પણ વિશાખા તો સાથે હતી જ ને, તો પછી..? આ પ્રશ્નથી એની મૂંઝવણ વધી પડી. એણે બારીમાંથી નજર પાછી ખેંચી લીધી. પલંગ પર પડેલા વિશાખાના અસ્તવ્યસ્ત સામાન સામે જોતો રહ્યો. અધખુલ્લી બૅગ... આસમાની રંગનો રેશમી ગાઉન..કાંડા ઘડિયાળ..પિન... અને એક નાનકડું ગિફ્ટ બૉક્સ..! એ અત્યારે બાથરૂમમાં છે. અને કોઈ ગીત ગણગણી રહી છે. એ યાદ આવતાં જ અપૂર્વ એકદમ ઊભો થઈ ગયો. ઝડપભેર બાથરૂમ પાસે પહોંચ્યો. દરવાજે હાથ ટેકવી ક્ષણાંશ ઊભો રહ્યો. પછી ત્યાંથી ખસીને વળી પાછો બારી પાસે આવ્યો. પલંગની ધાર પર બેસી બહાર જોવા લાગ્યો. તળાવની સપાટીથી થોડે ઊંચે ઊડતાં પક્ષીઓની જેમ આમ તેમ આથડતી એની નજર છેવટે તળાવ વચ્ચેની ઝાંખીપાંખી નાનકડી ટેકરી પર જઈ ઠરી. ધૂળ અને માટીથી છવાયેલી ટેકરી. એની પેલી બાજુએ કોઈક અજાણ્યા દેવનું ચમત્કારિક મંદિર હતું. લોકો એ મંદિરના આંગણામાં ઊગેલા ખીજડાના વિશાળ ઝાડની ડાળીઓ પર રંગીન કપડાં બાંધતા. એવી માન્યતા હતી કે, એમ કરવાથી મનની ઈચ્છા પૂરી થઇ જાય છે. ખીજડાની ટોચ સામે જોતાંજોતાં એને મંદિર જવાના બહાને અહીં આવતા બાપુજીનું સ્મરણ થઈ આવ્યું. અપૂર્વ પણ કોઈકવાર એમની સાથે થઈ જતો. બાપુજી મંદિરે જતા નહીં. તળાવની પાળ પર બેસી એમના મિત્રો સાથે ગપ્પાં માર્યા કરતા. અને અપૂર્વ નાનકડા હોડકા જેવા તરાપામાં બેસી મંદિરે જતાં આવતાં લોકોને અચંબાભરી નજરે જોઈ રહેતો. એને ખૂબ મન થતું, ટેકરી પર પહોંચી, ખીજડાની ડાળી પર એક રંગીન ચીથરી બાંધી આવવાનું. પણ પછી તરત મૂંઝવણમાં પડી જતો. થતું કે એમ કરીને એ પેલા અજાણ્યા દેવ પાસે શું માગશે? પોતાને ત્રણ વર્ષનો મૂકીને મામાને ઘેર ચાલી ગયેલી મમ્મીને કે પછી જેની સાથે એ રાત-દિવસ રમ્યા કરે છે તે વિશાખાને..?

એ જોઈ રહ્યો : મંદિર સુધી પહોંચવા માટે બંધાયેલા માટીના કાચા પુલની પછવાડે જ દેખાતી હતી  હવામાં આછુંઆછું ઝૂલતી રંગહીન ચીથરીઓ...માલતીએ ત્યાં જવા માટે ઘણીવાર ઈચ્છા વ્યકત કરેલી. પરંતુ એ એક્કેયવાર એને લઈ ગયો નથી. વિશાખા પણ દર વખતે અહીં આવતાં પહેલાં નક્કી કરતી હતી. પરંતુ એને યાદ રહેતું નહીં. અને છેક છૂટાં પડતી વખતે એને સહસા સાંભરી આવતું કે, અરે..! ટેકરી પર જવાનું તો ભૂલાઈ જ ગયું..!

આવું કેમ થતું હશે..? : દર વખતે મૂંઝવી નાખતો વિશાખાનો એ પ્રશ્ન અત્યારે પણ એને મૂંઝવવા લાગ્યો. એણે થાકીને નજર તો ત્યાંથી ખસેડી લીધી, પરંતુ મન ત્યાંથી તસુભાર નહોતું ખસતું. એને થયું, બધુંય ચિરપરિચિત છે : તળાવ..એની આસપાસનો પરિવેશ.. વિશાખા.. આ હૉટલ.. રૂમ નંબર આઠ.. અને તેમ છતાંય સાવ અજાણ્યા સ્થળે આવી પડ્યાનો ભાવ કેમ થઈ રહ્યો છે..? કશુંક છે, જે સાવ નજીક આવે છે અને એને સ્પર્શ્યા વગર પાછું વળી જાય છે. શું છે એ..?

પૂર્વને કશું સમજાતું નથી. પરંતુ એટલું તો એ ચોક્કસપણે જાણે છે કે વહેલી સવારે વિશાખાનો ફોન આવ્યો તે ક્ષણથી જ એક અજાણી ઉથલપાથલ આરંભાઈ છે. ફોનની ઘંટડી વાગી ત્યારે એ તો ભરઊંઘમાં હતો. એણે માલતીને બૂમ પાડી હતી. પરંતુ કશો પ્રત્યુત્તર ન મળતાં થાકીને રિસીવર પકડી 'હલ્લો... કરવા જાય ત્યાં તો સામા છેડેથી ટહુકો સંભળાયો હતો :

''ગૂડ મૉર્નિંગ,અપૂર્વ..''

એ નખશિખ ધ્રૂજી ઊઠ્યો હતો. બીજી જ પળે આંખોમાંથી રહીસહી ઊંઘ પણ ઊડી ગઈ હતી. ગભરાટભર્યા સ્વરે એ માંડમાંડ બોલી શકેલો : ''ગૂ..ડ...મૉર્નિંગ...! પઅઅણ.. આમ અચાનક ..?''

''બસ...! તું યાદ આવી ગયો એટલે થયું કે..''

''એમ નહીં,યાર...! બી સિરિયસ..!''

''સૉરી.. હવે સિરિયસ છું અને તુંય સિરિયસલી સાંભળી લે.. હું અહીં આવી ગઈ છું.. અને તું મને મળવા આવે છે, ઓ.કે..?

અરે..! અપૂર્વની નજર સામેની દીવાલ પરના કૅલેન્ડર પર હતી. અને અવાજમાં અવઢવ ''હજુ તો..?''

''છ દિવસની વાર છે, એમ જ ને..?'' એની મૂંઝવણ



પામી ગઈ હોય એમ ખડખડાટ હસતાં એ બોલી હતી : તું બધું ય ફોન પર જ પૂછી લઈશ..? મળવાનો ઈરાદો નથી કે શું,હં..?

''ના, એમ નહીં..આ તો..જરા..!''

''તો પછી, બોલ, કયારે પહોંચે છે..?''

થોડોક સમય તો આપવો પડે ને યાર..! : ફોન મૂકીને એ સ્વસ્થ થવાની કોશિશ કરતો હતો ત્યાં જ માલતી બાથરૂમમાંથી બહાર આવી હતી : કોણ હતું, આમ સવાર સવારમાં..?

''રૉન્ગ નંબર..!'' કહીને એ સીધો બાથરૂમમાં ઘૂસી ગયો હતો.

બારી પાસેના વરંડાની પાળ પર ચારપાંચ કાબરો આવીને બેઠી. એમના એકધારા અને એકસામટા કલબલાટથી અપૂર્વનું અનુસંધાન તૂટ્યું. એ કાબરો સામે એકધારું જોઈ રહ્યો. માંડ એકાદ ક્ષણ પૂરતી શાન્ત બેસેલી કાબરો વળી પાછી જોરજોરથી બોલીને વાતાવરણને ડહોળવા લાગી. હવે એ અંદરોઅંદર ઝઘડતી પણ હતી. એક કાબર બીજીને ચાંચ મારીને ઊડી જતી. પછી ત્યાંથી થોડે દૂર જઈને બેસી જતી. ત્યાં જ વળી બીજી કાબર એની પાસે પહોંચીને એને ચાંચ વડે પ્રહાર કરવા લાગી જતી. એમના ઝઘડા સંદર્ભે એ વધારે કશું વિચારે તે પહેલાં તો બધીય કાબરો ફરુરુરુ.. કરતી, આવી હતી એ જ ગતિએ પાછી વળી ગઈ. વરંડાની ખાલી પાળ તરફ જોઈને અપૂર્વ વિચારવા લાગ્યોઃ એ બધી કયાંક બીજે જઈને બેસશે અને ત્યાં પણ આ જ રીતે..હવે પછી બીજી જગ્યા પર થનારા કલબલાટની કલ્પનાથી પણ એને અસહ્ય અકળામણ થવા લાગી હતી...

અપૂર્વ બરાબરનો અકળાઈ ગયો હશે : વિશાખાએ શાવર વડે માથા પર ઠંડા પાણીની ધાર કરતાં કરતાં વિચાર્યુ. ભલે..અકળાતો.. આજે જ એની ખરી કસોટી થવાની છે. એને એમ છે કે હું એકલો જ ગંભીર છું આ દુનિયામાં. જોઈએ હવે કેટલી ગંભીરતા ભરી છે એનામાં તે. હું તો એની રગેરગને ઓળખું છું છેક નાનપણથી, પોળનાં લોકો એને 'ભૂરિયો, કહીને બોલાવતાં ત્યારથી. એક નમાયા છોકરાની પીડાને મેં ખૂબ નજીકથી જોઈ જાણી છે. એક જ પોળમાં સાથે રહ્યાં, રમ્યાં, ભણ્યાં. એ હંમેશાં ગૂંચવાયેલો જ લાગે. નિર્ણયશકિતનો સમૂળગો અભાવ. તે દિવસે કૉલેજની પરસાળમાં પોતાની સગાઈની વાત કરતી વખતે કેટલો લેવાઈ ગયો હતો..! ફકત રડવાનું જ બાકી હતું, એટલે આખી વાત મેં મારા સ્વભાવ પ્રમાણે હસવામાં કાઢી નાખીને એને આશ્વસ્ત કરેલો :

લે..! સગાઈની વાત કહેવામાં આટલો ગભરાય છે શાનો વળી..? તું લગ્ન કરે છે એનાથી આપણો સંબંધ ખતમ થોડો થઈ જવાનો છે? અને પ્રેમ કરીએ એનો અર્થ એ તો નથી કે પરણવું જ પડે. એક બીજી વાત પણ સમજી લે,ભૂરા..! આ જીવન બીજું કંઈ જ નથી, એક પ્રક્રિયા છે લાંબી અને સતત ચાલતી પ્રક્રિયા. એથીય વધારે સરળ રીતે કહેવું હોય તો આ બધું એક સૂક્ષ્મ જાળા જેવું છે. અને આપણે સૌ તુચ્છપામર જંતુ..એમાં જેટલાં વધારે ઊંડાં ઊતરીશું એટલાં જ વધારે ને વધારે ફસાતાં જઇશું...પરંતુ આપણી નિયતિ છે કે આપણે અનિવાર્યપણે એ જાળામાં હાથ નાખવો જ પડે છે, બલ્કે, એમાં સ્થિર થવાના, ટકી રહેવાના સતત પ્રયાસો પણ કરવા પડે છે... જરૂરી નથી કે તમે એમાં સફળ થઈ જ જશો. એમાં એવી કોઈ ગૅરન્ટીવૉરન્ટી પણ નથી હોતી..!

અપૂર્વ બાઘાની માફક આકાશ સામે તાકી રહ્યો હતો. એ ત્યાં શું જોતો હશે..? એ પછી તો અડધો દિવસ એને સમજાવવામાં ગયો હતો. કોઈ રીતે માનતો નહોતો. છેવટે ગળગળા સ્વરે એણે એક દરખાસ્ત મૂકી હતી :

ઠીક છે ! તું કહે છે તો હું લગ્ન કરી લઈશ, પણ એક શરતે ! તું ગમે ત્યાં હોય..વર્ષમાં એકવાર આપણે અવશ્ય મળીશું દિવસ નક્કી.. આઠમી ઑગસ્ટે..! સ્થળ અને સમય હું નક્કી કરીશ, બોલ, છે મંજૂર..?

ઓ.કે..ડન..! : મને ખબર હતી કે આઠમી ઑગસ્ટ મારો જન્મ દિવસ છે. અને એ વખતે વધારે કશું બોલીને એને દૂભવવા માગતી નહોતી તેથી તત્કાલ તો એને એમ કહીને મેં ટાળી દીધો હતો. પણ પછીથી એનાં ગંભીર પરિણામો વિશે વિચારીને હું એક નિર્ણય પર પહોંચી ગઈ હતી. મારાં લગ્નની રાહ જોઈને બેઠેલાં મારાં દીદી અપૂર્વનાં લગ્ન પછી અમેરિકા જતાં રહ્યાં. અને મેં આ શહેર છોડી દીધું હતું. એ પછી આઠમી ઑગસ્ટે વહેલી સવારે અહીં અચૂક આવી પહોંચતી. અપૂર્વનું ઘર ઉત્તર દિશામાં હતું. તો રેલવે સ્ટેશન એનાથી વિરુદ્ધ દિશામાં. અને એણે નક્કી કરેલી હૉટલ મધ્ય પૂર્વમાં. અચાનક મારા ધ્યાનમાં આવેલું કે આ તો એક અદ્‌ભૂત ત્રિકોણ રચાઇ રહ્યો છે. કેમ કે એ સવારે ઉત્તરમાંથી નીકળી મને લેવા રેલ્વે સ્ટેશને આવી જતો. પછી આખો દિવસ સાથે પસાર કરતાં. હૉટલથી એક રસ્તો સીધો એના ઘર તરફ જતો હતો. છૂટાં પડતી વખતે હું કહેતી કે; તું સીધો ઘેર જા, હું મારી રીતે નીકળી જઈશ..પણ એ કયારેય એમ કરતો નહીં. એ મને મૂકવા છેક રેલવે સ્ટેશને આવતો. અને ત્યાંથી એ લાંબું અંતર કાપીને ઘેર પાછો ફરતો. અને મેં રચવા ધારેલા ત્રિકોણનો એક ખૂણો દર વખતે ખાલી રહી જતો હતો, એક કાટખૂણો માત્ર બનીને.

આમ તો નક્કી થયા પ્રમાણે એ પહેલાંથી જ રૂમ બૂક કરાવી રાખે છે. પરંતુ આ વખતે છ દિવસ વહેલી આવી છું અને તે પણ એને જણાવ્યા વગર એટલે બરાબરનો ધૂંધવાયો છે.. જોઉં છું એનો ધૂંધવાટ કયાં સુધી ટકે છે તે...અને એ પણ જોવું છે કે આ વખતે ત્રિકોણનો ત્રીજો ખૂણો પૂર્ણ થાય છે કે નહીં...

અપૂર્વની નજર ટ્રે પર પડી. નોકર થોડીકવાર પહેલાં જ કૉફીના બે કપ મૂકી ગયો હતો. એના પર તર બાઝી ગઈ હતી. એને કૉફી પીવાનું મન થઈ આવ્યું. એણે હાથ એ દિશામાં લંબાવ્યો'ય ખરો. પણ પછી શું સૂઝ્યું તે પાછો ખેંચી લઈ, બગાસાં ખાતો પલંગની ધાર પર બેસી પડ્યો. રૂમની નીરવ શાન્તિમાં ભંગ થયો. વિશાખા ગણગણતી હતી એ ગીતના અડધાપડધા શબ્દો એના કાને પડ્યા. એ બંધ દરવાજાને તાકી રહ્યો. ફ્રેશ થવામાં વળી આટલી વાર..? એની ચીડ ધીરેધીરે વધવા લાગી હતી. સાથોસાથ વિશાખાની આ વખતની વર્તણૂક વિશે પણ એને શંકા થવા લાગી. એક તો અગાઉથી જાણ કર્યા વગર છ દિવસ વહેલી આવી ગઈ છે. અને આવ્યા



પછી પણ સાવ અળગી ને અળગી જ રહ્યા કરે છે. શો ઈરાદો હશે એનો..?હવે સ્પષ્ટ કરી જ દેવું પડશે. એમ વિચારતો હતો ત્યાં જ બાથરૂમનો દરવાજો ખૂલ્યો અને હવાની એક હળવી લહેરખી આવી. એના પર સવાર થઈને આવેલી શૅમ્પૂ અને સાબુની મિશ્રમાદક ગંધ એનાં ફેફસાંને તરબતર કરવા લાગી. એ વિસ્ફારિત આંખે જોવા લાગ્યો. વિશાખા હળવેથી પલંગ પાસે આવી. ગાઉન ઊંચકયો. ડ્રેસિંગ ટેબલ તરફ સરકી. હમણાં એના શરીર પરથી ટુવાલ સરકી પડશે અને એનું સ્થાન આસમાની ગાઉન લેશે એ બે ઘટનાઓ વચ્ચેની એક નાનકડી, પરંતુ અવર્ણનીય ક્ષણની અપૂર્વ હંમેશની જેમ આતુરતાપૂર્વક રાહ જોવા લાગ્યો. પરંતુ એવું કશું બન્યું નહીં. વળતી જ પળે વિશાખા ગાઉન ઊંચકીને સીધી બાથરૂમમાં જતી રહી. એ ફરી એકવાર ભોંઠો પડી બાથરૂમના બંધ દરવાજા સામે તાકી રહ્યો...

થોડી જ વારમાં વિશાખા ટુવાલથી ભીના વાળ લૂછતી બહાર આવી. એના રેશમી ગાઉનની બહાર લટકતી દોરી પંખાના પવનમાં આમતેમ ઝૂલતી હતી. એ હળવેથી અપૂર્વની બાજુમાં બેસી પડી. અપૂર્વ થોડો સરકયો. દર વખતની જેમ એને આખેઆખી ઊંચકી લેવાનું મન થઈ આવ્યું. પરંતુ સામેની ખુલ્લી બારી સામે નજર પડતાં જ એના હાથ સળવળીને રહી ગયા. કોઈ મને જોઈ તો નથી રહ્યું ને..? એને વહેમ થવા લાગ્યો. હમણાં કોઈક બારી પાસેથી પસાર થયું હોય એમ લાગ્યું. કોઈકનાં પગલાંનો અવાજ પણ સંભળાયો હતો, તે ખરેખર કે પછી મનનો વહેમ..? એ એકદમ ઊભો થઈને બારી પાસે દોડી ગયો. ડોકું બહાર કાઢીને ચકાસવા લાગ્યો. બહાર ચારેકોર ધૂંધળાશ હતી. અને ધીમા ફોરે વરસાદ ચાલુ થઈ ગયો હતો. પંખાની ઘરઘરાટી સિવાય રૂમમાં પણ સૂનકાર છે. તો પછી એવું કેમ લાગ્યા કરે છે કે કોઈ સતત મારો ચૉકીપહેરો કરી રહ્યું છે..?

એ રૂમમાં આમતેમ નજર ફેરવવા લાગ્યો : દીવાલો પર કેટલેક ઠેકાણેથી રંગ ઊખડી ગયો હતો એને લીધે ધબ્બા ઉપસી આવ્યા હતા. બારીના પરદા ઝાંખા પડી ગયા હતા, અને એવું જ ઝાંખું થઈ ગયેલું હતું દીવાલ પરનું 'યદા યદા હી ધર્મસ્ય..વાળું વૉલપેપર..! રણ વચ્ચે કૃષ્ણના રથ પાસે, શસ્ત્રો છોડી, યાચક અવસ્થામાં ઘૂંટણભેર બેસી પડેલા અર્જુનના ચહેરા પર આંખ ઠરી ન ઠરી ત્યાં તો બાપુજીનો લાચાર લથડતો અવાજ એની આસપાસ ઘૂમરીઓ લેવા લાગ્યો :

મેં તને હંમેશાં દુઃખી કર્યો છે, બેટા..! વિશાખા સાથે તને લગ્ન ન કરવા દઈને મેં મોટો ગુનો કર્યો હતો. અને એની તેં જે સજા મને આપી છે તે મેં મૂંગા મોંઢે સહી લીધી છે, પરંતુ એમાં માલતીનો શો વાંક..? ઘોના પાપે પીપળો શું કામ બાળી રહ્યો છે,ભાઈ..! મેં તારી પાસે કયારેય કશું માગ્યું નથી. પણ એક બાપ તરીકેનો મારો આટલો અધિકાર તો તું સમજે છે ને..? તો મને વચન આપ કે તું એને કયારેય દુઃખી નહીં કરે..!

અપૂર્વ કશુંય બોલ્યા વગર અવળું ફરી ગયો હતો. બાપુજીની એ અંતિમ ક્ષણો હતી. એ ડચકાં ખાતા હતા. અને માલતી એમની અપેક્ષાભરી આંખો સામે જોઈ ડૂસકાં ભરતી હતી. એનો એક હાથ બાપુજીના હાથમાં હતો. અપૂર્વે મહાપરાણે પોતાનો હાથ એ દિશામાં લંબાવ્યો હતો. અને બીજી જ ક્ષણે...

અપૂર્વે બાપુજીને આપેલા વચનની વાતમાં મને કશું ખોટું લાગતું નહોતું. એ એક પિતા તરીકેનો એમનો અધિકાર હતો. અને અપૂર્વની એક પુત્ર તરીકેની ફરજ..! પણ ઘેર પાછી ફર્યા પછી શાન્ત ચિત્તે વિચાર્યું તો થયું કે શું અપૂર્વ ખરેખર હારી ગયો હતો..? કે પછી બાપુજી જીતી ગયા હતા..? અને માલતી..? અને હું..? સમયાંતરે મનમાં એમ પણ સમજાવા લાગ્યું કે સંબંધોમાં વળી હારજીતને કયાં કોઈ સ્થાન હોય છે..? અમારા સંદર્ભમાં તો નથી જ. સાત વર્ષથી આ રીતે મળીએ છીએ. કયારેય એવું લાગ્યું નથી. સાત વર્ષ જૂની આ પરંપરામાં કયારેય મને માલતીનો અપૂર્વ મળ્યો હોય એવું બન્યું નથી. દર વખતે એ અક્ષુણ્ણ અને અખંડ અપૂર્વ જ હોય છે મારો, કેવળ વિશાખાનો, જેવો પહેલીવાર મળ્યો હતો તેવો જ અપૂર્વ.! કયારેય કોઈ વાતની ઉણપ કે ઓછપ નથી વર્તાવા દીધી એણે. પરંતુ ગઈ આઠમી ઑગસ્ટથી સતત એવું કેમ લાગે છે કે આનંદની એ પવિત્ર અને ચરમ ક્ષણોમાં અમારા બેની વચ્ચે હળવેથી કોઈક ત્રીજું પ્રવેશી ગયું છે. અને સતત ઉપસ્થિત રહી ચોરીછૂપીથી અમને નિહાળી રહ્યું છે. કોણ છે એ..? માલતી..? કે પછી..? અપૂર્વનેય કદાચ એવું લાગતું હશે, પણ એને પૂછવાનો કશો અર્થ છે ખરો..? એણે જ તો ગયે વખતે એક વાર..

એહ.. ! માલતી..! : એણે મુઠ્ઠી વાળીને જોરથી પલંગ પર પછાડી. બધુંય અત્યારે જ કેમ સાંભરી આવે છે મને? સાત વર્ષમાં કયારેય નહીં ને આજે જ કેમ થઈ રહ્યું છે આવું મિકસ અપ..? તારી સાથે એકરૂપ થવા જાઉં છું ત્યારે આઠમી ઑગસ્ટ અને વિશાખા ઘોડાપૂરની જેમ ધસી આવે છે. અને અત્યારે આ મર્યાદિત સમયમાં વિશાખાને પામવાનો પ્રયાસ કરું છું ત્યારે તારી અદશ્ય હાજરીનું શું પ્રયોજન..? ગયે વખતે વિશાખા સાથેની ચરમ ક્ષણોમાં તું એકાદબે વાર સાંભરી આવી હતી, પણ આ વખતે તો જાણે શરૂથી અને સતત અહીં, આસપાસમાં જ કયાંક ઉપસ્થિત છે, એવું કેમ લાગ્યા કરે છે..?

હોટલની બાજુની શાળાનો ઘંટ રણકી ઊઠ્યો. બીજી જ ક્ષણે રૂમમાં ધસી આવેલા એકસામટા કલશોર પરથી એણે ધારી લીધું કે બધાં બાળકો ખુશખુશાલ ચહેરે ઘેર પાછાં ફરી રહ્યાં હશે. શૈલી એની દીકરી પણ હમણાં જ સ્કૂલેથી આવી હશે. બૅગ ફંગોળીને એ પાપાને શોધવા લાગશે. એ કયાંય નહીં દેખાય એટલે તોફાન કરી મૂકશે. અને માલતી -

એ સવારે અહીં આવવા નીકળ્યો ત્યારે માલતીએ એને ઘરના ગેટ આગળ જ ઝડપ્યો હતો :

જાણું છું કે તમે આખો દિવસ બહુ બિઝી હશો, પણ સાંજે સમય કાઢીને થોડા વહેલા આવી શકાય એમ હોય તો..

કેમ..? કંઈ ખાસ કામ?

આજે શૈલીનો બર્થડે છે. અને..

ઓહ..માય ગૉડ..! : અપૂર્વથી એક નિસાસો નંખાઈ



ગયેલો. એકાદ ક્ષણ તો એ સાવ મૂઢની જેમ માલતી સામે જોઈ રહેલો. ગયે વર્ષે પણ આજના જ દિવસે ઑફિસના કામે ટુર પર હતો. અને ઉતાવળમાં શૈલી માટે ગિફ્ટ લાવવાનું પણ વિસરી ગયો હતો. રાત્રે એને માંડમાંડ મનાવી લીધેલી કે આવતા વર્ષે પાપા રજા પાડીને પણ આખો દિવસ તમારી સાથે રહેશે,બસ..!

હવે ? એ અંદરથી બરાબરનો ધૂંધવાઈ ઊઠ્યો હતો. વિશાખાનું વર્તન જોઈને એ ધૂંધવાટ હવે ધીરેધીરે વધતો જતો હતો. આ વિશાખાને પણ કંઈ ભાનબાન પડતું નથી. કઈ રીતે સમજાવું એને કે આગળપાછળનું કશુંય વિચાર્યા વગર આમ અચાનક દોડી આવીને કેટલો મોટો અપસૅટ સર્જી દીધો છે એણે..?

''શું વાત છે,ભૂરા..! આટલો અપસૅટ કેમ લાગે છે..? ઍનીથિન્ગ રૉન્ગ..?'' વિશાખાનો હાથ એના હાથ પર મૂકાયો. એ એકદમ ચોંકી ઊઠ્યો. કપાળે વળી આવેલા પરસેવાને આંગળી વડે લૂછીને એ ધ્રૂજતા અવાજે બોલ્યો :

''કશું નહીં, બસ..!'' પછી અંદર ઉમટી આવેલી ગભરામણને છૂપાવવાના આશયથી તરત પૂછી નાખ્યું : તું આજે ખૂબ શંકાસ્પદ લાગે છે, વિશાખા..! નક્કી કરેલા સમય પહેલાં તારું આમ અચાનક અને અકારણ આવી પહોંચવું..?

''એના લીધે આટલો ટૅન્શનમાં આવી ગયો છે તું..?'' અપૂર્વના ગાલે ટપલી મારતાં એ બોલી.

''હા સ્તો, તું સારી રીતે જાણે છે, અચાનક આવી પડેલી પરિસ્થિતિમાં સૅટ થવું મારા સ્વભાવમાં નથી..!''

''પણ આમાં કશું આકસ્મિક નથી,ભૂરા..! મને ખબર છે કે મારા આ રીતે આવવાથી તારાં કેટલાં બધાં પ્લાનિંગ્સ ડિસ્ટર્બ થયાં હશે તે..બટ આયૅમ સૉરી..! આજે આવવું જ પડે એમ હતું, એટલે..''

''વાત એમ નથી,વિશાખા..! મળવાનું તો મનેય ક્યાં મન નથી..? તારા એક ટહુકે અહીં આવી ગયો છું, મારાં તમામ વળગણો છોડીને. વહાલ કરવું છે તને અઢળક.. એક વર્ષની મારી અંદરબહારની રિક્તતાને તારા પ્રેમથી છલોછલ ભરી દેવી છે, પણ એક વાત નથી સમજાતી કે...

''હું બધુંય સમજું છું, અપૂર્વ..!''

''શું સમજે છે તું, ધૂળ ?''

''ના, મૂળ..!''

''એટલે..?''

''એટલે એમ કે.. હવે મૂળ નંખાઈ ગયાં છે..!''

''હું સમજ્યો નહીં..!''

''મૂળ નંખાઈ ગયાં છે એમાં બધું જ આવી ગયું, ભૂરા..! તને કદાચ એ નહીં સમજાય. પુરુષ છે ને, એટલે.! અમને સ્ત્રીઓને તો આવું બધું બહુ જલદી દેખાઈ સમજાઈ જતું હોય છે. તને યાદ છે, ગયે વર્ષે તેં વાતવાતમાં એકવાર મને માલતી કહીને સંબોધી હતી તે..? બસ, હું ત્યારે જ સમજી ગયેલી કે હવે..''

અપૂર્વ છોભીલો બનીને એની સામે જોઈ રહ્યો. આવું તો એણે ધાર્યું જ નહોતું. એ કશું બોલવા જાય તે પહેલાં તો વિશાખા એની એકદમ નજીક સરકી આવી. એની આંખોમાં આંખ પરોવી કહ્યું :

''હવે આટલેથી અટકી જવામાં જ આપણા સૌની ભલાઈ છે,અપૂર્વ..! હું છ દિવસ વહેલી આવી એનું કારણ પણ એ જ છે. આવતા અઠવાડિયે હું અમેરિકા જઈ રહી છું, દીદી પાસે..

''શું..? : અપૂર્વ અંદરબહારથી વિક્ષિપ્ત થઈ ગયો હતો. વિશાખા બોલતી હતી એ શબ્દો જાણે કોઈ અજાણી ભાષાના હતા. એ એકદમ ઊભો થઈ ગયો. વિશાખાની આંખોમાં એકધારું જોઈ રહ્યો. કયા ભાવથી બોલે છે એ આ બધું? કશું કળી શકાતું નથી. ચહેરા પર એ જ મક્કમતા અને તટસ્થ્ય..! વેદના કે પીડાનો એક અંશ પણ નહીં...કેવળ ઉલ્લાસમઢ્યો ચહેરો..

વિશાખાએ પલંગ પર પડેલું ગિફ્ટ બૉક્સ ઉપાડી એના હાથમાં મૂકતાં કહ્યું :

''આ શૈલી માટે..આજે એનો બર્થડે છે ને...ગયે વર્ષે પણ તું ભૂલી ગયેલો.. અને આપણી આ છેલ્લી મુલાકાત છે એમ તો નહીં કહેવાય,અપૂર્વ..! કારણ કે આ જીવન તો, મેં પહેલાં કહ્યું હતું તેમ એક લાંબી અને અંતહીન પ્રક્રિયા છે. ગમે ત્યાં ગમે ત્યારે પાછાં મળી જઈશું, પરંતુ આ ક્ષણથી આપણે છૂટાં પડી રહ્યાં છીએ એ નક્કી છે. એમ કરવું જરૂરી પણ છે, ફરી મળવા માટે..પણ એક વાત ધ્યાનમાં રાખજે તું.. ક્યારેય નંખાઈ ગયેલાં મૂળને ઊખેડવાના પ્રયત્નો કરતો નહીં..!''

એ બધો સામાન સમેટવા લાગી હતી. બધું ગોઠવાઈ ગયા પછી અચાનક સાંભરી આવ્યું હોય તેમ બોલી 'અને હા..! દર વખતે પેલી ટેકરી પર જવાનું નક્કી કરીને ભૂલી જવાય છે, અત્યારે લઈ જઈશને મને..? મારા માટે એટલો સમય તો તારે કાઢવો પડશે..!'

શું કહેવું? અપૂર્વ વિક્ષુબ્ધ બનીને બેલ મારતી વિશાખાને જોઈ રહ્યો. થોડીવારમાં નોકર આવી ગયો. વિશાખાની બૅગ ઊંચકી ચાલવા લાગ્યો. વિશાખા પણ. અપૂર્વ એમની પાછળપાછળ દોરવાયો. બહાર આવીને જોયું તો વરસાદ હવે અટકી ગયો હતો. અને રસ્તા પાણીથી ભીનાભીના. એણે ત્યાંથી પસાર થતી એક રિક્સા ઊભી રખાવી. પહેલાં વિશાખા બેસી ગઈ. પછી એ. આખીય વાટ એ આંખો મીચીને બેસી રહ્યો. ટેકરી પાસે પહોંચીને રિક્ષાની ઘરઘરાટી સમેટાઇ. એણે આંખો ખોલી. નીચે ઊતર્યો. આકાશ એકદમ સ્વચ્છ. એણે ટેકરી સામે જોયું. દૂરથી ધૂંધળી લાગતી ટેકરી વરસાદી જળમાં ધોવાઈને એકદમ સાફ થઈ ગઈ હતી. અને ખીજડાની સૂકીપાતળી ડાળીઓ પર ઝૂલતી અસંખ્ય લાલ, લીલી, પીળી અને ભીની-ભીની ચીંથરીઓ..એમાંથી ટપકતું પાણી..!

માટીના પુલ પર ઠેકઠેકાણે પાણીનાં ખાબોચિયાં ભરાઈ ગયાં હતાં. વિશાખા જાળવીને પગ મૂકતી હતી, છતાં એની કાયા વારંવાર અસ્થિર થઈને ડોલી ઊઠતી હતી. ડગમગતી વિશાખાનો હાથ પકડીને એણે ટેકરીની દિશામાં પગ ઉપાડ્યો..

---

*૬, પુષ્પકુંજ સોસાયટી, ગુરુકુળ હાઈસ્કૂલ સામે,*
*કાંસા રોડ, વિસનગર-૩૮૪ ૩૧૫*
*મો. : ૯૪૨૭૪ ૫૯૩૦૫*



# અણદીઠો મીઠો સથવારો...

– અલતાફ પટેલ

રોજની જેમ વહેલા સૂવા ટેવાયેલી નમ્રતા હજુ દરવાજો બંધ કરી બેડરૂમ તરફ આગળ વધે ને ડોરબેલ રણકી. એને પાક્કી ખાતરી થઈ ગઈ કે એ કોલ બીજા કોઈનો નહીં પડોશણ આયશાબહેનનો જ હોવો જોઈએ. ખરેખર તો એ આયશાબહેનથી ખૂબ જ કંટાળેલી. રોજેરોજ કંઈક ને કંઈક એમની માંગણી હોય જ. ભાગ્યે જ કોઈ દિવસ ખાલી હોય.

''જો જોઈએ કોણ છે ?'' નમ્રતાના પતિ આનંદભાઈએ બેડરૂમમાંથી પૂછ્યું.

''કોણ હોય બીજું.. તમેય તે..'' એમ કહેતાં કટાણું મોઢું કરી દરવાજો ખોલ્યો તો નમ્રતાની વાત સાચી જ નીકળી...સામે જ આયશાબહેન હાથમાં ગ્લાસ લઈને ઊભેલાં.

''થોડું દૂધ આપશો નમ્રતાબહેન...બેબીએ સવારથી ખાધું નથી અને હવે દૂધ માટે જીદે ચઢી છે..''

કશું જ બોલ્યા વિના કે સ્મિત આપ્યા વિના નમ્રતા ફ્રીઝ તરફ વળીને વાસણમાંથી દૂધ ગ્લાસમાં ભરી આયશાબહેનને ગ્લાસ આપ્યો ત્યારે આયશાબહેન હળવુંક સ્મિત વેરી બોલ્યાં ''તમારો ખૂબ જ આભાર બહેન... તમને ખૂબ તકલીફ આપી.''

કશો જ જવાબ વાળ્યા વિના નમ્રતાએ દરવાજો બંધ કરી દીધો. આયશાબહેનનું મોઢું સહેજ પડી ગયું. એ ઉદાસ થઈ ઘરે પરત ફર્યાં.

એનો ધણીયે ખરો છે. દૂબઈ ગયો છે ને છેલ્લાં બે વર્ષથી આવતો નથી એ તો માન્યું પણ પૈસા કે ખબર મોકલતો નથી. કેટલો પથ્થર હૃદયનો છે આ માણસ.આ બિચારી આખો દિવસ સિલાઈ કામ કરીને બંને છોકરાં પાલવે છે. મોટો તો સમજદાર છે પણ બેબી એને ખૂબ પજવે છે...

''હશે, બિચારાની કોઈ મજબુરી હશે. આપણે જાણતા નથી. આપણાથી થાય તેટલી મદદ કરવાની. પાડોશી ધર્મ જ સાચો ધર્મ છે, નમ્રતા.'' લાઈટ લેમ્પ બંધ કરતાં વળી એમણે ઉમેર્યું, ''એમ તો આપણે ભલાઈ કરવા દૂર જવું પડતું નથી એટલે સારું છે. નજદીકમાં જ આ લ્હાવો આ ઈશ્વરે આપણને આપ્યો છે તો તેનો લાભ લઈએ.''

''તમે તો છો ય ભલા ને તમારી વાતો'ય ભલી. સૂઈ જાવ સવારે વહેલા ટૂરમાં જવાનું છે...'' એટલું કહેતાં નમ્રતા પડખું ફરી ગઈ.

એ બપોરે સોસાયટીના બધાની પંચાત કરવામાં ટેવાયેલાં જમનાબહેન, નમ્રતા ઝાંપે ઊભી હતી એટલે પાસે આવી આયશાબહેનના ઘર તરફ તાકતાં કહે ''અલી, આનું પૂરું કેવી રીતે થાય છે! મને તો આ આયશાબહેનની ખૂબ દયા આવે. કેટલી મજૂરી કરે છે છતાં ચ્હેરા પર જ્યારે જુવો ત્યારે સ્મિત જ વેરતાં હોય...એમનાં કુટુંબીજનો કોઈ છે કે નહીં...''

નમ્રતા ફટ દઈને કહે ''હશે આપણે શું. આ તો ઈશ્વરનો પાડ આપણા ઘરમાં બધું જ છે નહીં તો આ પાડોશી પાસેથી કોઈ આશા નહીં રાખવાની. સાવ કડકા મળ્યા છે...''

એટલામાં જ આયશાબહેન તેમના મોટા દીકરાને સ્કૂલ મૂકવા બહાર નીકળ્યાં. તેમણે બંનેની ખબર પૂછી.

''આયશાબહેન, આ છોકરાને તમે સરકારી સ્કૂલમાં ભણાવો છો.''

''હા કેમ નહીં...'' આયશાબહેને જમનાબહેનને સસ્મિત જવાબ દીધો.

''બળ્યું આ સરકારી સ્કૂલોવાળા તે શું ભણાવતા હશે. સાવ કોરા કોટ...બાળકોને કશું જ ન આવડે. એમને એમ પાસ કરી દ્યે.''





‘‘જેવી અલ્લાહની મરજી જમનાબહેન. ગમે તેમ પણ આ સરકારી સ્કૂલ અમારા માટે તો આર્શીવાદરૂપ જ છે અને ઘણા માટેય હશે. આપણને પોષાય એટલું કરીએ.’’

‘‘પણ આયશાબહેન, તમારા પતિ દૂબઈ છે તે ભલું આ સરકારી સ્કૂલ પસંદ કરે ?’’

આયશાબહેન સહેજ ગંભીર બની ગયાં. પછી ધીમેથી બોલ્યાં ‘‘એ તો મેં જ સ્કૂલ પસંદ કરી. એ તો બિચારા મને મોટી સ્કૂલમાં જ દાખલ કરવાનું કહેતા હતા. અમારું તો આના પપ્પા ખૂબ ધ્યાન રાખે. અમારી કાળજી લ્યે.’’

એટલું બોલતાં બોલતાં આયશાબહેન તો દીકરાનો હાથ પકડી ચાલતા થયાં. થોડે દૂર જ પહોંચ્યાં હશે ને નમ્રતાથી રહેવાયું નહીં એટલે બોલી પડી ‘‘એટલું બધું ધ્યાન રાખે છે તો દિવસમાં અમારા ઘરેથી કંઈ ને કંઈ લઈ જતાં ખચકાતાં કે શરમાતાં નથી... ને તમે નહીં માનો જમનાબહેન પાછું આપવાની તો વાત જ નહીં. ગયા મહિને જ બસો રૂપિયા તમારા ભાઈ પાસેથી લઈને આપ્યા પણ હરામ બરાબર યાદ કરતાં હોય તો...’’

‘‘માગી લેવાના...શરમ નહીં રાખવાની. આનંદભાઈ આખો દિવસ મહેનત કરે અને આવા લોકો ફોગટમાં લઈ જાય તે તો કેમ પાલવે. તમારેય બે દીકરીઓ ને દીકરાનું પોષણ કરવાનું તે કંઈ ખાઈ લેવાનું છે. મારા જેવી પડોશણ હોય તો એક જ દિવસમાં સીધીસટ કરી નાંખું.’’

જમનાબહેનની આંખમાંથી શબ્દોની સાથે અંગારા પણ વરસી રહ્યા હતા. નમ્રતા જતાં જતાં કહે, ‘‘આ તો તમારા ભાઈ એટલા સેવાભાવી છે કે કશું જ બોલે નહીં, ઊલટાનું મને ટોકે કે કોકના ક્યારેક ખરાબ તો ક્યારેક સારા દિવસો પણ આવે છે. આપણું કામ છે મદદ કરવાનું. તે કરવાનું એમાં પાછા નહીં પડવાનું. બોલો આવો હોય છે એમનો જવાબ...’’



‘‘ભગવાન બચાવે બાપ આવા પાડોશીથી...’’ બોલતાં બોલતાં જમનાબહેન ચાલવા માંડ્યાં.

સ્કૂલમાંથી દીકરા જફરને મૂકી આવી, આયશાબહેને પોતાનું આગણું સાફ કરવા માંડ્યું ને સાથોસાથ નમ્રતાનાં આંગણામાં ય ઘણો કચરો ભેગો થયો હતો તે પણ વાળી નાખ્યો. આયશાબહેનને કપાળેથી ગરમીને પરસેવો ટપકી રહ્યો હતો. નમ્રતાએ બારીમાંથી જોયું ય ખરું. થોડીવારે આયશાબહેનના ઘરમાંથી મશીનનો ધીમે ધીમો અવાજ આવવા માંડ્યો.

‘‘મમ્મી, મારું ફ્રોક સીવવા આપ્યું હતું તે લઈ આવું. અઠવાડિયું થઈ ગયું છે તૈયાર થઈ ગયું હશે. મારે કોલેજમાં પહેરી જવું છે શનિવારે.’’

‘‘હા જા, લઈ આવ, સામેથી તો એ નહીં કહે... બહુ હુશિયાર છે આયશાબહેન.’’

‘‘માસી આવું ?...’’ ડિમ્પલે હાંક મારી.

આયશાબહેને અંદર બોલાવી બેસાડી.

‘‘બેટા, બસ બટન લગાવવાનાં બાકી છે... હું સાંજ સુધીમાં આપવાની જ હતી.’’

આયશાબહેને ઝડપથી ફ્રોકને બટન લગાવી કહ્યું ‘‘જો બેટા, કંઈપણ તકલીફ લાગે તો લઈ આવજે. તુરત કરી આપીશ.’’

‘‘ના...ના...માસી ગયા વખતે અમારા બંને બહેનોનાં કપડાં તમે જ તો સીવ્યાં હતાં. રાતે ઉજાગરો કરીને પણ અમારી જીદ પોષેલી...’’

જતાં જતાં ડિમ્પલ ઉતાવળે બોલી ‘‘માસી, તમારા પૈસા કેટલા થયા છે અગાઉના અને આજના...પપ્પા આવે એટલે આપી જઉં...’’

આયશાબહેન હસતાં હસતાં બોલ્યાં : તું કમાય ત્યારે આપજે જા. માસી કહે છે ને પૈસાની વાત કરે છે. અલ્લાહ મને ઘણું આપે છે..ખુશીથી પહેરો ને માસીને દુઆ આપજો.’

એટલું બોલતાં આયશાબહેનની આંખમાંથી સહેજ અશ્રુ સરી પડ્યાં પણ ડિમ્પલને કળાવા દીધાં નહીં.

દીવાળીનો તહેવાર આવ્યો. આયશાબહેને આજુબાજુની સોસાયટીના ઘણા લોકોના કપડાં ઉજાગરા કરી કરીને સીવી નાંખી સારી એવી કમાણી કરી. એ રવિવારે સવારે આયશાબહેન લીધેલા બસો રૂપિયા લઈ નમ્રતાને આપવા ગયાં. નમ્રતાએ ગણી જોયા તો પચાસ વધારે નીકળ્યા. ''આ શું આયશાબહેન ?''

''તમે ભૂલી જાવ નમ્રતાબહેન, પણ મારાથી ન ભૂલાય... કયામતના દિવસે પઈ પઈનો હિસાબ અલ્લાહપાકને અમારે આપવો પડે. મેં શાકભાજી લીધી ત્યારે તમે લારીવાળાને મારા વતી ચૂકવી દીધા હતા, યાદ છે ને...''

''હા... હા યાદ આવ્યું. એટલું તો મારે કહેવું પડે, આયશાબહેન, તમે કશું ભૂલતા નથી.''

''ભૂલી જાઉં છું ને...''

''શું ભૂલી જાઓ છો ?'' નમ્રતાએ વાતને લંબાવી.

''વેરઝેર... કોઈએ કીધેલાં કડવા વેણ...'' માફ કરીને મનને શાંત કરી લઉં છું.

નમ્રતાનો મૂડ સહેજ બદલાયો. વાતને પાટેથી અળગી કરી મુદ્દાની વાત કરી ''હેં આયશાબહેન, અહેમદભાઈ દૂબઈથી કશું મોકલતા નથી એટલે કે પૈસા...''

આયશાબહેને ઘડીક મૌન સેવી હળવેકથી કહ્યું ''મેં જ ના પાડી દીધી..એ અમારા માટે દૂબઈમાં મકાન માટે પૈસા ભેગા કરે છે... અને સાચું કહું નમ્રતાબહેન, મારી પાસે સિલાઈ કામમાંથી પૂરતા પૈસા મળી રહે છે.. એમને શું કામ તકલીફ આપવી.. એ તો બહુ ભલા છે. એમને સહેજે ખબર પડે તો પૈસાનો ઢગલો કરી દ્યે... બહુ દયાળુ છે તમારા ભાઈ...''

''બહેન, અહેમદભાઈ ખૂબ ભાગ્યશાળી છે.. કોઈ દિવસ તમે તેમની ટીકા કે ઘસાતું બોલતાં મેં નથી સાંભળ્યાં...''

''નમ્રતાબહેન, અમારામાં કોઈ નેક સ્ત્રી પોતાના પતિનું ભૂંડું બોલે જ નહીં. અલ્લાહ નારાજ થઈ જાય. એમની આબરુ વધારે, કાઢે નહીં...''

આયશાબહેને જતાં જતાં નમ્રતાબહેનને સારી એવી નેક સ્ત્રીઓ વિશે વાત કરી. નમ્રતાબહેન તો વિચારમાં જ પડી ગયાં, એ જ કે એ અને બીજી સ્ત્રીઓ તો પોતાના પતિની અસંખ્ય ફરિયાદો ઘરે ઘરે કરતી ફરે. ગમે તેટલો સારો પતિ હોય તોય વાંક કાઢવામાં એકેય પાછી પડે નહીં...



હવેથી હું ય આયશાબહેનની જેમ મારા પતિની કદિયે કોઈની સામે ટીકા કે ફરિયાદ નહીં કરું. એમનું ગૌરવ વધારીશ. નમ્રતાબહેન આયશાબહેનની સુમધુર વાતોથી બરાબર પીગળ્યાં.

એ આખી રાત વરસાદની હેલી મંડાણી. ચારે તરફ શીતળતા પ્રસરી ગઈ. આયશાબહેને વાવેલા મોગરાની મહેક ચારે તરફ પ્રસરી ગઈ. ખુશનુમા વાતાવરણમાં નિરાંતે ઈઝીચેરમાં બાળકો સાથે બેઠેલાં આયશાબહેનને પતિની યાદ સતાવવા માંડી. પહેલી નજરમાં જ ગમી ગયેલા અહેમદ માટે તેમણે તુરત જ સંમતિ આપી દીધેલી ને અહેમદ પણ એવી જ રીતે આયશાબહેન પર વારી ગયેલો. શાદી પછી ચારેક વર્ષ સાથે રહી કંપનીમાંથી પ્રમોશન મેળવી અહેમદને દૂબઈ જવાનું થયું. છૂટા પડતાં દુઃખ તો ખૂબ હતું પણ સૌનું ભવિષ્ય વધુ સુખમય થાય એ હેતુથી સહર્ષ વિદાય આપવી પડી. આજે એ વાતને ત્રણેક વર્ષ થવા આવ્યાં. વિચારોના વમળમાં આયશાબહેન ખોવાયેલાં જ હતાં ને દરવાજાની સાંકળ ખખડી. તેમણે ઊભા થઈ દરવાજો ખોલ્યો તો.. કહે છે ને ખુદા સૌનું વહેલું કે મોડું સાંભળે છે અને તે ય સબર કરનારનું તો કદિ ટાળે નહીં. મહંમદ પગયમ્બર સાહેબ હંમેશા કહેતા હતા ''સબર મન જફર... સબરમાં સફળતા છે. બસ એ વાત હમણાં સાકાર થઈ. આયશાબહેન ને બાળકોના આશ્ચર્ય વચ્ચે ઉંબરે અહેમદભાઈ આવીને ઊભા રહી ગયા. આશ્ચર્યચકિત બધાં વળગી પડ્યાં. આયશાબહેનની આંખો





હરખ ભીની બની ગઈ. થોડીવારમાં તો સોસાયટીમાં સમાચાર પહોંચી ગયા. બાજુમાંથી નમ્રતા, આનંદભાઈ ને છોકરીઓ અહેમદભાઈને મળવા આવી પહોંચી. સૌને ખૂબ આનંદ થયો.

નૂતન વર્ષને હવે ફક્ત બે જ દિવસ વચમાં હતા. રાત્રે ઈશાની નમાઝ પૂરી કરી અહેમદભાઈ ને આયશાબહેન નમ્રતાને ઘરે પહોંચી ગયાં.આનંદભાઈએ પ્રેમથી આવકાર્યાં. ઘણી બધી વાતો થઈ. ચા નાસ્તો પણ નમ્રતાએ કરાવ્યો. આયશાબહેને સાથે લાવેલી બેગમાંથી એક પછી એક કપડાં આપતાં કહ્યું, ''આ બધા જ ડ્રેસ ને સાડીઓ તમારા સૌ માટે છે નૂતન વર્ષે પહેરજો...'' અને અહેમદભાઈએ એક પેકેટ આનંદભાઈના હાથમાં મૂક્યું, ''આ મારા તરફથી સપ્રેમ.. આયશાએ બધાંના માપ મને મોકલાવેલાં. તમે લોકોએ જે અમારા માટે તકલીફ લીધી, અલ્લાહપાક આપને તેનો બદલો જરૂર આપશે. કુરઆનમાં અલ્લાહપાકનું ફરમાન છે કે... નાનામાં નાની દરેક નેકીનો બદલો આપવામાં આવશે.''

નમ્રતાને આનંદભાઈ ને બાળકો સૌ ખૂબ હરખાયાં, ગળગળાં થઈ ગયા. જાણે ઘોર અંધકારમાં ચાંદની છવાઈ ગઈ, તારાઓનું ઝૂંડ આકાશમાં પથરાઈ ગયું.

નૂતન વર્ષ સૌએ સાથે મળીને ખૂબ આનંદથી માણ્યું ને જાણ્યું કે સૌ કોઈ ઈશ્વરના સંતાન છે. માનવ કલ્યાણ જ સાચો ધર્મ છે. એકબીજાના સુખદુઃખમાં સહાયરૂપ થાય તે પાડોશીઓ તો અલ્લાહના ફરિશ્તા છે... દૂત છે... એમના સત્કર્મોનો બદલો મળીને જ રહેશે...

એ પછીના મહિને જ એક ગોઝારી રાત્રે શેરમાં ભયંકર ખોટ જવાને કારણે સહન ન થતાં આનંદભાઈને એટેક આવ્યો. અહેમદભાઈ તાત્કાલિક એમને લઈને હોસ્પિટલ દોડી ગયા. એન્જ્યોગ્રાફી કરાવી તો ઘણી નસો બ્લોક થઈ ગઈ હતી. ઓપરેશન ખૂબ જ જરૂરી હતું. ખાસ્સો બે અઢી લાખનો ખર્ચ હતો. નમ્રતાને સહેજે ટેન્શન ન આપતાં, હિંમત આપી અહેમદભાઈએ ઓપરેશનનો બધો ખર્ચ પોતે ચૂકવ્યો. આનંદભાઈ કારમા આઘાતમાંથી ઊગરી ગયા.

આનંદભાઈ સાજા થયા. અહેમદભાઈને મળી ગળગળા સાદે કહે, ''આપનો ખૂબ જ આભાર અહેમદભાઈ આપના બધા પૈસા ચૂકવી દઈશ...''

''મને એ કહો, એક ભાઈ બીજા ભાઈ પાસેથી પૈસા લ્યે ? કેવી વાતો કરો છો ? મને એક નેક કામ કરવાનો મોકો મળ્યો એટલે અલ્લાહપાકનો તો હું ખૂબ આભારી છું.''

એ પછી આનંદભાઈએ પૈસા આપવા ખૂબ આગ્રહ કર્યો પણ અહેમદભાઈ માન્યા જ નહીં. થોડા સમયમાં જ આયશાબહેને બાળકો લઈને, ભાડાનું મકાન ખાલી કરી અહેમદભાઈ દૂબઈ ઉપડી ગયા. સાથોસાથ ખૂબ જ પ્રેમથી કહેતા ગયા ''અમે તમને નહીં ભૂલીયે, આનંદભાઈ... વેકેશનમાં ફરવા મારી દીકરીઓને લઈને દૂબઈ ફરવા બોલાવીશ...''

આ વિશાળ ધરતીના ખોળે આવા મીઠાં ઝરણાં જેવા વીરલા કોક કોક થઈ ગયા ને થતા રહેશે, એમાં કોઈ શંકા નથી...

*નઝર ઝુકાકે નહીં જરા ઊઠાકર કર*
*દેખો તો સહી એ મેરે અઝીઝો*
*ઝર્રે ઝર્રે મેં ઈસ વતનકી મીટ્ટીમેં*
*ઈન્સાનિયતકી ખુશ્બુ જિન્દા હૈ...*
*ક્યા યે સોચતે રહેતે હો હરવક્ત*
*અલતાફ યહાં લોગ સંગદિલ હૈ ?*
*ઉન્કે કરીબ આકે જરા દેખોગે*
*તો કહોગે ઈન્કા દિલ જૈસે પરિન્દા હૈ.*

*પ્લોટ નં. ૬૫૮-૧, અમન સોસાયટી,*
*મસીહા-અસ્રા, સેક્ટર-૨૯, ગાંધીનગર*
*મો. ૯૪૨૬૩૫૬૭૫૯*





# મોહપાશ...!

*– અતુલકુમાર વ્યાસ*

**સાં**જના સાતેક માંડ થયા હશે.

સાબરમતી રિવર ફ્રન્ટનાં જળવલયોથી બે ચાર હાથ દૂર એક સિમેન્ટના બાંકડા પર લંબાઈને પડેલો માનવદેહ સળવળ્યો. ‘‘તમને ટટ્ટાર બેસતાં આવડતું જ નથી. બાંકડા પર બેસો એટલે લાંબા થઈને પથરાઈ જાવ છો, એટલે જ કમરનો દુઃખાવો થાય છે..’’ એને એ શબ્દો યાદ આવ્યા. હા, એ આ સિમેન્ટના બાંકડા પર પથરાઈ જ ગયો હતો. એકાદ કલાક કરતાંય વધુ સમય થયો. એની વળેલી કમરમાં કડાકા બોલતા હતાં. અનેક વાર એ તો આ સાબરમતીના કાંઠે પથરાઈ ચૂક્યો છે.. એકલો આવતો ત્યારેય નદીના વહેતા વહેણને જોયા કરતો. અત્યારે ય એ તો એકલો જ હતો ને...? એની સાથે કોઈ ક્યાં હતું ?

એણે નિસાસા સાથે ટટ્ટાર થતાં દૂર રિવરફ્રન્ટના ગેટ પર નજર દોડાવી.

એની નજર વારંવાર દૂર છેક ગેટ સુધી દોડીને પાછી આવતી હતી. એની આંખોને કોઈની પ્રતીક્ષા હતી. ઓગણસિત્તેર વર્ષની વયે નદી કિનારે સજી-ધજીને મળવા આવનાર પ્રેયસીની પ્રતીક્ષા થોડી હોય ? એને તો મિલુની પ્રતીક્ષા હતી. એ મિલુ એટલે એક મલ્ટિનેશનલ કંપનીની અમદાવાદમાં આવેલી બ્રાન્ચનો એક્ઝિક્યુટિવ મેનેજર...મિલન એ. ત્રિવેદી ! આ મિલનના નામમાં આવતો. ‘‘એ.’’ એટલે આશુતોષ ત્રિવેદી...!

અહીં એક કલાકથી રિવર ફ્રન્ટના બાંકડે એની પ્રતીક્ષા કરતો રહેલો એનો પિતા...!

દૂરથી નહોતો દેખાયો પણ નજીક આવતાં એ ઓળખાઈ ગયો. હા, મિલન આવી ગયો. નજીક આવીને આશુતોષની નજીક બાંકડે બેઠો : ‘‘પપ્પા, કેમ છો.?’’

‘‘મજામાં છું.. ભાઈ-’’ આશુતોષે મિલુના પેન્ટ, શર્ટ, કોટ, ટાઈ, બૂટ-મોજાં અને એની બાજુમાં મૂકેલી એની બ્રિફકેસ પર પણ નજર દોડાવી લીધી. મિલુ થોડો થાકેલો લાગતો હતો. એના કોટ પર કરચલીઓ હતી.

‘‘તમે અહીં ક્યારે આવ્યા ?’’ મિલુએ એની સામે જોયું.

‘‘એકાદ કલાકથી બેઠો છું.’’ આશુતોષે એનું બાંકડા પર પથરાયેલું શરીર ફરી ટટ્ટાર કરતાં કહ્યું. એટલે મિલન બોલ્યો : ‘‘તમારે ખાસ્સી રાહ જોવી પડી. પણ હું બિઝી-’’

‘‘જાણું છું કે તું બિઝી હોઈશ, કંપનીનો મોટો અમલદાર છે-’’ આશુતોષે એને અટકાવતાં કહ્યું ‘‘હું તો રિટાયર માણસ છું.. ભૈ- સાવ નવરી બજાર-બીજે બેસીને ટાઈમ પાસ કરવો એવો અહીં.. શું ફરક પડે..?’’

થોડી વાર મૌન છવાયું.. પછી મિલને બૂટની દોરી ખોલી, ફરી ટાઈટ બાંધતા પૂછ્યું : ‘‘કેમ ફોન કરીને બોલાવ્યો? શું કામ હતું, કહો જલદી જે કહેવા બોલાવ્યો હોય એ.!’’

‘‘કેમ બહુ ઉતાવળ છે. ઘેર પહોંચવાની..?’’ આશુતોષે મ્હોં મચકોડતાં પૂછ્યું : ‘‘કે બૈરીથી બહુ ડરે છે? પળે પળનો હિસાબ આપવો પડે છે, ઘરવાળીને..?’’

‘‘ના એવું કશું નથી.’’ આશુતોષે ઢાળી નજરે જવાબ આપ્યો : ‘‘થાક્યો હોઉં એટલે ઘેર પહોંચવું હોય !’’

મિલનને કહેવું હતું : હા, ડરું છું. તમારી જેમ નિડર નથી. તમે તો આટલી ઉંમરે મારી માને છોડીને ચાલી નીકળ્યા છો, હું તમારી જેમ માનવતા મૂકી શક્તો નથી..! પણ મિલને ચૂપ્પી જાળવી રાખી, પણ બાપ એને છોડવાનો ન હતો : ‘‘આખો દહાડો દોડીને થાકી જવું-’’ આશુતોષે કહ્યું : ‘‘પૈસા માટે જ બધી લ્હાય બળતરા ને ?’’

‘‘પપ્પા, મુદ્દાની વાત કરોને -’’ મિલન અકળાયો : ‘‘શા



માટે મને અહીં બોલાવ્યો છે ?"

આશુતોષે એની સામે ક્ષણેક જોઈ રહ્યો પૂછ્યું : "શું કરે છે પેલી ?"

"મમ્મી મજામાં છે.."

"મારી નહીં, તારી બૈરીનું પૂછ્યું મૂર્ખા -" આશુતોષે બોખા મ્હોંએ હસતા મિલનના માથે ટપલી મારી.

"એ પણ મજામાં છે" મિલને કહ્યું : "એને પેલી પેલી શું કરો છો. એનું નામ મીરા છે..!"

"અરે હા- એ મીરાને તું એનો મોહન, કાં..?" આશુતોષે કહ્યું : "માળાં બેય નાચણિયાં-"

"મને તમે આવું બધું સંભળાવવા બોલાવ્યો છે...?"

"ના-" આશુતોષે કહ્યું : "એક સંદેશો આપવા બોલાવ્યો છે."

"શું ?" મિલને એટેચીનું હેન્ડલ પકડીને ઊભા થવાની સંજ્ઞા કરતાં કહ્યું : "આપો જલદી જે સંદેશો આપવો હોય એ મારે ઉતાવળ છે...!"

"સંદેશો તારી માને આપવાનો છે.." આશુતોષે કહ્યું: "એને વાત કરજે..."

"શું..?"

"નરોત્તમદાસ વાડીલાલ કામદાર ગુજરી ગયા છે, એટલે અમારે બન્નેએ ધ્રાંગધ્રા જવું પડશે-" આશુતોષે કહ્યું : "પરમદિવસે ગુરુવારે બેસણું છે, અમારે બેયને જવું પડશે." આશુતોષે એકાદ પળ રોકાઈને કહ્યું : "તું તારી માને કાળુપુર રેલવે સ્ટેશને પહોંચાડી દેજે.. હું ત્યાં તમને મળીશ.."

"એકલા જઈ આવો તો...?" મિલને કહ્યું : "મમ્મીને હવે સારું રહેતું નથી."



"કાં શું થયું છે..એને..?" આશુતોષે કહ્યું : "હમણાં તો ફોનમાં મારા પર બરાડા પાડતી હતી."

"બે દિવસ પહેલાં તાવ હતો.." મિલને કહ્યું : "અને હવે થોડો શ્વાસે ચઢે છે."

"સાવ ખોટી છે એ તો - ઈ ને કાંય થાય જ નહીં." આશુતોષે કહ્યું : "મારાથી તો પાંચ-છ વરસે નાની-"

"પપ્પા, મમ્મીને ચોંસઠ વરસ થયાં." મિલને કહ્યું : "એ બિચારી નાની નથી. એની હવે તો દયા ખાવ-"

"તો શું થઈ ગયું ? મને સિત્તેર થયાં." આશુતોષે શરીર ટટ્ટાર કરતાં કહ્યું : "છું ને હજી ઘોડા જેવો..?"

"પપ્પા, તમારી સાથે જીભાજોડી કરવાનો કોઈ મતલબ નથી-" મિલને કહ્યું : "સારું, હું ગુરુવારે મમ્મીને રેલવે સ્ટેશને મૂકી જઈશ. તમે લોકો ધ્રાંગધ્રાથી આવો ત્યારે મને ફોન કરજો, તરત જ હું મમ્મીને લઈ જઈશ."

"બીજા દિવસે લઈ જશે તો તારી મમ્મીને હું ખાઈ નહીં જાઉં !" આશુતોષ બબડ્યો : "બાયડી છે મારી."

પણ એ સાંભળ્યું જ ન હોય એમ મિલન નીકળી ગયો.

રાત્રિના સવા આઠ થયા હતા. સાડા આઠ વાગ્યે રિવર ફ્રન્ટમાં એન્ટ્રી બંધ થઈ જાય છે, ને દસ વાગ્યા સુધીમાં બધાંએ બહાર નીકળી જવાનું ફરજિયાત..! આશુતોષે ફરી બાંકડે શરીર લંબાવ્યું.

ધ્રાંગધ્રાનો મિત્ર નરોત્તમદાસ કામદાર ..! હજી ય જાણે નજરે તરતો હતો.

મિલનથી મોટા દીકરા અમનને ડોક્ટર બનાવવામાં ગાંઠે બાંધેલી બચતો ખર્ચીને કરજદાર બની ગયેલાં, સાવ નમૂડિયા થઈ ગયેલા ત્રિવેદી માસ્તરને ચાર વરસ મકાન મફતમાં રહેવા આપનાર દોસ્ત એ નરોત્તમદાસ હતો..! આશુતોષના જૂના મિત્ર નરોત્તમદાસ કામદાર મૂળે ધ્રાંગધ્રાના વતની, એમનું બે ઓરડા ઉતાર ઓંસરીનું મકાન ધ્રાંગધ્રામાં ચાર વરસ સુધી એક રાતી પાઈ પણ લીધા વિના આશુતોષને રહેવા આપ્યું હતું. આશુતોષ ધ્રાંગધ્રામાં માસ્તરું કરતો ત્યારે અમન તો અમદાવાદમાં ભણતો હતો, ત્યારે મોબાઈલના જમાના ન હતા, માસ્તર દરરોજ નરોત્તમદાસના ઘેરથી અમનને ખબર અંતર પૂછવા અમદાવાદ એની હોસ્ટેલે ફોન કરતા તો'ય નરોત્તમદાસે કોઈ'દી રાતી પાઈનો ય હિસાબ માંડ્યો ન હતો. એમ દોસ્તીમાં પડખે ઊભા રહેનાર નરોત્તમદાસનું શું મૂલ્ય છે એ મિલન અને અમન બેય છોકરાને તો ન ખબર હોય, પણ મનોરમા તો બધું ય જાણે જ ને ? અમન તો હવે કાર્ડિયાક



સર્જન ડૉ. અમન ત્રિવેદી થયો હતો..! પણ એ વખતના પ્રાથમિક શાળાના શિક્ષક આશુતોષ માધવલાલ ત્રિવેદી ધ્રાંગધ્રાની બજારમાં માથું ઊંચકીને ચાલતા કેમ કે એમનો મોટો દીકરો અમન ડોક્ટરનું ભણતો હતો ! અમને એમ.બી. બી.એસ. થઈને હાર્ટની સ્પેશ્યાલિટીમાં કાર્ડિયાક સર્જનની ડીગ્રી મેળવી. ત્યારે તો આશુતોષ ત્રિવેદીના આનંદનો પાર ન હતો રહ્યો. જાણીતા લોકો કહેતા કે ત્રિવેદી માસ્તરના પગ જમીન પર ટકતા નથી. માસ્તર આકાશમાં ઊડવા માંડ્યા છે. ક્યાંક માસ્તરનું ફટકી ન જાય ! ને આશુતોષે કરેલું ય એવું કે જ જાણીતા-અજાણ્યાને માસ્તર કહેતા ફરતા કે મારો દીકરો ડોક્ટર થઈ ગયો..!

અમન કાર્ડિયાર્ક સર્જન થયો એ જ વર્ષે આશુતોષ માધવલાલ ત્રિવેદી નોકરીમાંથી નિવૃત્ત થયા.

મિલન અને અમન બન્ને અમદાવાદ સેટલ થયા હતા એટલે માસ્તર પત્ની મનોરમા સાથે અમદાવાદ આવી ગયા, પણ માસ્તરનું મન મોટા દીકરા અમનથી છૂટતું ન હતું..! મનોરમા અમન સાથે રહેવા ઈચ્છતી ન હતી. એને મિલન સાથે રહેવું હતું. મનોરમાનો આગ્રહ અસ્થાને પણ ન હતો. માસ્તરના મોટા દીકરા ડૉ. અમને પણ એક વારે ય કહ્યું ન હતું કે મમ્મી તું અને પપ્પા મારી સાથે રહો..! મનોરમાની જીદ અને માસ્તરના મન વચ્ચે સમાધાન ન થયું એટલે મનોરમા એના દીકરા મિલન સાથે આંબાવાડીના ફ્લેટમાં રહેતી અને આશુતોષ એના ડૉક્ટર દીકરા અમન સાથે સેટેલાઈટના એક વિશાળ બંગલામાં રહેતો !

અમન અને મનોરમા ક્યારેય મા-દીકરાની જેમ રહી જ ન શક્યાં ! એ અમનને દીકરો માનતી પણ નહીં અને અમન એને મા ય નહોતો માનતો. અમન તો આ ત્રિવેદી માસ્તર અને એમની પહેલી પત્ની સરોજનો દીકરો ! સરોજ અમનને અઢી વરસનો મૂકીને કેન્સરથી મરી હતી. એ પછી મનોરમા માસ્તરના જીવનમાં બીજી પત્ની બનીને આવી, બીજા દીકરા મિલનની માતા બની, પણ માસ્તરના પહેલા દીકરા અમનની માં ન બની શકી, આશુતોષને મન તો એનો મોટો દીકરો અમન અને નાનો દીકરો મિલન ! જો કે માસ્તર મનોમન એ સ્વીકારતા કે એમને મિલન કરતાં અમન તરફ લગાવ વધુ રહ્યો છે કેમ કે સરોજના મૃત્યુ પછી અમનને ઓછું ન આવે એની કાળજી લેવામાં માસ્તર એની સાથે વધુ ઓતપ્રોત થઈ ગયા હતા, પણ મનોરમા તો એમ જ માનતી કે માસ્તર એના મોટા દીકરાના મોહમાં સારાસારનું ભાન ભૂલી ગયા છે, અને એ કાંઈ સાવ ખોટું, ય ન હતું.

“હું જીવું છું ત્યાં સુધી મા વિનાના ઓશિયાળા દીકરા અમનને એકલો નહીં મૂકી શકું..! ” ત્રિવેદી માસ્તરે સ્પષ્ટ કહી દીધું હતું : “તારે મારી સાથે રહેવાનું છે, મનોરમા. અમન સાથે નહીં.”

“પણ રહેવાનું તો એના જ ઘરમાં ને..?” મનોરમાએ ધારદાર સવાલ સાથે એનો નિર્ણય આપી દીધો હતો : “મને તમારા એ ઓશિયાળા દીકરાની રહેમ પર જીવવાનું મંજૂર નથી, તમે એકલા રહો એની સાથે...!”

ને ત્યારથી ભવોના સંબંધો ક્ષણોમાં ખતમ થયા ! ખોળિયાં નોખા હતાં એ અન્ન અને મન પણ જુદાં થયાં હોય એમ આશુતોષ અને મનોરમા અલગ અલગ રહેવા માંડ્યાં !

મનોરમા બહુ નારાજ રહેતી. ફોન પર વાતો કરતી ત્યારે પણ ખિન્નતાથી આશુતોષને ન ગમતી વાતો સંભળાવતી. આશુતોષના અમન સાથે રહેવાના નિર્ણય પછી વૃદ્ધાવસ્થાએ પહોંચેલાં એ દંપતિના સંબંધો વણસ્યા હતા. મનોરમા કોઈ કિંમતે અમનના વિશાળ બંગલામાં રહેવા ઈચ્છતી ન હતી.

ગુરુવારની સવારે મિલન મનોરમાને રેલવે સ્ટેશને મૂકી ગયો. આશુતોષ અને મનોરમા સાથે જ એક સીટ પર સાવ અડોઅડ બેઠાં પણ છેક ધ્રાંગધ્રા પહોંચતાં સુધી મનોરમા આશુતોષ સાથે એક પણ શબ્દ બોલી નહીં ! સાવ અજાણ્યા મુસાફરોની જેમ બન્ને મૌન બેસી રહ્યા. આશુતોષે એની સાથે બોલવાનો પ્રયાસ નહોતો કર્યો એવું પણ ન હતું. પણ મનોરમા એને મચક આપતી ન હતી. ધ્રાંગધ્રાની નાની બજારમાં નરોત્તમદાસ કામદારનું જૂનવાણી ઘર હતું. માસ્તર ધ્રાંગધ્રામાં રહેતા હતા ત્યારનું અને અત્યારનું ધ્રાંગધ્રા બદલાઈ ગયું હતું. શહેરની સડકો રોનકદાર બની હતી. રોડની બન્ને તરફ વિશાળ દુકાનો અને શોપિંગ સેન્ટર છવાઈ ગયાં હતાં. રાજાશાહીના જમાનાની હાઈસ્કૂલના ચોકથી છેક કંસારા બજાર સુધીની સડક પર જાકમઝોળ હતી. કંસારા બજારની પાસેથી નાની બજારમાં નરોત્તમદાસના મકાને આશુતોષ અને મનોરમા બેઠાં હતા.

છેક સુધી મનોરમા આશુતોષ સાથે ન બોલી તે ન જ બોલી. જબરી જિદ્દી ઔરત છે. આ તો ..! આશુતોષને વિચાર આવ્યો હતો. જેને જીવનપર્યન્ત હંમેશા ચાહતો રહેલો એ સ્ત્રી એક માત્ર એના ઓરમાન પુત્ર તરફની નફરત ખાતર થઈને એના પ્રેમાળ ધણીને પણ આટલો ઈગ્નોર કરી શકે છે આટલી કઠોર હશે, મનોરમા ? નરોત્તમદાસના પરિવારનાં સૌને મળીને આશુતોષ ભોંય તળિયે પાથરેલી એક શેતરંજી



પર મોભની થાંભલીએ શરીર ટેકવીને બેઠો. દૂર મહિલાઓમાં મનોરમા દેખાતી હતી. એ નરોત્તમદાસનાં પત્ની વિજયાલક્ષ્મી સાથે વાતચીત કરી રહી હતી. કદાચ આશ્વાસનના શબ્દો કહી રહી હતી. એના શબ્દોની દીલગીરી એના ચહેરા પર છલકાતી હતી. એકાએક મનોરમાના કાને શબ્દો અથડાયા અને એ શબ્દો એના કર્ણપટલ પર ધારદાર કટારની જેમ વાગ્યા. ત્યાં બેઠેલી કેટલીક મહિલાઓ વચ્ચેની વાતચીત એને સંભળાઈ હતી. : "આ માસ્તર એના ડોક્ટર દીકરાના ઘરમાં હડ્ય હડ્ય થાતો જીવન જીવે છે. એના દાકતર દીકરાની બૈરી આ ડોસાને પાણીનો પ્યાલો ય પાવા રાજી નથી." વાત કરનાર બાઈ વચ્ચે શ્વાસ લેવા રોકાઈ, પણ મનોરમા એની વાતના શબ્દે શબ્દ પર કાન લગાવીને બેઠી સાંભળતી હતી. એ સ્ત્રી આગળ બોલી : "એનો દાક્તર દીકરો'ય કમ નથી, આ ડોસાએ એક એક પાઈ બચાવીને ઈને દાકતર બનાવ્યો છે એ ય જાણે છે, છતાં ડોસાને એ પણ હડધૂત કરે છે, ધૂત્કારે છે !" મનોરમાએ પાછળ ફરીને પેલી વાત કરનાર સ્ત્રી સામે જોયું અને એનાથી અનાયાસે જ પૂછાઈ ગયું : "કોની વાત કરો છો ?" "પેલા માસ્તરની-" એ સ્ત્રી બોલી : "થાંભલીએ માથું ટેકવીને બેઠો એ ડોસો પહેલાં અહીં માસ્તર હતો. ઈ ડોસાનો છોકરો કપાતર પાક્યો છે, એની...! કોઈ અકરમી બાપને આટલો હડધૂત નહીં કરતો હોય જેટલો એનો દાકતર દીકરો એને કરે છે, પણ આ ડોસાને દીકરાનો મોહ છૂટતો નથી.. કે શાન ઠેકાણે નથી આવતી...!"

"એટલે..?" મનોરમાએ પૂછ્યું. એટલે પેલી સ્ત્રી બોલી : "આ ડોસાની સામે કોઈ એના દાકતર દીકરાનું ઘસાતું બોલી ન શકે..કોઈ બોલે તો આ ડોસો બોલનારની ધૂળ કાઢી નાંખે..." પેલી સ્ત્રીએ ઠાવકાઈથી આગળ કહ્યું : "દીકરો આટલી આટલી વિતાડે છે તોય આ ડોસો એના દીકરાને દેવની જેમ પૂજે છે...!"

મનોરમાને પગતળેથી ધરતી સરકતી હતી. એણે પેલીને પૂછ્યું : "તમને કોણે કહ્યું.. આ બધું..?"

"હું એના દીકરાના બંગલા સામેના મકાનમાં જ રહું છું..."પેલીએ કહ્યું : "બધું ય અમે દરરોજ નજરોનજર ભાળીએ છીયે..મારી બહેન..કોઈની કીધી-સાંભળેલી વાતો નથી..!"

''હે ભગવાન...!'' મનોરમા અચાનક છેતરાઈ ગઈ હોય એવો ભાવ એના ચહેરા પર ઊગી નીકળ્યો ..!

આશુતોષ માધવલાલ ત્રિવેદી...! તમે આ શું કર્યું ..? તમારા પર આટલી આટલી વિતે છે એની કશી ય ગંધ પણ મને આવવા ન દીધી ? તમારી પત્નીને..? તમારી અર્ધાંગિનીને..?

મનોરમા ત્વરાથી ઊભી થઈ. માસ્તરને પરાણે ઊભા કરીને એમનું કાંડું પકડીને બહાર ખેંચી આવી. સચ્ચાઈ માપવા પૂછી બેઠી : "માસ્તર, સાચું બોલજો, ખોટું બોલશો તો તમને મારા સમ છે..!"

"અરે ભૈ, અચાનક શું થઈ ગયું કે તું મને આમ સમ આપે છે...?" માસ્તર અકળાયા : "છેક અમદાવાદથી અહીં આવતાં સુધી તો મારી સાથે એક શબ્દે ય બોલી નહીં અને અહીં આમ ગાંડાં કાઢે છે..?"

"ગાંડાં તો તમે કાઢો છો આમ આ ઉંમરે..." મનોરમા બોલી : "તમારા દીકરાના ઘરમાં તમને દુઃખ મળે છે તોય ઈના મોહમાં ને મોહમાં વધારાના થઈને એના આંગણે પડ્યા રહ્યા છો..?"

"કોણે કહ્યું તને આવું...?" માસ્તર મનોમન ફફડતા બોલ્યા : "એવું તો કાંઈ નથી."

"ખોટું બોલશો તો મને મરતી ભાળશો..હોં.." મનોરમા બોલી : "તમે દીકરાના ઘેરથી ઓશિયાળથી જીવો છો, અપમાન ખમો છો, ઈ સાચું નથી..? ગામની બાયુંના મોઢે સગા કાને મેં સાંભળ્યું છે."

માસ્તર કાંઈ બોલ્યા નહીં. પણ ચોરી પકડાઈ ગઈ હોય એમ મનોરમાને તાકી રહ્યા.

"મને અમન અને-" માસ્તર એમનો એકે એક શબ્દ મમળાવતા બોલ્યા : "એ વહુ દીકરો બેય મને હથેળીમાં રાખીને ખૂબ સાચવે છે, લોકો તો નાહકના આપણા દીકરા વહુને બદનામ કરે છે...!"

"મેં સાંભળ્યું એ બધું ખોટું છે...?" મનોરમાએ પૂછ્યું: "મારી સામે તાકીને ખાવ મારા સમ."

"તું ભૈશાબ સમ શાની આપ્યા કરે છે...?" માસ્તરે મનોરમાની સામે જોયા વિના કહ્યું : "મનોરમા તું સાચું પૂછે તો મારો અમન તો શ્રવણ છે...શ્રવણ..!" માસ્તરની આંખો ઊંચી થતી ન હતી.

"ફટ્ટય છે તમને માસ્તર, મને તો તમે મૂઈ છેતરી પણ, તમારી જાતને ય છેતરો છો..?" મનોરમાને કહેવાનું મન થયું. પણ એ કશું ય બોલી નહીં. પછી ધ્રાંગધ્રાથી છેક અમદાવાદ સુધી માસ્તર સાવ મુંગા રહ્યા.

---

*પ્રેમાલય, ૨૨-કલ્યાણનગર સોસાયટી, ગાયત્રી*
*શક્તિપીઠ પાસે, સ્વામી શિવાનંદજી*
*ઋષિકેશ માર્ગ, નવા જંકશન વિસ્તાર,*
*સુરેન્દ્રનગર. ફોન. : ૦૨૭૫૨-૨૩૪૧૮૯*



# શરત

*– નિલમ દોશી*

**ફલે**ટ પાસે પહોંચીને બેલ મારવા જતા પ્રોફેસર સલીમના હાથ એક મિનિટ અટક્યા. શું જવાબ આપશે આજે પણ પોતે સાઈદાને ? એ જ નિરાશા, એ જ જવાબ. પત્નીનું એક નાનું સરખું સપનું પણ પૂરું કરવા પોતે અસમર્થ. સાઈદાના ચહેરા પર છવાતી ઉદાસી તેમનાથી સહન નહોતી થતી. પણ ઉપાય ? શું કરે પોતે ? મનમાં આક્રોશ છવાતો હતો. પણ એ કેવો વાંઝિયો આક્રોશ હતો એનું ભાન આ થોડા સમયના અનુભવે થઈ ચૂક્યું હતું.

પ્રો. સલીમ જીવનમાં પહેલી વાર લાચારી અનુભવી રહ્યા. આજ સુધી કેવી ખુમારીથી જીવતા આવ્યા હતા.

અને આજે...?

વરસોથી જે આદર, માન સન્માન અનુભવતા આવ્યા હતા એ આજે જાણે પળવારમાં ભાંગીને ભૂક્કો થઈ ગયાં હતાં.

આજે સવારે કેવી હોંશથી, વિશ્વાસથી નીકળ્યા હતા. હાશ ! આજે નકાર નહીં સાંભળવો પડે. આજે પોતે પોતાના ખાસ વિદ્યાર્થી ચિરાગ ત્રિવેદી પાસેથી ખાલી હાથે પાછા નહીં જ ફરે. આવીને સાઈદાનો દામન ખુશીથી ભરી દેશે. સાઈદાની આંખો કેવી ચમકથી ઉભરાશે. એની આંખોમાં કેવી ખુશીની લહેર ફરી વળશે. ત્રણ મહિનાથી ચાલતી રઝળપાટનો અંત આવી જશે. પણ ..એક વિશ્વાસ સાથે પ્રો. સલીમે બેલ વગાડી. કહો કે વગાડવી પડી.

સાઈદા જાણે બેલની પ્રતીક્ષામાં બારણા પાસે જ ઊભી હતી. તુરત બારણું ખૂલ્યું. ચહેરા પર કૃત્રિમ હાસ્ય ફરકાવી પ્રો. સલીમ અંદર દાખલ થયા.

''આજે તો થાકી ગયો. એકી સાથે કેટલાં કામ પતાવતો આવ્યો.''

''સાઈદા, બહુ ભૂખ લાગી છે. પહેલાં ફટાફટ થાળી પીરસ, બીજી બધી વાત પછી..હું ફ્રેશ થઈને આવું. શ્યામા નથી દેખાતી ?''

''શ્યામા આજે તેની એક બહેનપણીનો બર્થ ડે હોવાથી તેની પાર્ટીમાં ગઈ છે. આવતા થોડું મોડું થશે.''

''હા, હમણાં રહીમ પણ નથી એટલે બિચારીને એકલું લાગે જ ને?''

''શું થાય ? રહીમની જોબ જ ટ્રાવેલિંગની. ચાલ, હું બે મિનિટમાં આવું. આપણે પહેલાં જમી લઈએ. પહેલાં પેટપૂજા પછી બીજી બધી વાત.''

કહેતા પ્રો. સલીમ જલદીથી બાથરૂમમાં ઘૂસ્યા. અણગમતી વાત..જે થોડી ક્ષણો પાછળ ઠેલાણી તે.

જમતાં જમતાં કોઈ ફાલતું જોક કરી હસતા રહ્યા.

સાઈદા અપાર ધીરજવાળી હતી.

જમીને મુખવાસ આપતાં સાઈદા ધીમેથી પૂછી રહી.

''શું થયું ? ચિરાગે પણ એ જ વાંધો ઉઠાવ્યો કે શું ?''

''શું કરે તે પણ ? તેની પોતાની ગમે તેટલી ઈચ્છા હોય પણ...''

''એ જ કારણ કે બીજું કંઈ ?''

''બીજા કોઈ કારણને તો અવકાશ જ ક્યાં છે ? પૈસાનો કે એવો કોઈ પ્રશ્ન હોય તો આસાનીથી સોલ્વ થઈ શકે. પણ આ પ્રશ્ન તો નથી આપણા હાથની વાત કે નથી અન્ય કોઈના હાથની વાત.''

''હકીકતે આ પ્રશ્ન જ પાયા વિનાનો ન કહેવાય ?''

''એ બધું આપણે સમજીએ છીએ... કદાચ બીજા બધા પણ મનમાં તો સમજે છે પણ કદાચ અમલ કરી શકે એમ નથી. આપણા સમાજમાં આજે પણ...''





કહેતા પ્રો. સલીમ અટક્યા. એક ને એક વાત કેટલી વાર કરવાની ? છેલ્લા એક મહિનાથી આ વાત સેંકડો વાર તેમની વચ્ચે ચર્ચાઈ ચૂકી હતી. વ્યથા ઠાલવવા કે આક્રોશ વ્યક્ત કરવા સિવાય બીજું શું કરી શકાય એમ હતું?

પીડાભરી થોડી મૌન પળો.

''જો કે સાવ ના નથી પાડી. પણ તેણે એક શરત મૂકી છે.'' કંઈક અચકાતા પ્રો. સલીમ ધીમે રહીને બોલ્યા.

''શરત ? ફ્લેટ લેવામાં વળી શરત કેવી? પૈસા તો આપણે એ કહે એ રીતે અને તુરત આપી શકીએ એમ છીએ.''

''વાત પૈસાની નથી.''

''તો ? કેવી શરત?''

ચિરાગે કહ્યું.

''તમારી વહુ શ્યામા હિંદુ છે. ફ્લેટના નંબર સામે એના પિયરનું આખું નામ લખીએ. ''શ્યામા મોહનલાલ ત્રિવેદી.''

તો એને બીજો કોઈ વાંધો નથી. દસ્તાવેજ તો ગમે તેમ કરીને એ આપણા નામે કરી આપશે. બસ, આપણે મુસ્લિમ છીએ એની જાણ ફ્લેટમાં આસપાસ કોઈને ન થવી જોઈએ.

બિચારો કહે,

'સર, ઘરમાં તમે ગમે તે ધર્મ પાળો. એ જોવા કોણ આવવાનું છે તમે તો આમ પણ પૂરા વેજીટેરિયન છો એની મને ક્યાં જાણ નથી ? બીજું બધું હું સંભાળી લઈશ.'એ બિચારો તો ગળગળો થઈ ગયો હતો. આવી શરત કહેતાં પણ અચકાતો હતો.

સર, મારા પર તમારા કેટલા ઉપકાર છે. આજે હું જે કંઈ છું એ તમારે લીધે જ તો છું. નાતજાતના ભેદભાવ પણ મને ક્યાં નડવાના? તમે જ તો અમને એ બધું શીખવ્યું છે. પણ સર, આ પ્રોજેક્ટ મારા એકલાનો નથી. અને મારા પાર્ટનર ચુસ્ત હિંદુ છે...એને એ બધી દીવાલ આડે આવવાની જ. એથી હું મજબૂર છું. એકવાર કોઈ મુસ્લિમનું નામ આવે એટલે બીજા ફ્લેટ વેચવામાં ખાસ્સી તકલીફ પડે. અહીં કોણ કોણ..કેવી જ્ઞાતિના લોકો રહે છે એ પૂછપરછ નવો ફ્લેટ લેનાર પહેલાં કરતો હોય છે. આજકાલ કેવા સંજોગો છે એની તમને તો જાણ છે. એમાં તમારા જેવા વિદ્વાન, સજ્જનનો ભોગ પણ લેવાય છે. પણ સર, આઈ એમ હેલ્પલેસ... બાકી જો તમે શ્યામાભાભીને નામે લેવા તૈયાર હો તો કાલે ફ્લેટ તમારો.'

''અરે, પણ આવી તે કંઈ શરત હોતી હશે? આપણી પહેચાન છિનવવાનો કોઈને હક્ક નથી.'' સાઈદાના અવાજમાં અકળામણ ઊભરી આવી.

'મને પણ એ જ વાત અકળાવે છે. વહુના નામ સામે મને કોઈ વાંધો નથી. એને આપણે દીકરી માનીને સ્વીકારી જ છે ને ? પણ આવા કોઈ કારણસર આવું કરવું પડે એ મને કોઈ રીતે મંજૂર નથી. જે થવાનું હોય તે થાય. બરાબર ને ?'

સાઈદાનું માથું હકારમાં હલ્યું. પણ તેની આંખ છલકાઈ આવી. જિંદગી આખી જે એકતા માટે ઝઝૂમ્યાં. આજે તેનો જ ભોગ આપવાનો ? અરે, દીકરાના પ્રેમનો પણ હસતે મોઢે કોઈ જ આનાકાની સિવાય સ્વીકારીને શ્યામાને આ ઘરમાં એક માનભર્યું સ્થાન આપ્યું હતું. અને આજે...?

પત્નીની વ્યથા સમજતા પ્રો. સલીમે કંઈ બોલ્યા





સિવાય પત્નીનો હાથ હાથમાં લીધો. બંને મૌન બનીને ક્યાંય સુધી એમ જ બેસી રહ્યાં. મૌન સ્પર્શ દ્વારા એકમેકને હૂંફ આપવા મથી રહ્યાં. બંનેની નજર સમક્ષ અનેક દૃશ્યો પસાર થતાં રહ્યાં.

સલીમ અને સાઈદા એટલે જાણે મેઈડ ફોર ઈચ અધર..સલીમ નાનપણથી હિંદુના પડોશમાં મોટો થયો હતો. બંને કુટુંબમાં ઈદ અને દિવાળી એકી સાથે ઉજવાતાં આવ્યાં હતાં. મોટા થયા બાદ કોલેજમાં પણ હિંદુ છોકરાના રૂમ પાર્ટનર તરીકે વરસો સુધી રહેવાનું આવ્યું. માંસાહાર છૂટ્યો. અને સંપૂર્ણ શાકાહારી બન્યો. મિત્ર અનિલ ગીતાનાં પાઠ કરતો એ સાંભળીને ગીતામાં રસ પડ્યો અને પછી ગીતાના અધ્યયનમાં એવા તો ડૂબી ગયા કે પ્રોફેસર બન્યા પછી અનેક જગ્યાએ ગીતાનાં પ્રવચનો આપવાનું આમંત્રણ તેમને મળવા લાગ્યું. ગીતાના નિષ્ણાત તરીકે તેમની ગણના થવા લાગી.

અભ્યાસ પૂરો થયા બાદ સલીમ કોલેજમાં લેકચરર તરીકે જોડાયા. રિટાયર થયા ત્યાં સુધી તેમની કારકિર્દી ઉજ્જવળ રહી. હેડ ઓફ ધ ડિપાર્ટમેન્ટ તરીકે વરસો સુધી સેવા આપ્યા બાદ હવે એક મહિના પહેલાં તેઓ રિટાયર થયા હતા. કોલેજમાં વિદ્યાર્થીઓ વચ્ચે પ્રો. સલીમનું નામ આદરપૂર્વક લેવાતું હતું. તે કદાચ સૌથી વધારે વિદ્યાર્થીપ્રિય પ્રોફેસર હતા. વિદ્યાર્થીઓને તેમના માટે લાગણી અને સ્નેહ હતાં. પ્રોફેસર પણ વિદ્યાર્થીઓને તેમના સંતાનની જેમ ચાહતા. હિંદુ કે મુસ્લિમ જે પણ વિદ્યાર્થીને કોઈ પણ જાતની જરૂર હોય તે પ્રો. સલીમનો દરવાજો ખખડાવતા અને કદી નિરાશ પાછા ન ફરતા. નાતજાતના ભેદભાવ સામે તેમને સખત નફરત હતી. તક મળતાં જ એ સંદેશ આપવાનું તે કદી ચૂકતા નહીં. તેમને માટે મંદિર કે મસ્જિદનું સ્થાન સમાન હતું. અવારનવાર તેમનાં પ્રવચનોમાં પણ તેઓ કુરાન અને ગીતામાં કહેલી વાતોની સરખામણી કરીને બંનેના ઉપદેશમાં રહેલું સામ્ય સમજાવતા રહેતા. નાતજાતના ભેદભાવ સિવાયનો સમાજ એ તેમનું સપનું હતું.

જો કે, છેલ્લા ઘણા સમયથી દેશમાં પ્રસરી રહેલી ધાર્મિક અસહિષ્ણુતાથી તેઓ વ્યથિત રહેતા. મંદિર મસ્જિદના વિવાદના ઉકેલ માટે તેઓ હંમેશા કહેતા કે ત્યાં એક હોસ્પિટલનું નિર્માણ કરવું જોઈએ. જ્યાં હિંદુ, મુસ્લિમ બધાને નિઃશુલ્ક સારવાર મળી શકે. તેમના દરેક લેકચરમાં આવા અનેક મુદ્દાઓ આવતા રહેતા. થોડા લોકોને પણ અસર થાય તો તેમની મહેનત વસૂલ. આવા કોઈ વિચારે જ્યારે પણ તક મળે ત્યારે આ મુદ્દો તે ચોક્કસપણે દાખલા દલીલો સાથે પૂરી નિખાલસતાથી ચર્ચતા.

સદ્‌નસીબે પત્ની સાઈદા પણ એવા જ વિચારોવાળી મળી હતી. તેમનું સહિયારું જીવન કોઈ માટે ઈર્ષ્યારૂપ તો કોઈ માટે પ્રેરણારૂપ બની રહેતું. નાનકડા રહીમના આગમન પછી તો જીવન જાણે કિલ્લોલ કરી ઊઠ્યું. દિવસોને પાંખો આવી હતી.

મોટા થયા પછી રહીમે જ્યારે હિંદુ ધર્મની શ્યામાને પસંદ કરી ત્યારે પણ એક ક્ષણના હિચકિચાહટ વિના પતિ-પત્ની બંનેએ પુત્રની પસંદગી પર સંમતિની મહોર લગાવીને શ્યામાને પૂરા પ્રેમથી ઘરમાં અપનાવી હતી. તેનું નામ બદલવાની વાત વિચારી પણ નહોતી. શ્યામા ઘરમાં કનૈયાની પૂજા કરતી. એ માટે એક નાનું મંદિર પણ હોંશે હોંશે પ્રો. સલીમે લાવી આપ્યું હતું. ધર્મને નામે ઘરમાં કોઈ પ્રોબ્લેમ નહોતા. નમાઝ અને આરતી બંને આ ઘરમાં સમાન રીતે થતાં. શ્યામા પણ આવા સાસુ સસરા મળવાથી પોતાની જાતને નસીબદાર માનતી હતી. આ ઘરમાં તે દૂધમાં સાકરની માફક ભળી ગઈ હતી. ક્યાંય ધર્મના નામે કોઈ બંધન, કોઈ રોકટોક નહોતાં.

કોલેજના ક્વાર્ટરમાં રહેલા પ્રોફેસરને હવે નિવૃત્તિ બાદ સ્વાભાવિક રીતે જ ક્વાર્ટર ખાલી કરવાનું હતું. એમાં તો કોઈ પ્રોબ્લેમ નહોતો. પરંતુ વરસોથી આ એરિયામાં રહ્યા હોવાથી પત્ની અને પુત્રને આ એરિયાનું એક આકર્ષણ હતું, એક લગાવ હતો. એથી આજુબાજુમાં જ ક્યાંક ફ્લેટ લેવાના પ્રયાસો તેમણે શરૂ કર્યા હતા. ફ્લેટ શોધતી વખતે તેમને





કલ્પના સુદ્ધાં નહોતી કે તેમનો ધર્મ આમાં બાધારૂપ બની રહેશે અને તે પણ આટલી જડ રીતે. મુસ્લિમ શબ્દ સાંભળતા જ બિલ્ડર ચોખ્ખી ના પાડી દેતો અને તેમને કોઈ મુસ્લિમ એરિયામાં ઘર શોધવાની સલાહ આપતો. અરે, જાણીતો બિલ્ડર સુદ્ધાં તેમને સોરી કહીને એ જ સલાહ આપતો. બધેથી આ એક જ વાત નડતરરૂપ બનીને ઊભી રહેતી.

ચિરાત્ર ત્રિવેદી તેમનો ખાસ વિદ્યાર્થી હતો. જેને પ્રોફેસર માટે ખૂબ આદર હતો અને તેના વિદ્યાર્થી કાળમાં પ્રોફેસર સલીમે તેમને ખૂબ મદદ કરી હતી. આજે તે એક સફળ બિલ્ડર બન્યો હતો. તેથી પ્રોફેસરને ખૂબ આશા હતી કે ત્યાં તો નિરાશ નહીં જ થવાય..પરંતુ...

પ્રોફેસરની અંદર એક આગ ઊઠી હતી. પોતે મુસ્લિમ છે એ એક જ તેમના જીવનનો માપદંડ હતો ? સેંકડો હિન્દુ વિદ્યાર્થીઓને તેમણે શિક્ષણ નહોતું આપ્યું ? હિંદુઓ તેમના માર્ગદર્શન માટે નહોતા આવતા ? તેમની જાત ક્યાં એમાં આડી આવી હતી ? બધાં સાથે મળીને તેમણે દિવાળી કે જન્માષ્ટમી નહોતી ઉજવી? તેઓ હિંદુઓને શિક્ષણ આપી શકે, તેમને માર્ગદર્શન આપી શકે, તેમને ઘેર જમવા જઈ શકે કે તેમને જમવા પણ બોલાવી શકે. એમાં કોઈને કશો વાંધો નહોતો આવતો પણ એમની બાજુમાં રહી ન શકે. આ ક્યાંનો ન્યાય હતો ? અરે, તેમના અનેક હિંદુ મિત્રો હતા જે કહેતા... તમે તો સવાયા હિંદુ છો. અમે તો બહાર જઈએ છીએ ત્યારે નોનવેજની મજા પણ માણી લઈએ છીએ. અને ગીતાના સંદેશની જેટલી સમજણ તમને પડે છે એટલી તો અમને પણ નથી પડતી. અમે તો અર્થ સમજ્યા વિના પોપટની જેમ શ્લોકો રટી જનારા... તમારી તો વાત જ ન્યારી.

આવું કહેનારા લોકો પણ આજે પાણીમાં બેસી ગયા હતા.

કોઈ બિલ્ડર તેમને આ એરિયામાં ફ્લેટ આપવા ટસનો મસ નહોતો થતો. અને આ જ તેમની વેદનાનું કારણ બન્યું હતું. થોડા વધારે પૈસા આપવા પણ તેઓ તૈયાર હતા, પણ પરિણામ શૂન્ય.

જીવનભર જે સિદ્ધાંત માટે ઝઝૂમ્યા તે આજે નેવે મૂકવાના હતા. જો આ એરિયામાં ફ્લેટ જોઈતો હોય તો તેમની પોતાની સ્વતંત્ર્ય પહેચાન, સ્વમાન બધું હોડમાં મૂકવાનું હતું. એક સાચુકલા માણસ તરીકેની તેમની ઓળખાણ પૂરતી નહોતી ? શા માટે આવાં કોઈ લેબલ ? પણ તેમનો એ આક્રોશ વાંઝિયો સાબિત થયો હતો. તેમની જીવનભરની તપસ્યા જાણે નિષ્ફળ થઈ હતી. આજે પહેલી વાર કદાચ આ હદે તેઓ નિરાશ થયા હતા. શું કરવું તે સૂઝતું નહોતું. પોતાના અસ્તિત્વને નકારતી આવી કોઈ શરત કેમ સ્વીકારી શકાય? આવી શરત સ્વીકારવી એટલે પોતે પોતાની જાતનું અવમૂલ્યન કરીને હાર માની લેવી એમ જ ને?

શાંત અને સરળ સ્વભાવની સાઈદા તો આવી શરતની વાત સાંભળીને જીવનમાં પહેલી વાર આક્રોશમાં કેટલું યે બબડી ઊઠી હતી.

આ તે કોઈ રીત છે? આવી તે શરત હોતી હશે?

પતિ પત્ની ન જાણે ક્યાં સુધી આમ જ મૌનનું કવચ ઓઢીને બેસી રહેત.

પણ બેલ વાગતાં સાઈદાને બારણું ખોલવા ઊભા થવું પડ્યું.

ધારણા મુજબ શ્યામા જ પાર્ટીમાંથી આવી હતી. આવીને ઉત્સાહથી મમ્મી, પપ્પાને પાર્ટીની વાત કરવા લાગી.

અચાનક કંઈક યાદ આવતાં તે બોલી ઊઠી...

'મમ્મીજી, આપણે તે દિવસે વાત થયેલી ને ? લગાવવી છે શરત ? બોલો..હું જ જીતવાની હોં.'

સાસુ વહુ વચ્ચે કોઈ ને કોઈ શરતો અવારનવાર લાગતી રહેતી.

'શરત ? શાની શરત ? શરતની વાત હવે પછી કરી છે તો ખબરદાર છે. શરત શબ્દ આ ઘરમાં ન જોઈએ શું સમજી ?'

શ્યામા સ્તબ્ધ...

સસરાના ઈશારે તે ધીમે પગલે પોતાના રૂમમાં ચાલી.

પ્રોફેસર મૌન રહીને સાઈદાને સ્પર્શથી આશ્વાસન આપવા મથી રહ્યા.

---

*બંગલા નં. ૨, બીરલા કોલોની,*
*પોરબંદર-૩૬૦૫૭૬*
*મો. ૯૪૨૭૭૯૭૫૨૪*





# એક કલાક

– નટવર ગોહેલ

**એ**ક ખૂબસુરત યુવતીની બેદરકારીના કારણે વિસ્મયનો પૂરો એક કલાક વેડફાઈ ગયો હતો. દસના ટકોરે એક પાર્ટીને મળવા ઓફિસે પહોંચવાનું હતું. જોધપુર ચાર રસ્તાના વળાંકે સેક્રેટરીનો ફોન રણક્યો, એક તરફ કાર રોકી વિસ્મય વાત કરવા બહાર નીકળ્યો, ત્યાં પાણીના જળસ્ત્રોતે એને ભીંજવી દીધો, ફૂલછોડને જળ સિંચી રહેલી યુવતીથી અનાયાસ પાઈપ ગેઈટ તરફ લંબાઈ જતાં આ જળઘટના સર્જાઈ.

ક્રોધાવેશમાં આવેલા વિસ્મયે બંગલાના ગેઈટ તરફ વળીને ગુસ્સો ઠાલવવાની પ્રક્રિયા આદરી ત્યાં યુવતીએ 'સોરી' કહીને અફસોસ વ્યક્ત કરી દીધો, પુનઃ સોરી કહેવા છતાં વિસ્મય જરા પણ નરમ પડ્યો નહીં. પાછા ફરવા સિવાય વિકલ્પ નહતો. ભીંજાયેલા કપડે પાર્ટી સાથે વાત કેમ કરવી ? ઘરે પહોંચીને વિસ્મયે કપડાં બદલ્યાં. ઓફિસે પહોંચ્યો ત્યારે પાર્ટીએ 'ફરીથી સમય મેળવી વાત કરીએ' એવી સૂચના મૂકી વિદાય લીધેલી. અગિયાર વાગી ચૂક્યા હતા અને વ્યવસાયિક ચર્ચા થઈ શકી નહીં.

વિસ્મય જળઘટનાનું પ્રત્યેક દશ્ય યાદ કરીને ધુંધવાતો રહ્યો : કોઈની સાથે વાત કરવામાં ગુંથાઈને મેડમે મને પાણી-પાણી કરી નાખ્યો. રસ્તા તરફ જોવાનું જ નહીં....? શું તે ફાર્મહાઉસના છોડવાઓને ભીંજવી રહી હતી ? કોર્નર પરના બંગલાવાળાએ આજુબાજુ જોવાનું જ નહીં ? નિષ્ફળ, ધરાર, નિષ્ફળ...આખો દિવસ બગડ્યો. પાણી ફરી વળ્યું જાણે ભાગ્ય પર. જો કે છેક સાંજે એ પાર્ટીનો ફરી ફોન આવ્યો હતો : આવતી કાલે સાડા અગિયાર વાગે તમારી ઓફિસે અમારા મેનેજર પહોંચી જશે....

બીજા દિવસે વ્યવસાયિક બેઠક સમયસર યોજાઈ, બન્ને પક્ષે જરૂરી પેપરવર્ક તથા આવશ્યક મુદ્દાઓ સંદર્ભે ચર્ચાઓ થઈ, પણ ક્યારેક-ક્યારેક પાઈપવાળી યુવતી યાદ આવી જતાં વિસ્મય હોઠ ભીંસી જતો. પળ બે પળ માટે થીજી જતો : બેપરવાહીની પણ હદ હોય ને... એક કંપનીના માલિક તરીકે વિસ્મય દામોદરે હંમેશા સમયની સાથે પગરણ માંડેલાં, ચોક્કસ લક્ષ્યને સિદ્ધ કરવા ભગીરથ સંઘર્ષ કરેલો, વ્યવસાયિક આરોહ-અવરોહ વળોટીને નિર્ધારિત ગંતવ્ય સુધીની સફર ખેડેલી. શહેરના અગ્રણી દામોદર પટેલની આ પેઢીને એકના એક પુત્રએ નવા ક્લેવરથી આચ્છાદિત કરેલી.

દામોદર પટેલ તો શાંતિ, સૌમ્ય અને ધીર-ગંભીર પણ વિસ્મયની વાત જ નોખી. પળ બે પળમાં ગુસ્સે થઈ જનાર વિસ્મયનો ચહેરો જ્યારે પ્રસન્નતાની આંગળી પકડતો ત્યારે આસપાસની આબોહવા જ ભીનાશ પકડી લેતી. વિસ્મયની હાજરીથી કંપનીના સ્ટાફમાં ચોક્કસ પ્રકારનું ગાંભીર્ય છવાયેલું રહેતું. તેની ઉપસ્થિતિ અને મુડના રંગરૂપના આધારે ઓફિસવર્ક ચાલતું. વિસ્મયે કંપનીના વિકાસ માટે શું ન હતું કર્યું ...?

દામોદરભાઈએ કંપનીનું સુકાન વિસ્મયને સોંપીને સંપૂર્ણ નિવૃત્તિ લીધી ન હતી, જરૂરી દોરી સંચાર સાથે સલાહ-સૂચનનો માર્ગ મોકળો રાખેલો. દીકરા પર કડપ અને કકડાઈની નજર પણ નોંધી રાખેલી.

એકવાર દામોદરભાઈએ વિસ્મયને 'હવે તારે પરણીને ઘર વસાવવું જોઈએ' કહીને એક વધુ જવાબદારી વહન કરવા આંગળી ચીંધેલી. પણ, 'હમણાં નહીં પછી' કહીને વિસ્મયે વાતને ટાળી હતી. કેટલીકવાર દામોદરભાઈએ વિસ્મયને 'દિમાગ પર કન્ટ્રોલ રાખવો જરૂરી છે' એમ કહીને શાંતિ અને ધૈર્યતાનું મૂલ્ય સમજાવ્યું હતું. કંપનીમાં એકની સાથે એક વ્યવહાર અને બીજાની સાથે બીજો વ્યવહાર કઈ રીતે રાખવો તેય સમજાવેલું.

વિસ્મય પૂર્ણપણે નહીં પણ મહદ્અંશે ગંભીર કેમ બનવું તે શીખી ગયો હતો અથવા શીખી રહ્યો હતો. જોકે ગુસ્સા પર અંકુશ મેળવી શક્યો નહતો. તે પોતાની પર જળધારા વહાવનાર યુવતીને ભૂલી શક્તો નહતો.

રોજ સવારે વિસ્મયની કાર બરાબર દસ વાગે જોધપુર ચાર રસ્તા પરના બંગલા પાસેથી પસાર થતી ત્યારે તેની નજર મુખ્ય ગેઈટને વિંધી છેક અંદર પહોંચવા વિહ્વળ બની જતી. ક્યારેક પેલીનો ચહેરો દેખાતો ત્યારે હોઠ પર સ્મિત ધસી આવતું.

હા, એકવાર ટ્રાફિકના કારણે સિગ્નલ નહીં મળતા વિસ્મયે પોતાની કારને રોકીને તત્ક્ષણે બંગલાની ભીતર જોવાની ચેષ્ટા કરી હતી, દરમિયાન અનાયાસે યુવતી બહાર આવી હતી, ચાર આંખ એક થઈ હતી, પણ યુવતીએ દરકાર કરી નહીં અને પુનઃ અંદર સરકી ગઈ હતી.

વિસ્મયને થયું, એ ઘમંડી લાગે છે, હોઠ પર થોડુંક પણ સ્મિત લાવી શકાય નહીં ? હું મોટી કંપનીનો માલિક અને તે...

તે સ્વગત બબડ્યો : મારે શું કામ એની ફિકર કરવી ? તેણે મને જળબંબોળ કરી નાંખ્યો હતો, શું કામ ભૂલું એ દિવસ, તે પળ? ભૂલ એની હતી. બેફિકરાઈથી પાણી છાંટવાની શી જરૂર હતી ? રસ્તા પરથી કોણ નીકળે છે અને કોણ નહીં તે જોવું તો પડે જ ! જ્યારે તમે પાણી છાંટતા હો...

વિસ્મય જે ધારે તે પરંતુ એ યુવતીનો ચહેરો ભૂલી શક્તો ન હતો. જીન્સ અને ટોપમાં તેના માંસલ અંગોના વળાંકો એની આંખોમાં વસી ગયેલા. ગુલાબની લાલાશ અને પતંગિયાની પાંખો પરની માસૂમિયત ઓળવીને તેના ચહેરાએ સૌંદર્યની જાહોજલાલી વધારી હતી. ટૂંકા છતાં ભરાવદાર વાળ એની ગરદનની એક ધાર પર ઝૂકી જઈને માસૂમીની નજાકતને સલામી આપતા હતા. આ બધું ક્ષણ બે ક્ષણમાં વિસ્મયે જોઈ લીધું હતું, પણ, તેનાથી 'હલો, હાય' અથવા 'કેમ છો ?' એમ કહી શકાય તેમ ન હતું. પરસ્પરના 'દીદાર' આકસ્મિક દુર્ઘટનામાં થયેલાને એટલે !.

પોતાની જાત સાથે તેણે કેટલાક સવાલો પણ કરેલા : પાણી છાંટીને એણે મને ભીંજવી દીધો, સોરી કહીને બાજી મારવાનો પ્રયાસ કર્યો, આમ છતાં...હા, હું એને ભૂલી કેમ શક્તો નથી ? શું છે તેનામાં ?

એકાદ બે વાર નજર મળી. વિસ્મયની તેણે નોંધ જ લીધી નહીં, અથવા તો એણે ખાસ રસ જ દાખવ્યો નહીં. કદાચ, તેણે વિચાર્યું હશે : એકાએક પાણી છંટાઈ જતાં સાહેબ નખશિખ ભીંજાઈ જતાં અફસોસ વ્યક્ત કરેલો, એથી વિશેષ શું કરવાનું ? બે વાર 'સોરી' કહ્યું. શું એટલેથી ઘટના પૂરી ના થાય...? મારે સાહેબની ઓફિસે જવાનું અથવા ઘર શોધીને... તેમના ઊંબરે પહોંચી ઝૂકી ઝૂકીને 'ક્ષમા કરો-ક્ષમા કરો' એમ આલબેલ પોકારવાની ?

જોધપુર ચાર રસ્તાનો એ વળાંક ભયસૂચક ન હતો, પેલો બંગલો કોઈક અગમ્ય કારણોસર ગમવા માંડ્યો હતો અથવા તેમાં શ્વસતી કન્યાના કારણે... પાણી છંટાયાની ઘટના શું ઘટી પણ રહી રહીને વિસ્મયના હૈયા પર પાણી છંટાતું જ રહ્યું. અંતરની અટારીએથી તે રૂપરમણીનો ચહેરો જ વિલાતો ન હતો.

પછી તો એવું બનવા માંડ્યું કે જ્યારે પણ વિસ્મય પટેલની



કાર નીકળતી કે ઊના-ઊના શ્વાસ સાથે તેની નજર બંગલાના ગેઈટ પર જઈને અફળાતી. કાશ, એના દીદાર થઈ જાય, એક ઝલક જોવા મળી જાય. પરંતુ એમ થતું નહીં. પાણી છંટાયાની ઘટનાનું પુનરાવર્તન થાય તેવી પણ ઈચ્છા જોર કરી ગયેલી.

ત્રણ દિવસ પસાર થયા...અને એક દિવસ ...

સવારનો દસનો સમય, લાઈન બંધ, કાર રોકીને બારી વાટે વિસ્મયે ગેઈટ તરફ જોયું. ધારી-ધારીને જોયું. હૈયાની દીવાલે કંડારાયેલી આરાધ્યાનો ચહેરો નજરમાં ભરી લેવા માટે એણે નજરને સરકાવી... તેની અંદરથી અવાજ ઊઠ્યો : વિસ્મય તું એના પ્રત્યે આટલો બધો ઘેલો કેમ ? એ છોકરીએ તને એકવાર ભીંજવ્યો એ ભીંજવ્યો- પછી શું છે ? વાત ખતમ...

તેણે જાત સાથે વાત કરી : હું એકવાર નહીં, વારંવાર એ ઘટનાનો શિકાર બનતો હોઉં એવો અનુભવ કરી રહ્યો છું. આ સ્થળેથી પસાર થાઉં છું અને મારી અંદરથી ઠંડકભર્યું લખલખું પસાર થઈ જાય છે. કોણ જાણે કેમ પણ મને એ ઠંડક સ્પર્શી ગઈ છે, ગમવા માંડી છે, અંદરને અંદર તે વસવા માંડી છે.

તેની તન્દ્રા તૂટી, મનગમતી સૌન્દર્યા તેની આંખો સમક્ષ પ્રગટી. સમયના મિજાજને પણ સ્વીકાર્ય હશે કે કેમ, ચાર આંખ એક થઈ, વિસ્મયના હોઠને તો મલકવું હતું જ, તે પ્રક્રિયા સહજતાથી રજૂ થઈ, પણ ઉભરતા એ યૌવનને ક્યાં ઢળવું હતું ? ક્યાં ઝૂકવું હતું ?

તે મનોમન બબડ્યો : તમારા હોઠને જરાક સ્મિતરૂપી એક વળાંક તો આપો શ્વેત અભિસારિકા ! પેલી, ગેઈટ સુધી આવી, આસપાસ જોયું, વિસ્મય સામે જોઈને ઝડપથી નજરને સંકેલીને તે અંદર સરકી ગઈ.વિસ્મયનું હૈયું ધબકાર મૂકી ગયું. કરોડોમાં આળોટનાર વિસ્મય ધારે તો શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ યુવતીને પરણીને પોતાનું ઘર વસાવી શકે, પણ, ચાર રસ્તાના આ વળાંકેથી તેને ભીની સ્મૃતિનો ઉપહાર મળી ગયો હતો...

ગુજરાતના એક માતબર દૈનિક અખબારમાં વિસ્મયની કંપનીની જાહેરખબર છપાઈ હતી. કમ્પ્યૂટર વિભાગ તથા વિશાળ વહીવટી કામો સંભાળી રહેલા લગભગ પચાસેક લોકો પર નજર રાખી શકે અને સૂત્ર સંચાલન સંભાળી શકે તેવા મેનેજરની જરૂર હતી. સ્માર્ટ યુવક અથવા યુવતીની જરૂર હતી. ઉમેદવારોને અરજી સાથે ૧૦થી ૧ વાગ્યા સુધીમાં આમંત્રિત કર્યા હતા.

એ દિવસે ઘણા ઉમેદવારો આવ્યા. અપેક્ષિત લોકોની અહીં ક્યા અછત હોય છે ? બેરોજગારીનો આંકડો ક્યાં નાનો હોય છે ? યુવક-યુવતીઓ આવતાં જ ગયા... છેલ્લે એક યુવતી આવી. વિસ્મયની ચેમ્બરમાં તે યુવતીએ પ્રવેશ કર્યો કે વિસ્મય વિસ્ફારિત નેત્રે અચંબાના ભાવથી જોતો જ રહી ગયો. આ એજ યુવતી હતી, જેણે જળસ્ત્રોતથી તેને નખશિખ ભીંજવી દીધો હતો.

'તમે...?'

યુવતીના હોઠ ફફડ્યા.

'જી...જી !' વિસ્મયના હોઠ ખુલ્યા.

'તમે આ કંપની...અને...' શબ્દો તૂટી રહ્યા હતા, યુવતી અસમંજસ ભરી સ્થિતિને સંભાળી શકે તેમ ન હતી. તે અવઢવમાં હતી. વિસ્મય તેની જગ્યાએથી ઊઠ્યો અને યુવતીને બેઠક મેળવવા સંકેત કર્યો. અદ્યતન ચેમ્બર વાતાનુકૂલિત હતી. ઠંડકથી સભર. યુવતીની નજર ઉપર ગઈ. હીરામોતીનું ઝુમ્મર લટકતું હતું. નાના બલ્બો ઝગમગી રહ્યા હશે- કાશ ! વિશાળ ટેબલની એક તરફ કાષ્ટનું મનોહર શિલ્પ ગોઠવેલું હતું, લગભગ મોર્ડન કહી શકાય તેવું શિલ્પ હતું.

'તમારી શૈક્ષણિક લાયકાત અંગેના પેપર્સ વગેરે લઈ આવ્યાં છો ?' ખુરશી પર બેઠક લઈ ચૂકેલી યુવતી સામે નજર માંડી વિસ્મયે કહ્યું : 'તમે તો જોધપુર ચાર રસ્તા પાસે રહો છો ને ?'

'જી, સર !' યુવતીએ ઊંડો શ્વાસ લીધો પછી હળવેથી ઉમેર્યું: 'હું ફાઈલ લાવી છું' કહી એણે તેની ફાઈલ વિસ્મય તરફ લંબાવી. વિસ્મય ફાઈલ ખોલી ઝડપથી પેપર્સ જોઈ રહ્યો અને કંઈક વિચારી રહ્યો. યુવતી પણ વિચારમગ્ન ચહેરે બેઠી હતી.

'સર, તે દિવસે મારાથી...' યુવતી જૂની કોઈ વાત તાજી કરવા મથી રહી : 'તમે ફોન પર વાત કરતા હતા અને મારાથી અજાણતાં તમારા તરફ પાણીની પાઈપ...'

'એ વાત હું ભૂલી ગયો છું.'

'જી, સર... પણ હું !'

'તમે પણ ભૂલો...'

વિસ્મયનું ધ્યાન ફાઈલના કાગળોમાં હતું, તેના ચહેરા પર પ્રસન્નતાનો સહજ ભાવ તરવરી રહ્યો હતો. જ્યારે સામે બેઠેલી રૂપાંગના અસહજ હતી.

'સોરી, સર'

ફરીથી યુવતીના ફફડતા હોઠ વચ્ચેથી ઉદ્ગાર નીકળ્યા : 'હું ભૂલી શકું તેમ નથી. અફસોસ તો આજે પણ મારા મનમાં...'

'મેં તમને સાચા મનથી ક્ષમા આપી દીધી છે, તમે જળ છંટકાવ કરીને મને અંદર-બહારથી ઓજસ્વી બનાવી દીધો છે, હવે તમે અંદર-બહારથી હળવાંફુલ બની જાવ તો કેમ રહેશે, કોષાજી !'

એનું નામ કોષા હતું. તેના નાજુક ચહેરા પરના મુલાયમ હોઠ પર સ્મિત રેખા ઉપસી આવી. બન્ને વચ્ચે પળ-બેપળ મૌન છવાયું. વિસ્મય કોષાને જોઈ રહ્યો હતો.

'તો સર, હું રજા લઉં ?' કોષાએ હળવેથી કહ્યું.

'સાંભળો...' વિસ્મયે ઊભા થઈને કોષા તરફ જમણો હાથ હસ્તધૂનના માટે લંબાવી દીધો.. કોષાએ પણ.. હાથ મિલાવી સ્મિત લહેરાવી દીધું, વિસ્મયે અંતર ખોલી દીધું : 'તમે જે જગ્યા માટે આવ્યાં છો તે જગ્યા હવે તમારી છે અને તમે મારાં છો, સોરી..અમારાં છો !'

'થેન્ક્યુ, સર..' કોષા આખેઆખી ખીલી ઊઠી હતી.

'સેલરી અંગે કાલે સવારે સમજીશું.' વિસ્મયે કહ્યું : 'કાલે દસ વાગે, તમે મારી કારમાં જ ઓફિસે આવશો, અને આ વ્યવસ્થા કાયમની રહેશે.'

'પણ, સર....'

'નો સર, યસ સર...'

કોષા ચેમ્બરના બારણા તરફ આગળ વધી વિસ્મય ધન્યતાપૂર્વક તેની પીઠ તરફ જોઈ રહ્યો હતો. તે પૂર્ણપણે ખુશ હતો. પ્રસન્ન પણ, અંદરથી-બહારથી.

કોષા તો ચેમ્બરની બહાર ગઈ, પણ વિસ્મયના મનમાંથી તે ગઈ ન હતી. તેનો ચહેરો તો જળઘટનાના દિવસથી જ હૈયે કોતરાઈ ગયો હતો. આરંભનો ક્રોધ પછી તો હળવે હળવે પ્રેમના વલયમાં જ પલટાઈ ગયો હતો.

એ દિવસે..

વિસ્મયનો એક કલાક વેડફાઈ ગયો હતો. પણ, તેનો અંતરનાદ કહી રહ્યો હતો : ના એક કલાક જરા પણ વેડફાયો ન હતો. એ એક કલાક તો જીવન સંસારનું દ્વાર ખોલવામાં મદદગાર બની ગયો હતો.

જીવનમાં બદલાવ માટે કોઈ એક કલાક નહીં, એક ક્ષણ પણ નિમિત્ત બની શકે છે. આ સત્ય વિસ્મયના હૈયે ભીનાશ છલકાવતું રહ્યું.

*૪૦, પુરાણી સોસાયટી, ગીતામંદિર માર્ગ,*
*અમદાવાદ-૩૮૦૦૨૨*
*મો. ૯૮૨૪૯૨૧૫૮૦*



# નવી દૃષ્ટિ

*– અવિનાશ પરીખ*

**સો**સાયટીમાં ભજન સંધ્યાની રમઝટ જામી હતી. ઉચ્ચ મધ્યમવર્ગીય સોસાયટીના કોમન પ્લોટમાં શ્રીકૃષ્ણનાં ભજનો ભાવથી ગવાઈ રહ્યાં હતાં. રાષ્ટ્રીયકૃત બેંકના મેનેજર અખિલેશભાઈ, તેમનાં શિક્ષિકા પત્ની આનંદીબહેન અને તેમનો દસ વર્ષનો પુત્ર માધવ વારાફરતી ભજનોનો ક્રમ જાળવતાં આગળ વધી રહ્યાં હતાં.

હકીકતમાં અખિલેશભાઈ જ આ ભજન સંધ્યાના આયોજક હતા. વર્ષમાં બે વાર આ કાર્યક્રમ તે અચૂક ગોઠવતા. પુષ્ટિ માર્ગના પ્રવાસી બની તે પત્ની અને પુત્રના સંગાથમાં શ્રીકૃષ્ણના રંગમાં પૂરેપૂરા રંગાઈ ચૂક્યા હતા. શ્રીકૃષ્ણમાં આખા કુટુંબની અતૂટ આસ્થા હતી.

દસ વર્ષ પહેલા અખિલેશભાઈ એટલા બધા આસ્તિક નહોતા. તે ભગવાનમાં સાધારણ શ્રદ્ધા ધરાવતા હતા. આનંદીબહેન તે અરસામાં ગર્ભવતી હતાં. તે તો બિલકુલ નાસ્તિક હતાં.

અખિલેશભાઈ એક શાખામાં મેનેજર હતા. પ્રમોશન બાદ પ્રથમ મોટી જવાબદારી તેમના શિરે આવી હતી. તે સંનિષ્ઠ બેંકર હતા. કર્મને ધર્મ માની પોતાની ફરજ તે અદા કરતા હતા. શાખા નાની હતી. સ્ટાફ ઓછો હતો. અખિલેશભાઈ ફરિયાદ કર્યા વગર, સફળતાપૂર્વક શાખાની સેવા કરી રહ્યા હતા.

તેમને શાખામાં આવ્યાને એક મહિનો જ થયો હતો. શનિવારની સાંજના સાત વાગ્યા હતા. સ્ટાફ જઈ ચૂક્યો હતો. અખિલેશભાઈ પણ શાખા બંધ કરવાની તૈયારીમાં લાગ્યા હતા.



શાખામાં ફરીને તેમણે બારી-બારણાં બંધ હતા કે નહિ તેની ખાતરી કરી લીધી. તે પોતાની કેબિનમાં આવ્યા. ટેબલનું ખાનું ખોલ્યું. અંદર મૂકેલી સ્ટ્રોંગરૂમની ચાવી લેવા તેમણે ખાનામાં હાથ નાખ્યો.

પણ, આ શું ?

અંદર ચાવી નહોતી.

તેમનું હૃદય બેસી ગયું.

ગાત્રો શિથિલ થઈ ગયાં. મુખ ઉપર પ્રસ્વેદબિંદુઓ ફૂટી નીકળ્યાં. તે અનાયાસ જ પોતાની ખુરશીમાં ફસડાઈ પડ્યા. હૃદય બમણાં વેગે ધડકી રહ્યું હતું. અમંગળની કલ્પનાઓ ચોમેરથી તેમના મસ્તિષ્ક ઉપર આક્રમણ કરી રહી હતી.

શાખાના જે સ્ટ્રોંગરૂમની ચાવી ગુમ થઈ હતી તે સ્ટ્રોંગરૂમના તે જોઈન્ટ કસ્ટોડિયન હતા. બીજી ચાવી શાખાના કેશ ઓફિસર પાસે હતી. બંનેની ચાવીથી જ સ્ટ્રોંગરૂમ ખૂલે તેથી સ્ટ્રોંગરૂમમાં મૂકવામાં આવતી કેશ, ગ્રાહકોના સોનાના દાગીના, જે ગોલ્ડ લોનના બદલામાં ગ્રાહકોએ બેંકમાં જમા કરાવ્યા હતા, અને કિંમતી દસ્તાવેજો ઉપરાંત લોકર્સ પણ હતાં.

ખોવાયેલી ચાવીથી સ્ટ્રોંગરૂમ ખૂલે તેમ નહોતું તેથી સ્ટ્રોંગરૂમની સલામતીની ચિંતા નહોતી. ફિકર હતી તેમની સાબિત થનારી બેદરકારીની. મેનેજમેન્ટને જાણ કરવી ફરજિયાત હતું. મેનેજમેન્ટ દ્વારા કડક સજા થાય તે સત્ય સામે હતું.

અખિલેશભાઈએ ટેબલનાં તમામ ખાનાં ઉપરનીચે કરી નાંખ્યા. પોતાની કેબિનનો ખૂણેખૂણો ફંફોસી નાંખ્યો. ટોયલેટમાં સુદ્ધાં આંટો મારી આવ્યા. આખી શાખા તે અનેકવાર ખૂંદી વળ્યા. ચાવી ક્યાંય નહોતી. તે રડમસ ચહેરે પોતાની ખુરશીમાં બેઠા હતા. રાતના નવ વાગ્યા હતા.

અને અંતે તેમણે પોતાના કેશ ઓફિસરને શાખામાં બોલાવવાનું ઠરાવી દીધું. તેમની સાથે ચર્ચા કરીને રિજનલ મેનેજરને અવગત કરવાની તેમની નેમ હતી. કસોટીકાળનો પ્રારંભ થઈ ચૂક્યો હતો.

તેમણે પોતાના ઈષ્ટદેવને યાદ કર્યા. શ્રીકૃષ્ણને વારેવારે યાદ ન કરનાર અખિલેશભાઈ આર્દ્ર સ્વરે બોલ્યા, “ભગવાન, લાજ જવા બેઠી છે. હું તમારો પરમ ભક્ત નથી, મને આજે મદદ કરશો તો આજીવન તમારા ચરણોનો દાસ બની જઈશ.



મારી ચાવી શોધી આપો. બે કલાકથી ચાવી શોધવા મથી રહ્યો છું. નિષ્ફળ છું. મારી ચાવી મને શોધી આપો, પ્રભુ.''

પાંચ મિનિટ સુધી તે બંધ આંખો કરીને ભગવાનને યાદ કરતા રહ્યા. અચાનક તેમના મોબાઈલની રીંગ રણકી. તેમણે પેન્ટના ખીસામાં હાથ નાંખ્યો અને ચમત્કાર થયો.

મોબાઈલની સાથે ચાવી પણ હાથમાં આવી ગઈ. તે પળભર તો દિગ્મૂઢ થઈ ગયા. આ ખીસું જ નહોતું જોયું તેમણે કેમકે ભૂલથી પણ ચાવી તે ખીસામાં મૂકતા નહોતા. ઓફિસના કલાકો દરમિયાન તે ચાવી ટેબલના ખાનામાં મૂક્તા હતા. ઘરે જતી વખતે ચાવીને ઓફિસબેગમાં મૂકી દેતા. ઘરે જઈને ઓફિસબેગને તે ગોદરેજના કબાટમાં સંભાળીને મૂકી દેતા.

ચાવી તેમના હાથમાં હતી.

મોબાઈલની રિંગ રણકી રહ્યાનું અખિલેશભાઈને સંભળાઈ રહ્યું હતું. તેમણે મોબાઈલ કાને માંડ્યો. ફોન પત્નીનો હતો. તે ભાવાવેશમાં બોલી ઊઠ્યા, ''આનંદી, શ્રીકૃષ્ણ ભગવાને મને બચાવી લીધો. હા, શ્રીકૃષ્ણ આજે મારા તારણહાર બન્યાં છે.''

અને તેમણે સવિસ્તાર બધું કહી સંભળાવ્યું. તેમની આંખોમાં આંસુ હતાં. તે બોલ્યા, 'હવેથી ભગવાનના સંપૂર્ણ શરણે હું છું. કોઈને મારી આ બેદરકારીની જાણ ન થઈ અને મારી લાજ જતા રહી ગઈ. જય શ્રીકૃષ્ણ.'

''જય શ્રીકૃષ્ણ.'' આનંદીબહેને ભાવપૂર્વક ભગવાનનું નામ ઉચ્ચાર્યું.

અને તે ક્ષણેથી અખિલેશભાઈ અને આનંદીબહેન કૃષ્ણમય બની ગયાં. પછી તો માધવનો જન્મ એક મહિના બાદ થયો. જન્મ પહેલાં જ તેનું નામ પતિ-પત્નીએ વિચારી રાખ્યું હતું. માધવના જન્મ બાદ ઘરમાં સુખ-સમૃદ્ધિ વધી.



શાંતિએ જાણે નિવાસસ્થાનમાં કાયમી ધોરણે વસવાટ કરી લીધો. માધવમાં ભક્તિના સંસ્કારો અનાયાસ જ રોપાઈ ગયા.

દર વર્ષે બે વાર ભજન સંધ્યાનો કાર્યક્રમ પતિ-પત્ની ગોઠવતાં. તે બંને મધુરસ્વરોમાં ભજનો ગાતાં. માધવ પણ તેમની સાથે નાનપણથી ગાતો થઈ ગયો હતો.

આજની ભજન સંધ્યાનું આયોજન માધવની દસમી વર્ષગાંઠના ઉપલક્ષ્યમાં થયું હતું. ભજનસંધ્યા પૂરી થતાં સહુ વીખરાયાં. અખિલેશભાઈ પત્ની અને પુત્ર સાથે ઘરે આવ્યા. સહુ સોફામાં આરૂઢ થઈને નિરાંતને વાગોળી રહ્યાં હતાં.

માધવ અચાનક બોલી ઊઠ્યો, ''પપ્પા, મારે ઘણું બધું જાણવું છે, પુષ્ટિ માર્ગ વિષે.''

અખિલેશભાઈએ કહ્યું, ''ગુરુ વિના જ્ઞાન નહિ. હું તારા માટે એક ગુરુની શોધ આવતીકાલથી આરંભીશ. તેમના સાંનિધ્યમાં તારા જ્ઞાનનો વિકાસ થશે. તારી બધી જ શંકાઓનું સમાધાન થશે. બાદમાં, તું અમને જ્ઞાન પ્રદાન કરજે. બરાબરને ?''

માધવ સંતુષ્ટ દેખાતો હતો.

આનંદીબહેને હસતાં હસતાં કહ્યું, ''ભક્તિની સાથે સાથે અભ્યાસ ઉપર ધ્યાન રાખવાનું છે, હો. ભણતર આ યુગની અનિવાર્ય બાબત છે તે વીસરવાનું નથી.''

અખિલેશભાઈ પત્ની સાથે સહમત્ત હતા.

માધવની રુચિ દિન-પ્રતિદિન ઈશ્વરમય બનતી જઈ રહી હતી. તે ઊંડા વિચારોમાં ખોવાયેલો રહેતો. ધાર્મિક વાંચન ભરપૂર પ્રમાણમાં તે કરતો. હવેલીમાં નિત્ય દર્શનનો તેનો ક્રમ કદીય તૂટ્યો નહોતો. હવેલીના મહારાજશ્રી તેનાથી પ્રભાવિત હતા. તે માધવ સાથે મૈત્રીપૂર્ણ વ્યવહાર રાખતા. તેના પ્રશ્નોના ઉત્તરો મહારાજશ્રી સવિસ્તાર આપતા. માધવ પાસે પ્રશ્નોની ખાણ હતી. તે વિવિધ પ્રકારે આ પ્રશ્નોના હલ મેળવવા પ્રયત્નશીલ રહેતો.

માધવ બાર વર્ષનો થયો. તેના મુખ ઉપરનું તેજ જોઈને માતા-પિતા બેહદ પ્રસન્ન હતાં. ભણવામાં માધવ જરાપણ પાછળ નહોતો.મિત્રો સાથે સિનેમા જોવા તે અચૂક જતો. યુ.એસ.પીઝા તેને ખૂબ ભાવતા. સાથે સાથે તેની આધ્યાત્મિક્તાનો ગ્રાફ ઉપરને ઉપર જઈ રહ્યો હતો. તેની પરમને પામવાની વ્યાકૂળતા વધી રહી હતી.

માધવની ચૌદમી વર્ષગાંઠ હતી.

તેના મિત્રો ઘરે જ ડિનર માટે આવ્યા હતા. રાતના અગિયાર વાગ્યે સહુ ગયા. માતા-પિતાએ નોંધ્યું કે માધવ ખોવાયેલો લાગતો હતો. તેના મુખ ઉપર વ્યગ્રતાની રંગોળી



વેરવિખેર થઈને પડી હતી. જન્મદિવસનો આનંદ તેના મુખ ઉપરથી કોઈએ જાણે છીનવી લીધો હતો. આનંદીબહેન સોફા ઉપર બેઠેલા પુત્ર પાસે આવ્યાં. અખિલેશભાઈ બીજા સોફા ઉપર ગોઠવાયા.

"માધવ..."

"હાં..."

"ખુશ નથી તું." આનંદીબહેન પ્રેમાળ ભાસતાં હતાં.

અખિલેશભાઈ હળવું મુસ્કુરાયા. "આજે તારા માટે ગિફ્ટ નથી લાવી શક્યા તેથી તું દુઃખી લાગે છે. ખરુંને ?"

માધવ નિરૂત્તર હતો.

થોડી ક્ષણો બાદ તે બોલ્યો, "પપ્પા...મમ્મી... મારે મારા ગુરુને મળવું છે. મારે ઈશ્વરની સમીપ તેમના માધ્યમથી જવાની તીવ્ર ઈચ્છા છે. મને ગુરુ કેમ સાંપડી નથી રહ્યા ? કેમ...કેમ...કેમ..?"

અને તે રડી પડ્યો.

તેના માતા-પિતા હેબતાઈ ગયાં. માધવની ઈશ્વર સમીપ જવાની વિહવળતા, ગુરુ માટેનું ગાંડપણ આ તબક્કે બંનેને ડરાવી રહ્યું હતું. માધવ આ હદે પહોંચી જશે તે વાતની કલ્પના બંનેએ કરી જ નહોતી. શું કરવું તે તેમને સમજાઈ રહ્યું નહોતું.

માધવનું રૂદન અટકતાં તેણે તરડાયેલા સ્વરમાં કહ્યું, "મમ્મી, મારે ગુરુની શોધ કરવી જ પડશે. તે માટે મારે ગૃહત્યાગ કરવાની વેળા આવી ગઈ છે. મને રોકશો નહિં."

અને તે પોતાના ખંડમાં દોડીને જતો રહ્યો. અખિલેશભાઈ બાઘા બનીને પત્નીને તાકી રહ્યા હતા. આનંદીબહેન હતાશાના અંધકારમાં ખોવાઈ ગયાં હતાં. માધવ ગૃહત્યાગ કરશે તો શું થશે ? આ પ્રશ્ન બેઉ જણને પૂરી રીતે છળી રહ્યો હતો. પુત્ર આ પગલું નહિ ભરે તેમ મનને મનાવીને પતિ-પત્ની પોતાનાં ખંડમાં જતાં રહ્યાં. ઘાયલ માતા-પિતા સતત શ્રીકષ્ણનું સ્મરણ કરી રહ્યાં હતાં. ઊંઘ જોજનો દૂર જતી રહી હતી.

બીજે દિવસે ઘરમાં માધવ ન દેખાતા અખિલેશભાઈ તથા આનંદીબહેને ધારી જ લીધું કે માધવે ગૃહત્યાગ કરી જ દીધો હતો. તેને શોધવા બંનેએ શહેર આખું ખૂંદી નાખ્યું. માધવ ન મળ્યો. બેઉ જણ રડી પણ નહોતાં શકતાં ? ક્યાં હતો માધવ ?

માધવ હરિદ્વાર પહોંચી ગયો હતો. ગુરુને મેળવવા તે તલપાપડ બન્યો હતો. ઈશ્વરનાં દર્શન કરવાની તીવ્રતા પરાકાષ્ટા ઉપર હતી. તેને જ્ઞાન હતું જ કે સમર્થ ગુરુ જ ઈશ્વરનો સાક્ષાત્કાર કરવા શક્તિમાન હોય છે. એક સસ્તી ધર્મશાળામાં તે ઊતર્યો હતો. ત્યાં વિના મૂલ્ય ભોજનની વ્યવસ્થા હતી.

સૂર્યોદય પહેલાંના સમયગાળામાં તે ગંગા કિનારે ગુરુની શોધ અર્થે નીકળી પડ્યો. તેને વિશ્વાસ હતો કે તેને ગુરુ અહીં જ મળવાના હતા. માધવ એકધારી ગતિથી ચાલી રહ્યો હતો. તેની નજર કિનારા ઉપર બિરાજમાન એક ભગવાધારી અતિ વૃદ્ધ સાધુ ઉપર પડી. તે અનિમેષ નેત્રે નદીના પ્રવાહને નીરખી રહ્યા હતા. દૂર-સદૂર કોઈ જ નજરે પડી રહ્યું નહોતું.

માધવ સાધુ સમીપ પહોંચ્યો. પ્રભાવશાળી તેજસ્વી સાધુએ માધવને પગથી માથા સુધી નીરખ્યો. માધવની દૃષ્ટિ સાધુ ઉપર મંડાયેલી હતી. સાધુ આછેરું હસ્યા. તેમના હાસ્યમાં નિર્મળતા હતી... એક બાળક સમાન નિર્દોષતા હતી. માધવનો સંઘરાયેલો સંકોચ દૂર થયો. તેણે બંને હાથ જોડીને સાધુને વંદન કર્યાં.

સાધુએ તેને પોતાની પાસે બેસવા માટે ઈશારો કર્યો. માધવ ખૂબ જ અદબથી સાધુ સન્મુખ ગોઠવાઈ ગયો. તેની પીઠ ગંગાના પ્રવાહ તરફ હતી. તેના કાન સાધુનો સ્વર સાંભળવા આતુર બન્યાં હતા. સાધુના તેજસ્વી મુખારવિંદે તેની ગુરુને પ્રાપ્ત કરવાની તાલાવેલીને નવું બળ પૂરું પાડ્યું હતું. આ જ વ્યક્તિ તેના અને ઈશ્વર વચ્ચેની કડી સાબિત થવાની હતી તેમ તેનું અંતરમન કહી રહ્યું હતું.

"જય શ્રી કૃષ્ણ." સાધુએ મીઠાશને જાણે વહેતી કરી.

માધવનું હૃદય આનંદથી ઊછળી પડ્યું.

શ્રીકૃષ્ણ જ તેને માટે સર્વસ્વ હતા અને સાધુની જીભે તેમનું જ નામ આવ્યું હતું. માધવે હાથ જોડીને પ્રત્યુત્તરમાં "જય શ્રીકૃષ્ણ" દબાયેલા સ્વરમાં કહ્યું. સાધુએ તેના મસ્તક ઉપર હાથ મૂક્યો. એક અનેરો હકારાત્મક પ્રવાહ તેના શરીરમાંથી પસાર થઈ ગયો.

"અમદાવાદનો છે તું...!" ખરું ને ?" સાધુ હસ્યા.

"હા..." માધવ આગળ બોલી ન શક્યો.

સાધુ અંતર્યામી હતા તેવી પ્રતીતિ માધવને થઈ. વળી, તે શુદ્ધ ગુજરાતીમાં બોલ્યા હતા. માધવના મનમાં બેસી ગયું કે તેને તેના પરમ ગુરુ સાંપડી ચૂક્યા હતા. તે હર્ષોન્મુક્ત થઈને અહોભાવથી સાધુના દર્શનમાં ડૂબી ગયો. તેના હૃદયની ગતિ તેજ બની હતી.

"ગુરુને શોધવા આવ્યો છે, તું ?"

"હા."

"ગુરુની સાથે રહેવું લોઢાના ચણા ચાવવા સમાન છે."

"જાણું છું." માધવના સ્વરમાં મક્કમતા હતી.

"ગુરુ કાળી મજૂરી કરાવશે. તનતોડ સેવા લેશે."

"મને મંજૂર છે."

"તને લોકો ગુરુનો શિષ્ય નહિ, તેમનો નોકર ગણશે."

"તો... શું થયું...!" માધવ નમતું જોખવા તૈયાર નહોતો.

સાધુ શાંત સ્વરમાં બોલ્યા, "આટલું બધું કર્યા છતાં ગુરુ તને ઈશ્વર સમીપ નહિ લઈ જાય."

માધવ ચોંકી ગયો. "આ વાત માનવા હું તૈયાર નથી."

સાધુની નજર ધસમસતા ગંગાના પ્રવાહ ઉપર હતી. તે શાંત ચિત્તે કશુંક વિચારી રહ્યા હતા. અચાનક તે હસી પડ્યા. તેમની નજર માધવને માપી રહી હતી. માધવ ગૂંચવણભરી પરિસ્થિતિમાં મૂકાઈ ચૂક્યો હતો.

સાધુએ માધવના ખભા ઉપર પોતાના બંને હાથ ટેકવ્યા. બાદમાં તે ઊભા થઈ ગયા. માધવ પણ ઊભો થઈ ગયો. સાધુ કિનારે-કિનારે ચાલવા માંડ્યા. માધવ દોડીને તેમની સાથે થઈ ગયો.

સાધુ ગંભીર દેખાતા હતા."માધવ...બેટા...મારી ઉંમર અત્યારે નેવું વર્ષની છે. આજથી બરાબર આઠ દસકા પહેલાં હું પણ હરિના રંગે રંગાઈને ગુરુની તલાશમાં આ સ્થાને આવ્યો હતો. મારે શ્રી હરિનાં દર્શન ગુરુના માધ્યમથી કરવાં હતાં. મેં ગુરુની શોધ આરંભી. એક વર્ષમાં મને ચાર ગુરુ મળ્યા." સાધુ ચાલતા ચાલતા અટકી ગયા.

માધવ પણ થંભ્યો. સાધુ મુસ્કુરાયા. "મને મળેલા તમામ ગુરુ અતિ જ્ઞાની હતા. શાસ્ત્રોના ઊંડા અભ્યાસી હતા. પણ..."

"પણ..શું ?" માધવની અધિરાઈ બહાર આવી ગઈ.

"કોઈ જ ગુરુમાં ઈશ્વરનો સાક્ષાત્કાર કરાવવાની ક્ષમતા નહોતી. બધાની મેં ખૂબ જ સેવા કરી, પણ.. મને ઈશ્વર ન મળ્યા. એ બધા જ મારી જેમ ઈશ્વર દર્શનના તરસ્યા હતા. હું નિરાશ થઈ ગયો. પરત અમદાવાદ જવાનું ઠરાવી લીધું. હરિદ્વાર છોડવાની આગલી સાંજે હું આ કિનારા ઉપર જ નિરાશ થઈને બેઠો હતો." સાધુ શ્વાસ લેવા રોકાયા.

થોડી ક્ષણો બાદ ચાલવાની ઝડપ વધારતાં તે બોલ્યા, "અચાનક મારી પાસે એક મહાત્મા આવીને બેસી ગયા. તે વૃદ્ધ હતા. તેમનું વિશાળ કપાળ તે જ્ઞાની હોવાની સાબિતી પૂરું પાડતું હતું. મારી પાસે તે પાંચ જ મિનિટ રોકાયા. આ પાંચ મિનિટમાં તે મને અમૂલ્ય જ્ઞાન આપીને ગયા."

સાધુ મૌન અવસ્થામાં આગળ ચાલી રહ્યા હતા. માધવ ઉતાવળા બનીને પૂછ્યું, "શું કહ્યું એ મહાત્માએ ?"

"કળિયુગમાં સાચા ગુરુની શોધ તે એક મિથ્યા પ્રયાસ છે. ગુરુની જ આવશ્યકતા હોય તો સ્વયં પરમાત્મા શ્રીકૃષ્ણને પોતાના ગુરુ બનાવી દેવા. શ્રીકૃષ્ણ તો જગત ગુરુ છે. બીજી વાત, સંસાર છોડીને શ્રીકૃષ્ણને પ્રાપ્ત કરવાની જરૂર નથી. સંસારની ફરજો બજાવીને સતત ઈશ્વરની સમીપ રહેવામાં જ જીવનની સાર્થકતા છે. મારા કૂમળા મન ઉપર તેમની વાણીની ઊંડી અસર થઈ. હું પરત અમદાવાદ આવી ગયો. ખૂબ ભણ્યો. સફળ સર્જન થયો. મારા સમગ્ર જીવન દરમિયાન હું સતત શ્રીકૃષ્ણના સાંનિધ્યમાં રહ્યો. તે મારી આસપાસ છે તેવી અનુભૂતિઓ મને દરરોજ થાય છે. તે જ મારા ઈશ્વર છે. મારા ગુરુ છે. તારે તેમને જ તારા ગુરુપદે સ્થાપવાના છે. અહીં-તહીં ભટકતો નહિ... દીકરા. તું પરત અમદાવાદ જતો રહે. તને હું હવેલીમાં મળીશ. હું ત્યાં દરરોજ જાઉં છું. તને જોઉં છું. મહારાજશ્રી તારાં ખૂબ જ વખાણ કરે છે. મારું સંયુક્ત કુટુંબ ખૂબ સુખી છે શ્રીકૃષ્ણની કૃપાથી. વર્ષમાં એકવાર એક માસ માટે હું અહીં એકલો આવું છું. ભગવાં વસ્ત્રો ધારણ કરીને આધ્યાત્મિકતામય વાતાવરણનો આનંદ ઊઠાવું છું. તારી ઉપર શ્રીકૃષ્ણની કૃપા જરૂર છે તેથી જ તારો અને મારો ભેટો અહીં થયો છે. આ ચમત્કાર કહેવાય, માધવ."

માધવ સાધુના ચરણમાં પડી ગયો. તેને નવી દૃષ્ટિ એક આધુનિક સાધુ દ્વારા સાંપડી હતી.

---

*૨, "વૃંદાવન" સ્ટેટ બેંક સોસાયટી,*
*ભાવસાર હોસ્ટેલ પાસે, નવાવાડજ,*
*અમદાવાદ-૩૮૦૦૧૩*
*મો. ૯૮૨૫૯૧૨૩૧૭*





# રૂપાળું મકાન

*– માવજી મહેશ્વરી*

**ભાઈ** જોશી, ખાસ્સો ખર્ચો કર્યો છે હેં. વાહ ! મકાન બહુ જ સરસ છે. તારું આયોજન એટલે કહેવું પડે બાકી. મને બહુ ગમ્યુ જોશી. તારી જિંદગી જોઈને સંતોષ થયો હોં.

મકાનને જોઈ રહેલા ગોપાલ ઠક્કરે કહ્યું.

''અરે ! કંઈ નથી ભાઈ. સરકારી નોકરથી થઈ થઈને કેટલું થાય. ઠીક છે. આમ તેમ કરીને બનાવી નાંખ્યું.''

''પણ ઠક્કર તું ઘણા વર્ષે આવ્યો હોં. અરે ક્યાંય રસ્તામાં, બગીચામાં કે કોઈના પ્રસંગમાં પણ નથી મળતો. કેમ ચાલે છે જિંદગી ?''

હરિલાલ જોશીએ તેના જૂના મિત્ર ગોપાલનો હાથ પકડતા કહ્યું. બેય જણ હજુ ઘરના આંગણાંમાં જ ઊભા હતા.

બસ, ચલતી કા નામ ગાડી. ''જોને વાત વાતમાં સાઈઠ વર્ષ નીકળી ગયાં. હજુ હમણાં તો આપણે સૌ કાકુશેઠની ડેલીમાં રહેતા હતા. તું સાઈકલ લઈને નોકરી જતો. આવીને રોજ સાઈકલ સાફ કરતો. હું વહેલો વહેલો દુકાને ચાલ્યો જતો. એ ડેલીમાં અવારનવાર લાઈટ ચાલી જતી. આપણે અંધારામાં બહાર ખુરશી નાખીને બેસી રહેતા. તારો લાલો તે વખતે તારા ખોળામાં જ સૂઈ જતો.''

''અરે ! ઠકકર એ દિવસો કંઈ ભુલાતા હશે ! મને બધું જ યાદ છે. આપણાં સુખના દિવસો હતા. ન તારી પાસે કંઈ હતું. ન મારી પાસે. દિવાળી સમયે એકબીજાના વધેલા કળી ચૂનાથી દીવાલો રંગતા. એ ડેલીમાં આઠેક પરિવાર હતા. પેલો હીરજી, જે પગે લંઘાતો. તેની ચંપલ ઢસડાતી. ચાર પાંચ કૂતરાં એની પાછળ પાછળ ફર્યા કરતાં. એ હીરજી તો ભાઈ હવે મોટો બિલ્ડર બની ગયો છે. એના છોકરાઓ જમીનના ધંધામાં કરોડો કમાય છે. હીરજી પણ કારમાં ફરે છે.''

હા, હીરજીને કૂતરા પાળવાનો શોખ હતો. હજુય કૂતરાનો શોખ એવો જ છે. તે વખતે ફળિયાના ગંદા કૂતરાને લઈ ફરતો. હવે એ જાતવાન કૂતરાને ગાડીમાં ફેરવે છે. નસીબની બલિહારી છે, ભાઈ.''

''ઠક્કર ભેંણ્યા દિવસો પાણીના રેલાની જેમ ચાલ્યા ગયા હોં. ચાલ ઉપર બેસીએ. તું ઘણા વખતે આવ્યો છો. આજે ભજિયાં ખાઈએ. તને યાદ છે તે વખતે વરસાદ પડતો ત્યારે આપણે બસ સ્ટેશને રાયધણના ભજિયાં ખાવા જતા ?''

''હા, યાર રાયધણ તો બિચારો મરી ગયો. એના છોકરાએ ફરસાણની મોટી દુકાન કરી છે.''

''હેં રાયધણ મરી ગયો ? ક્યારે ? હરિલાલ જોશી ગોપાલ ઠક્કરને જોઈ રહ્યો.''

''લે ! એને તો પાંચેક વર્ષ થયાં. અરે ! રાયધણ જ નહીં. આપણી હેડીના કેટલાય ઉપર પહોંચી ગયા. ગામેય જોને ક્યાંથી ક્યાં પહોંચી ગયું છે. તારું આ મકાન છે ત્યાં નકરી ઝાડી હતી. દિવસેય આ બાજુ આવતાં બીક લાગતી. આજે તો જ્યાં જુઓ ત્યાં સોસાયટી. શી ખબર વસ્તી વધે છે કે નકરાં મકાન જ વધે છે! પહેલાં માણસો સાંકડ મોકડ ભેગા રહેવામાં માનતાં. હવે તો બે પૈસા થ્યા નથી કે મકાન લઈને જુદા રહેવા ગ્યા નથી. બાપ એક જગ્યાએ, દીકરો બીજી જગ્યાએ. કેવું થઈ ગયું છે, નહીં ?

હરિલાલ જોશી એકધારું બોલ્યે જતા પોતાના ભાઈબંધને જોઈ રહ્યો. તેણે મકાનની સીડીને તાકી રહેતાં ગોપાલ ઠક્કરને કહ્યું.

''ચાલ, ઠક્કર ઉપર હવામાં બેસીએ.''

બેય જણ ઉપરના માળે ગયા. બે રૂમ રસોડાવાળા મકાન ઉપર એટલું જ બાંધકામ કરેલું હતું. આખાય ઘરમાં ક્યાંય લિસોટો પણ પડ્યો ન હતો. કલર તાજો દેખાતો હતો. ફર્નિચર પણ નવું હતું. બારીઓને લગાવેલા પરદાને કારણે ઓરડા શોભતા હતા. નીચેની છતને આગળ તરફ ખેંચીને ત્યાં એક હિંચકો મુકાવેલો હતો. એ હિંચકા પર બેસીને ગામની આથમણી દિશામાં ટેકરીઓ જોઈ શકાતી. પણ ઉપરના રૂમમાં બે ત્રણ દિવસથી કોઈ આવ્યું હોય એવું લાગતું ન હતું. ટાઈલ્સ ઉપર આછી રજ દેખાતી હતી.

ગોપાલ ઠક્કર તેની નેણ ઊંચા કરીને જોવાની ટેવ પ્રમાણે એક એક વસ્તુને જોઈ રહ્યો હતો. તેણે વિચાર્યું, જોશીએ પ્લાનિંગથી કામ કરાવ્યું છે. આમ તો એ હંમેશા બધું પ્લાનિંગથી કરવાવાળો માણસ છે. એનો પ્લાન પાછો કદી ખોટો પડ્યો નથી.

વાત કંઈક ખરી પણ હતી. ગોપાલ ઠક્કરનો મિત્ર જોશી એટલે કે મકાનના ગેઈટ પર લાગેલી નેઈમ પ્લેટ મુજબ હરિલાલ કે. જોશીએ બધું આયોજનપૂર્વક જ કર્યું હતું. એક છોકરો અને એક છોકરી બે જ સંતાનો. બેય પરણી ગયાં હતાં. ટેલિફોન ખાતાની નાનકડી નોકરી દરમિયાન હરિલાલ જોશીએ એક એક પૈસો બચાવ્યો હતો. ભવિષ્યના સુખ માટે જલ્સા કરવાની ક્ષણો જતી કરી હતી. એમને ખબર હતી કે પગાર સિવાય ક્યાંયથી પૈસો આવવાનો નથી. રિટાયરમેન્ટ વખતે પોતાની પાસે કેટલું હશે અને કેટલું હોઈ શકે એવી ગણતરીઓ તેમણે વહેલી માંડી હતી. એમણે ધાર્યું હતું તેના કરતાં કેટલાક કામો વહેલાં પૂરાં થઈ ગયાં. સોસાયટીમાં મકાન લીધું ત્યારે મકાનો સસ્તાં હતાં. લેવાઈ ગયું. છોકરીનાં લગ્ન થયાં. છોકરાંની ઈચ્છા મુજબ એનાં લગ્ન પહેલાં ઉપર માળ ચડાવ્યો. છોકરાએ મકાનમાં જે જે સગવડો માગી એ પૂરી કરાવી. આખરે છોકરાને પણ રંગે ચંગે પરણાવ્યો.



એમની ગરીબી કાળનો એમનો મિત્ર ગોપાલ ઠક્કર મકાનને અહોભાવથી જોઈ રહ્યો હતો. ગોપાલ ઠક્કરને ખબર હતી કે આ જોશી અને પોતે જ્યારે કાકુ શેઠની ડેલીમાં રહેતા ત્યારે મિલકતના નામે એમની પાસે માત્ર સપનાં હતાં. ગોપાલ ઠક્કર પાસે પણ પોતાનું ઘર છે. દુકાન છે. સંપત્તિ છે. હરિલાલ જોશીએ ગોપાલને કદીય ગોપાલ કહ્યો નથી. તેણે હંમેશા ઠક્કર કહીને જ બોલાવ્યો છે. એટલે ગોપાલને આ સંબોધન આજે ઘણા સમયે સાંભળવા મળ્યું છે.

''બેસ, ઠક્કર. હિંચકા પર બેસ. હું જરા નીચે જઈને તારી ભાભીને ભજિયાંનું કહી આવું. નહિંતર એ પોતાના ભગવાનની સેવા કરવામાં મનેય ભૂલી જશે.'' હરિલાલ જોશી નીચે ગયો અને પાણીનો કળશિયો ભરીને ઉપર આવ્યો.

આકાશમાં નારંગી રંગ ફેલાયો હતો. એ અંધારા પહેલાંનું તેજ હતું. બેય મિત્રો એકબીજા સામે જોતા હિંચકા ઉપર બેઠા હતા. બંનેના ચહેરા પર ઊતરતી અવસ્થાની રેખાઓ સ્પષ્ટ વંચાતી હતી. હિંચકો ધીમે ધીમે આગળ પાછળ થતો હતો. વાતો કરતાં કરતાં અચાનક ગોપાલ ચૂપ થઈ ગયો. તેણે શ્યામલ થતી જતી ટેકરીઓને જોયા કર્યું. તેની આંખોમાં કોઈ અકથ્ય વેદના વંચાતી હતી. હરિલાલ જોશીએ ગોપાલનું મન વાંચવાનો પ્રયત્ન કર્યો. જોકે તેને ખબર હતી કે ગોપાલ એક મોટી પીડા સાથે જીવી રહ્યો છે. બેય વચ્ચે ઘણા સમય પહેલાં આ બાબતે ચર્ચા થઈ હતી. હરિલાલ જોશીને આમ તો બધી જ ખબર હતી તે છતાં તેણે ગોપાલને પૂછ્યું.

''ગોપાલ, તે પછી કંઈ ? મતલબ કે...''

હરિલાલ જોશી પાસે શબ્દો ખૂટી પડે છે. કઈ રીતે પૂછવું તે સમજાતું નથી.

ગોપાલ હરિલાલ સામે જોઈ રહે છે. એના અડીખમ ચહેરાને કોઈ તાજી બ્લેડનો છરકો થયો હોય એવી પીડાની લીટી દેખાય છે. ગોપાલને ખબર છે કે પોતે નહીં કહે તોય સામે બેઠો છે તે જૂનો મિત્ર છે. તે બધાં રહસ્યો જાણે છે. ગોપાલ પોતાની વધી ગયેલી દાઢી પર હાથ ફેરવે છે. જરા અચકાતા કહે છે.

''જોશી, તારાથી છાનું કશું જ નથી. ભલે આપણે ઘણાં વર્ષો પછી મળ્યા છીએ. યાર, હવે હું થાક્યો છું. ઉંમરના કે પછી બીજા કોઈ કારણે મને ક્યારેક ભય લાગે છે. એકલું લાગે છે. મેં બધા ઉપાયો અજમાવ્યા. કોઈ પરિણામ ન આવ્યું. આખરે થાકી હારીને બેસી ગયો. તારી ભાભીને તો તું ઓળખે છે. તેણે એક જ જિદ્દ પકડી રાખી. બીજાનું લોહી ન જોઈએ, હોય તો આપણું હોય. તને શું કહું યાર. તેણે તો મને એમેય કહેલું કે તમે બીજાં લગ્ન કરી લો. પેટ ભલે મારું નહીં હોય. લોહી તો તમારું જ હશે ને ! જોશી, તારી ભાભી જેવી ગુણિયલ સ્ત્રી ઉપર છોકરા સારુ થઈને બીજી સ્ત્રી લાવું તો મને પાપ લાગે. યુવાની હતી ત્યારે કોઈ ચિંતા ન હતી. અરે પચાસ પાર કર્યાં ત્યાં સુધી કોઈ વિચાર જ નહોતો આવેલો. પણ હવે રહી રહીને થાય છે કે મારી દુકાન, મકાન, પૈસો એ આખરે કોના માટે ? મેં અત્યાર લગી કેટલાંય કાળાં ધોળાં કર્યાં એ બધું કોના માટે કર્યું ? યાર, આ બધું ભેગું કરવામાં જિંદગી નીકળી ગઈ. ભાઈના દીકરાને ખોળે લેવાની વાત પણ તારી ભાભીએ માન્ય ન રાખી. એની એક જ વાત, હોય તો આપણું પોતાનું હોય, આપણા હાડમાંસમાંથી બનેલું હોય. જ્યારે એને કહ્યું કે તો આ બધું કોના માટે ? તને ખબર છે, તારી ભાભીએ શું કહ્યું ? એણે કહ્યું કે આ બધું દાન કરી આપણે બેય હરિદ્વાર ચાલ્યા જશું.''

ગોપાલ જરા અટક્યો. તેને ભાવુક થતાં આવડતું ન હતું. ગળું ખોંખારી તે ફરી બોલ્યો.

''જોશી, યુવાન છોકરાઓ વચ્ચે બેઠેલા બાપને કે બગીચામાં પોતાના પોતરાઓને રમાડવા આવતા પુરુષોને જોઉં છું ત્યારે અવતાર એળે ગયો લાગે છે. શરીરે અત્યાર સુધી તો સાથ દીધો છે. આગળ જતાં શી ખબર શું થશે. પણ જોશી, તું નસીબદાર છો. તારું બધું જ બરોબર ચાલ્યું છે. તારી જિંદગી સફળ થઈ ગઈ યાર. અરે ! પણ તારો લાલો કે એની વહુ કેમ દેખાતાં નથી ? ફરવા ગયાં છે ક્યાંય ?

હરિલાલ જોશી માથું નીચું કરી ગોપાલની વાત સાંભળી રહ્યો હતો. ગોપાલની વાત પૂરી થઈ છતાંય તેણે માથું ઊંચું ન કર્યું. ગોપાલને નવાઈ લાગી. તેણે ટેવ મુજબ મશ્કરી કરી.

''અરે જોશી, સૂઈ ગયો કે શું ? માથું કેમ નીચું કરીને બેઠો છો ?''

હરિલાલ જોશીએ તે છતાં માથું ઊંચું ન કર્યું. ગોપાલે કંઈક શંકાથી હરિલાલ જોશીને ખભે હાથ મુક્યો. હરિલાલે માથું ઊંચું કર્યું. તેની આંખો ભીની હતી. આંસુ ટપકી પડવાની રાહ જોઈ રહ્યાં હતાં. ગોપાલને નવાઈ લાગી. તેણે હરિલાલનો ખભો દાબતાં કહ્યું ''અરે જોશી ! નવાઈ લાગે છે યાર. તું તો તારો બાપ ગયો ત્યારેય રડ્યો ન હતો. આજે કેમ તારી આંખો ભીની થઈ ગઈ ? મારું દુઃખ સાંભળીને ?''

હરિલાલ જોશીએ ચશ્મા ઉતારીને આંખો લુછી નાંખી - જરા હસી દેતાં કહ્યું,

''ગોપાલ, તું સુખી છો ભાઈ. અને નસીબદાર પણ છો કે બધુંય મૂકીને હરિદ્વાર તો ચાલ્યો જઈશ. હું તો એમેય કરી નહીં શકું. તારે સંતાન નથી અને મારે સંતાન છે, એટલું જ. જવા દે ભાઈ ! મને આપણા કાકુશેઠની ડેલીવાળા દિવસો યાદ આવે છે. એમ થાય છે ફરી ત્યાં રહેવા ચાલ્યો જાઉં.

ગોપાલ આંખો પહોળી કરી પોતાના મિત્ર જોશીને જોયા કરે છે. હિંચકો સ્થિર થઈ ગયો છે. અંધારું ઢળી ગયું છે. બેયમાંથી એકેયને લાઈટ ચાલુ કરવાનું સૂઝતું નથી.

---

*'સારંગ,' ૧૯૯/૬, મહાદેવનગર,*
*અંજાર-કચ્છ-૩૭૦૧૧૦*
*મો. ૯૮૨૫૭૨૫૫૯૬*



# હોડી

– ડૉ. સુરમ્યા જોષી

**આ**સ્થા હસે ત્યારે ફૂલ ખરે અને બોલે ત્યારે ઘંટડી જેવો અવાજ ! આસ્થા વિશે અર્ણવ આવું કહે. તેનાં મિત્રો તો આ અને આવાં અનેક કાવ્યાત્મક વખાણ સાંભળી સાંભળીને થાકી ગયેલા.

એક વાર આસ્થાને મોઢે જ કહી દેને ભાઇ! અમારે કેટલી વાર સાંભળવાનુ છે?' કહેતાં સરૂપ તો એને ચીઢવતો પણ, અને માયા તો એમ પણ કહેતી કે 'અમે બધાં તને પ્રોટેકટ કરતાં ઊભા રહીશું, બસ તું એક વાર આસ્થાને તારા દિલની વાત કહી નાંખ ! પણ અર્ણવની હિંમત ન ચાલતી તે ન જ ચાલતી.

આસ્થા, અર્ણવ, સરૂપ, માયા અને વરદ બધાં મિત્રો. આ સિવાય બીજાં પણ કેટલાંક મિત્રો ખરાં પણ આ પાંચ જણાંની પાક્કી દોસ્તી. સ્કૂલમાં હતાં ત્યારે બધાં સાથે ટ્યૂશને જતાં, પછી એન્જિનિયરિંગ કોલેજમાં પણ એ સાથ ટકી રહ્યો. પાંચેય જણ એકમેકને ઘેર પણ આવે જાય. દરેકને દરેકનાં કુટુંબીજનો ઓળખે. વારે તહેવારે, સારા-માઠા પ્રસંગે એકબીજાને ઘેર તેઓની હાજરી હોય જ. તેમાંય અર્ણવને આસ્થા પહેલેથી જ બહુ ગમે. ઘણી વખત અર્ણવ કોઇ વાતમાં બેધ્યાન હોય તો આસ્થા ઊકળે, ચિઢાય અને અર્ણવને ખખડાવીય નાંખે, પણ તોય અર્ણવને સ્હેજેય ખોટું ના લાગે, હોં! આસ્થાનું અકળાયેલું મ્હોં જોવાનું તો એને ખૂબ ગમે. પણ આમ એ સીધો. કદી જાણી જોઇને તે આસ્થા અકળાય તેવું કરે નહીં પણ જો એવી કોઇ બાબત બને અને આસ્થાના ચહેરા ઉપર રોષ આવે તો એ દિવસે અર્ણવને મીઠ્ઠી મઝાની નિંદર આવે...

પાંચેય મિત્રોના હરવા ફરવાના સુંદર દિવસો પસાર થતા ગયા. અભ્યાસનું છેલ્લું વર્ષ પૂરું થવા આવ્યું. અર્ણવને અને વરદને પ્લેસમેંટમાં નોકરી મળી ગઇ તે લઇ લીધી. પરીક્ષાઓ પૂરી થઇ ગઇ, પરિણામો પણ જાહેર થઇ ગયાં. બધાંની સફળતાનો ઊમંગ છવાયો પણ અર્ણવે અને વરદે હવે બહારગામ નોકરીમાં જોડાઇ જવાનું હતું. પાંચેયના મનમાં બસ આ એક જ વાતે દુઃખ હતું કે હવે આ મઝાનો સમય ફરી નથી આવવાનો, અને અર્ણવને વળી વિશેષ...

અરે હા.. આસ્થાનો ખાસ પરિચય નથી થયો, કેમ! મઝાની છોકરી. શાંતિપ્રિય પ્રકૃતિ. તેને બહુ બકબક કરવુંય ના ગમે અને સાંભળવુંય ના ગમે. કુટુંબ વત્સલ સ્વભાવ. તેનાં ઘરમાં તેનાં મમ્મી, પપ્પા અને ભાઇ. થોડાં વર્ષો પહેલાં સુધી તો દાદા -દાદી પણ હતાં. તેથી આસ્થાને તો ખૂબ મઝા જ મઝા. દાદા-દાદીની વિદાય પછી આસ્થાને બહુ ખોટ સાલતી અને ઘણી વખત ઉદાસ થઇ જતી. પણ આ મિત્રો એને સંભાળી લેતાં અને ખાસ તો અર્ણવ એને ખૂબ સાચવતો. હવે આટલાં બધાં વર્ષોની દોસ્તી પછી છૂટા પડવાનું આવ્યું ત્યારે આસ્થાનેય મનમાં દુઃખ થવા માંડ્યુ અને કોણ જાણે કેમ, રહી રહીને એ અર્ણવ વિશે જ વિચારતી કે હવે તો એ દૂર ચાલ્યો જવાનો.

આમ જયારે સહુ જુદા જુદા માર્ગે ભાવિમાં આગળ વધવાનાં હતાં ત્યારે માયાને વિચાર આવ્યો કે આપણે બધાં એક દિવસ માટે સરસ પિકનિક ઉપર જઇએ ! અરે વાહ! બધાંએ તરત જ પ્રસ્તાવ સ્વીકારી લીધો અને બીજા જ દિવસે નદી કિનારે મઢૂલી ખાતે પોંક ખાવા જવાનું નક્કી થયું. આસ્થાને આનંદ થયો કે અર્ણવના જતાં પહેલાં થોડો સમય શાંતિથી તેને મળાશે. માયા, વરદ અને સરૂપે તો અર્ણવને કહી જ દીધેલું કે,'આ બધો ખાસ તારે માટેનો પ્રોગ્રામ છે. આસ્થાને દિલની વાત કહી નાંખજે. પછી કયારે કહીશ?' પણ અર્ણવે તો ચોખ્ખી ના જ પાડી..'ના ભાઇ, મારી હિંમત નહીં ચાલે. આ તો આસ્થા છે. એને ખરાબ લાગી જાય અને મારી સાથે દોસ્તી તોડી નાંખે તો? મને આપણા પાંચેયની દોસ્તી વિના નહીં ચાલે.' પણ એના મનમાં ને દિલમાં પાછું એમ પણ ખરું કે, 'આસ્થા સુધી મારા દિલની વાત પહોંચી જાય અને એને પણ એ વાત મંજૂર હોય તો!'

પિકનિક જતી વખતે પાંચેય જણાએ ઘેર ઘણું મનાવ્યા કે મોટર સાઇકલ ઉપર ત્રણ અને બે એમ બેસીને જઇએ પણ બધાંને ઘેરથી ના જ સાંભળવા મળી. આખરે કારમાં જવાની પરમિશન મળી અને આસ્થાની કારમાં મિત્રમંડળ પિકનિક જવા ઉપડ્યું.

હસતાં, ધમાલ કરતાં પાંચેય જણ મઢૂલી પહોંચ્યા, પોંક ખાધો પછી નદીને કિનારે રેતીમાં બેઠાં. નદીનો પટ ખાસ્સો પહોળો હતો. કિનારે રેતી પણ સરસ લીસ્સી અને ઠંડી હતી. અહીં ઘણા પર્યટકો આવતાં. નદીમાં હોડીઓની આવજા રહેતી. બે હોડી નદીમાં જમણેથી આવીને ડાબી તરફ જઇ



રહી હતી. બન્નેમાં સાતસાત સહેલાણીઓ બેઠેલાં હતાં અને નાવિક હલેસાં મારીને નાવ ચલાવતો હતો. બીજી બે હોડી સ્હેજ આગળ લાંગરેલી હતી. આ શહેરનાં છોકરાંઓને તો આ બધું જોવાની બહુ મઝા પડી ગઇ. નદીના પહોળા પટને પેલે પાર દૂર દૂર સામો કિનારો દેખાતો હતો. ત્યાં કિનારાને અડીને જ ઊંચી ટેકરીઓ અને ગીચ ઝાડી હતી. ત્યાં કોઇ હોડી દેખાતી નહોતી. બધો જ નૌકાવ્યવહાર આ કાંઠે જ હતો તે સ્પષ્ટ જણાતું હતું.

આ તરફ સ્હેજ આગળ આવતાં જ જે પગથિયાં ઊતરીને રેતીમાં આવી જવાતું હતું. તેની બાજુમાં એક તરફ નાનકડી ટેકરી હતી જેને અઢેલીને રેતીમાં પગ લાંબા કરીને બેસાય. આસ્થાને આ જગ્યા બહુ ગમી ગઇ અને એ તો ત્યાં ગોઠવાઇ ગઇ. પણ વરદ, સરૂપ અને માયાને ચ્હા પીવાનું મન થયું એટલે અર્ણવ અને આસ્થાને ત્યાં જ રાખીને એ ત્રણેય મિત્રો ચ્હા પીવા જાય અને આ બન્ને માટે લેતાં આવે તેમ નક્કી થયું. અર્ણવ આસ્થાની સાથે રેતીમાં બેઠો.

નદીનું સ્થિર પાણી જોતાં જોતાં બેય જણ ચૂપચાપ બેઠાં હતાં. આસ્થા તો આમ પણ ઝાઝું બોલતી નહીં, અને અર્ણવને જે બોલવું હતું તેને માટે એને શબ્દો નહોતા જડતા. હવાની શીતળ લહેરો ચહેરા પર પડતાં જ આસ્થાને ઝોકું આવવા માંડ્યુ. નાનકડી ટેકરી પર એક આડા ખડકનો ટેકો તો હતો જ. વળી તેમાં એક ખાંચો પડતો હતો ત્યાં હાથ ગોઠવીને તેની ઊપર માથું ટેકવીને બેઠાં બેઠાં સ્હેજ પડખું ફરીને આસ્થા ઝોકે ચઢી ગઇ અને તરત જ ઊંઘમાં સરી પડી. વિચારોમાં ખોવાયેલા અર્ણવને ખ્યાલ નહીં કે આસ્થા ઊંઘી ગઇ છે.

'મને જરા મદદ કરશો?'જતી આવતી હોડીઓને જોવામાં પરોવાયેલા અર્ણવના કાને અચાનક આ શબ્દો પડતાં જ તેણે તે તરફ જોયું. સામે એક ઊંચી, સાધારણ ભારે શરીરવાળી, સાડી પહેરેલી, પચાસ પંચાવન વર્ષની આસપાસની મહિલા ઊભી હતી. અર્ણવે તેની તરફ જોયું કે તરત જ તેણે સ્મિત કર્યું, 'મને જરા મદદ કરશો?' ફરી એ જ શબ્દો દોહરાવ્યા. પછી નદી તરફ જોઇને ઊમેર્યું, 'પેલી હોડી દેખાય છે? લાલભૂરા પટ્ટાવાળી? તેમાં મારે સામે પાર જવાનું છે. પણ હોડીવાળો હોડીમાં સૂઇ ગયો છે. મેં બહુ પ્રયત્નો કર્યા, બૂમોય પાડી પણ બધું ના કામ.' પછી સ્હેજ અટકીને તેણે ફરી અર્ણવને કહ્યું, 'મને મદદ કરશો? ત્યાં આવીને એને જગાડવો પડશે. આમ તો શું છે કે હું રાહ જોઉં પણ મારે અત્યારે જ જવું પડે તેમ છે. કારણ કે અમુક વખતે તમારે યોગ્ય સમયે યોગ્ય કામ કરી નાંખવું જોઇએ. પછી કોણ જાણે ફરી મોકો ના આવે! અને કદાચ બહુ મોડું થઇ જાય!' મહિલાએ પોતાની વાત પૂરી કરી ને ફરી સ્મિત કર્યું. અર્ણવ હજી એમ જ બેઠો હતો અને ચૂપચાપ સાંભળી રહ્યો હતો. આ ચહેરો, કયાંક જોયેલો છે! હા..ચોક્કસ જોયો છે. નાનું કપાળ, તેમાં ખૂબ નાનો ચાંદલો. માથામાં વચ્ચે નાનકડી સેંથી, તેની બેય બાજુ ઢળેલાં પટિયાં પાડીને બેસાડીને ઓળેલા વાળ. દાંતની ઊપરનીચેની દંતાવલીઓને એકમેક પર સખ્ખત રીતે ભીડીને કરેલું સ્મિત. આવું સ્મિત ભાગ્યે જ કોઇનું હોય અને હોય તો વિચિત્ર પણ લાગે પણ આમના ચહેરા ઉપર તે ઠીક લાગતું'તું. અને આ રીતે હસતાં સ્વાભાવિક રીતે જ તેમની આંખો ઝીણી થઇ જતી હતી. હા, આ સ્મિત.. આ આંખો... આ વ્યકિતને કયાંક જોઇ છે, પણ કયાં?

હવે અર્ણવનું ધ્યાન આસ્થા તરફ ગયું પણ તે તો ગાઢ નીંદરમાં હતી. અરે! આ સ્ત્રીના આટલા મોટા પડઘાતા અવાજથી તે જાગી નહીં? અર્ણવને નવાઇ લાગી. પણ આ અજાણી મહિલાની મદદ કરવા માટે પોતે અહીં કિનારાથી છેક નદી સુધી જવું પડશે. માટે આસ્થાને કહીને જવું જોઇએ. તેમ વિચારીને તેણે આસ્થાને હળવેથી ઢંઢોળી પણ તે જાગી નહીં. મૂંઝાયેલા અર્ણવે ફરી તે મહિલા તરફ જોયું પણ તે ત્યાં દેખાઇ નહીં. આશ્ચર્યથી તેણે આસપાસ જોયું પણ તે ના દેખાઇ. રેતીમાં ઝડપથી ચાલવું શકય નથી, આટલી જલ્દી તે કયાં ગઇ? કદાચ પગથિયાં ચઢીને ઊપરની તરફ કોકની મદદ માંગવા ગઇ હોય! એમ વિચારીને ઊભા થતાં અર્ણવે તે તરફ જોયું ત્યારેજ સામેથી વરદ, માયા અને સરૂપ આવતાં દેખાયાં. અર્ણવના ચહેરા ઊપરની મૂંઝવણ જોઇને ત્રણેય ગેલમાં આવી ગયાં. તેમનું મન તો આસ્થા સાથે શું શું વાત થઇ ગઇ એ જાણવામાં જ હતું. પણ તેઓ કંઇ પૂછે તે પહેલાં જ અર્ણવે પૂછ્યું, 'તમને કોઇ બહેન હમણાં સામાં મળ્યાં ? ઊંચા સરખાં, સાડી પહેરેલાં?'

'ના ભઇ, અમને તો જીન્સ ટીશર્ટવાળું એક કપલ મળ્યું બસ.. સાડીવાળાં બહેનો અહીં તને કોઇ દેખાય છે ?' સરૂપે રમૂજ સાથે ઉત્તર આપ્યો અને માયા અને વરદ સાથે તાળી લીધી ને ત્રણેય ખડખડાટ હસી પડ્યાં.

હવે અર્ણવે નદી તરફ જોયું. નદીમાં બન્ને તરફ દૂર સુધી નજર કરી. પેલી સાતસાત સહેલાણીઓ વાળી હોડીઓ પાછી ફરી રહી હતી. આઘે લાંગરેલી બીજી બે હોડી નદીમાં આઘે જતી દેખાઇ રહી હતી. પણ પેલી મહિલાએ બતાવેલી લાલભૂરા પટ્ટાવાળી હોડી તો કિનારે નહોતી કે નદીમાંય નહોતી.

''અરે ભાઇ, આ પાણી જ જોયા કરીશ કે ચ્હા પણ પીશ?' બોલતાં બોલતાં વરદે તેનાં હાથમાં ચ્હાની પ્યાલી



પકડાવી દીધી. 'આસ્થા કયાં?...ઓહ' બોલતાં માયાએ રેતીમાં ઊંઘતી આસ્થાને જોઇ. પછી નીચે બેસીને તેને ઢંઢોળતા બોલી, 'આ કેમ આટલું બધું ઊંઘે છે? અર્ણવ તેં કંઇ પ્રેમની ભૂરકી તો નથી નાંખીને?'

સરૂપે તરત ડપકું મૂકયું, 'જો એવું હોય તો આજે પાર્ટી પાક્કી.' પણ અર્ણવનું ચિત્ત કોઇ મજાકમાં હતું નહીં. તે પણ આસ્થાને જગાડવાના પ્રયત્નમાં લાગી ગયો. માયાએ ધીમે રહીને ચ્હાની પ્યાલીમાં આસ્થાની આંગળી ઝબોળી. હવે આસ્થા ઝબકીને જાગી ગઇ. જાગીને તેણે ચારેય તરફ જોયું, તેની ભ્રમરો ખેંચાઇ. પછી તેણે ત્યાં ઊભેલાં ચારેય મિત્રો સામે, પછી નદી તરફ અને પછી પોતાની તરફ જોયું અને એકદમ ઊભી થઇ ગઇ. 'હું સૂઇ ગઇ'તી? કયારે?' આસ્થાનો પ્રશ્ન 'લે કર વાત. આને તો ખબરેય નથી.' વરદે રમૂજ લીધી.

'આપણે અહીં બેઠાં કે તરત જ તું સૂઇ ગઇ'તી અને હું અહીં બેઠો રહ્યો'તો.' અર્ણવે ચારેયને એકસાથે જ સફાઇ આપી દીધી.

'પણ પેલી હોડી?' આસ્થાએ પૂછ્યું.

'કઇ હોડી?' અર્ણવ સ્હેજ ચોંકયો.

'પેલી... આપણે બેય હોડીમાં સામે કાંઠે ન્હોતા ગયા?' આસ્થાએ જાણે કે, ખાતરી કરતી હોય એમ પૂછ્યું.

'ઓ ભાઇ, શું છે યાર! તમે આંટોય મારી આવ્યાં? કયા બાત હૈ! ચલો ભાઇઓ...પાર્ટી...' વરદે ફરી તોફાની ટકોર કરી.

'શું તું ય વરદ! જાય તોય આટલાં જલ્દી પાછાં કઇ રીતે આવી જાય?' માયાએ તેને ટોક્યો. પછી આસ્થાને ખભે હાથ મૂકીને તેને વધુ જાગ્રત કરી, 'આસ્થા, તું ખરેખર સૂઇ ગઇ'તી. તને સપનું આવ્યું હશે. લે, હવે ચ્હા પી લે. એટલે ઊંઘ ઊડે.' કહેતાં તેણે અર્ણવ સામે જોયું. તે તો હજી મૂંઝાયેલો જ હતો. વરદ, સરૂપ અને માયાએ તેને ઇશારાથી પૂછ્યું, 'વાત થઇ?' અર્ણવે જવાબમાં નકારમાં ડોકું હલાવ્યું અને ત્રણેયે કપાળ કૂટ્યું.

'ચાલો, પાછા જઇએ. અંધારું થવા માંડશે.' બોલતાં માયાએ પગથિયાં તરફ જવા માંડ્યું. બધાંએ પાછાં જવા માટે પગથિયાં ચઢવા માંડ્યાં.

'પાછળ પાછળ અર્ણવ અને આસ્થા પણ ચાલ્યાં. અમસ્તુ જ આસ્થાએ અર્ણવ તરફ જોયું, હજી જાણે ઘેનમાં હોય તેમ. તેનાં ચહેરા ઉપર એક આછી આછી લાલીમા અને હોઠ ઉપર મંદ મંદ સ્મિત હતું અને તે ધીરે પગલે અર્ણવની સાથે ચાલતી હતી. અર્ણવને કંઇ સમજાયું નહીં પણ એને આ ગમ્યું બહુ. હવે તો જાણે એને પણ ઘેન ચઢ્યું હોય તેમ ચહેરા ઉપર મીઠું મીઠું સ્મિત આવીને બેઠું! થોડીવાર પછી આસ્થાએ એનો હાથ પકડ્યો અને બેયના હાથ ભેગા ઝૂલાવતી ઝૂલાવતી ચાલવા લાગી. અર્ણવે પોતાનો હાથ છોડાવ્યો નહીં. ઘાટનાં પગથિયાં પૂરા થયાં અને અર્ણવે કોણ જાણે કેમ પાછળ ફરીને નદી તરફ જોયું પણ કિનારે કે નદીમાં કોઇ હોડી દેખાઇ નહીં.

મઢૂલી આવતી વખતે અર્ણવ કાર ચલાવતો હતો પણ અત્યારે તે પાછલી સીટ ઊપર બારી પાસે બેઠો. તેની બાજુમાં આસ્થા અને પછી માયા એમ ગોઠવાયાં. કાર ચલાવવાનું કામ વરદે લીધું અને સરૂપ તેની બાજુમાં બેઠો. કાચો રસ્તો વટાવીને જોતજોતાંમાં કાર પાકી સડક ઊપર આવી ગઇ. આસ્થાએ પોતાનો હાથ અર્ણવના ખભા પાછળ ટેકવી રાખ્યો હતો, જાણી જોઇને જ સ્તો! અર્ણવ બારીની બહાર જોઇ રહ્યો હતો. મઢૂલી તરફ જઇ રહેલાં કોક કોક વાહનો સામેથી પસાર થતાં હતાં. તેવામાં સામેથી આવી રહેલી એક કાર નજીકથી પસાર થઇ. તેમાં ડ્રાયવરની પાછળની સીટ ઊપર બારી પાસે એક બહેન બેઠેલાં હતાં. કાર બાજુમાંથી પસાર થઇ ત્યારે અર્ણવની નજર અમસ્તી જ તેમની તરફ ગઇ. અર્ણવને જોઇને એ સ્ત્રીએ આછું સ્મિત કર્યુ. કાર તો સડસડાટ પસાર થઇ ગઇ પણ અર્ણવને તરત જ ખ્યાલ આવ્યો. 'અરે, આ તો પેલા નદી કિનારાવાળાં બહેન. પણ એ સામેથી આવે છે? હજી હમણાં મઢૂલી તરફ જઇ રહ્યા છે?' સાથે સાથે એને તેમનાં શબ્દો કાનમાં પડઘાયા. 'અમુક વખતે તમારે યોગ્ય સમયે યોગ્ય કામ કરી નાંખવું જોઇએ. પછી કોણ જાણે ફરી મોકો ના આવે! અને કદાચ બહુ મોડું થઇ જાય!'

અર્ણવે હવે આસ્થા તરફ જોયું. તે હજી એવી જ, જાણે કેફમાં હોય તેવા ચહેરે, આંખો મીચીને બેઠી હતી. માયા અને સરૂપ પેલી તરફ બારીની બહાર સાંજનું વાતાવરણ અને ખેતરો જોવામાં મશગૂલ હતાં અને વરદનું ધ્યાન કાર ચલાવવામાં હતું.

અર્ણવે પોતાના ખભા ઊપર મૂકાયેલા આસ્થાના હાથમાં પંજા ઉપર હળવેથી પોતાનો હાથ મૂક્યો. આસ્થાએ આંખો ખોલીને તેની સામે જોયું. અર્ણવે પણ તેની સામે જોયું પણ હાથ ખસેડ્યો નહીં. આસ્થાએ પણ ના ખસેડ્યો. અડધી મિનિટ પછી અર્ણવે પોતાનો હાથ લઇ લીધો. આસ્થાએ પણ હવે પોતાનો હાથ ખસેડ્યો અને પોતાના બેય હાથના પંજા એકબીજામાં ભીડી દઇને નીચું જોઇને મલકતી બેસી રહી. અર્ણવે પોતાના ચહેરાની રતાશ છૂપાવવા બારીની બહાર જોયા કર્યુ.

આસ્થાનું ઘર આવી ગયું. બધાંએ પોતપોતાનાં વાહનો



ત્યાંથી લીધાં અને બાય બાય કર્યું. અર્ણવ પણ જવા માટે નીકળતો જ હતો પણ આસ્થાએ ઘરમાં આવવા કહ્યું. અર્ણવ ના ન પાડી શક્યો અને અંદર જઇને ડ્રોઇંગ રૂમમાં જઇને બેઠો. આસ્થાનાં મમ્મી-પપ્પા તેની સાથે વાતોએ વળગ્યાં. આસ્થા પાણી લઇને આવી. પાણી પીને અર્ણવ પોતાને ઘેર જવા માટે ઊભો થયો અને બહાર નીકળતો હતો ત્યાં જ એની નજર બારણાંની બાજુમાં ફ્રેમ કરીને લગાડેલા એક ફેમિલી ફોટો ઉપર પડી અને તે ફોટા સામે ધારી ધારીને જોતો ઊભો રહી ગયો. આસ્થા તેની બાજુમાં આવીને ઊભી રહી. 'આ ફોટો તો કોઇ દિવસ જોયો જ નથી!' અર્ણવે કહ્યું.

'છેલ્લા દસ વર્ષથી આ ફોટો અહીં જ છે.' આસ્થાએ કહ્યું. 'જો, આ બકુડી બેબી છે ને, તે હું છું.' આસ્થાએ ફોટામાં પોતાની ઉપર આંગળી મૂકીને કહ્યું.

'આ મમ્મી, આ પપ્પા, આ મોટો ભાઇ, આ ફોઇ, આ કાકા, આ દાદાજી અને આ દાદીમા. આ ફોટો વીસ વર્ષ પહેલાંનો છે. આ ઘરમાં રહેવા આવ્યાં ત્યારે પપ્પાએ ફ્રેમ કરાવીને અહીં લગાવ્યો હતો.' આસ્થાએ ફોટામાંની વ્યકિતઓની ઓળખાણ આપી. 'અને હા, આ. આ ફોટો તો તેં બહુ વાર જોયો છે, હેં ને! આ પણ પેલા ફોટાની સાથે જ પડાવેલો છે પણ ખાલી મમ્મી-પપ્પા અને દાદા-દાદીનો આમાં કલોઝપ છે.' કહેતાં આસ્થાએ સામેની ભીંત ઉપરના બીજા મોટા ફોટા તરફ આંગળી ચીંધી. અર્ણવ હવે તે તરફ ફર્યો અને જોયું. 'હા, આ તો જોયેલો છે. બારણાની સામે જ છે એટલે તરત નજર પડે એવો છે ને!' કહેતાં તેણે હસીને આસ્થા સામે જોયું પણ પછી તરત જ ફરી એ ફોટા સામે જોયું અને થોડોક ફોટાની નજીક ગયો. તેની પાછળ આસ્થા પણ ત્યાં ગઇ.

ફોટામાં એક જણ તરફ હાથ કરીને અર્ણવે પૂછ્યું, 'આ...આ કોણ છે?'

'અરે, દાદીમા છે. પેલા ફોટામાં પણ છે ને! આમાં ખાલી સ્માઇલિંગ ફેસ છે અને નજીકથી છે. બસ એટલો ફેર છે.'

સ્માઇલિંગ...! હવે અર્ણવનું ધ્યાન ફરીથી એ સ્માઇલ ઉપર સ્થિર થયું. ઉપલી અને નીચલી બન્ને દંતાવલીઓ સખ્ત રીતે ભીડીને કરાયેલું વિશિષ્ઠ સ્મિત જેને કારણે ઝીણી થઇ ગયેલી હસતી આંખો, કપાળમાં ઝીણો ચાંદલો અને માથામાં વચ્ચે સેંથી પાડીને ચપ્પટ ઓળેલા વાળ. આ તો પરિચિત ચહેરો! ઓહ.. ઓહ.. અર્ણવને થયું કે પોતે હમણાં પડી જશે. તેણે આસ્થાનો હાથ જોરથી પકડી લીધો. પણ આસ્થા તો મંદ મલકતી હતી અને ફોટાના કાચમાં તેમનું બન્નેનું જે સુંદર પ્રતિબિંબ પડતું હતું તેને મુગ્ધ ભાવે માણી રહી હતી. તેને મન તો એમ જ કે અર્ણવ પણ એ પ્રતિબિંબ જ માણી રહ્યો છે!

સોફા ઉપર બેઠેલા આસ્થાનાં મમ્મી-પપ્પા પણ મલકી ઊઠ્યાં અને તેનાં પપ્પાએ બન્ને છોકરાંઓનું ધ્યાન ભંગ કરતાં ખોંખારો ખાધો. અર્ણવે એકદમ જ હાથ છોડી દીધો. આસ્થાનાં મમ્મી-પપ્પા ખડખડાટ હસી પડ્યાં અને વાતાવરણને હળવું બનાવી દીધું..

બીજે દિવસે અર્ણવ બાઇક લઇને આસ્થાને લેવા આવ્યો. 'ચાલ, જરા આંટો મારી આવીએ.'

બાઇક ઉપર ઠંડી હવા માણતાં, વાતો કરતાં કરતાં બન્ને મઢૂલી ઉપર આવી પહોંચ્યા અને પગથિયાં ઊતરીને નદીની રેતીમાં જઇને બેઠાં. 'અહીં કાલે જ તો આવ્યા'તાં.' આસ્થાએ મલકતાં કહ્યું. 'હા, પણ આજે ખાસ કામ છે.' કહેતાં અર્ણવે ખીસ્સામાંથી વીંટી કાઢીને પોતાના હાથના પંજામાં લઇને આસ્થા સામે ધરી. 'વાહ, સરસ છે. કોની છે?' આસ્થાએ પૂછ્યું. 'તારી.' અર્ણવે ટૂંકો, સુંદર ઉત્તર આપ્યો. બસ પછી લાંબુ મૌન છવાઇ રહ્યું. અર્ણવની હથેળી ઉપર આસ્થાએ પોતાનો પંજો મૂકી રાખ્યો અને બેય જણ ચૂપચાપ રેતીમાં બેસી રહ્યાં.

'ચાલ, આમ જ નીકળી આવ્યા છીએ. જલદી પાછા જઇએ.' બોલતાં અર્ણવ ઊભો થયો. પાછળ આસ્થા પણ ઊભી થઇ. બેય જણ ધીરે ધીરે ચાલતાં ચાલતાં પગથિયાં ચઢી રહ્યાં હતાં. છેક ઉપલા પગથિયે પહોંચીને અર્ણવે અનાયાસે જ આગલા દિવસની જેમ પાછળ ફરીને નદી તરફ જોયું.

દૂર સામા કાંઠાથી સ્હેજ અંદર, નદીમાં લગભગ વચ્ચોવચ્ચ એક ખાલી હોડી ઊભેલી હતી, લાલભૂરા પટ્ટાવાળી...

---

*૫૩-સી, હસ્તિનાપુર સોસાયટી,*
*કારેલીબાગ, વડોદરા-૩૯૦૦૧૮*
*મો - ૯૧૯૮૯૮૫૨૨૩૫૨*





# ખરી મા

*– સ્વાતિ ધ્રુવ નાયક*

**શાં**તિનગરનું છેવાડાનું ઘર.. ઘર શાનું ? બંગલો : 'વૈભવ'.. સુવાંગ સફેદ રંગથી રંગાઈને અંદર આરસપહાણી સફેદી પાથરીને ઠંડો ઊભો હતો. પણ એની અંદર આજે જરા જુદા પ્રકારની શાંતિ હતી. સ્મશાન સ્તબ્ધ થયું હોય એવી શાંતિ... ખુદ તોફાન શાંત થઈ સોફા પર બેઠું હતું. વંશ.... એના સ્વભાવની સાવ વિરુદ્ધ.. ચૂપચાપ શ્વાસોશ્વાસનો અવાજ પણ ન સંભળાય એમ ચૂપચાપ બેઠો હતો ને એની સામે શામુ... હંમેશની નીચે આરસ પર પલાંઠીવાળીને બેઠો હતો.

શામુને આમેય આરસ બહુ ગમતા. શહેરની એક જ ચીજ એના ગામડાથી સારી લાગતી. છાણથી લીપેલા ઘર કરતાં આરસની ઠંડી ઠંડી ફરસ પર એને સૂવાનું બહુ ગમતું. 'વૈભવ'ની ખૂણાની એક બાલ્કની બંધ કરીને બનાવેલા એના ઓરડાના આરસ પર એ ગાદલું નાંખ્યા વગર સૂઈ રહેતો, જાણે ગામની શાંત નિરાંતે વહેતી નદીમાં એ પથ્થર પર માથું ટેકવી સૂતો છે. પાણીની ઠંડક એને અડીને વહી જાય છે... સામે લટકાવેલા કેલેન્ડરમાં દેખાતી હરિયાળીમાં એ એના દોસ્ત કાનજી સાથે ભેંસ ચરાવવા નીકળી પડતો રોજ... આખો બંધ કરતાં જ એને કાનજીના ડચકારા ને બૂમ સંભળાતા...

'એ શામુ... ચાલ વે'લો.. આજે તો નિહારે બહેનની આવેલાં... છુટ્ટી.. આજે તો આઘ્ધે જવાહે.. ઠંડી નદી પાહે... ગાવડાં ધરાય એવું કૂણું ઘાસ... ચાલ... આવે કે...' ને એ એની ભેંસ પર સવાર કોઈ રાજાની જેમ નીકળતો. વાંસળી વગાડતો. નદીના પાણીમાં ધૂબાકા નાંખતો. ઝાડ પર વાંદરાની જેમ ચઢીને જમરૂખજાંબુ ખાતો...

'સવારથી કંઈ ખાધું નથી..' શામુને વિચાર આવ્યો. ડાઈનિંગ ટેબલના એણે જ સાફ કરેલા ચકચકતા કાચ પર બેત્રણ બાઉલ ઢાંકેલા પડ્યા હતા. એણે ધીમેથી વંશને પૂછ્યું 'વંશભાઈ...જમવાના?... થાળી લાવું?... ગરમ કરું ખાવાનું?...'

વંશને ય ભૂખ તો લાગી જ હતી. એક વખત એની નજર ડાઈનિંગ ટેબલ તરફ આંટો મારી આવી. મમ્મી સવારે જ કહેતી હતી 'ફ્રેન્કી બનાવી છે, શામુ માઈક્રોવેમાં ગરમ કરી દેશે... ખાઈ લેજે.. પીત્ઝા ઓર્ડર નથી કરવાનો, કાલે સ્નેહની બર્થડે છે. ત્યાંય પીત્ઝા જ હશે.. રોજ રોજ...' ફ્રેન્કી આમ તો ભાવે પણ તોય ઊઠવાનું મન ન થયું. એણે શામુને કહ્યું 'બિસ્કિટ છે? બેત્રણ લઈ આવ...' શામુ એ ડબ્બા ફંફોસ્યા. બે-ત્રણ પેકેટ હતાં તેમાંથી બતાવીને થોડી બિસ્કિટ ડીશમાં કાઢી વંશને આપી. 'તું ખાવાનો? જા ખાઈ આવ..' વંશ આજે રોજ કરતાં સાવ જૂદું જ વર્તન કરતો હતો. બાકી રોજ તો એ જમવા બેસે ત્યારે એનાં નખરાં ભારે હોય 'ડીશ નવી લાવ, ગરમ કર, પાણી લાવ, અથાણું આપ, આઈસ્ક્રીમ છે કે? જા લઈ આવ..'

ને ત્યારે શામુને મા યાદ આવતી. સવારના ચાર મોટા રોટલા ને મરચાં કાંદાનું શાક. એટલું બનાવીને એ મજૂરીએ જતી રહેતી ખેતરમાં. તે છેક સાંજે આવે. શામુએ ખાધું કે ન ખાધું. ભૂખ લાગી કે ન લાગી... એ ખબર ન હોય તો ભાવતું કરવાની તો વાત જ ન થાય. ને પાછું સાંજનું ય એનું એ જ.. એમાં વળી કો'ક દી વાડીમાંથી તોડેલાં શાક ઉમેરાય... ને વંશને તો રોજ નવું મળે. મહારાજ એને પૂછી પૂછીને બનાવે. તોય એ પીત્ઝા ઓર્ડર કરે જ. પાંચસો રૂપિયા ચાર પીત્ઝામાં શામુનો પગાર થઈ જાય. આમ તો ચાર રોટલા ઉપર વળી માખણને બદલે ચીઝ... શામુની મા એક વાછરડી મોટી કરવા લાવેલી.. તે વિયાઈ ત્યારે દૂધ-દહીં ને છાશ માખણ મળેલાં. થોડા દિવસ... એની તોલે આ પીત્ઝા ન આવે. તાજો રોટલો ને ઉપર માખણ.. આહા.. સુગંધથી જ ધરાઈ જવાય...ને વળી માનો ખોળો.. થાકી ને આવીએ ત્યારે એવો મીઠો લાગે..મા ભલે થાકી હોય..એક વખત શામુ ખોળે ભરાય એટલે માના ખરબચડા આંગળાં વાળમાં ફરવા લાગે.. આંખ ભીની થાય. ને બોલે..,'હૂં ભાયગ લખાવી લાઈવો છે મૂઓ..મારી પાંહે કઈ ની મલે તને આપ્પા ...'

ને કોણ જાણે કેમ થાક..ભૂખ..દુઃખ બધું જ કયાંક ખોવાઈ જતું..મા નો ખોળો જાદુઈ હતો..

'અબે જા... જોયા ન કર. ખાઈ આવ' શામુ વંશનો અવાજ સાંભળી પાછો જાણે ગામડેથી શહેરમાં આવી પડ્યો. મહારાજે રોટલા ઢાંકયા હશે. પણ આજે એનેય ખાવું ન્હોતું કે પછી ખસવું ન હતું. ડ્રોઈંગ રૂમમાંથી એ અંદર જાય ને શેઠાણી આવે ને વંશ શામુનું નામ દઈ દે તો? ગુનો મોટો હતો. શેઠાણીનો નવો નક્કોર આઈફોન વંશથી તૂટી ગયો હતો. શેઠાણીએ એને અડકવાની ના પાડી હતી. હજુ અંદર નંબર ને બધું નાખવાનું હતું. શેઠાણી ગયા પછી વંશ છાનોમાનો રમવા એ બાલ્કનીમાં ગયેલો ને ત્યાંથી નીચે પડતાં એના ભૂક્કા... હવે શેઠાણી આવે ને વંશ ખોટે ખોટું કહી દે કે ફોન શામુએ તોડ્યો છે તો?..

વંશ શેઠાણીથી બહુ ડરે..કયારેય એને શેઠાણીના ખોળે ભરાતાં કે વ્હાલથી વળગતાં જોયો નથી..શહેરમાં માં જુદી હોય એવું બને..શેઠાણી બહુ ગુસ્સા વાળાં..કયાંક શામુનો વાંક નીકળ્યો તો ખલાસ. શામુ વિચારમાત્રથી કંપી ગયો. ડ્રોઈંગ રૂમની પેલી માણસના આકારની ફૂલદાની શામુથી સાફ કરતાં તૂટી ગયેલી. તે દિવસનો માર હજુ ભૂલાતો નથી. 'બે હજારની હતી. હવે નવી કોણ તારી મા લાવશે? તારા પગારમાંથી જ કાપી લઈશ...' કહીને કાપી પણ લીધેલા, તો'ય માર્યું તો ખરું જ.. માને ય ભૂંડી ગાળો દીધી.. મા પણ એ જ લાગની છે... શામુને થયું 'જો મા એ અહીં મોકલ્યો જ ન હોત તો માર ખાવો જ હૂં કામ પડે? માબાપનો માર તો બધાં ખાય પણ પારકાનો માર વળી હૂં કામ ખાવાનો?' તેમ છતાં ખાધેલો.. વારંવાર... શેઠાણીનું છટકે ને મારે... એક વાર ફોનમાં કંઈ વાગ્યું તે એણે ઊંચકીને શેઠાણીને આપતાં અંદર જોયું. ભૂલમાં જ... ત્યાં તો શેઠાણી 'મારા મેસેજ વાંચે છે?' કહીને તૂટી પડેલાં.. ને પેલે દિવસે શાક લેવા મોકલેલો તે આવ્યો ત્યારે બારણાં બંધ.. શામુ ભાવતાલ



કરાવી લારી કરતાં સસ્તુ લાવેલો તે હોંશિયારીમાં બારણું ઠોકીને કહેવા ગયેલો.. બારણું તો તાત્કાલિક ન ખૂલ્યું પણ કલાક પછી એ રસોડેથી નીકળ્યો ત્યારે કો'ક બીજા મહેમાન પણ હતા. તે દિવસે ય શેઠાણીએ બહુ મારેલું.

એટલે ભૂખ લાગવા છતાં એ બેસી જ રહ્યો. વચ્ચે જઈને પાણી પીધું. વંશ ઊઠીને રમવા જવા તૈયાર થયો. પણ તેનો ય વળી પાછો વિચાર બદલાયો ને ફરી સોફા પર બેસી રહ્યો.

શામુ ફરી બેઠાં બેઠાં ઝોકાં ખાવા લાગ્યો. માને ફોન કરવો હતો કે મજૂરી કરીને ખાઈશું. પણ મને ગામડે બોલાવી લે. નોકરી આપી ત્યારે તો શેઠાણીએ કહેલું કે વખત રહેશે તો ભણવા મોકલીશ શામુને. વંશ જેવડો જ છે.. ભણી જશે ભેગો.. પણ અહીં આવ્યા પછી તો ઘરની બહાર જવાય મળ્યું નો'તું. જાય તો શાક લેવા પૂરતું. બસ... ને ફોન પણ અઠવાડિયે એક વાર.. શેઠાણીની હાજરીમાં.. ને તેય તે વખતે મા દુકાને ન હોય તો વાત કરવાની રહી જ જતી.

શરૂ શરૂમાં તો શામુને ગામડાં કરતાં શહેર બહુ ગમતું.. ઝગમગાટ, બસો, કાર, ટ્રેઈન... માણસોનો પારાવાર.. દરિયો જાણે... ગામડામાં તો ચાલતાને ય ટપારે 'કેમ લ્યા? કાં જાવું?' પણ અહીં કોઈ કોઈને કાંઈ પૂછે જ નહીં... પણ પછી એને ધીમે ધીમે ગામડું યાદ આવવા માંડેલું. ડામરની અને સિમેન્ટની ચકચકતી લીસી સડકો આગ ઓકવા લાગે ત્યારે શામુને ગામડાના લીલાછમ રસ્તા યાદ આવતા... અહીં વરસાદ પડે તે બંધ બારણે સંભળાય જ નહીં. બસ, કાચ પરથી સરકતા મૂંગાં ટીપાંથી ખબર પડે... જ્યારે ગામડે તો મેઘ વરસે એટલે પતરાંના છાપરા પર તડાતડી... વળી નદીમાં ધૂબાકા મારવાને બદલે બાથરૂમમાં જેમ તેમ નહાઈ લેવું. સતત કામ.. કોઈ જોડે વાત પણ ન થાય. એટલે શામુને પોતે જાણે એકદંડિયા મહેલમાં પુરાયો હોય એવું લાગતું.

શેઠ આમ તો ભલા પણ ઘરમાં હોય જ નહીં. મોટી બેગ લઈ આ શહેરથી પેલે શહેર ઊડ્યા કરે. શેઠાણીના દોસ્ત આવે. ત્યારે વળી વધારે ત્રાસ... બિલકુલ બહાર ડોકાવું જ નહીં.. બસ એની બાલ્કનીમાં બેસી રહેવાનું... વંશ તો રમવા ગયો હોય.. એનાથી રમવા ય ન જવાય. ગામડે ઢોર ચરાવા જતો ત્યારે ત્યાં રમી તો લેવાતું. ખેતરે કામે જાય તો ય રમતાં રમતાં કામ થાય. અહીં તો કામ એટલે કામ... સાંજ થવા આવી.. ભૂખ્યા પેટે ય ઉંઘવાની ટેવ હતી. એટલે શામુને ઝોકાં આવવા માંડ્યાં. કોણ જાણે ક્યારે આંખ મળી ગઈ ને એ બેઠો બેઠો જ ઊંઘી ગયો... જાગ્યો ત્યારે વંશની ચીસાચીસ સંભળાતી હતી...

શેઠાણી ક્યારે આવ્યાં હશે?.. એમના એક હાથમાં ગરમ ઝારો હતો. રસોડે તેલ ઉકળતું હતું... મહારાજે ગેસ બંધ કરી આગળ આવી શેઠાણીના હાથમાંથી ઝારો લેવા આજીજી કરી જોઈ. પણ તે પહેલાં તો ઝારો વંશના હાથની કૂમળી ચામડી પર ચંપાઈ ચૂક્યો હતો. ગોરા હાથ પર લાલચોળ ચકામું ઉપસી આવ્યું. તે જોઈને ય શેઠાણીને દયા ક્યાં આવી? એ તો હજુ પૂછતા હતા 'બોલ? લઈશ મારો ફોન? અડીશ મારી વસ્તુને? ટેવ પડી ગઈ છે તને.. મારા મેસેજ વાંચવા.. વોટસએપ ખોલવું... કોણે શીખવ્યું? તારા ડેડી હશે. જાસૂસી કરવી છે મારા પર? બોલ કેમ લીધેલો ફોન? ભાન છે તને? પૂરા સાઈઠ હજારનો હતો. બિલકુલ ભૂક્કો કરી નાંખ્યો. કોણ લાવી આપવાનું બીજો? બોલ?'

ખીજવાતાં ખીજવાતાં બીજા હાથે ઝારો ચાંપ્યો. મહારાજે દોડીને લગભગ છીનવી લીધો. શામુ બારણા આડશે લપાઈ ને જોવા લાગ્યો. ધોલધપાટ ચાલુ જ રહેત.. જો શેઠ ન આવી ગયા હોત તો... શેઠ આવીને પૂછે તે પહેલાં જ શેઠાણીએ ફરિયાદોનો ચોપડો ખુલ્લો કરી દીધો 'આ છોકરો બગડતો જાય છે. આખો દિવસ રખડી ખાય છે... તોફાન કરે છે..આજે ફોન તોડ્યો.. કાલે બીજું ..એક તો બરાબર ભણતો નથી એની પાછળ પાછળ મારાથી ન દોડાય.

એને બોર્ડિંગ સ્કૂલમાં તમે મૂકો છો? કે હું તપાસ કરું ?'

શેઠે કહ્યું 'પંચગીની વાત ચાલે છે. થઈ જશે.. પણ હજી વિચારી લે.. હું તો બહાર હોઉં છું. તું એકલી પડી જાઈશ.'

વંશ રડતાં રડતાં બોલ્યો 'એ ક્યાં મારી પાસે આવે છે? એના દોસ્ત છે ને.. એને હું ગમતો જ નથી...'

વંશની વાત સાંભળી શેઠાણીએ ફરી કાન આમળ્યા 'મોં બહુ ચાલે છે.. ભણવામાં દિમાગ નથી ચાલતું કેમ? ખાલી એઈટી પરસન્ટેજ લાવે છે.. ને મારી ફ્રેન્ડ દિવ્યાનો દીકરો પૂરા નાઈન્ટી ફાઈવ... શરમ આવે છે મને તો...'

...પૂરી કલાકની કચકચ પછી બધાં પોતાના રૂમમાં ગયાં ત્યારે શામુ બરફ લઈને છાનોમાનો વંશની રૂમમાં ગયો. એ હજી રડતો હતો. એનાં મમ્મી પપ્પા હજી હમણાં જ સમજાવી સૂવડાવી ગયાં હતાં. પણ એમના ગયા પછી ય વંશનું ઓશિકું ભીનું થયા જ કરતું હતું 'હવે સોરી બોલી ગઈ મમ્મી ..સોરી બોલવાથી હાથમાં દાઝેલું તે મટી જશે? માર ખાધો તે દુઃખતું બંધ થવાનું છે? પૂછ્યું ય નહીં કે ખાધું કે નહીં..'

આજે પહેલીવાર વંશને શામુને જોઈને ગુસ્સો ન આવ્યો.ન તો શામુને વંશ પર અણગમો થયો..બન્ને સમદુખિયા હતા ..એણે શામુને નીચે બેસતાં અટકાવી પોતાના બેડ પર બેસવા દીધો. શામુ ધીમે ધીમે બરફ લગાવતો હતો. ફૂંક મારતો હતો... બરફ લગાડી પછી દવા લગાવતાં એ બોલ્યો.. 'વંશબાબા, એક વાત પૂછું?' વંશે એના તરફ જોયું. શામુએ પૂછ્યું 'વંશ બાબા, તમારી ખરી મા ક્યાં છે?' વંશે કહ્યું... 'મારી મમ્મીને જોઈ નથી તે? રોજ તો જુએ છે?' 'ના ના ખરી મા.... ખરી મા હોયને તે તો પોતાના દીકરાને વહાલ કરે... મારે નહીં. આ મમ્મી તો મારે છે તે... કદાચ તમને પણ મારી જેમ કોઈ પાસે લઈ આવ્યા હોય?... પણ ...તમને તો પગાર પણ નથી આપતા...

બંને ચૂપચાપ ઘણો સમય બેસી રહ્યા. થોડી વાર રહીને શામુએ પાછું વંશને પૂછ્યું 'ભાગી જઈએ? મારે ઘેર?'

વંશે એના તરફ ત્રાંસી આંખે જોયું... જાણે કહેતો હોય 'આવા સમયે મજાક સૂઝે છે?'

પણ શામુએ ગંભીર થઈ કહ્યું 'તાં મજૂરીના રોજના હો રૂપિયા મળે.. સો રૂપિયા પૂરા.. તમે થોડાક થોડાક કરીને તમારી મમ્મીને વારી આપો તો એકબે વરહમાં સાઠ હજાર પૂરા થઈ જવાના... .. ને ખાવાનું તો મારી મા ખવડાવહે.... રેવા દેહે મારે ઘેર... બસ આપડે બે થેઈને વારી દીયે.. સાઠ હજાર... મારો પગાર હો લેઈ લેજો બસ!...'

વંશ સમજ્યા વગર શામુને તાકી રહ્યો.. એને ય પહેલી વખત શંકા થઈ ,'ક્યાંક મારી ખરી મા બીજે ન હોય.. ક્યાં હશે?

---

*૪૫, રૂકમણી સોસાયટી, ટીઘરા જકાતનાકા,*
*ગણદેવ રોડ, જમાલપુર. નવસારી.*
*મો : ૯૮૭૯૪૬૦૬૧૨*



# 'મૃત્યુંજય'

– રેખાબા સરવૈયા

**ઓ**રડામાંના બધા જ ચહેરાઓ સ્તબ્ધ છે.

મારી નજર સામે જ એક તસવીર છે-

રસોડામાં કંઈ કામ કરતી માના પાલવને પકડીને સંતાઈ ગયેલો તું 'હાઉ...કલી' કરવાની તારી આ ચેષ્ટા કેવી વ્હાલી લાગી રહી હતી !

જરાક નમેલો ચહેરો, કપાળ પર વિખરાયેલા ઘૂંઘરાળા વાળ અને આખાય ઘરને પ્રસન્નતાનાં આલિંગનમાં લઈ લેતું તારું એ મીઠું સ્મિત !

પણ એ જાદૂઈ સ્મિત અત્યારે આ ઓરડામાં વ્યાપેલી સ્તબ્ધતાના ગઢની એક કાંકરી પણ ખેરવી શકવા માટે ક્યાં સમર્થ હતું ?

નાનપણમાં તને બહુ પ્રિય રમત...'ગોતો...ભાઈ... ગોતો...નીતિવિજય ખોવાઈ ગયો..., માં માના પાલવથી પોતાને ઢાંકી દેતો,

માં અથવા બીજું કોઈ તને શોધી કાઢવાનો અભિનય કરે અને તું તાળીઓ પાડીને સાવ સાચુકલું હસી પડતો...'મળી ગયો...મળી ગ્યો....'

મારાથી આખેઆખા હચમચી જવાયું -

કાનમાં એક સણકો ઊઠ્યો અને આંખો સ્થિર થઈ ગઈ...'

આજે તું સાચે જ સંતાઈ ગયો હતો..

જળની ભીની ચાદર ઓઢીને..

સાથરો લીપેલી ભોંય પર સૂતેલી તારી કાયા મા અને બે બ્હેનો વાતાવરણની ગમગમીની વર્ણનાતીત હતી. અંત્યેષ્ટીના રિવાજો નિભાવાઈ રહ્યા હતા. ચિરનિદ્રામાં પોઢેલા તારા ગુલાલછાયા ચહેરાં પર મેં પણ પીઠી ચોળીને એક રસમ અદા કરી. મા અને બાપુનાં હૈયામાં વ્યાપેલા અંધકારની કલ્પનાં કરી મને કઠણ કર્યાં ? દીવો ઝાંખો થયો કે મારી આંખમાં ધુમ્મસ છવાયું ?

ગોબર લીપેલી ભોંય પર ટમટમતો દીવો એ અંધકારને દૂર કરી શકે ખરો ?

સંવેદનાઓને સંકોરી લેવાની આ ઘડી ઘણી કપરી હતી.

જન્માષ્ટમીની એ સવાર ઉત્સાહ ઉમંગની સાથે - સાથે રથયાત્રાની ધમાલ પણ લઈ આવી હતી. કે જે તારા સ્વભાવને ન ગમતી એટલે તો મોડે સુધી તું સૂતો પડ્યો રહ્યો.

બજારમાંથી કંઈ વસ્તુ લાવવા તને રીતસરનો જગાડવો પડ્યો.... એમ જ કહો ને કે રથયાત્રાના રૂટ ઉપર તને ધકેલ્યો.. અણછૂટકે ગુલાલથી ભરાઈ જઈને, મોં ફુલાવીને તું ઘરે આવ્યો અને હવે પછીની રથયાત્રા વખતે ક્યાંક બહાર ભાગી જવાની પ્રતિજ્ઞા પણ સંભળાવી.

કોણ જાણતું હતું કે એ પ્રતિજ્ઞા સાચી પડશે...! ગુલાલથી લીંપાયેલ ચહેરો..જોયો નથી જવાતો..,.

પપ્પાના માથાના બધા વાળ સફેદ થઈ ગયા ત્યારે આ ઘરમાં તારો જન્મ તા. સતર-પાંચ-ચોર્યાસી, ગુરુવારને વૈશાખ સુદ બીજ.. અને વારસદાર જણવા માટે પોતાના જીવને આંખ મીંચીને જોખમમાં મૂકી દેનારી મા એ તો ચોથીવાર સિઝેરિયન માટે હા કહીને ડોક્ટરોને પણ અચંબિત કરી મૂકેલા...!

ગામના વાળવાવાળાથી લઈને કેટકેટલા લોકોની બાધા-આખડી પછી તું જનમ્યો...માની ટેકની તો વળી મિશાલ દેવી પડે એટલી મક્કમ મનોબળવાળી એ સ્ત્રી...

દાદાજીએ તો એટલી ઉંમરે રીતસરનો વાંસના ટોપલામાં તને ઊંચકીને નંદ ભૈયો..નંદ ભયો...કરતાંક ને ગામની ગલીએ ગલીએ ખૂંદીને પોતાનો રાજીપો માખણની માફક સૌમાં વહેંચ્યો હતો. એમના ઘડપણનું તું તો તેજ જાણે !!

દાદીમાની વળી એક જ ચિંતા..દેવનાં ચક્કર જેવો દેખાય તો છે પણ આટલી માનતા પછી અવતરેલું છોકરું સાજું-સમું તો ભાગ્યે જ હોવાનું ...! કાં કોઈ ખોડ કાં પછી મંદબુદ્ધિ...

પરંતુ જેમ-જેમ તું મોટો થવા લાગ્યો...સૌની છાતી ગજ-ગજ ફુલવા લાગી...

સૌ એ કલ્પી લીધેલા એકપણ અપલક્ષણો તારાથી જોજનો દૂર હતાં. તારો વાણી-વ્યવહાર જાણે તું દેવભૂમિથી ઊતર્યો હોય એવાં...! ખાસ કરીને ઘરના નોકરો ચાકરો- મદદ માંગવા આવનારા જરૂરિયાતમંદો ગામલોકો દ્વારા ઉપેક્ષિત કે પીડિત કોઈ વ્યક્તિ પ્રત્યે અસાધારણ અનુકંપા અને સદૈવ એમની સેવા માટે તત્પર...

અરે... ઘરમાં તારી હાજરીમાં કોઈ વ્યક્તિની થોડી-ઘણી પણ નબળી વાત થતી હોય તો તું કંઈપણ બોલ્યા વિના એ સ્થળ જ છોડી જાય...! આ કયાં લક્ષણો...! હા, તું પૃથ્વી પર અમારા ઘરમાં બહુ જ મોડે-મોડે આવેલો એટલે કે હોય કે પછી બીજા ગમે તે કારણથી...! તને દરેક વાતે ઉતાવળ રહેતી...! પાંખાળો ઘોડો...જાણે...!

ન્હાવું-ધોવું-જમવું -તૈયાર થવું બધું જ ફટાફટ...અરે... દાંત આવવાથી માંડીને, બેસતા શીખવું, ચાલતાં કે બોલતાં શીખવું એ બધુ પણ કેટલું વહેલું અને ઝડપથી આવેલું... સતત જાણે ક્યાંક જવાની ઉતાવળ ! સૂતો ન હો, એ સિવાયનાં ગાળામાં અંગે-અંગમાં એક અધીરતા લઈને ફરતો તું !

માણસો સાથે સંવાદ અનિવાર્ય સંજોગો ઊભા થાય તો



જ કરવાનો...બાકી મૌન શ્રોતા જ...! હા...કંઈ કેટલાયનો તું ખાસ મ્ખાસ મિત્ર... પણ તારો એવો મિત્ર કોણ એ તો કોણ કહી શકે ! તારા વિના...!!!

જો કે, હાઈસ્કૂલમાં આવ્યો ત્યાં સુધીમાં તો લાઈબ્રેરીની બધી જ ચોપડીઓને રીતસર ચાવી જ ગયેલો...! એમાંય જૂલે વર્નની સાગર કથાઓ અને 'સફારી' તો તારાં પરમ પ્રિય ! ગમતી વાત એ કે રાત્રિનાં ગાઢ અંધકારમાં આકાશદર્શનમાં લીન થઈને મનોમન ગ્રહો- નક્ષત્રો-તારાઓ સાથે એક સંબંધ સ્થાપિત કરવો.. દુરબીન છાતી પર લટકેલું જ હોય, બીજો શોખ કલાકો સુધી ઉછળતા સાગરનાં મોજાંઓને મૌન રહી નીરખ્યા કરવાં...

અને ચોમાસાની કોઈ મેઘલી રાત. ઓવરફ્લો થઈ રહેલા કોઈ ડેમની સમીપ અંધકારમાં ઊભાં રહીને એ જળ-રવને સાંભળવો..(કે પછી આ કંઠ પીવો ???)

માણસોનું સાંનિધ્ય તું કદાચ ન છૂટકે જ ખોળતો. બાકી તો અંધારી કાજળઘેરી રાતોમાં પણ ટમટમતા તારલાઓ સાથે કેવો તો મૌન સંવાદ તું રચતો હશે કે... ઘરનાં સૌ જનો જ્યારે નિદ્રા દેવીનાં ખોળે જાય ત્યારે તું ગળામાં દુરબીન ભરાવીને ઉપડી જાય એય ને ઉપર...અગાસીમાં...!

નિકટનાં પ્રિયજનો પાસે પણ તું મનનાં કમાડ જવલ્લે જ ઊઘાડતો...પણ પ્રકૃતિ પાસે કદાચ તું સાવ ઉઘાડો થઈ શકતો હોઈશ...એમ મને હંમેશા લાગ્યું છે. કુદરત સાથેની તારી મૈત્રી અદ્ભુત !

તારી કલ્પનાની દુનિયાની અમારે તો કેવળ કલ્પના જ કરવી રહી ને !

ઓગણીસ વરસ ત્રણ મહિના અને ત્રણ દિવસ.. ફક્ત મારી આંગણીઓના વેઢા પણ વધી પડે એટલું જ આયુષ્ય ! બાળક બનીને જ આવ્યો અને બાળક બનીને જ ચાલ્યો...

આટલા આયુષ્યમાં મૃત્યુંજય થઈને તારું જવું એટલે શું ??

કિશોરાવસ્થા અને યુવાવસ્થાના સંધિકાળ જેવી ઉંમરના ઉંબરે તું ઊભો હતો તો ચૂપચાપ...કદિય કોઈ વાતે ઘોંઘાટ કે આક્રોશ તારા વ્યક્તિત્વને અડકી પણ ન શક્યા.. આ ઉંમરનાં સહજ તોફાનીવેડા-મશ્કરી-ઠઠ્ઠા તારામાં ન જોયાં.

તારા હમઉમ્ર્ મિત્રોની મમ્મીઓ વાતે-વાતે પોતાનાં છોકરાઓને ટોકે કે તમે નીતિવજયની જેમ પાન-ફાકી-ગુટખા-મસાલાથી દૂર કેમ ન રહી શકો ! કો'ક મા વળી ફોર્સ કરીને સમજાવવાનું કહે તો મૃદુ સ્વરે- આછી મુસ્કાન સાથે તું એટલું જ કહે : 'આન્ટી, કોઈના સમજાવવાથી કોઈ ક્યાં સમજતું હોય છે ? ને આમ જુઓ તો બધા બધું જ સમજતા હોય છે, જે જેની ટેવ' બહુ અદબપૂર્વક સામેનાની સરહદમાં ન પ્રવેશતો તું...!! બસ આટલો જ જવાબ વાળવાનો.

ખુદ પણ કેટલી સિફતપૂર્વક બધાને તારા મનના અદીઠ પ્રદેશની સીમા પાસેથી જ પાછા વાળી દેતો!!!

કારકિર્દીની પસંદગીની વાત કરીએ કે, પછી પોતાને ગમતા પાત્ર વિશેના વિચારો જાણવા ઈચ્છીએ...પણ કોની મજાલ છે કે તું તારી કલ્પના કે સપનું શબ્દો થકી વર્ણવી બતાવે!? મીઠડું મરકીને એટલું જ બોલવાનું.

'લીવ પ્રેઝન્ટ ! ' આજને જીવી લ્યો..કાલ કોણે દીઠી ?

સંતત્વને સહજ સાધ્ય એવી તારી આ ઊંડી સમજણે જ તને મૃત્યુંજય બનીને કો'કનાં લાડકવાયાને બચાવવા સારુ પ્રેર્યો હશે !(શું આ પણ તું જાણી ગયો હતો કે અમારા માટે આવી પણ એક 'કાલ' આવશે !!!)

આજની સવાર કંઈક અનોખો રંગ લઈને આવી હતી. વીસમી ઓગસ્ટ, બે હજાર, બે જન્માષ્ટમી, બુદ્ધાષ્ટમી, બુધવાર.

કોલાહલ હજુ ઓસર્યો પણ નહોતો. તુ તો ભીડથી ભાગનારો.

આ જમઘટમાં તો બહાર જવાનું હંમેશા ટાળે જ- એટલે જ મોડેથી ઊઠ્યો. બધા મિત્રોને ફોન કરીને એક જગ્યાએ મળવાનું નક્કી કર્યું. એ જ રૂમમાં હું કંઈક લખતી બેઠી'તી...થોડીવારમાં તૈયાર થઈને મારી સામેની ખુરશી ખેંચીને બેસતાં બોલ્યો :

'અરે ખૂ...! મેં બધાને 'નિલકંઠ' માટે ખોટા બોલાવ્યા... આજે તો ત્યાં માણસોનું કીડિયારું ઊભરાયું હશે. હું તો ભૂલી જ ગયો, (ઘરમાં મારુ લાડકું નામ...'રૈખુ' જેમાંથી 'રે' નો છેદ ઉડાડીને એ ફક્ત 'ખુ' કહેતાં...) પર મારા જવાબની રાહ જોયા વગર ફોનનું ચકકરડું ઘૂમાવીને એ જ મિત્રોને નવા સ્થળે ભેગા થવાનો સંદેશો આવ્યો. 'નિલકંઠ' એટલે શહેરથી થોડું બહારનાં ભાગે આવેલું શિવાલય અને વૃદ્ધાશ્રમ.

ઘરના બીજા ભાગમાં બેસીને ટોળ-ટપ્પાં કરી સાસરવેલ બહેનોને મળીને વળી પાછો મારા કમરામાં આવ્યો. હંમેશની ટેવ મુજબ જ્યાં પપ્પાને ગળે મળીને જવા લાગ્યો, પપ્પાને સહજ પૃચ્છાની ટેવ જ નહીં. પણ મેં કુતુહલથી પૂછી જ લીધું તને...'

'કાં...નિત્ય ! પછી કયું ડેસ્ટિનેશન નક્કી કર્યું તમે લોકોએ ? આંખો ઝીણી કરી- ટોળ કરતો હોય એમ મારી નાકની દાંડી પરથી ચશ્મા કાઢી લઈને બોલ્યો : મને ચીડવાની કંઈ કેટલી ટેવ માંહેની આ એક હતી !

'ખૂ...' ફાઈનલ ડેસ્ટિનેશન' એણે પોતાની લાક્ષણિક ઢબથી હોલીવુડની પોતાની પ્રિય ફિલ્મનું નામ લઈને મજાકમાં જ મને કહ્યું પણ કોણ જાણે કેમ ! મારા હૃદયમાં એ શબ્દો 'ફાઈનલ ડેસ્ટિનેશન' એવા તો ચુભ્યા કે અકારણ મારુ હૃદય કંપી ઊઠ્યું. મે મારી ભ્રકૂટી તંગ કરીને એની સામે જોયું કે એણે તરત જ વાત વાળી લઈને કહ્યું : 'ચલ, ભીડુ બહુ વિચારવાની તસ્દી ન લે ખૂ...જલ્દી ઘરડી થઈ જઈશ...(ખડખડાટ હાસ્ય) એમ તો ભાદર ઉપર ! જઈએ છીએ.

પપ્પાના કાને 'ભાદર' શબ્દ પડતાં એ થોડા ચિંતિત ચહેરા સાથે નિત્ય સામે ફરી જઈને બોલ્યા ''એ ભૈ...ડેમનાં પાણીમાં ઊતરજે મા.. હો...બાપા ! ખબર છે ને તને પાણીની ઘાત છે એ તો...'', પપ્પાને આલિંગન કરીને ગાલમાં ખંજન પડે એવું



હસતો-હસતો એ કમરાની બહાર જતો રહ્યો.'

હું અને પપ્પા બે ક્ષણ એકમેક સામે કશીક આશંકાથી તાકી રહ્યા. કેમ કે પપ્પાને કેન્દ્રમાં વૃશ્ચિકનો ગુરુ અને જ્યોતિષની જન્મજાત અંતસ્ફુરણા, નિષ્પાપ મનથી સૂઝે એટલું અણધાર્યું બોલી નાંખે..અને પછી એવું જ ઘટિત પણ થયાના દાખલા બનેલા. હું તાજની સાક્ષી...પપ્પાએ જ કુંડળી વાંચેલી નિત્યની.. અને એણે જ ચંદ્રનું મોતી ચાંદીમાં મઢીને નિત્યને ગળામાં પહેરાવેલું...આજે આમ સાવ અચાનક જ પપ્પા આ શુ બોલી ગયા ? મારો સ્વભાવ મૂળથી જ વિચારશીલ...પરંતુ...

આજે મારા વિચારો એ દિશામાં વધુ આગળ ચાલે એ પહેલાં તો ઘરનાં બીજા ભાગનો મજાકિયો માહોલ લઈને બેઉ બહેનો અમારા કમરામાં પ્રવેશી ગઈ.

વાતો થતી રહી. એવામાં પપ્પાની આંખ લાગી ગઈ. બહેનોએ મને ઘણો આગ્રહ કર્યો તીનપત્તી રમવા માટે. પણ મેં ત્યાં જ બેસીને કશુંક વાંચવાનું પસંદ કર્યું. નિત્યને પણ આજે તીનપત્તી રમતા શીખવું હતું પણ...આ લોકોએ થોડુ મોડું કર્યું. એમાં એણે બહાર જવાનો પ્રોગ્રામ ઘડી કાઢ્યો...

ઘડિયાળમાં પોણાચાર વાગતા હતા અને ફોનની ઘંટડી વાગી...ઊંઘરેટી આંખો ચોળતા પપ્પા સફાળા બેઠા થઈ ગયા. ઝડપથી રિસીવર કાને રાખ્યું...

હું માત્ર સાક્ષીભાવે પપ્પાનાં મુખભાવનું નિરીક્ષણ કરતી બેસી રહી. બહુ જલદી ટૂંકી વાત થઈ અને સામેની લાઈન કટ થઈ. પપ્પાએ રિસીવર ક્રેડલ પર મૂકતાં એટલો તો મોટો શ્વાસ છોડ્યો કે..કદાચ એની ઉષ્મા મારા સુધી પહોંચી હોય અને હું દાઝી ગઈ હોઉં...એવું થયું...

ખીંટીએથી ઝભ્ભો માથામાં પરોવતા પપ્પા ખાલી એટલું જ બોલ્યા...'રેખુ...હું નીતિને લેવા જાઉં છું - તું અહીં બધાને સાચવી લેજે ! પપ્પાનો કેન્દ્રનો ગુરુ એને આવું બોલાવતો હતો કે ? અંતઃસ્ફૂરણા ?'

..............!!!

'લેવા જવું એટલે શું એનો અર્થ મારા અંતરને વીંધી ગયો....'

એના મિત્રએ જણાવ્યું એ મુજબ એક અજાણ્યા કિશોરને ડૂબતો બચાવવા જતા, ડેમના હેઠવાસના, ઓવરફ્લોવાળા ભાગમાં નીતિવિજય ગરક થઈ ગયો હતો.

થોડીવારમાં તો ઘરનું વાતાવરણ બોઝિલ બની ગયું... જેને વેઠવું અસહ્ય લાગવા માંડ્યું...

માની શ્રદ્ધા તો એટલી અડગ કે બીક લાગી ગઈ મને, આ શ્રદ્ધાભંગનો સામનો કેમ કરીને કરશે એ ભોળુડી !

ઘરમંદિરના અખંડદીપને નિરખતી- નિતરતી માની એ આંખો..ઓહ...કેટકેટલું જોઉં...કેટલું ન જોઉં...?

ધીમે ધીમે સમાચાર પ્રસરવા માંડ્યા.

ભાદર ડેમના હેઠવાસમાં ઊભેલો લાચાર બાપ...

વિધિની વિચિત્રતા તો જુઓ !

આ એ બાપ હતો જે ખુદના ખેતરના ભમ્મરિયા કૂવામાં મિત્રો સાથે પાણીમાં થપ્પા-દાવ રમીને સૌને ચકિત કરી મૂકતો! અને આજે એ અદ્‌ભુત તરવૈયો...!!!

ફાયર બ્રિગેડના બે-બે જવાનોની મહેનતથી પણ દીકરાની લાશ મળતી નથી એ કરપીણ વાસ્તવની સામે ઊભો છે સ્તબ્ધતા ઓઢીને..

સામી ક્ષિતિજે સૂર્યનારાયણ પણ કદાચ બાપની આ વિવશતાને જોવા માગતા ન હોય, એમ અસ્તાચળ તરફ ઝડપથી ગતિ કરી રહ્યા હતા.

હોઠ ભીડીને જ નહીં પણ સમગ્ર સંવેદનતંત્રને સંકેલી લઈને એ માણસે એક નિર્ધાર કરીને ઘરે ફોન કર્યો....

સ્વાભાવિકપણે જ ઔપચારિક્તા નિભાવવા માટે હું સજ્જ હતી જ. મેં જ ફોન રિસીવ કર્યો સામે છેડેથી પૌરુષીય ખોંખારો ખાઈને પપ્પા એટલું જ બોલ્યા : 'રેખુ...મારા દીકરા, ભાદરમાં ભાઈ ક્યાંય મળતો નથી.(.....!!!)

બે-બે ફાયર બ્રિગેડના જવાનોએ મહેનત કરી છે. દિવસ આથમવાની તૈયારી છે...તું બધું સંભાળી લઈશ એવો ભરોસો છે તારી ઉપર ! દીકરા...નિત્યને તો આંબી નહીં શકું પણ એનાં શરીરને આંબી શકવા સારુ હવે હું જ કૂદી પડું એ જ એક ઉપાય છે...'

એ પડકારભર્યા અવાજમાંથી ઊઠતું અદશ્ય કંપન મને સમગ્રપણે ગ્રસી રહ્યું હતું. એમણે સમાપન કરતાં હોય એમ કહ્યું "ચાલ....દીકરા ! આવીશ તો નિત્યને લઈને આવીશ, નહીંતર છેલ્લીવારના રામ-રામ....,"

મારે ક્યાં કંઈ બોલવાનું બચ્યું હતું...!?

પપ્પાના શબ્દોથી કાનમાં તમરાં બોલી ગયાં. છાતીનાં પાટિયાં બેસવાં એટલે શું એ વાતની તીક્ષ્ણ અનુભૂતિ મારી અંદર સુધી ઊતરી ગઈ.

જન્માષ્ટમી જેવા પર્વની ઢળતી સાંજે જ્યારે પપ્પા કૂદી પડવાના નિર્ધાર સાથે પુલ ઉપર ઊભા હતા એ વખતે ડેમની નજીકનાં ગામે રહેતા એક ક્ષત્રિય સજ્જન, પપ્પાના મિત્ર તેમજ તરવૈયા પણ ખરા...એ ત્યાં આવી પહોંચ્યા અને બધી હકીકતથી વાકેફ થઈ તુરંત પપ્પાને રોકી લઈને પોતે જ નદીમાં કૂદી પડ્યા. (જતાં જતાં પણ આ રમતવેતે ન મૂકી એમને ! કોઈ ભેખડની હેઠે સંતાઈ ગયો હતો એટલે તો શોધતાં આટલી વાર લાગી)

થોડીવારમાં તો એણે બે હાથો વડે ઉપાડેલા નિત્યને પપ્પાની આગળ ધરી દીધો.

પપ્પાએ આથમતા સૂરજના અંતિમ કિરણની સાક્ષીએ પોતાની છાતીમાં એક સૂર્યાસ્તને ધરબી દીધો..

હંમેશ માટે.

સૌરાષ્ટ્રના ઉત્સવપ્રિય નાગરિકો શ્રાવણિયા તહેવારોમાં પોતાનાં કામ- ધંધા સજ્જડપણે બંધ કરીને આનંદથી જીવનારી



પ્રજા...એમાં ડોક્ટરો સૌથી મોખરે.

પી.એમ. માટે પપ્પાએ જ્યાં-જ્યાં જવા ચાહ્યું ત્યાં-ત્યાં ડોક્ટરો ગેરહાજર મળ્યા. પરિચિત સરકારી દાક્તર વળી ગામમાં હતા, સરકારી ઈસ્પિતાલમાં જઈને એ વિધિ પૂર્ણ કરાયો....

ઘરે આવેલો નિત્ય આખોય ગુલાલથી રંગાયેલો...

મને એની વાત યાદ આવી. એણે રોષે ભરાઈને જ, ચીડથી સોગંદ ખાઈને હજુ તો થોડીવાર પેલા જ કહ્યું હતું...'હવે પછીની આવતી આઠમે આ રથયાત્રામાં જોડાય એની મા મરે !' અને અત્યારે ?

શું એણે માના સોગંદ ખાઈને માનું મૃત્યુ પોતાના પર લઈ લીધું હતું કે ?

બહુ જ નજીકનાં અને જાણીતાં બધાં સ્વજનો ભેળાં થઈ ગયાં હતાં. વાતાવરણની કરુણતા વર્ણવવી અસંભવ... હતું એ વેઠ્યે જ છૂટકો..અને વેદનાની આવી વેળાએ વખત વીતતો નથી, બસ, આપણી ઉપર વિતાડતો હોય છે...!

ગોબરનો સાથરો...

થરથરતી દીવાની જ્યોત... પીઠી ચોળેલો...ગુલાબી ઝાંયવાળો એ કાંધોતર દેહ ! આ...હ...આમ તે કોઈ સૂતું હશે ભલા !!

રડતા હૃદયથી એક નિર્ણય કર્યો અને શાંતિથી પપ્પાને એક કોરે બોલાવીને મારી ઈચ્છા પ્રકટ કરી.

આંસુના ઝળઝળિયાં તબકાવીને પપ્પાએ મારી પીઠ પસવારી...

બેય બહેનોનાં સાસરિયા પક્ષના વડીલોએ મારી ઈચ્છા જાણીને મને ફૂસફૂસાતા સ્વરમાં સલાહ આપી કે 'મારે આમ ન કરવું' મેં મક્કમતાથી કહ્યું કે...

'મારી સ્વસ્થતામાં ક્યાંય તીરાડ પડે તો મને પાછી ઘરે મૂકી જજો બસ...,'

પુરાણોનાં વચનને યાદ કરીને નહીં કે દીકરો બાપનો આત્મા કહેવાય...કે નહીં કશું સાબિત કરવા સારુ મારે આમ કરવું હતું. સાથે જવા ધારું તો પણ ક્યાં આંબી શકવાની હતી ? એ તો હવે અનંતની સફરે નીકળી ગયો હતો ! કેમ પોગાય ? એ અનંતના યાત્રીને ?

બસ મારા મનમાં તો એક જ દશ્ય કે... આ બાપની અંતિમઘડીમાં એવું દશ્ય હશે કે જેમાં દીકરાની ચિતાને આગ આપનાર અને કાંધ દેનાર તરીકે આ મોટું સંતાન...એટલે કે એની આ દીકરી 'પણ' એને દેખાશે..એનાં ભારમાંથી કંઈક ભાગ પડાવી શકું તો ય ઘણું આટલો જ નર્યો ભાવ મારો.

ઘડ જ નથી બેસતી મનમાં...અરે ...હજી તો કાલની જ વાત.. સાત પેઢીથી જે ઘરમાં એક જ દીકરો અવતરતો હતો ત્યારે એક-એક જ પુત્રની આ પરંપરાએ ખૂબ-ખૂબ રાહ જોવરાવી. અને નિત્ય આવ્યો...મબલક આનંદનું ભાથું ભરીને.

શું એ આનંદથી ઘડીઓમાં જ નિયતિએ કાળી શાહીથી લખ્યું હશે કે..એક જન્માષ્ટમીની સાંજે-રાત્રે તમારા ઘરેથી આ કનૈયો વિદાય લેશે ?

કોણ જાણી શક્યું નિયતિના નિરાળા ખેલને ?? ખડકાયેલી ચિતા પર કેવો શાંતિથી સૂતો જાણે કે.. હમણાં ઊઠશે કે શું ? મનના આ તે કેવા-કેવા ખેલ...?

કોઈ ઊઠ્યું છે આ જ લગી ? અને તો પણ કેવો મોહ ? હું ધીરે- ધીરે ડગ ભરી રહી છું...

પાણી ભરેલો માટીનો ઘટ ખભેથી હળવેકથી દેડવી દીધો. પાણી અને ઘીમાં ઝબોળેલા પ્રજ્વલિત લાકડાને હાથમાં લઈને ઠીકરા જેવી વેરણછેરણ જાત તારી સાથેની વેરવિખેર લાગણીઓ. પ્રદક્ષિણા પૂરી કરી, જમણા પગના અંગૂઠામાં મુખાગ્નિ પ્રજ્જવલિત કર્યો.

ત્યાં તો...ભડ...ભડ...ભડ...ભડ...

આકાશ મુખી જ્વાળાઓ ઊંચે ઊઠવા લાગી..લપકારા લેતી...

પપ્પાએ મને કંઈ નજરે જોઈ હશે એ મને હોંશ નહોતા કેસરી-પીળી એ તેજરેખાઓમાં નિત્યનું બાળપણ ઝબકતું હતું. ધીરે ધીરે મારી આંખ સામે અનોખો જ પ્રકાશ છવાઈ રહ્યો. કોક અલૌકિક જ ભાવ પ્રકટ થયો ભીતરમાં.

ધીરે-ધીરે દેહના બળવાથી ખરતી રાખ જાણે કે અમારા સૌના એક સામટા સળગીને રાખ થઈ ગયેલા ઋણાનુબંધ નિત્ય સાથેના તમામ સંબંધો જાણે કે ભસ્મ થઈ ગયા.

બરાબર એ જ સમયે સ્મશાનથી નજીકનાં મંદિરમાંથી કૃષ્ણજન્મોત્સવનો શંખનાદ અને ત્યાર પછી નગારાં, પખવાજ, ઝાંઝ, ઢોલક અને મંજીરાંનાં સુમધુર-પવિત્ર સ્વરોમાં થતી આરતીનો સ્વર કાનમાં ધીમી ધારે રેડાતો ચાલ્યો. બળી રહેલા અંતરાત્માને જાણે કે ઠારક કરી રહ્યો હતો.

આ જ એ ક્ષણ હતી શું ?

જ્યારે ઊંચે ઊઠતી રક્તિમ જ્વાળાઓ સાથે નિત્યના દેહની અંદરનો વિશુદ્ધ આત્મા ઊર્ધ્વગામી બનીને ઊંચે ચડી રહ્યો હતો !!! આભને આંબવા મથતી- લપકારા લેતી એ રક્તિમ નગ્ન જ્વાળાઓના તણખા છેક મારી ભીતર સુધી અડી રહ્યા હોય એમ હું અંદરથી દાઝી હોઉં એવા ભાવ સાથે-સહસા ચમકી ગઈ... કહ્યું છે ને કે...એક નાનકડી ચિનગારી પણ પોતામાં કરોડો વરસનો અંધકાર ગળી જવાની ક્ષમતા રાખતી હોય છે...! કોણ જાણે ક્યા જન્મનું અનુસંધાન આ ક્ષણ સાથે થઈ રહ્યું હતું. પરંતુ હૃદય જરાક વારને માટે ધબકવાનું ભૂલી ગયું હોય એમ લાગ્યું મગજની ચેતનામાં કંઈક સળવળાટ થયો...

એક ચમકારો !

હજુ તો હમણાનાં જ અષાઢી નવરાત્રિનાં મારા અનુષ્ઠાન! છેલ્લા દિવસના બાકી રહેલા જપ કરતી- ઘરમંદિરની સામે બેઠી છું. હોઠ પર જપ તો ગાયત્રીમંત્રના હતા, પરંતુ નજર મંદિરમાં રહેલી ઠાકુર રામકૃષ્ણ પરમહંસદેવ, મા શારદામણીદેવી અને



સ્વામી શ્રી વિવેકાનંદની છબી પર સ્થિર થઈ...

અચાનક જ મનમાં કોઈ અનુસંધાન વગર વિચાર આવી ગયો કે...હવે પછીનાં રક્ષાબંધને હું સ્વામીજીને જ મારા ભાઈ માની લઉં તો કેવું ? આવા વિચિત્ર વિચારથી મને પણ આશ્ચર્ય થયેલું અને પછી તરત જ મેં એ વિચારને ખંખેરીને, મારા મનને જપમાં પરોવ્યું.

પણ અત્યારે આ ઘડી એ ફરી તેજરેખા જેવો વિચાર આવીને અંતરમાં અજવાળું કરતો ગયો કે...નિત્યની વિદાયની એ આગોતરી એંધાણી હતી...જે અત્યારે સમજાય છે.

દેહ અને દેહ સાથે જોડાયેલા અન્ય સંબંધોને છેદીને ભેદીને સમગ્ર સંસારની નિશ્વરતાને તીવ્રતાથી સમજાવનાર આ ક્ષણ મારા જીવનનો આંતરિક પલટો કરી નાખનારી ! અંતરયાત્રાનો આ તે કેવો વળાંક ?

હાઈસ્કૂલ કાળથી  જ ઠાકુર રામકૃષ્ણ પરમહંસનાં અતિ મહાન વ્યક્તિત્વને વંદી રહેલું મારું મન જાણે કે આ ક્ષણે ભવિષ્યનું ભાથું બાંધી રહ્યું હોય એમ મને ઊંડે સુધી અનુભવાયું...

સ્મશાનની એ શોકમઢી ગ્લાનિનું વસ્ત્ર પળવાર માટે મારા પરથી સરીને હેઠે પડી ગયું જાણે...

આસપાસનાં વેદનાગ્રસ્ત લોકો નાનાં-નાનાં ટપકાં જેવા ભાસ્યાં મને. એ વેળાએ નિત્યની વિદાય અને શ્રીકૃષ્ણની જન્મની છડી પોકારતી એ સંક્રાતિ કાળની ક્ષણોમાં ભીતરથી એક ઝીણો સ્વર પણ ઊઠ્યો...સમગ્ર ભાવજગતને આલિંગન આપીને કોઈએ કહ્યું જાણે કે...

આવવું-જવું ! નિત્ય અનિત્ય ! શાશ્વત નાશવંત ! ક્ષણભંગુર સનાતન !

સઘળું નિયતિનું નિર્માણ માત્ર !

કોઈપણ સાથેનો આપણો સંબંધ શું આપણી ઈચ્છાને અધીન હોવાનો ?-

ના..,..જરીકે નહીં..

સઘળા સંબંધો એક ઋણાનુબંધ માત્ર !

પંચોતેર કિલો- પાંચ ફીટ નવ ઈંચની કાયા હવે માત્ર નાનકડી ઠીકરાની મટુકીમાં રાખ થઈને અમારી સાથે ઘરે આવી હતી. સતર પાંચ ચોર્યાસીથી વીસ આઠ બે હજાર બે બીજથી જન્માષ્ટમી સુધીની એક યાત્રાનો વિરામના...અંત તો જ કહેવાય. એને..કેમ...કે...આત્મા ખુદ અનંત પ્રવાસી નિત્ય પ્રવાસી...

આ કેવી વક્રતા છે જેને કાંધે ચડાવીને સ્મશાને લઈ ગયા હતા એ જ સ્વજનનાં અસ્થિ અને રાખ ઘરે તો લઈ આવ્યા છીએ પણ લોકોકિત મુજબ એને ઘરની અંદર નહીં રાખી શકાય...!

એ અસ્થિકુંભ બહાર આંગણામાં જ રાખી દેવો પડે... આવું કેમ ? જે સ્વજન હવે આ દુનિયામાંથી વિદાય લઈ ચૂક્યું છે એની સ્મૃતિઓને શું મન-અંતર-હૃદયને બદલે બહારનાં કોઈ અદીઠ આંગણામાં રાખી શકીશું ???

જીવન જેવું જીવન જ્યારે બુઝાય છે ત્યારે એકસાથે કેટકેટલાં મનમાં સામટું અંધારું થાય છે...!

આ નગ્નસત્યનો સાક્ષાત્કાર કરતા અમે સૌ સળગતી બત્તીઓ)-અને સળગતાં હૃદયો પણ !) ની સાક્ષીમાં જાગતાં બેસી રહ્યાં...કાળની છાતીમાં જાણે ખીલ્લા ખોડાતા હતા.

સૌએ પોતપોતાની સ્તબ્ધતાને સંતાડવાના આગવા પ્રયાસો કર્યા. કરવા જ પડ્યા...અલબત્ત.

નિત્યક્રમ મુજબ જ ઘડિયાળે જ્યારે પરોઢનાં પાંચનો સમય બતાવ્યો કે પપ્પાએ રોજના કર્મ મુજબ જ ચા બનાવી, મમ્મીને પણ ધરી...અને પછી..મોર્નિંગવોક માટે  રેલવે સ્ટેશન જવા સારુ ઘરેથી નીકળી ગયા...!!!

મને તીવ્ર ઈચ્છા થઈ આવી, પપ્પાની સાથે જવાની...

પરંતુ કેટલીક યાત્રાઓ એકલાં જ કરવાની હોય છે...!

મેં મને રોકી લીધી.

મૃત્યુ સમાન પીડામાંથી મળેલો તાજો ઘા લઈને ઘરની બહાર નીકળી ગયેલા બાપની મનઃસ્થિતિની કલ્પના કરવી જરાય અઘરી ન પડી મને !

પુત્રની અંતિમવિદાયની વેદના સંતાડવા માટે એણે પોતે સંપૂર્ણ સ્વસ્થ છે...એવું જાહેર કરવું પડ્યું...એ જ કેટલી મોટી વિડંબના...!!!

એ ઘોર રાત્રિનું પરોઢ પણ અમારા માટે તેજને બદલે અંધારાનો સંદેશ લઈને આવેલું લાગ્યું...

મૃત્યુ પામેલું સ્વજન ઘરમાંથી જીવિત સ્વજનોની ઊર્જા અને ચેતનાને પણ પોતાની સાથે લઈ જતું હશે, શું ???

માનો તો જાણે કે જીવનપ્રત્યેની શ્રદ્ધાનો ભંગ થયો હતો. ગણીને પાંચ જ સ્વજનો રહ્યાં હતાં. અમો સૌ મનોમન કશું ક તરી જવાના, વળોટી જવાના- કહો કે પાર કરી દેવાની ગડમથલમાં સ્તબ્ધ મૌનને ઓઢીને બેસતાં.

બોલવાનું થાય ત્યારે નિયતિની ગુથ્થીને એની રમતના પાસાને સમજવાના પરખવાના પ્રયાસોનું બંધબેસતું આશ્વસ્ત કરે એવું વર્ણન કરીને એકમેકને દિલાસો દેતાં.

પણ... સમયની ખીલી કાળની કોઈ ભીંતમાં નહીં અમારી છાતીમાં ખોડાઈ હતી. અને અમે સૌ ઈચ્છતાં હતાં કે બધું વીતી જાય...બધું જૂનું થઈને ધરબાઈ જાય, ભીતરની કો' ગુહામાં કે જ્યાં અમે ભૂલથીય ભૂલાં ન પડીએ...!

આ હકીકતના ડાઘાને ઘસી-ઘસીને ભૂંસી શકાતા હોત તો !!! હું વિચારતી, તો પણ છાતી ઉપર તો અસંખ્ય ઘસરકા રહી જ જાતે !!!

શાસ્ત્રોમાં કહ્યું છે એમ, બાર દિવસ સુધી આત્મા એ જ ઘરમાં રહે છે, જ્યાં એનો મનુષ્યદેહરૂપે જન્મ થયો હોય. આ બાર દિવસમાં માટીનાં કોડિયામાં મૃતકને પ્રિય મિષ્ટઅન્ન-દૂધ-ફળફળાદિ-જલ... આદિ...આદિ...તુલસીના ક્યારે કે પછી છાપરા ઉપર મૂકવાનાં હોય છે..મને આ ક્રિયા કરતાં કાયમ



વિચાર આવતો કે..જેણે જીવતેજીવ પોતાની એક પણ ઈચ્છા જણાવી નથી. એ મૃત્યુ બાદ અતૃપ્ત કઈ રીતે હોવાનો !!!

આત્માને કોઈ સંબંધ નથી હોતા, પરંતુ દેહધારી તરીકેના આપણી સાથેના તમામ સંબંધોમાંથી મૃતકને મુક્ત કરવાની વિધિઓ, તર્પણ, પિંડદાન, ઈત્યાદિ થયું...કેવી વિચિત્રતા કહેવાય કે...જેની સાથે ગાઢ પ્રેમથી જોડાયેલા હોઈએ એની ચિરવિદાય પછી એની કોઈ સ્મૃતિ ન રહે એ માટે આપણે કેવા મરણિયા પ્રયાસો આદરી દેતાં હોઈએ છીએ...!!!

એના વપરાશની ઉપયોગની બધી જ ચીજવસ્તુઓ, વસ્ત્રો, પગરખાં, બેટ, બોલ, કેરમ, પુસ્તકો ન જાણે કેટકેટલું ! ઘરમાંથી હટાવી દઈએ છીએ. આ બધું તો બ્રાહ્મણોને આપી દીધું. પરંતુ તારા દ્વારા લખાયેલી ડાયરીને મારી પાસે રાખી લેવાનો મોહ હું રોકી ન શકી ! નિત્ય ! જેમાં તે લખેલી કવિતાઓ હતી અને આપણી વચ્ચે થતી બૌદ્ધિક અને મનોવૈજ્ઞાનિક ચર્ચાઓની નોંધ પણ હતી.

એમ તો સ્થૂળ રીતે મૃતક- સ્વજનની સઘળી સ્મૃતિઓને પ્રયત્નપૂર્વક ભૂંસી નાખવા મચી પડેલાં, મર્ત્યલોકનાં માનવીઓ, એમની સૂક્ષ્મ ચિરકાલીન સ્મૃતિઓને ભૂંસી શકવામાં ક્યાં સફળ થાય છે..!! સ્મૃતિઓથી સુરક્ષિત રહી શકે છે, ખરાં ! કદાચ લોલકની જેમ પછી જીવનભર બે સ્થિતિ વચ્ચે ઝૂલ્યા કરે છે. સ્મૃતિ...વિસ્મૃતિ...

બની ગયેલી ઘટનાનો સહજ સ્વીકાર તત્ક્ષણ તો અસંભવ જ છે. પરંતુ આંતરિક બળના પ્રતાપે ધીરે-ધીરે એ દિશામાં ઠહરાવ આવવા લાગે છે અને પછી ઘાણીનાં બળદની જેમ પોત-પોતાનાં વર્તુળમાં ફર્યા કરીએ છીએ. ક્યાંકને ક્યાંક પોતાની જાતને વ્યસ્ત રાખવાની જીવલેણ મથામણ ચાલુ જ રહે છે, જો કે..સચેતનપણે થતી આ ક્રિયામાં ક્યાંય ઢીલ થઈ કે મન શિથિલ થઈને ફરીથી ગમગીન થઈ જ ગયું સમજો ! અને એ મન પછી તો વેદનાનાં વમળમાં ખેંચી ગયું જ જાણી લો.

માની તો વાચા જ હણાઈ ગઈ'તી...જો કે એક આશીર્વાદ ઈશ્વરના માને સહજ મળેલા કે...દારુણ દુઃખમાં પણ એને પર્યાપ્ત તો નહીં તો પણ નિદ્રા સહજપણે આવી જાય...જ્યારે પપ્પા...!

કદિ માના સૂઈ ગયા પછી અમારી ત્રણ બહેનોની પાસે સ્વસ્થતાથી પોતાનો વલોપાત આ રીતે કાઢી શકતા કે : 'મા-બાપ તરીકે અમને બેઉને એક એવા શૂન્યએ ગ્રસી લીધું કે હવે કદાચ મૃત્યુપર્યન્ત એ શૂન્યતા સભર નહીં થાય... હું, એનો બાપ દિગુભા..કેવો સાબૂત ! કે હજુ જીવું છું...કેમ કે મારા દેહમાં હજુ પ્રાણ છે. આ ખોળિયું હાલે-ચાલે-ઊઠે-સૂવે-ખાઈ-પીએ-મળત્યાગ કરે છે. હજુ કેટલી ધૃણિત છે. આ ક્રિયાઓ ને તોય હું કરી રહ્યો છું. નિરંતર. દશરથે તો પુત્રવિયોગે પ્રાણ ત્યાગ્યા હતા...અને હું ? ગમે તે થઈ જાય તોય જાણે જીવતો જ રહી જાઉં છું. આ શરીરમાંથી હું ખસી કેમ નથી જતો ? શું ઈચ્છાનુસાર મૃત્યુ પામવાની યોગવિદ્યા મને સાધ્ય નથી એટલા માટે ? હવે કઈ એવી આશા મારા મનમાં જીવિત હશે કે જે પૂરી કરવા સારું હું જીવી રહ્યો છું...! હજીય શું કંઈક મેળવવાની કે એવી કોઈ પ્રાપ્તિ બાકી રહી ગઈ હશે કે જે આ શૂન્યતાને ભરી દેવા માટે સમર્થ હોય !!! કે પછી એવું તો નથી કે હું આ જીવનની સઘળી તૃષ્ણાઓનો દાસ હોઉં-જીવિતેષ્ણા ...!!! ઈચ્છાઓનો ગુલામ હોઉં ! ના... એમ ન થઈ શકે. હું એટલો બધો અપેક્ષાઓને અધીન ન હોઈ શકું... મારે પણ મારા મૃત્યુનો આરંભ કરી દેવો જોઈએ. પથારો જે પાથર્યો છે, આ જગની મહેફીલમાં એ ધીરે-ધીરે સમેટવાની શરૂઆત કરવી જ રહી કેમ કે ..રાત વીતી રહી છે, મશાલો જલી રહી છે. પરંતુ હવે તેલ પણ ખૂટી રહ્યું છે..., અને પછી શબ્દો અર્થહીન બની જાય એવી એક અવસ્થા.'

મારો બાપ એટલે હાલતી ચાલતી મહેફીલ જ જોઈ લો, અને એની આ હૃદયવિદારક વાત...

સંતાનો તરીકે અમે વિહ્વળ વ્યાકુળ થઈને તાકી રહેતાં આ લાચાર બાપની તબકતી વૃદ્ધ થઈ રહેલી આંખોને.

મા-બાપને કંઈપણ કહેવું જાણે કે શબ્દોની ખોખલી રમત જેવું જ લાગતું મને તો... અને જે કંઈ હૈયામાંથી વહીને હોઠો સુધી આવતું એ તો શબ્દરૂપ ધરે એ પહેલાં જ ખારું જળ બનીને તિરોહિત થઈ, વેરવિખેર થઈ જતું.

ક્યાંક સાંભળતાં તો આવ્યાં છીએ કે..દુઃખનું ઓસડ દહાડા પણ અનુભવ્યું એ તો કંઈક નોખું લાગ્યું... કેટલાંક દુઃખ, દર્દ, ઘટના પીડા કે જખમ સમયાતીત હોય છે. સમયનો મલમ જેને રુઝાવી ન શકે, કાળ એવા જખ્મ પણ આપતો હોય છે. સદાય દૂઝતા તાજા ઘાવ!

ઉંમરમાં અમારા સૌથી નાનેરો તું.. મારાથી તો ખાસ્સો બાર વરસ નાનો.

અમે તો સમય સરતાં ઉંમરમાં વધતાં જઈશું પણ તું...!! એવડોને એવડો 'ચિરકિશોર' રહીશ. સદૈવ.

અમારી ઉંમરમાં વરસો તો ઉમેરાશે પણ તારી વિદાયની વેદના એમાંથી કેમેય કરીને, ક્યારેય બાદ થશે ખરી ?

ખેતરો અને ખોરડાંઓ ઉપરથી કેટકેટલા સૂરજ ઢળી રહ્યા છે, કેટલીય રાત્રિઓ વીતતી ચાલી છે....દિવસ તો અર્થહીન કેટલીય પ્રવૃત્તિઓમાં વીતી જાય છે પણ રાત્રે હૃદયની ભીંતે આડશમાં સંતાઈને ઊભેલાં તારાં સ્મરણો પટ દઈને મનનાં આંગણે રમવા ઊતરી પડે છે.

પપ્પાના ગુરુજીએ અગમવાણી ઉચ્ચારીને મમ્મીને કહેલું: 'તુમ્હારી શ્રદ્ધા કે સામને આશુતોષ શિવ કો ઝૂકના પડેગા... વૈસે તો, દિગ્વિજય કે ભાગ્યમાં પુત્ર સંતાન કા સુખ હૈ હી નહીં.'

પરંતુ ઈતની સારી દુઆએ, આશિષે તુમ્હે મીલી હૈ કી અબ શ્રદ્ધા કી વિજય કે રૂપમેં, ગીતામેં લિખા ભ્રષ્ટાત્મા યોગી પુરુષ કી આત્મા યા ફીર સ્વયં શિવકા હી કોઈ ગુન તુમ્હારી કોખસે જન્મ લેગા..મગર સબૂર ! વો અપને સંચિત કર્મોકે ઋણાનુબંધ સે હી તુમ્હારી ગોદમે ખેલેગા...ઉસે તુમ સબ અપને મોહમે બદ્ધ



નહીં કર પાઓગે... વો સ્વયં જન્મસિદ્ધ નિર્મોહી હોગા...ઔર કદાચિત અપની યુવાવસ્થામે હી સંસારસે ઉપર ઊઠ જાયેગા..., આ વાક્યથી વિહ્‌વળ થઈ ગયેલી માતાને આશ્વસત કરીને ગુરુજીએ કહેલું : 'મેરા અર્થ થાકી વો. 'સંસારમેં તો રહેગા લેકિન સંસાર ઉસમે નહીં હોગા....,' ગુરુની કેવી ગૂઢ ભવિષ્યવાણી !!

રાત્રીની નિરવતામાં એમની ગૂઢવાણીના અર્થોને ઉકેલવા મથતી હું વિચારી રહું છું કે...કેટલાં સુ-પાત્ર માતા-પિતા ! કેવા આ કુળના ખાનદાની સંસ્કાર ! મોટા દાદાજી તો ઘરે-ઘરે ટહેલ નાખીને, મૂંગા પ્રાણી સારુ રોજ રોટલા ઉઘરાવવા જતા ! ઝોળીવાળા ભા તરીકે જ ગામમાં ઓળખાય ! એમાંય ક્યારેક તો કોઈનાં કડવા વેણ ખમી લ્યે અને એકાદ વાર તો પરેણાનો ઘા પણ પીઠ પર ઝીલી લીધેલો. પણ ટેક એટલે ટેક ! પાદરની સીમમાં અમુક વીઘામાં તો ગાયો સારુ જ રજકો(ચારો) વાવવાનો! ખેતરના રખેવાળને ચોખ્ખી વાત, મારા ખેતરમાં પાક ચણતાં પંખીઓને કદિય ગોફણથી વીઝવાનાં નહીં !!! અહો !

એમના જ નકશે કદમ પર કુટુંબનાં અન્ય પુરુષો પણ ચાલ્યા આવે. પંખીને ચણ, કીડીનું કીડિયારે મંદિરના બાવાજીને હરરોજ 'રામરોટી' કૂતરાંઓને રોટલા, ગામમાં આવતા બાવા-સાધુ કે અજાણ્યા અતિથિઓનો સાદર સત્કાર' કોઈ નબળી વ્યક્તિનું દવાખાનું કે કોઈની દીકરીનું આણું....આ ઘરેથી કદિય કોઈ ખાલી હાથે નિરાશ થઈને ગયાનું મને સ્મરણ નથી.

અને આ નિત્યની ઉત્તરક્રિયા વિધિના દિવસે સાવ અજાણ્યા ત્રણ જણ...પપ્પાનો હાથ પકડીને જે રોયા છે...! ઓ...હ...એમણે કહ્યું ત્યારે જ ખબર પડી કે...શહેરની મુખ્ય પોસ્ટ ઓફિસના બાંધકામમાં સામાન્ય કડિયાકામ કરતા એ મજૂરો પાસે નિત્ય નિયમિતપણે એમના હાલચાલ પૂછવા જતો. અને વારે-તહેવારો મજૂરોને મનગમતી મીઠાઈ કે ફરસાણ ખવડાવતો...એ દિવસે પણ એ જન્માષ્ટમીનું ફરાળ લઈને એ લોકો પાસે જવાનો હતો પણ...આ ...હ...કેવો ગોપનિય ગુણ...પરોપકારિતાનો...!!!

આ સાંભળ્યું ત્યારે ભેગાં ભેગાં એક બીજો ચમકારો પણ થયો કે..મોટાભાગે રેલવે સ્ટેશનથી મોર્નિંગ વોક કરીને પાછા ફરતા પપ્પા ભિક્ષુકો અને પ્લેટફોર્મ પરના પાગલોને ચા-ગાંઠિયા ખવડાવીને આવે એટલે ઘરે વાત કરવાની ટેવ... એ વખતે મીઠું મલકીને તારું એટલું જ બોલવાનું કે...''ભીડુ... નેકી કર ઔર કુએંમે ડાલ...ઉસકો યાદ મત રખ...!!''

પગારના પગાર બીજાઓની મદદમાં ગયા એ બાપ અને પગ મૂકે તોય કોઈ જતું મરી જતુ નથી ને ? ની ખાતરી કરનારી મારી મા...

અને આજે એના ઘરે આ બનાવ ! કોઈ જ મેળ નથી બેસતો, વિચારી વિચારીને બસ, ત્યાં જ અટકી જવાનું કે... ઈશ્વરને જે ગમ્યું તે ખરું ! ઈશ્વરને શું આવું પણ ગમી જતું હશે કદિ ?

તું આવ્યો છે !

હા...હું જોઈ રહી છું એમ તું આવ્યો. પડછંદ- અલૌકિક આભાથી ઓપતી તારી એ કાયા, જથ્થાદાર વાળ કાળા-ઘૂંઘરાળા, ગાલમાં ખંજન સાથેનો અતિશય મોહક સ્મિતથી મઢેલો તારો ચહેરો, સદાય યુવાન બૌદ્ધ ભીખ્ખુ જેવા મોટા મોટા કાન ! વાંચી વાંચીને વિચારશીલ કરી મૂકેલી, ચશ્મા મઢિત ઝીણી કાચની કરચ જેવી પારદર્શી આંખો...હથેળીથી થપથપાવીને તે મને ઢંઢોળી...!

'આમ તેમ ફેરવી ફેરવીને પણ પુસ્તક વાંચી શકાય !' તું બોલી રહ્યો છે એ શબ્દોમાં દિવ્યતાનું તેજ ઝળકે છે. 'જે પણ તારી યાત્રા હોય, દરેક પાનાંઓમાંથી, રસ્તાઓ પરથી પસાર તો થવું જ પડે છે, છેવટે અહીં કેટલુંય એવું જ છે આ ભૂખંડમાં, આપણે જોયું જ નથી. પણ એ બધું હોય તો છે જ આ પૃથ્વીની પાર બીજાં અનેક બ્રહ્માંડમાં છે જેનાં કેટલાય અંશ અને અગણિત રૂપ હોય શકે છે. જેમ કે..કોઈ વિશેષ યાત્રા માટે વિશેષ પોષાક જરૂરી ગણાય છે એ જ રીતે અન્ય લોક જવા માટે નિશરીર જ કેમ નહીં ?? ભાર વગર જ જે રીતે પ્રાંત માટે જુદી જુદી ભાષા, જુદો પોષાક એ જ રીતે ક્યાંક જવા માટે...ભાષાવિહીનતા પણ અનિવાર્ય છે ! કેમ કે.. કેટલાક પ્રદેશો ભાષાથી પર છે.'

'તારી કપાળની રેખાઓને સંકોચી લઈને, વિરાટ સૃષ્ટિને સંકુચિત દૃષ્ટિથી ન જો ! તારી પામરતા, લઘુતાથી વિરાટને પામવાનો વ્યર્થ પ્રયાસ ન કર. એ અસીમ વિરાટતાને પામવા માટે, વિરાટ થઈને ચાલ...નિરંતરપણે ચાલ...,' હું મુગ્ધ થઈને તારી વાણીને આંકઠ પી રહી...નિત્ય'

વાતાવરણમાં અચાનક ધુપની સુગંધ ભળી રહી કે શું ? એક આલોકિત પ્રકાશમાં ઝળહળતો તું ઉપરની તરફ ઊઠી રહ્યો હતો. એક અજવાળાનો ઝીણો-ઝીણો ધોધ મારી ઉપર ફેલાતો જતો હતો જાણે !!

આત્મસમર્પણની અવસ્થાએ પહોંચેલા કોઈ સમર્પિત સંગીત સાધકે, પોતાના હૃદયના સઘળા ભાવોને, ચૈતન્યમાં નિર્મિત કરીને, ટેરવાં દ્વારા વહાવી દીધેલી કોઈ રણઝણતી અલૌકિક ધૂન...

બિસ્મિલા ખાં સાહેબની શરણાઈમાંથી બનારસના મંદિરમાં ભગવાન આશુતોષ શિવના દરબારમાં પેશ થતી કોઈ અલૌકિક સૂરાવલી શાંત, સૌમ્ય વહી જતી ગંગાની શીતળ જળ લહરી...નો મૃદુલ સ્પર્શ અને..

હું સભાનપણે જાગી ગઈ ! બ્રાહ્મમુહૂર્તનો સમય અને આ સ્વપ્ન !

અચ્છા તો હું આજ લગી નિદ્રાધીન જ હતી. અત્યારે અબ ઘડી જ જાણે કે હું જાગી ! તેં ઢંઢોળી ત્યારે..

અહીં જેવું તારું શરીર સ્થિર થયું કે ત્યાંથી તારા આત્માની ગતિશીલતાનો આરંભ થયો...!!

શ્રાવણની ઝડીઓની જેમ બુંદ-બુંદ તું વરસી રહ્યો.



રાત્રિની નિરવતામાં હવા જ્યારે ફુત્કારતી હોય છે ત્યારે લાગે છે કે જાણે કોઈ ગુફાની અંદર જઈને તું સીટી વગાડે છે. માથા પરથી ઉડી ઉડી જતાં પંખીઓનાં ઝુંડને જ્યારે ઊંચા ઊંચા પહાડોનાં શિખરો પરથી સરળતાથી ઊડતા જોઉંને મને થાય આનંદની એક આહ્લાલદક ધારાએ મને ભીતર સુધી ભીંજવી દીધી.

હા...નિત્ય ! હવે મને હું કહી શકુ છું કે તું નથી. હવે તું મારી આસપાસ ક્યાંય નથી...ક્યારેય આવીશ એવી રાહ પણ નથી..અને છતાં....

અનંત આકાશમાં તું છે જ. ઘેરાતાં વાદળોમાં છો. હવાના મજેદાર ઝોંકામાં તું છે. નિરંતર આવ જા કરતી સમુંદરની લહેરોમાં તું છે. મંદિરમાં ટમટમતા દીવા અને ફૂલોની સુગંધમાં તું જ તું છે. અને હું માનતી રહી કે તું...માત્ર પાંચ ફૂટ આઠ ઈંચનું એક શરીર કે જે થોડાં વરસો માટે અમારી સાથે હતું !!!

મારી આંખો ભીની છે, અને એ ખારી નાની શી તળાવડીમાં તું જ તરી રહ્યો છે, નાવ બનીને, મારા જીવનની સર્વોત્તમ ક્ષણ આ જ છે...મારા જીવનનું પવિત્ર બળ આ જ ક્ષણમાં નિહિત છે. તારી સાથે નવેસરથી મારો એક સંબંધ રચાઈ રહ્યો છે જાણે !!!

નશ્વર સંબંધથી કંઈક ગણો ઉપર ઊઠેલો એ સંબંધ...જેમાં તું મારો નાનો ભાઈ નથી કે નથી હું તારી મોટી બહેન ! તું મારો સંરક્ષક જે મને શરણ આપી શકવાને સમર્થ છે..

કહેવાય છે કે દરેક આત્માના પોતપોતાના મોહ હોય છે અને એ પ્રમાણે જ આત્મીયતાથી પ્રેરિત થઈને એ જ વર્તુળમાં પુનઃજન્મ ધારણ કરે છે. ખબર નથી કે તારો મોહ મારામાં હશે કે કેમ ! પણ મહાકાલ જેમ જેમ પાર્થિવદેહની સ્મૃતિઓને ક્ષીણ કરતા જાય છે તેમ તેમ મારી અંદર એક ઘટ ભાવ, ઔર ગહન થતો જાય છે કે...તું નથી ગયો, પરંતુ મારી ભીતરનો ઈશ્વર બહાર જતો રહ્યો છે.

આત્માહીન શરીર તો મૃત્યુને પણ પ્રાપ્ત થાય છે જ્યારે ઈશ્વરહીન એવું આ ખોળિયું તો હજુ જીવંત છે ! એથી વધુ તો શું ?

શું એવું થઈ શકે કે તું મારા આત્મામાં ઈશ્વર બનીને પ્રવેશી જા...

ઓ દેવાત્મા ! મારી સાથે સદૈવ ધબકતા ચાલો ત્યાં સુધી કે શ્વાસ બંધ પડી જાય એ પછી પણ કદાચ મારી ધૃષ્ટતા લેખાશે કે તને મારી ભીતર આત્મસાત કરીને હું મારો વિસ્તાર ચાહું છું. !!!

તો ચલ, ઓ દિવ્યાંશુ ! મને સમાપ્ત થઈ જવા દે. મારા આત્માને તું તારો અંશ બનાવી લે.

ઈશ્વરના સંવિધાનમાં જો આ સંભવ ન હોય તો પછી એટલું કર કે... અહીંથી બહુ બહુ દૂર નીકળી જતાં પહેલાં, તું તારી આત્માની પ્રતિચ્છાયા મારા જીવાત્મા પર છોડી જા. તારું પોતાનું કોઈક સત્ત્વ મારા ખોળિયામાં છોડી જા. જેથી એ તારા જેવું જ બની રહે.

મને સંપૂર્ણ પ્રકૃતિમાં તારા અસ્તિત્વની અનુભૂતિ થતી રહો. બધા જ તરુણોમાં તારું સ્મિત જોઈ શકું ! બધા જ જીવોમાં હું તારી આકૃતિ જોઈ-જોઈને હું એમના પ્રત્યે ઋજુ કરુણામય બની રહું !

મારું જીવન તારી અનુપસ્થિતિની વેદનાથી સદૈવ સિક્ત રહે, હૃદય વ્યાકુલ ! એની સાથે જ તારી સ્મૃતિમાં એવું સ્થિર રહે કે મારી તુચ્છતા(પામરતા) વહી વહીને એ રીતે જતી રહે, જેમ કોઈ પહાડનાં શિખર પરથી ધુમ્મસનાં વાદળો...! જ્યારે કે હવે તું જ નથી, તો શેની પ્રાપ્તિ ? શેનું અભિમાન ? દૈવ પાસેથી ઉછીની લીધેલી ચીજનો વળી મોહ કેવો અને કેટલો ?

હતો એ તો અંજલિમાં ભરીને કાળનાં વહેણમાં વહાવી દીધો છે. શ્વાસોની આવન-જાવનનો હિસાબ તો વિધાત્રી ભલે રાખે, હું તો તારા નિર્મોહીપણાને પ્રત્યેક શ્વાસ સમર્પિત કરતી રહું એ જ નિત્ય તર્પણ-અર્પણ...સમર્પણ...!!!

આ સમસ્ત બ્રહ્માંડમાં નિરંતર ચાલી રહેલા સ્વયં-ભૂ વિરાટ યજ્ઞની અંદર આહુતિ રૂપે હવિષારૂપે મારા જીવનનો અંશ 'સ્વાહા' કરીને હોમતી રહું...અને સાથે જ આ યાત્રામાં મારી સાથેનાં સહયાત્રીઓનાં મોંમાંથી ઝરતા વિષાદનાં કણોને મારા હૃદયની ઋજુતાના મંત્રોચ્ચાર થકી લૂંછી શકું એવું સામર્થ્ય મને મળી રહો !

મારા માટે પણ તારી જેમ જ, કર્મક્ષેત્રની દરેક ક્રિયાઓ, ચેષ્ટામાં ખુદની સીમાઓને વળોટી જવાના અવિરત અને અથાક પ્રયાસો જ મારું જીવન ધ્યેય બની રહો...!

કેટલી આકસ્મિક રીતે તું એક જ ઝટકે અમારાથી, અરે ! જીવનની બધી શક્યતાઓ પર પૂર્ણવિરામ મૂકીને બધું જ પાછળ છોડીને અનંતમાં ઊડી ગયો છે ! અને આજનો આલોકિત અનુભવ એમ માનવા પ્રેરે કે... તે ભવબંધનનાં લક્ષ્યને સહજપણે જ વીંધી બતાવ્યું છે.

હે મારા નાનકડા ઈશ્વર !

આ શરીરની ઈન્દ્રિયગમ્ય અનુભવોની સીમાઓથી બદ્ધ, તળેટીમાં ઊંચા મોંએ ઊભા રહીને તને પ્રાર્થું છું કે તારો એ પરમ પવિત્ર આત્મા પણ નહીં, એનો પડછાયો પણ નહીં...બસ, તારા આલોકિત હોવાનો એક ઝળહળતો અંશ...મારી અંદર મૂકતો જા !

કારણ કે... હું જાણું છું...

આમ બધું જ સમાપ્ત કરીને તું ન જઈ શકે એ મારી અડગ શ્રદ્ધા છે. અને એ તું પણ જાણે છે..કે અંતરની શ્રદ્ધા અપરાજિત છે.

---

*સી-૨/૧૨, ગવર્નમેન્ટ કોલોની,*
*લાલબાગ, મોરબી,*
*મો. ૯૯૨૫૦૧૭૫૮૪*



# વેરી ગુડ

*– દર્શનાબહેન ભગલાણી*

**'હા**ઉ ઈઝ યોર એફ.બી.પ્રોગ્રેસ ચારુ'? અરીસાની સામે ઊભાં રહી કપડાં ઠીકઠાક કરતાં નિખિલે અરીસામાંથી જ ચારુ સામે નજર નાંખી.

'લ્યો આ રૂમાલ અને હા, ટિફિનમાં સલાડ વધુ મૂક્યું છે. ચારુએ નિખિલ તરફ સાવ શૂન્ય નજરે જોતાં રૂમાલ લંબાવ્યો.'

'વેરી ગુડ. અરે હા ચારુ, તેં પછી જવાબ તો ન આપ્યો ! હાઉ ઈઝ યોર એફ.બી.પ્રોગ્રેસ?'

ચારુ જોઈ રહી નિખિલ સામે, નિખિલ બંને પગમાં વારાફરતી મોજાં પહેરી બૂટ ખંખેરતો હતો. નિખિલના ચહેરા ઉપર સાવ જ શાંતિ લીંપાયેલી હતી. ચારુ એ કોશિશ કરી નિખિલનાં ચહેરા ઉપર કશું અસહજ ગોતવાની પણ નિખિલ તો હંમેશની માફક સહજ હતો, સાવ સહજ !

'હા ખૂબ સારી પ્રગતિ, ખરેખર મજા આવે છે.' ચારુ એ પ્રગતિ શબ્દ ઉપર જરા વધુ પડતો ભાર આપતાં કંઈક ઉખડેલા અવાજે જવાબ વાળ્યો. 'વેરી ગુડ, કીપ ઈટ અપ' નિખિલે તેની ધૂનમાં જ જવાબ આપ્યો.

ચારુએ નિખિલ પાસે સોફા નજીક બેસતાં નિખિલના હાથમાંથી બૂટની દોરી છોડાવી પોતાના આંગળાં કામે વળગાડ્યાં.

'રહેવા દે ચારુ, હું બાંધી લઈશ.' 'હમ્મ', હોંકારો ભણવાની સાથે ચારુએ પોતાનું કામ ચાલુ રાખ્યું.

'અરે હું કરી લઈશ, ચારુ' નિખિલે પગ ખેંચી લીધો. 'તુ નાહક હેરાન થાય છે.'

'મારાથી આજે મોડું ઊઠાયું તો દાળભાત નથી બનાવ્યાં.'

'વેરી ગુડ' નિખિલે ઉતાવળે ઉતાવળે જવાબ વાળ્યો જાણે એક કામ પૂરું થયું. 'ચાલશે ?' એવું પૂછવાનું માંડી વાળવું પડ્યું ચારુને એ પહેલાં તો નિખિલનો જવાબ ઉછળી ને ખોળામાં આવી પડ્યો હતો. ટેબલ ઉપર વિખરાઈને આમતેમ ઊડતા કાગળોને ભેગા કરી નિખિલે હેન્ડબેગમાં મૂક્યા.

રોજ સવાર આમ જ ઊગતી, નિખિલને ઓફિસે પહોંચવાની ઉતાવળ હોઈ, નવ વાગ્યે તો ઘરેથી નીકળી જ જવાનું. ચારુ પણ સાત કામ પડતાં મૂકી સૌથી પહેલાં નિખિલનું ટિફિન બનાવી આપે. ઘણીવાર મહેમાનોની અવરજવર કે પોતાની તબિયત નરમ ગરમ હોવાના કારણે ટિફિન તૈયાર ન થાય તો પણ નિખિલ કોઈ ફરિયાદ કર્યા વગર ઓફિસે જતો રહે. અને આવા સમયે ચારુને ખૂબ લાગી આવે, છાના ખૂણે રડી લ્યે, નિઃસહાયતા અનુભવે ચારુ. પતિ-પત્ની વચ્ચે હોવી જોઈએ તેવી મીઠી રકઝકને તો અહીં સ્થાન જ નહોતું. ઠપકો, નારાજગી ક્યાં કશુ નિખિલનાં સ્વભાવમાં જ હતું !!! સ્ત્રીને પુરુષ સમોવડી ગણવી ન ગણવીના પરાપૂર્વથી ચાલ્યા આવતા દ્વંદ્વથી પર થઈ નિખિલનું ચાલે તો સ્ત્રીને પુરુષ કરતાં પણ ઉચ્ચસ્થાને બિરાજમાન કરે.

ચારુએ આજ સવારની જ વાતચીત યાદ કરતાં કરતાં પથારીમાં સાવ બાજુમાં સૂતેલા નિખિલ તરફ નજર નાખી. પોતાની તમામ બહેનપણીઓ કરતાં પોતે કેટલી સુખી હતી ! મમ્મી પપ્પાનું એકમાત્ર સંતાન પોતે, પુત્રી હોવાથી મમ્મી પપ્પાને ચારુ માટે વર ઘરની ચિંતા કરતાં જોયાં છે. જો કે સગાઈથી લગ્ન અને એ પછીનાં આ અઢાર વર્ષના સમયગાળામાં મમ્મી પપ્પાને ફરિયાદ કરવાની એકપણ તક નિખિલે નથી આપી. ઉપરથી પોતે મમ્મી પપ્પાનું સંતાન છે કે નિખિલ, ક્યારેક એ નક્કી કરવું મુશ્કેલ થઈ પડતું ! કેટકેટલી ઘટનાઓની પોતે સાક્ષી હતી, પ્રથમ દીકરીના જન્મ બાદ જ્યારે પોતે અચકાતાં અચકાતાં પૂછેલુ : 'નિખિલ એક દીકરી બસ....?'

'અરે હા હા, તું કહે તેમ' કેટલી સહજતાથી નિખિલે જીવનના આ અતિ મહત્ત્વના નિર્ણયને હામી ભરી દીધેલો. અને તે પછી ક્યારેય આ વાતને લઈને કોઈ વેણ કવેણ ચારુને સંભળાવ્યાનું યાદ નથી. સંસારિક જીવનના વ્યવહારિક નિર્ણયોમાં ચારુની જ દરેક વાત ઊભી રહેતી, ભાગ્યે જ નિખિલ માથું મારતો.

ચારુએ જોયું નિખિલ સૂતાં સૂતાં આજનાં પેપર પર નજર ફેરવતો હતો. સાવ સરળ અને નિખાલસ હતો, પોતાનો ઘરવાળો ! ઉચ્ચ અભ્યાસ, સમજણ પણ ખૂબ સારી, સરકારમાં પણ ઉચ્ચસ્થાને હોવા છતાં અને મિત્રો સગાસંબંધીઓ તેના સારા સ્વભાવનો દુરપયોગ કરી લે છતાં નિખિલ કોઈ વાત મન ઉપર ન લે. તેને ઘણીવાર મન થઈ જતું કે નિખિલને આ બધું ધ્યાને મૂકું પણ છેવટે પોતે પોતાની જાતને જ સમજાવી લેતી. ક્યારેક અકળાઈ ઊઠતી પોતે કે આ માણસને કંઈ પસંદ નાપસંદ જેવું છે કે કેમ ? બી પોઝિટિવ આને જ કહેવાતું હોઈ તો પોતે ધિક્કારે આવા હકારાત્મક વલણને. પોતે ભલોને પોતાનું કામ ભલું, સાવ સીધી લીટીનું જીવન.

ચારુ અકળાતી, નિખિલમાં ક્યાંય કંઈ ખામી ન હોવા છતાં પોતે શા માટે આટલી વેદના અનુભવતી. નિખિલ જે હોદ્દા ઉપર હતો ત્યાં તેને કામ તો પુષ્કળ રહેવાનું જ, તે પોતાને સમય નથી આપી શક્તો એ જ તેનો ગુનો, બાકી એ સિવાય નિખિલે ક્યારેય કોઈ વાતની તેને મનાઈ ફરમાવેલી નથી. નિખિલે કામના ભારણ માટે ક્યારેય ઘરમાં ઉકળાટ નથી ઠાલવ્યો. તેનું કામ તે પૂરી નિષ્ઠાથી કરતો, કામ પ્રત્યેની તેની પ્રતિબદ્ધતા ઉપર તો ચારુ પણ ઓવારી જતી. નિખિલ પ્રત્યે ભારોભાર સન્માનની લાગણી હતી. ચારુનાં મનમાં ક્યારેક ચારુને તીવ્ર પણે ઈચ્છા થતી કે પોતે નિખિલને પોતાની તમામ વાત, તમામ ઈચ્છાઓ, અનિચ્છાઓ મુક્ત પણે કહી દ્યે. અંતરમનની તમામ વાત ખોલીને તેની સામે મૂકે. પણ નિખિલ, તેને ક્યાં સમય હતો તેની વાત સાંભળવાનો ! ક્યારેક પોતે પ્રયત્ન કરતી, વાત શરૂ પણ કરે, પણ હંમેશા એવું લાગતું કે નિખિલ સુધી તેની વાત પહોંચતી જ નથી અને છેવટે પોતે વાત સંકેલી લેતી, જાણે ફરી ક્યારેય ખોલવી જ ન હોઈ, એમ ! મોડી રાત્રે ઓફિસેથી આવ્યા પછી જમવાના સમયે ભાગ્યે જ બંને વચ્ચે વાતચીત થાય. નાછૂટકે કોઈ વ્યવહારિક વાત કરવી પડે તો જ અને સીધા પથારીમાં. ક્યારેક અર્ધી રાત સુધી પોતે પડખાં ફેરવે પણ નિખિલને તો સીધી સવાર. ચાર છ મહિના અગાઉ આમ જ રાત્રે સૂતી વખતે પોતે વાત મૂકી હતી.

'નિખિલ, લેપટોપ લઉં ? થોડું લખવાનું મન થાય છે, હવે તો બધા લેખક કવિ, સીધા લેપટોપમાં જ લખે...'

'હમ્મ, હા હા', નિખિલે તુર્ત જ જવાબ વાળેલો અને બીજી જ મિનિટે નિખિલ ગાઢ નિદ્રામાં સરી પડેલ. ચારુને ખાત્રી હતી કે તેની વાત નિખિલના કાન સુધી પહોંચી જ નહીં હોય અને તેણે મનોમન નિશ્ચય કરી લીધો કે પોતે ફરી ક્યારેય લેપટોપની વાત નહીં ઉખેળે.



'ચારુ, એચ.પી.નું લેપટોપ ગમશે તને ?'એ પછીની એક રાત્રે નિખિલે નવું નકોર લેપટોપ લાવી ચારુ સામે ધરી દીધું. ક્ષણવાર તો ચારુ સ્તબ્ધ થઈ ગયેલી.

'અરે લેપટોપ લેવું કંઈ જરૂરી નહોતું ! આ તો મને થયું કે થોડું થોડું લખવાનું શરૂ કરું, એટલે વળી મારાથી કહેવાઈ ગયું હતું.' ચારુની જીભને લવો વળવા લાગેલો, તેને માનવામાં નહોતું આવતું કે એ રાત્રે નિખિલે તેની વાત સાંભળી અને તેણે યાદ પણ રાખી ! પછી તો પોતે ધીમે ધીમે ટૂંકી વાર્તા, કવિતા લખવાનું શરૂ કર્યું. ઓનલાઈન મૂકાતી ઈ બુક ડાઉનલોડ કરી વાંચવાનું, એફ.બી.એકાઉન્ટ ક્રીએટ કરી તેમાં મૂકાતી અઢળક પોસ્ટ કોમેન્ટને પણ રસપૂર્વક વાંચવાનું. ધીમે ધીમે આ પ્રવૃત્તિમાં તેને અજબ આનંદ મળવા લાગ્યો હતો. તે પણ ધીમે ધીમે પોસ્ટ મૂકવા લાગી હતી. તેની પોસ્ટને પણ લાઈક કોમેન્ટ મળવા લાગી હતી. હજુ ગયા અઠવાડિયે એક રાત્રીનાં સૂતાં પહેલાં અચાનક જ તેને શું ઝનૂન ઉપડેલું કે નિખિલ લગભગ ઊંઘમાં સરી પડવાની તૈયારીમાં હોવા છતાં નિખિલને ઢંઢોળ્યો. જાણે ઘણા દિવસથી કહેવા મથતી વાત આજે કહી જ દેવી હોઈ, એમ !

'નિખિલ, વાર્તા, કવિતા લખવા પર ધીમે ધીમે મારો હાથ બેસતો જાય છે!' 'વેરી ગુડ'

'ફેસબુક પર પણ મારું એકાઉન્ટ બનાવ્યું છે, બધાં ખૂબ સારું લખતાં હોય છે, હો !' 'હમ્મ, વેરી ગુડ'

'ફેસબુક પરથી જ બે...મિત્રો મળ્યા છે', મિત્રો ? ચારુએ મનોમન જ પ્રશ્ન કરી લીધો, હાસ્તો મિત્રો જ ગણાય ને વળી !

'એક તો આપણી ચાર્મીથી ચારેક વર્ષ મોટો હશે, આપણી બાજુનો જ છે, સગાઈ થઈ ગઈ છે, સાસરું ય બાજુનાં ગામડામાં જ છે. હાલ કેનેડા છે, સારું લખે છે, એકદમ મોજીલો.' 'ઓ.કે.'

નિખિલના હકારની કે ચહેરા પરના હાવભાવ નિહાળવાની પરવા કર્યા વગર ચારુએ આગળ ધપાવ્યું.

'બીજો મારાથી દસ અગિયાર વર્ષ નાનો હશે, એક મેગેઝિનમાં એડિટર છે, એ પણ ખૂબ સારું લખે છે, કાર્ટૂનિસ્ટ પણ ખરો !' બંને મને પણ લખવાનું સતત પ્રોત્સાહન આપે છે. યુ નો, મારી એક બે વાર્તા ઓનલાઈન પણ મૂકાશે' ચારુના અવાજમાંથી ઉત્સાહ છલકાતો હતો. અચાનક સફાળી સભાન થઈ ગઈ હોઈ એમ ચારુએ ધીમેથી ઉમેર્યું :

'ફેસબુકમાં અલગથી મેસેજ કરવાની સુવિધા છે એટલે વાતો થતી રહે છે, ક્યારેક તો મોડી રાત સુધી'

'વેરી ગુડ, કીપ ઈટ અપ' નિખિલે છાપામાં જ મોઢું પરોવી રાખી જવાબ વાળ્યો. ઝટકો લાગ્યો ચારુને, અપલક જોઈ રાખેલું ચારુએ નિખિલનાં મોઢા સામે પણ ત્યાં તો નરી નિર્લેપતા તરવરતી હતી. કંઈ જ ફેર પડતો ન હતો નિખિલને !! અને પોતે કેટલી માનસિક યંત્રણામાંથી પસાર થતી હતી !!

બીજા દિવસની સવાર એમ જ રોજબરોજની માફક ધમાલ ભરેલી રહી, રાત વાળી વાત નિખિલને યાદ હશે કે કેમ તે કળવું મુશ્કેલ હતું, ચારુ માટે ! અને આજે સવારે અચાનક જ ચારુ સામે પ્રશ્ન આવીને ઊભો રહી ગયો :

'હાઉ ઈઝ યોર એફ.બી.પ્રોગ્રેસ, ચારુ?'નિખિલના અણધાર્યા સવાલથી પોતાને ઝાટકો લાગેલો, નિખિલના અવાજમાં સરળતા હોવા છતાં થોડીવાર તો પોતે હેબતાઈ ગયેલી. સાવ જ સીધા સાદા સવાલ પાછળ નિખિલે જાણે હજારો સવાલ પૂછી નાખ્યા હોઈ એવું લાગ્યું ઘડીક.પહેલીવાર તો પોતે જવાબ જ ન આપ્યો, ના છૂટકે જ્યારે નિખિલે બીજી વખત સવાલ દોહરાવ્યો ત્યારે પરાણે જવાબ આપ્યો. સાવ નિર્દોષ આનંદ મળતો પેલા એફ.બી.વાળા છોકરાંવ સાથે અને તેઓ તો પોતાનાથી ઉંમરમાં ઘણાં નાના છતાં કોણ જાણે કેમ એફ.બી.માં જેટલો આનંદ તેમની સાથે વાતો કરીને મળતો તેનાથી અનેકગણો વિષાદ તેને ઘેરી વળતો. છેક કોલેજ સુધી છોકરાંવ સાથે તેનું સહશિક્ષણ થયેલ અને નોટ્સની આપલે સહિત સાંસ્કૃતિક પ્રવૃત્તિમાં બધાં સાથે જ હોય ! ઘરમાં પણ મુક્ત વાતાવરણ છતાં તે વિચારે ચડી જતી કે આવી સંકુચિતતા ક્યાંથી તેના માનસમાં આવી ગઈ ! શા માટે તેને સતત એવું લાગી રહ્યું છે કે આ બરાબર નથી થઈ રહ્યું ! પોતે જાણે નિખિલનો દ્રોહ કરતી હોઈ એવી લાગણી થતી. જાતજાતનાં તર્કવિતર્ક તેના મનમાં ઉભરાઈને વિલિન થઈ જતા અને વળી પાછી વિચારોનાં કળણમાં ફસાઈ જતી. સમજાતું નહોતું કે સતત અનુભવાતી એકલતા કે નિખિલની વ્યસ્તતા કે પોતે માની લીધેલી ઉપેક્ષા તેને આ રસ્તે દોરી ગઈ ! મનમાં જાત તરફ એક અભાવ થવા લાગેલી. કેટલી વખત કોશિશ કરી જોઈ કે આ લખવું, વાંચવું, ઓનલાઈન ચેટિંગ બધી પ્રવૃત્તિઓ બંધ, છતાં તેનાથી એમ થઈ શકતું નહોતું. સાપસીડીની રમતની માફક જ સ્તો પાછા હતા ત્યાં ને ત્યાં. 'સાચા ખોટાનો તેને વિવેક રહ્યા નથી'ની લાગણી મનમાં વેગથી ઊભરી આવતી અને કંઈક સહાયતાની અપેક્ષાથી કે આ જાળમાંથી છૂટવાનાં તરફડિયાંનાં ભાગરૂપ તે નિખિલને બધું કહી બેઠી પણ રે નસીબ, એ તો સદાયની માફક એની જ ધૂનમાં ! ચારુએ પડખુ ફેરવી લીધું.

'ચારુ, શું છે આજકાલ નવાજૂની?' અચાનક જ નિખિલે ચારુને ખભે હાથ મૂક્યો. ચારુ એ મોઢું નિખિલ તરફ ફેરવ્યું. નિખિલનું મોઢું, ચારુ ઉપર ઝળુંબી રહ્યું હતું.

'અહીં તો કંઈ જ નવાજૂની નથી' ચારુનાં અવાજમાં કંપ હતો. 'ફેસબુક મિત્રોના શું હાલચાલ છે?'

'નિખિલ...' ચારુના અવાજમાં રૂદન ઉભરાયું, આંખમાં આવેલાં આંસુ ખાળતાં નિરર્થક હસવાનો પ્રયત્ન કર્યો.

'આઈ એમ સોરી ડિયર, મને ખ્યાલ છે હું તને પૂરતો સમય નથી આપી શકતો, મારે સમજવું જોઈએ પણ તું શા માટે મન ઉપર આટલો ભાર લઈને ફરે છે ? તું કશું જ ખોટું નથી કરતી. આઈ નો, ધેન વાય? નિખિલના અવાજમાં વ્યથા હતી.

'તમને આટલી બધી સમજણ છે તો પછી શા માટે દરેક વાત મારે ખુલ્લી ને કહેવી પડે ? શા માટે તમે નથી સમજતા ? શા માટે મને બીજે ધકેલો છો ? શા માટે નિખિલ ? શા માટે ?'

નિખિલ જોઈ જ રહ્યો. ચારુના ચહેરા ઉપર અથાગ પીડા હતી. 'આજે હવે તમને મારા મિત્રોમાં રસ પડવા માંડ્યો !''આક્રોશ હતો ચારુના અવાજમાં.

'પ્લીઝ ચારુ, ડોન્ટ ટેઈક ઈટ એડવર્સ યારરર, હું તો ખુશ છું અને એ છોકરાંવનો આભારી પણ ખરો!'

નિખિલના અવાજમાં ડૂમો ભરાઈ ગયો.

'અરે તમે પણ શું આમ...મારાથી વધુ પડતુ બોલાઈ ગયું' નિખિલ. મારા મનની ભૂતાવળમાં હું ભટકું છું, તેમાં તારો કોઈ વાંક ન હોવા છતાં હું...'ચારુએ નિખિલની પાંપણે ઝળુંબતા આંસુને બંને હથેળી વડે લુછી નાંખ્યાં. 'રિલેક્સ યા...ર..., યસ્સ્સ, વેરી ગુડ' ચારુનો અવાજ બેડરૂમનાં અંધકારમાં પડઘાઈ રહ્યો હતો.

---

*C/o. જયેશભાઈ એમ. મહેતા*
*૩, રણછોડનગર, કડવા પટેલ સમાજ સામે,*
*માળીયા હાટીના, ગીર સોમનાથ. મો : ૯૮૨૫૩૩૬૮૦૮*



# આહૂતિ

*– ભૂપેન્દ્ર ત્રિવેદી 'સ્વયંભૂ'*

**પિ**યુષ વધુ અભ્યાસાર્થે મુંબઈ જતો રહ્યો તેના પિતા રસિકભાઈની ઈચ્છા તો ધંધાનો સમગ્ર હવાલો પિયુષને સોંપી નિવૃત્ત જીવન ગાળવાની હતી. પરંતુ પિયુષની તેજસ્વીતા નિહાળી કોલેજના પ્રિન્સિપાલે તેને વધુ ઉચ્ચ અભ્યાસ કરવા બાબતે સૂચન કર્યું. પિયુષને બચપણથી જ એક સારા એડવોકેટ થવાની ખ્વાહીશ હતી. કોલેજકાળ દરમિયાન કલાકો સુધી તે નજદીક આવેલી હાઈકોર્ટમાં જઈ અદાલતી કાર્યવાહી સાંભળતો. ધારાશાસ્ત્રીઓની કાયદાને પ્રશ્ને થતી દલીલો તેને સાંભળવી ગમતી. આથી ગ્રેજ્યુએટ થયા બાદ કાયદાનો ઉચ્ચ અભ્યાસ કરવા તે મુંબઈ જઈ રહ્યો હતો.

રેલવે સ્ટેશને પિયુષને વિદાય આપવા તેના માતા-પિતા, મિત્રો તથા સ્નેહીઓ આવેલા હતા સાથે તેની વાગ્દતા સુધા પણ હતી.

પિયુષ કોમર્સનાં છેલ્લા વર્ષમાં હતો. ત્યારે સુધા સાથે તેનું વેવિશાળ થઈ ગયેલું. પિયુષના પિતા રસિકભાઈ તથા સુધાના પિતા હરિચંદભાઈ વર્ષોથી ગાઢ મિત્રો હતા. ઉપરાંત સુધા તથા પિયુષ પણ બાળપણથી જ સાથે રમેલાં હતા તેમજ સાથે અભ્યાસ કરેલો જેથી બંન્ને વડિલ મિત્રોએ વર્ષોથી ચાલ્યા આવતા મિત્રતાના સંબંધને નજીક લાવી વધુ ગાઢ બનાવવા, પિયુષ, સુધાની ઈચ્છા જાણી, વેવિશાળની વિધિ આટોપી લીધી.

પિયુષ અને સુધા વિદાય થતા પહેલા મળ્યા. વિદાયની વેળાએ બંન્નેના નયનો અશ્રુભર્યા બન્યાં પત્રો લખવાના વચન અપાયાં ટ્રેઈન આવી ગઈ. પિયુષ સર્વને વિદાયનો સિગ્નલ આપતો વિદાય થયો.

પિયુષે મુંબઈ પહોંચી ટૂંક સમયમાં કોલેજ તથા હોસ્ટેલમાં એડમિશન મેળવી લીધું. અને તેના પિતાને તથા સુધાને પત્રો લખી તેની જાણ કરી. પિયુષે તેનાં વાચાળ, મધુર, નમ્ર અને મળતાવડા સ્વભાવને કારણે મિત્રોની કંપની મેળવી લીધી. કૉલેજમાં પણ તેની બૌદ્ધિક પ્રતિભાને લીધે સર્વે પ્રોફેસરો તથા વિદ્યાર્થીઓનો પ્રિય બની ગયો.

સુધાના નિયમિત પત્રો આવતા. તે મુંબઈ મોહમયી નગરીના અનેક અવનવા પ્રસંગો, અનુભવોની હકીકતો આલેખતો.

આ રીતે અભ્યાસનાં બે વર્ષ પૂરા થયાં. પિયુષ બન્ને વર્ષે કૉલેજ ફર્સ્ટ આવ્યો. રજાઓમાં તે ઘરે આવ્યો.

સુધાના પિતા હરિચંદભાઈએ રસિકભાઈને બન્ને સંતાનોનાં લગ્ન વહેલી તકે ઉજવી નાખી નિરાંતનો દમ ખેંચવાની સલાહ આપી. રસિકભાઈ તો એ જ ઈચ્છતા હતા. તેમણે પિયુષને ઉપરોક્ત હકીકત કહી, પરંતુ પિયુષે અભ્યાસ પૂર્ણ થયા પહેલાં લગ્ન નહીં કરવા પિતાને સમજાવ્યું. રસિકભાઈને પિયુષની વાત ન ગમી છતાં, યુવાન પુત્રના હૃદયને આઘાત ન પહોંચાડવા ઈચ્છતા. તેઓએ અભ્યાસ પૂરો થાય ત્યાં સુધી લગ્નની વાત મુલત્વી રાખી.

પિયુષ-સુધા નિયમિત સાંજે તળાવની પાળે મળતાં. અનેક રસપ્રદ ચર્ચાઓ થતી સાથે સાથે ભાવી જીવનની ઈમારતના નકશા પણ રચતા, રજાઓ પૂરી થતાં પિયુષને ફરી મુંબઈ જવાનું થયું. વિદાય વેળા આવી ગઈ. યૌવનનાં ઉંબરે પગલા માંડતા એ પ્રેમી દિલોને છૂટા પડવું ક્યાંથી ગમે? પરંતુ વિદાય હંમેશા વસમી હોય છે. મિલનના આનંદના અતિક કરતા વિદાયની વસમી પળો હૃદયને દુઃખ પહોંચાડે છે. સુધા રડી પડી. ફરી લાંબા સમય માટે તેણીનો પિયુ દૂર દૂર જતો હતો. ટ્રેઈન આવી, ઉપડી એ અદશ્ય થઈ ત્યાં સુધી પ્લેટફોર્મની દીવાલને ટેકે માથું ટેકવી સુધા એકીટસે અદશ્ય થતી ટ્રેઈનને નીહાળતી રહી.

પિયુષને ત્રીજા વર્ષમાં કાયદાનો ગહન અભ્યાસ કરવાનો હતો. સમયની સાઠમારી વચ્ચે વર્ષ પૂરું કરવાનું હતું. સાથો સાથ સુધાની યાદને વાગોળવાની હતી. તેથી ક્યારેક પ્રત્યુત્તર આપવાનું મોડું થઈ જતું. ત્યારે સુધાનો મીઠો ઠપકો 'કેડબરીઝ'ની માફક ચગળી હૈયામાં ઉતારી જતો.





સત્રાંતે કૉલેજમાં એક વક્તૃત્વ સ્પર્ધા યોજાઈ. 'લોકશાહીમાં કાયદાનું શાસન' એ વિષય ઉપર યોજેલી સ્પર્ધામાં પિયુષ સૌ પ્રથમ આવ્યો. આમંત્રિત મહેમાનોમાં મુંબઈનાં પ્રખ્યાત એડવોકેટ સુધીરભાઈ મહેતાએ પિયુષને ફંકશન પૂરું થયા બાદ મળી અભિનંદન આપ્યા. વધુમાં અભ્યાસમાં તેમના સહકારની જરૂર હોય તો ગમે તે સમયે મળવા આમંત્રણ આપ્યું. ઘર તથા ઓફિસના સરનામાંના કાર્ડ આપ્યા. પિયુષ ઘણો જ ખૂશ હતો.

રવિવારની રજામાં તે સુધીરભાઈના ઘરે પહોંચ્યો. સુધીરભાઈએ તેને મીઠો આવકાર આપ્યો. લગભગ ત્રણેક કલાક કાયદાના વિવિધ પ્રશ્ને સુધીરભાઈએ તેને સમજણ આપી. પિયુષની અભ્યાસની ઘણી ખરી મુશ્કેલીઓ દૂર થઈ. તે ઘરે જવા તૈયાર થયો પરંતુ સુધીરભાઈની સાથે ભોજન લેવાનો આગ્રહ કરતાં રોકાઈ જવું પડ્યું.

ડાઈનીંગ ટેબલ પર સુધીરભાઈએ તેમના પત્ની શીતલબહેન, પુત્રી અમી તથા નાના પુત્ર શૈલેષની ઓળખાણ કરાવી તથા પિયુષની ઓળખાણ પણ કુટુંબના સભ્યોને કરાવી. ભોજન બાદ અમી તથા પિયુષ થોડો સમય મળ્યા, અમી સાયન્સના છેલ્લા વર્ષમાં હતી. ફરી મળવાનું વચન આપી પિયુષ વિદાય થયો.

પિયુષ અમીના વિચારમાં ખોવાયેલો હોસ્ટેલ પહોંચ્યો. અમીના કામણગારા નયનોએ તથા વાચાળશૈલીએ કાંઈક જાદુ કર્યો હતો. તે અમીની યાદમાં ખોવાઈ ગયો. પરંતુ એ જાદુની અસર થોડો સમય રહી.

પિયુષની આંખો સામે નિર્દોષ, રમતીયાળ અને આનંદી એવી સુધાની તસવીર છવાઈ ગઈ, તે સઘળું ભુલી ગયો. સુધા તેની સર્વસ્વ હતી.

બે-ત્રણ માસ સુધી પિયુષને સુધીરભાઈને ઘેર તથા ઓફિસે જવાનું થયું. અને આ સમયમાં અભ્યાસની સાથો સાથે સુધીરભાઈની સાથે ઘરનાં સર્વે સાથે ગાઢ સંબંધ બંધાઈ ગયો. અમી સાથેના વિશેષ, પરંતુ એ સંબંધ મિત્રતાના સ્વરૂપમાં જ હતો. તેના હ્રદયમાં તો સુધા સિવાય અન્યને સ્થાન ન હતું.

વાર્ષિક પરિક્ષા શરૂ થઈ. પિયુષે તેના પિતાને તથા સુધાને પત્ર લખ્યો. 'અઠવાડિયામાં ત્યાં આવી જશે, ચોક્કસ તારીખ હવે પછી જણાવશે.' સુધાનો પ્રત્યુતર આવી ગયો. તેણી તેના આગમનની ખૂબ જ રાહ જોઈ રહી હતી.

પરીક્ષાનું છેલ્લું પેપર પૂરું કરી, પિયુષ સુધા માટે સાડી તથા અન્ય વસ્તુઓ ખરીદવા અપના બજાર તરફ ચાલતો ચાલતો જઈ રહ્યો હતો.

અચાનક પાછળથી ત્રણ-ચાર ગુંડાઓએ આવી તેને ઘેરી લીધો. તે છટકી શકે તેમ ન હતો. ગુંડાઓએ પિયુષને માર મારી લૂંટી લીધો. એક ગુંડાએ પિયુષનું મોં હાથથી દાબી દીધું હતું. છતાં પિયુષના 'બચાવો'ના અવાજો એ શાંત વાતાવરણને ખળભળાવી ગયા. અચાનક એક કાળી એમ્બેસેડર ત્યાંથી પસાર થઈ. બચાવોનાં અવાજો સાંભળી એમ્બેસેડર ઊભી રહી. અંદરથી એક વ્યક્તિ બહાર આવી અને ગુંડાઓ તરફ રિવોલ્વર ધરી પિયુષને છોડી દેવા કહ્યું. ગુંડાઓ આ અણધારી મદદ અને રિવોલ્વર જોઈ ગભરાઈ ભાગી છૂટ્યા. પિયુષ વધુ પડતા મારથી બેભાન બની ગયો હતો. પેલી વ્યક્તિએ ધીમે ધીમે ઘસેડી પિયુષને તેની કારમાં પાછળની સીટ પર સુવાડ્યો. કારની લાઈટના આછા પ્રકાશમાં જોયું તો તે વ્યક્તિથી રાડ પડાઈ ગઈ. તેણે પિયુષને ચુમી લીધો અને કારને ઘર તરફ હંકારી મૂકી. તે વ્યક્તિ બીજી કોઈ નહીં પણ અમી જ હતી. અમીને પુરુષનાં ડ્રેસમાં બહાર નીકળવું સલાહભર્યું હતું. અમી તેના પપ્પા સુધીરભાઈને ઓફિસેથી લઈ આવવા નીકળી હતી. અચાનક આ પ્રસંગ બનતા સીધી તે ઘરે પહોંચી. પિયુષને નોકરો દ્વાર ઉંચકાવી તેણીના રૂમમાં બેડ પર સુવડાવ્યો. તેના ફેમીલી ડૉકટરને ફોન કરી બોલાવ્યા. સાથો સાથ તેણીના પપ્પાને પણ ફોન કરી બનેલ પ્રસંગની હકીકત ટૂંકમાં કહી વહેલી તકે ઘેર આવવા જણાવ્યું.

થોડીવારમાં ડૉકટર આવી ગયા, તેણે પિયુષને તપાસ્યો. શરીર પર અમુક જગ્યાએ ઘા પડ્યા હતા. ત્યાં દવા લગાવી, પાટા બાંધ્યા. અન્ય દવા આપી વિદાય થયા. પરિસ્થિતિ ગંભીર ન હોવાથી ચિંતા ન કરવા જણાવ્યું.

થોડીવારમાં સુધીરભાઈ આવી ગયા. અમીએ બનેલ પ્રસંગની હકીકત ઘરનાં સર્વેને જણાવી. લગભગ ચારેક કલાકે પિયુષ ભાનમાં આવ્યો ત્યારે, તેની બાજુમાં ફક્ત અમી જ હતી. સુધીરભાઈ તેમની પત્ની તથા પુત્ર બાજુનાં રૂમમાં ઊંઘી ગયા હતા. પિયુષ બોલવા ગયો, પરંતુ કશું બોલી શક્યો નહીં.

અમીએ ઈશારાથી સૂઈ જવા કહ્યું. થોડીક ક્ષણોમાં પિયુષ ફરી ઊંઘી ગયો. અમી આખી રાત તેની બાજુમાં બેસી જાગતી રહી અને પ્રભુ પાસે પિયુષ સાજો થઈ જાય એવી પ્રાર્થના કરતી રહી.

સવારે નવ વાગ્યે પિયુષ જાગ્યો. શરીર થોડું થોડું દુઃખતું હતું. પરંતુ મળેલ સારવાર તથા રાત્રિભરની અમીની સુશ્રુષા તથા આરામથી પિયુષ સારો થઈ ગયો. અમીએ સઘળી હકીકત જણાવી.

તે બપોર બાદ હોસ્ટેલ જવા તૈયાર થયો, પરંતુ અમીએ તથા તેની મમ્મીએ થોડા દિવસ રોકાઈ, આરામ કરવા કહ્યું. સર્વેનો અતિ આગ્રહ જોઈ પિયુષ રોકાઈ ગયો.

બે દિવસ બાદ સાંજે અમીએ બહાર જવાનો પ્રસ્તાવ મૂક્યો. પિયુષે સંમતિ આપી. બન્ને કારમાં બેસી ચોપાટી



પહોંચ્યા. કાર પાર્કીંગ કરીને બંને સમુદ્રની નજીક કિનારે રેતીમાં બેઠા. પિયુષે લાગણીભર્યા શબ્દોથી અમીનો આભાર માન્યો. તે તેણીને કદી વિસરી શકશે નહીં. આવતી કાલે તે વતનમાં જવાનો છે. સઘળી વાત કહી. અમી તેની વાત શાંતિથી સાંભળી રહી. ત્યારબાદ તેણીએ કહ્યું 'પિયુષ, મેં મારી ફરજ અદા કરી છે. માનવ તરીકે એટલું કાર્ય ન કરી શકું તો નગુણી જ ગણાઉ. છતાં તારે તારું ઋણ ચૂકવવું હોય તો એક વસ્તુ માગું છું, આપીશ ને ?'

અમીની વાત સાંભળી તુરત જ પિયુષ બોલી ઊઠ્યો. 'અમી, એક શું હજાર વસ્તુ માંગ હું તને ચોક્કસ આપીશ.'

અમીએ કહ્યું. 'વચન આપ્યા બાદ ફરી જતો નહીં.'

પિયુષે તેનાં મોં પર હાથ મૂકી કહ્યું. 'અમી' તું મને કાયર સમજે છે ! અમી, તારા માટે જાન આપવા પણ તૈયાર છું.

અમીએ ધીમા સ્વરે કહ્યું : 'પિયુષ આપણાં બન્ને વચ્ચે પાંચેક માસથી ગાઢ સંબંધ બંધાઈ ગયો છે. ઘણાં જ નજદીક આવ્યા છીએ. હું તને ખરા હૃદયથી ચાહું છું. મારી તથા તારી વચ્ચે પ્રથમ મુલાકાત વેળાએ જ તને મારા દિલમાં સ્થાન આપી દીધું છે. તો વચન આપ કે મારા સિવાય તું બીજી કોઈ છોકરી સાથે લગ્ન નહીં કરે, મારી આ એક આજીજી છે.'

પિયુષ તો આ સાંભળી ડઘાઈ જ ગયો. અમીના શબ્દો તેના હૃદયની દીવાલોને ડોલાવી ગયા. તેને શું જવાબ આપવો એ જ સમજાયું નહીં. તેનું મગજ ચક્કર ચક્કર ફરવા લાગ્યું. અમીએ તેનાં ભાવિ ઈમારતોનાં શમણાંઓનાં ભુક્કા બોલાવી દીધા હતા. તેને સ્વપ્નેય ખ્યાલ ન હતો કે અમી આવી માંગણી કરશે. તે ઘણો મુંઝાઈ ગયો.

અમી તેની મુંઝવણ જોઈ અચકાઈ ગઈ અને તેણે ધીમા સ્વરે કહ્યું : 'પિયુષ તારે વિચાર કરવો હોય તો કરી શકે છે. પરંતુ કાલ સવાર સુધીમાં તો મને ઉત્તર આપીશ ને ?'

પિયુષે ગળગળા સ્વરે કહ્યું 'અમી, હું તને ચાહું છું. તેં મારી જિંદગી બચાવી તે પણ જાણું છું. તારા ઘરનાં સર્વે સભ્યોનો પ્રેમ પણ હું પિછાણું છું. પ્રેમ કરવો મને પણ ગમે છે પરંતુ મારાથી લક્ષ્મણરેખા ઓળંગાય તેમ નથી. મારું વેવિશાળ થઈ ચૂક્યું છે. મારે એક સુંદર, સ્નેહાળ અને મારા સ્વપ્નાની સુંદરી એવી મારી પ્રેયસી સુધા છે. આ સંજોગોમાં તારી સાથે કેવી રીતે લગ્ન કરી શકું ? અમી, મારી મુશ્કેલીને સમજીને એ વસ્તુ ન માંગ, મારી તને નમ્ર વિનંતી છે' પિયુષ ગમગીન બની ગયો.

અમીની આંખોમાં શ્રાવણ-ભાદરવો વરસવા લાગ્યો. તેણે દુઃખી હૃદયે કહ્યું : 'પિયુષ જે થયું તે થયું તે મને વચન આપ્યું છે. જે નિભાવવું કે ન નિભાવવું એ તારે જોવાનું છે મેં મારું સર્વસ્વ તને અર્પણ કરવાનો નિર્ણય લઈ લીધો છે. તું જો હવે પીછેહઠ કરીશ તો આ સમુદ્ર જ મારા માટે આવતીકાલે નિર્ણાયક બની રહેશે.' એવું કહી તે ઊભી થઈ કાર તરફ ચાલવા લાગી.

પિયુષ ખૂબ મુંઝાઈ ગયો. એક બાજુ સ્નેહાળ સુધાનો પ્રેમ અને તેના હૃદયનો એક માત્ર સહારો હતો. બચપણથી જ એકબીજાને હૃદય સમર્પી દીધેલ તે હવે કેમ તરછોડાય, વળી તેના માતા-પિતાને કેવો આઘાત લાગે ? સુધાની પરિસ્થિતિ શું થાય ?

બીજીબાજુ અમીને પણ તે ચાહતો હતો. પરંતુ એ સ્નેહ ફક્ત મિત્રતાના સ્વરૂપમાં જ હતો. વચન અપાઈ ચૂક્યું હતું. તેમાં પીછેહઠ કરવાથી શું પરિણામ આવશે તે પણ જાણી ચૂક્યો હતો. તેણે ગંભીર સ્વરે આવતી કાલે ઉત્તર આપશે તેમ અમીને કહ્યું.

બંન્ને ઘેર પહોંચ્યાં ડાઈનિંગ ટેબલ પર બંન્ને મૌન રહ્યા. સુધીરભાઈ તથા તેમના પત્ની આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયા. હંમેશા ડાઈનિંગ ટેબલ પર ધમસાણ મચાવતા બંન્ને આજે મૌન હતા. ભોજન બાદ સર્વે વિખરાયા. પિયુષ તેના રૂમમાં જઈ બેડ પર આડો પડ્યો. વિચારોમાં ખોવાઈ ગયો. અમીને આવતીકાલે શું જવાબ આપવો એ જ મોટો પ્રશ્ન થઈ ચૂક્યો હતો. અમી આવતીકાલે કેવું પગલું લેશે એનો આછેરો ખ્યાલ પણ તેના સમગ્ર શરીરને હચમચાવી ગયો. અમીનો સ્વભાવ તે જાણતો હતો. ટૂંકા સમયના પરિચયે અમીનાં ઉર્મિશીલ હૈયાને તે પીછાની ચૂક્યો હતો. પરંતુ બીજી બાજુ સુધાનો પણ વિચાર કરવાનો હતો. સુધાને કેવી રીતે સમજાવી શકાય ? તેણે સુધાને પત્ર લખવાની શરૂઆત કરી.

વહાલી સુધા,

મેઘની રાહ ચાતક જૂએ અને મેઘ વરસ્યા વગર ચાલ્યો જાય ત્યારે ચાતકની શી પરિસ્થિતિ થાય તેવી જ પરિસ્થિતિ મારી તારા માટે થાય તેવા સંજોગો ઉપસ્થિત થયા છે. અહીં હું ઘણો મૂંઝવણમાં મૂકાઈ ગયો છું. અમી નામની એક બ્રાહ્મણ યુવતીના પરિચયમાં આવ્યો અને એ પરિચયે ગંભીર વળાંક લીધો. તેણીએ મારી જિંદગી બજાવી અને હું તેણીને લગ્ન કરવાનું વચન આપી ચૂક્યો છું. તેણીના ઉપકાર તળે આવી ગયો છું. તેણી સાથે વચનમાં પીછેહઠ કરું તો તેણી આપઘાત કરવા જેટલી હદે જાય તેવી લાગણીશીલ છોકરી છે. તને પણ હું ચાહું છું. ચાહતો રહીશ. તારી યાદ જિંદગીભર મારા સમગ્ર અસ્તિત્વને ડગમગાવતી રહેશે. પરંતુ તારી સાથે લગ્ન કરવા અસમર્થ બની ગયો છું. આ પત્રથી તારા કોમળ હૃદયને ઊંડો આઘાત પહોંચશે. મારા પર ધિક્કાર છૂટશે, પરંતુ એવું પગલું ન ભરતી કે જેથી આપણા નિર્મળ પ્રેમને લાંછન લાગે મને ભૂલી જજે. બીજે લગ્ન કરી સુખી થજે.



તારા હૃદયને છેતરનાર,

ધોખાબાજ,

પિયુષ.

કલમ અટકી ગઈ. પત્ર ફાડી નાખવા હૃદય લલચાયું. પરંતુ માનસિક વિચારોને તેને તેમ કરતાં અટકાવ્યો. તેણે બીજો પત્ર તેના પિતાને પણ લખ્યો. ''પોતે વિકટ સંજોગોમાં મૂકાતા ત્યાં હમણાં આવી શકે તેમ નથી. ઉપરાંત અહીં એક બ્રાહ્મણ યુવતી સાથે લગ્ન કરવાનો છે. વડીલોનાં આશીર્વાદ હશે તો લગ્નબાદ બંન્ને વતનમાં આવશે. તેના આ કૃત્ય માટે માફી માંગે છે. વિગતવાર પછી લખશે.''

બેડપર આખી રાત તે પડખા ઘસતો રહ્યો. ઉંઘ જ ન આવી. વિચારોમાં અટવાતો રહ્યો.

સવારે ઊઠી બંન્ને પત્રો પોસ્ટ કર્યા. સવારમાં બ્રેકફાસ્ટના સમયે તેણે દુઃખી હૃદયે અમીને લગ્નની સંમતિ આપી. અમી તો સાંભળી આનંદથી નાચી ઊઠી. તેણીએ તેના પપ્પા-મમ્મીને આ સમાચાર કહ્યા. તેઓ બંન્ને પણ ખુશ થયા. બંન્નેએ પિયુષ અમીને આશીર્વાદ આપ્યા. તે દિવસે સુધીરભાઈના નિવાસસ્થાન 'અમૃતકુંજ' આનંદદાયક બની રહ્યો.

બે-ચાર દિવસ પસાર થઈ ગયા. સુધાનો કે તેના પિતાનો કશો પ્રત્યુતર ન આવ્યો. પિયુષ નિરાશ થઈ ગયો. સુધીરભાઈએ રાજનગર પિયુષના પિતાને લગ્નની તિથી નક્કી કરી જાણ કરી. રાજનગરમાં પિયુષના પિતાને ઘેર તથા સુધાને ઘેર આભ તુટી પડ્યું હતું. પિયુષનાં પિતા રસિકભાઈ તો પત્ર વાંચતા જ આઘાતથી બેભાન થઈ ગયા. ભાનમાં આવ્યા બાદ જ્યારે તેના સંબંધીઓએ પિયુષને બોલાવવા પત્ર લખવા કહ્યું ત્યારે તેણે સ્પષ્ટ શબ્દોમાં ઈન્કાર કરી દીધો, તે હવે જ્ઞાતિમાં ઉચ્ચ મસ્તકે રહી શકે તેમ ન હતા. વર્ષો જૂના સંબંધોનો અંત આવી ગયો હતો. ચૂસ્ત જૈનધર્મી એવા એ પતિ-પત્ની વર્ષોથી સુધા જેવી શરમાળ, ચાલાક તથા હોંશિયાર છોકરીને વહુ બનાવવા ઈચ્છતા હતા. તે શમણું હવે શમણું જ બની ગયું હતું.

હરિચંદભાઈને ઘેર પણ સન્નાટો છવાઈ ગયો. સુધા તો પિયુષનો પત્ર વાંચી જડ પથ્થર જેવી જ બની ગઈ હતી. ચાર-ચાર દિવસથી અન્ન અને દાંતને વેર થઈ ગયું હતું. મેઘની રાહ જોતી ચાતકીને તરછોડી મેઘ રણમાં વરસી ગયો હતો. પિયુષ આવું પગલું લેશે તેવી કલ્પના પણ ન હતી. આપઘાત કરવાનો તેણીએ વિચાર કર્યો, પરંતુ અહિંસામાં માનતા એ જૈન કુટુંબના સંતાનોમાં એ વિચાર જ એક હિંસક કૃત્ય બની જાય. ઘરનાં સર્વેએ ખૂબ જ સમજાવી, પરંતુ તેણીને બોલવાના હોશ રહ્યાં ન હતા. આખો દિવસ સુધા રૂમમાં પલંગ પર પડી પડી રડ્યા જ કરતી હતી.

રાજનગરમાં આ સંબંધો તૂટ્યાની વાતો હવાની સાથે ઘેર ઘેર પહોંચી ગઈ હતી. આ સંબંધો તૂટવાથી ઘણા હરખાયા હતાં. તેઓ તેમનાં પુત્રોનું માગુ લઈ હરિચંદભાઈને ઘેર પહોંચી ગયા. હરિચંદભાઈ પણ સુધા કંઈ અવિચારી પગલું લે એ પહેલાં ફરી સારા ઘરે સંબંધ જોડવા ઈચ્છતાં હતા. પરંતુ સુધા તૈયાર જ ન હતી.

બીજી બાજુ પિયુષ અને અમી પરણી ગયા. તેના લગ્નમાં રાજનગરથી કોઈ આવ્યું નહીં. પિયુષની પરીક્ષાનું પરિણામ આવી ગયું તેણે ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું હતું. શરૂઆતમાં અનુભવ અને પ્રખ્યાતી માટે ભોગ આપવો પડે તેમ હોવાથી સુધીરભાઈએ તેની ઓફિસમાં જ તેને સ્થાન આપ્યું. નિવાસ સ્થાન પણ 'અમૃતકુંજ'માં જ રાખ્યું.

રાજનગરમાં ચાતુર્માસ ગાળવા જૈન મુનિઓની પધરામણી થઈ. હંમેશા દેરાસરમાં પ્રવચન યોજાતું. સુધા મનની શાંતિ મેળવવા ત્યાં જવા લાગી. રાત્રિ તો પિયુષના વિચારોમાં જ પસાર થતી. પિયુષના વિશ્વાસઘાતે તેણીના હૃદયને ઊંડો આઘાત પહોંચાડ્યો હતો.

અંતે તેણીએ જૈનધર્મની દીક્ષા લઈ, સાંસારિક જીવનની સમાપ્તિ કરવાનો વિચાર કર્યો. તેણીનાં માતા-પિતા ઈચ્છતા ન હતા, પરંતુ તેઓ માટે અન્ય કોઈ રસ્તો ન હતો. અંતે માતા-પિતાએ દુઃખી હૃદયે સંમતિ આપી. ચાતુર્માસ ગાળવા આવેલા પૂ. મહાસતીજી ચંદ્રલક્ષ્મીજીના આશીર્વચન સાથે સુધાએ દીક્ષા લઈ લીધી.

અઠવાડિયા બાદ પિયુષ ઓફિસમાં બેઠો-બેઠો 'મુંબઈ સમાચાર' વાંચી રહ્યો હતો. અચાનક તેની નજર તેમાં છપાયેલ સમાચાર તરફ ગઈ. તેમાં છપાયું હતું કે, રાજનગરમાં યોજાયેલ દીક્ષા મહોત્સવમાં ચાર યુવતીઓએ પૂ. મહાસતીજીના સાનિધ્યમાં દીક્ષા લીધી. ફોટાઓ પણ હતા. પિયુષે આ ફોટાઓમાં સુધાનો ફોટો જોયો. તેણે તે અંગેની સઘળી હકીકત વાંચી તે દિગ્મુઢ બની ગયો. થોડીવાર તો હૃદય બંધ પડી જતું હોય તેમ લાગ્યું. સુધાએ કોઈ અવિચારી પગલું ન લેતા પ્રેમની આહૂતિ અર્પી, તેની સાથેના પ્રેમને જન્મોજન્મની પ્રીતની માફક ચિરંજીવ બનાવ્યો હતો. પિયુષ પાગલની માફક સુધાની તસવીરને ચૂમતો ચૂમતો રડી પડ્યો. બાજુમાં ટેબલ પર ટેલિફોનની ઘંટડી વાગતી રહી...

---

*'અંતરિક્ષ', ૧*
*પ્લોટ નંબર-૩૯૩/૨,*
*સેક્ટર-૩/બી, ગાંધીનગર.*
*મો : ૯૮૯૮૪૫૩૧૭૨*



# વિનોદિકા સંપુટ

વિનોદ ભટ્ટ
ડૉ. ઈન્દ્રદેવ આચાર્ય
રતિલાલ બોરીસાગર
નિરંજન ત્રિવેદી
પ્રવીણ દરજી
નિર્મિશ ઠાકર
કલ્પના દેસાઈ
ડૉ. નલિની ગણાત્રા
પરાગ મ. ત્રિવેદી
ડૉ. જગદીશ ત્રિવેદી
સાંઈરામ દવે
નિપુણ સી. ચોક્સી
ભર્ગદેવ ભટ્ટ 'હાસ્યાયન'
નગીન દવે
મધુકર દિ. ધ્રુવ
કૃષ્ણ પંડિત
જિતેન્દ્ર ઠક્કર
કિશોર અંધારિયા
અધીર અમદાવાદી
હર્ષદ પંડ્યા 'શબ્દપ્રીત'
હરિકૃષ્ણ પાઠક
પ્રદ્યુમ્ન આચાર્ય



શું કરું બહેન ! મોલવાળાના વાદે મારે પણ આવી સ્કીમ શરૂ કરવી પડી !




ના ના, ભીમજીભાઈ, તમે ઉપર ન આવતા, હું જ નીચે આવું છું !



રોઝડાં અને ભૂંડડાંથી પાકને બચાવવા માટે મેં ખેતર પાસે સાવજ અને દીપડાના કટ-આઉટ રાખ્યા છે !



બબલુના પપ્પાએ ત્યાં સીસીટીવી કેમરો લગાડ્યો છે, પરંતુ હું તેના પર રૂમાલ ઢાંકીને મારું કામ કરી લઉં છું !



"વ્યંગ વિહાર"
- એ. એચ. જામી



# પાસપોર્ટનું ખોવાઈ જવું...

- વિનોદ ભટ્ટ

**આ**પણા ખિસ્સામાં પાંચસો રૂપિયાની નોટ પડી હોય ત્યાં સુધી એક પ્રકારની હૂંફ જેવું લાગે છે, પરંતુ પાંચસોની એ નોટ ક્યાંક પડી જાય ત્યારે ખબર પડે છે કે, આપણે કેટલી કિંમતી વસ્તુ ગુમાવી છે. એ જ પ્રમાણે એક દિવસ જેની ખાસમખાસ જરૂર પડે એવો પાસપોર્ટ ઘરમાં જ ક્યાંક આડા હાથે મુકાઈ જાય ત્યારે જ જાણ થાય છે કે, પાસપોર્ટ એ કેટલું મહામૂલું ઘરેણું છે. ભૂતકાળમાં પાસપોર્ટ કઢાવ્યાનું અમારા સ્મરણમાં હતું. પણ ઘરમાં એ ક્યાંક ડાબા હાથે મુકાઈ ગયેલો, જે મારા જમણા હાથને જડતો નહોતો, અલબત્ત એ શોધવાની જવાબદારી જમણા હાથના માથે મેં પહેલેથી નાખી નહોતી. કદાચ તિજોરી, કબાટ જ પાસપોર્ટ ગળી ગયું હશે એવું માની પાસપોર્ટ ઓકાવવા કબાટને ઊંધું પાડ્યું, એનાં ચોરખાનાં, શાહુકાર ખાનાં વગેરે પોલીસની આંખે તપાસ્યાં. પણ કબાટ સાવ નામક્કર ગયું, ગુનો કબૂલ ન જ કર્યો.

પાસપોર્ટ એજન્ટને મેં વાત કરી કે પાસપોર્ટ ક્યાંક ગુમાઈ ગયો છે. હવે ? એજન્ટે બે ફિકરાઈતી કહી દીધું કે નેવર માઈન્ડ, બીજો કઢાવી લો, હું બેઠો છું ને!' તેણે બેઠાં બેઠાં નવો પાસપોર્ટ કઢાવી પણ આપ્યો. નવો પાસપોર્ટ હાથમાં આવી ગયો.

ત્યાં જ એક ચમત્કાર થયો. જૂના કાગળો ફેંદતાં, એક પરબીડિયાંમાં શરમથી તેમજ અપરાધભાવથી મોં સંતાડીને બેઠેલો જૂનો પાસપોર્ટ મારી આંખે ઝડપાઈ ગયો. હવે ! એક સમયે આખા ઘરને માથે લેવડાવનાર કમબખ્ત પાસપોર્ટ પર મને પારાવાર ગુસ્સો ચડ્યો. ગુસ્સો ચડે તો એને બીજું તો શું કરી શકીએ ? તેને ઊભો ને ઊભો ચીરી નાખ્યો. એના મેં આઠ ટૂકડા કરી નાખ્યા, ગુસ્સો કોને કહ્યો છે ! ફાડી નાખ્યા પછી ખબર પડી કે ફાડી નાખ્યો એ પાસપોર્ટ તો પત્નીનો હતો. અને પત્નીને ફરવા લઈ જવા દુબઈ જવાનું નક્કી થયું હતું. તેના દુબઈ જવાના પાસપોર્ટ પર અચાનક જ ગ્રહણ લાગી ગયું. પાસપોર્ટ પર સહી-સિક્કા કરાવવા જતાં પાસપોર્ટ - ઓફિસરના કમ્પ્યુટરે સાહેબ આગળ વહાલા થઈને કહી દીધું કે, આ બહેન છે ને તે એક જ નામે બબ્બે પાસપોર્ટ ધરાવે છે. પત્નીનો પાસપોર્ટ જપ્ત કરવામાં આવ્યો. 'તમારી પાસે એક પાસપોર્ટ હોવા છતાં બીજો પાસપોર્ટ શા માટે કઢાવ્યો ? - આપો જવાબ, પત્નીને શોકોઝ નોટિસ મળી. માફિયાઓ આ પ્રકારના ખેલ ખેલતા હોય છે. આવા ગંભીર ગુના બદલ ઓછામાં ઓછા રૂપિયા પાંચ હજાર દંડ અને છ માસથી માંડીને બે વરસ સુધીની જેલની સજાની જોગવાઈ છે.

આ હકીકત જાણીને હું હતપ્રભ થઈ ગયો. આ આખીય ઘટનામાં પત્ની તદ્દન નિર્દોષ હતી, તેનો તલભાર પણ વાંક નહોતો. છતાં વાંક જો કાઢવો જ હોય તો મારા જેવા કમઅક્કલ, બુડથલ તેમજ સાવ બેજવાબદાર માણસને પરણવા જેટલો જ કાઢી શકાય. કહે છે કે પ્રેમ આંધળો હોય છે - જોવા જેવું જ નથી જોતો, પછી લગ્ન બાદ જ બધા દોષો નજરે પડે છે, પણ ત્યારે ઘણું મોડું થઈ ગયું હોય છે - પોઈન્ટ ઓફ નો રિર્ટન !











પરંતુ મારા અપરાધનું ફળ પત્નીને ભોગવવું પડશે, તેને કેદની સજા થશે એ વિચારે મને તો આખા શરીરે પરસેવો છૂટી ગયો. બી.પી.માં ગરબડ, છાતીમાં દુખાવો ને શરીરમાં ધ્રુજારી - આ બધું એક સાથે થવા માંડ્યું. આખી રાત તરફડિયાં માર્યાં. આંખ મીચાંય તો ઊંઘ આવે ને ? આખી રાત અજંપામાં કાઢી.

બીજા દિવસે સવારે - સ-પત્ની પાસપોર્ટ ઓફિસે જવા નીકળતો હતો. ત્યાં કેસની ગંભીરતાથી અજાણ મારો પુત્ર સ્નેહલ અમને પ્રેમથી પૂછતો હતો : 'તમે આટલા વહેલા પાસપોર્ટ ઓફિસે જાવ છો તો પછી તમારા જમવાનું શું ? ટિફિન આપી જઉં ?'

'એની આજે જરૂર નથી...' એવું તેને કહી અમે રિક્ષામાં બેઠાં. કંઈક યાદ આવતાં પત્ની બોલી : 'તમારે મને માળિયામાંથી બેગ ઉતારી આપવાની બાકી છે.' તેની સામે જોઈ મેં જરા ઢીલા અવાજે જણાવ્યું : 'થોડોક સમય ખમી ખાવ, સાંજ સુધીમાં ખબર પડી જશે કે, તમારે ક્યાં જવાનું છે - દુબઈ જવા માટે બેગની જરૂર ચોક્કસ પડશે, પરંતુ બીજે ઠેકાણે જવામાં બેગની જરૂર પણ નહીં પડે ને ત્યાં તો કપડાંય એ લોકો આપશે.' તે મારી સામે પ્રશ્નાર્થ નજરે તાકી રહી.

અને અમે પાસપોર્ટ ઓફિસના ઉચ્ચ અધિકારીને મળ્યા. ચહેરા પર લાવી શકાય એટલી નમ્રતા લાવી અધિકારી જોડે મારી બેવકૂફીની વાત કરી, ગુનો કબૂલી લીધો. પાસપોર્ટનો ઉપયોગ ભૂતકાળમાં ક્યારેય નથી કર્યો એ પણ બતાવ્યું. એ સાહેબ ગુજરાતી હતા ને સદભાગ્યે મારા નામથી જરા તરા પરિચિત હતા. મારાથી બદઈરાદા વગરની આ એક પ્રામાણિક ભૂલ થઈ છે એની તેમને ખાતરી થઈ ગઈ હશે. આથી જો કે જેલની સજામાંથી તો બચ્યો, પણ એક નામ પર બબ્બે પાસપોર્ટ રાખવા બદલ રૂપિયા ૫૦૦૦ દંડ કરવામાં આવ્યો. જોકે સાહેબ તો એ બદલ ક્ષોભ અનુભવતા હતા, પણ અમારા માટે તો શૂળીનો ઘા સોંયથી સરતો હતો. રૂપિયા પાંચ હજાર ભરવાથી પત્નીનો કલંકિત પાસપોર્ટ નિષ્કલંક થઈ અમારા હાથમાં આવી ગયો.

આ ઘટનામાંથી તારવવા જેવો બોધ મને એ મળ્યો કે કોઈ કાગળને વગર વિચાર્યે ફાડી નાખવાની ઉતાવળ કરવી નહીં. મારી માએ તો મારા પિતાશ્રી સાથે સગાઈ થઈ એ અંગેનો સૂરજ-ચંદ્રની  શાખ થયેલ કરાર પણ સાચવી રાખ્યો હતો, જે મારા એક લેખ લખવાના કામમાં આવ્યો હતો.

---

*૭, ધર્મયુગ કોલોની, વેદ મંદિર પાસે,*
*કાંકરિયા રોડ, અમદાવાદ-૩૮૦૦૨૨.*
*ફોન (૦૭૯) ૨૫૪૫૨૭૦૦*







# નિર્જીવ વસ્તુઓની પણ સાંભળવા જેવી "ઝગડાબાજી"

**એક ગમ્મતભરી - નવીનતા...**

- ડૉ. ઈન્દ્રદેવ આચાર્ય

**પોસ્ટકાર્ડ કહે છે ટપાલના કવરને :**



'હું મારામાં તારી માફક કાંઈ જ છુપાવતી નથી. જે કાંઈ હોય તે ચોખ્ખે ચોખ્ખુ સૌને બતાવી દઉં છું ને તું તો - અંદર રાખી સંતાકૂકડીની રમત રમાડે છે, ખરું ને ! કાળાબજાર ને ભ્રષ્ટાચાર તું જ ફેલાવે છે, હા.'

**કાંસકો - કહે છે તેલની બાટલીને :**



'કેશવર્ધક તેલ' જેવું તારું નામ રાખ્યું છે પણ મારા શેઠ તને વાપરવા ગયા તો માથે ટાલ પડી ગઈ ને... મને તેં નકામો જ બનાવી દીધો. હેં, ઢોંગી !

**ઊંચી એડીવાળું સેન્ડલ બીજા સેન્ડલને :**



'આજ તો જોજેને મારી છેલબટાઉ શેઠાણીને રસ્તા વચ્ચે જ નીચે પાડી દઉં નહીં તો મારી ઊંચી એડીના સમ - મારા પર ખૂબ વજન મૂકે છે પછી મારે વેર તો લેવું પડે ને !'

**મોટો પથ્થર નાના પથ્થરને :**





'હું આ કોલેજ આગળ કેટલાય સમયથી પડ્યો છું અને મેં જોયું કે અહીંના વિદ્યાર્થીઓ ખૂબ જ સંસ્કારી ને સંયમી છે. મને ઉપાડીને એક પણ વખત કોલેજ તરફ ફેંક્યો નથી. હા ! સાચું કહુ છું.'

**મોટી ઘડિયાળ હાથની ઘડિયાળને :**



એલાર્મ વગાડી વગાડી સતત ચાલતી રહી હું ખૂબ થાકી ગઈ છું... એટલે હવે કલાક જેટલી પાછી ચાલુ છું. તો તું સાહેબને સંભાળી લે જે. ક્યાંક મોડા ન પડે.

**બ્લેડ કહે છે સાબુને :**




અલ્યા સાબૂડા ! આજ શેઠ સાહેબ કહે કે 'સાલી ધાર વગરની બુઠ્ઠી' કહી મને ફેંકી દીધી પણ તું શેઠને કહે જે ને કે - 'શેઠાણીએ મારી જ ધારથી ત્રણ છોકરાઓની પેન્સિલોની ધાર કાઢી હતી, તેથી હું બૂઠ્ઠી થઈ ગઈ. મારો કાંઈ વાંક જ નથી.'

**મીઠું ને ખાંડની નાની બાટલી ટામેટો સૉસના મોટા બાટલાને :**



અલ્યા, તૂં સૌને ચટાકેદાર માલ આપે છે પણ એમાં કેટલી બધી ભેળસેળ હોય છે ને બધાની તબિયત તું જ બગાડે છે.. તો હવે આ ગર્વ છોડને - કચરાટોપલી ભેગો થઈ જા. હા! જા.

**કંપાસ બોક્સ - નાસ્તાના ડબ્બાને :**




અલ્યા ! કંપાસિયા ! ભણાવવામાં હું વધુ કામ આવું છું તોય સૌ વિદ્યાર્થીઓ... નિશાળે જતા પહેલાં તને જ સાચવીને પ્રેમથી સ્કૂલબેગમાં મૂકે છે. એ કેવું ? હવે એક દહાડો તો દફતરમાંથી ઘેર હાજર રહે!

*"આનંદ", ૧૦, વિશ્વભારતી સોસાયટી,*
*જૂહુ લેન, અંધેરી વેસ્ટ, મુંબઈ-૪૦૦૦૫૮.*
*ફોન : ૦૨૨-૨૬૭૦૧૬૨૩૨*









# સાહિત્ય અને લોકપ્રિયતા

*- રતિલાલ બોરીસાગર*

**'ત**મે છાપામાં કોલમ કેમ નથી લખતા ? જ્યાં સુધી તમે કોલમ નહીં લખો ત્યાં સુધી તમે લોકહૃદય સુધી પહોંચી નહીં શકો. સાહિત્યકાર જ્યાં સુધી લોકહૃદયને સ્પર્શી શકતો નથી ત્યાં સુધી એ સાચો સાહિત્યકાર બની શકતો નથી. માટે તમે ગમે તે આછુંપાતળું છાપું શોધી કોલમ લખવા માંડો.'

'તમે છાપામાં કોલમ લખતા નથી એ ઘણી સારી વાત છે. છાપામાં કોલમ લખનાર સાહિત્યકારના લખાણો ધીમેધીમે છાપાળવાં થઈ જાય છે. છાપામાં લખવાથી થોડા વધુ લોકો તમને ઓળખતાં થાય તે ખરું છે, પરંતુ, લોકો ઓળખે એ માટે સાહિત્યસર્જન થોડું કરવાનું હોય ? લોકપ્રિય થવા માટે જે લોકો પોતાના સાહિત્યનું ધોરણ નીચું ઉતારે છે એ લોકો સાચા સાહિત્યકાર નથી. તમે આજ સુધી સંયમ જાળવ્યો છે તો હવે છેક સુધી જાળવજો.'

ઉપરના બે સામસામા છેડાના અભિપ્રાય મારી સમક્ષ અનેકવાર ઉચ્ચારવામાં આવ્યા છે. આ અભિપ્રાયો મોટે ભાગે સાહિત્યમાં રસ ધરાવનારા મિત્રો-સ્વજનોના છે. સાહિત્ય સાથે ઝાઝો નાતો ન હોય એવા મિત્રો-સ્વજનો પણ કેટલીક વાર કહે છે, 'છાપામાં લખવાથી બે પૈસા મળતા હોય તો લખવું - બાકી ફોગટ મહેનત ન કરવી. શેરબજારમાં પડવું. પાંચ માણસો ઓળખે કે પચાસ માણસો ઓળખે એનાથી શું ફરક પડવાનો ?'

મારા એક મિત્ર છે. પિસ્તાળીશ વર્ષના છે ને કુંવારા છે. એ માગતા નથી તોય કેટલાક મિત્રો ને સ્વજનો એમણે પરણવું કે ન પરણવું તે અંગે એમને સલાહ આપે છે. કેટલાક કહે છે : 'ભાઈ, આખી જિંદગી આમ એકલાં ન કઢાય. અત્યારે તો ઠીક છે. નોકરી છે - હાથપગ ચાલે છે, પણ પછી ? નિવૃત્ત થશો - હાથપગ હાલતા બંધ થશે ત્યારે શું કરશો ? ઘર ખાવા ધાશે, એના કરતાં પરણી નાખો. લોકો શું કહે એનો વિચાર કરવાનો ન હોય.'

- તો કેટલાક કહે છે : 'જો જો હો, હવે રહી રહીને મોહમાં ન પડશો. પરણીને અમે શું સ્વાદ લીધો છે એ અમારું મન જાણે છે. તમારા જેવા ફક્કડ ગિરધારીને જોઈને અમારો જીવ બળી જાય છે - જો જો હો... શેઢે આવીને શિરામણ ન કરતા.' આવી ઊલટાસૂલટી સલાહથી જીવનના મેદાનમાં અદ્યાપિ નોટઆઉટ રહેલા મિત્ર મૂંઝાઈ જાય છે. એકવાર એમણે મારી સમક્ષ પોતાની મૂંઝવણ વ્યક્ત કરી. મેં કહ્યું, 'કોઈ કન્યાની કે કન્યાનાં માતા-પિતા, બંધુ, મામા, કાકાની ઓફર છે ?' એમણે કહ્યું, 'ના' મેં કહ્યું, 'તો પછી મૂંઝવણ શેની ? આવી ઓફર આવે તો જ દ્વિધાનો પ્રશ્ન આવે ને ?'

મારે છાપામાં કોલમ લખવી કે ન લખવી તે બાબતમાં પણ આવું જ હતું. છાપામાં કોલમ લખવા માટે મારી ઈચ્છા ઉપરાંત કોઈ છાપાના તંત્રીની ઈચ્છા મહત્ત્વની ગણાય - કદાચ વધુ મહત્ત્વની ગણાય. મારી કોલમ આવાથી પોતાના છાપાનો ફેલાવો વધશે એવો વહેમ હું કોઈ છાપાના તંત્રીના મનમાં જન્માવી શક્યો નહોતો. એટલે મારે કોલમ લખવી જોઈએ કે ન લખવી જોઈએ. એ પ્રશ્ન ઘણા સમય સુધી અગત્યનો નહોતો. પણ છાપામાં લખવાથી લોકહૃદય સુધી પહોંચી શકાય છે એ હું જાણતો હતો.

લોકહૃદય સુધી પહોંચવાનું, લોકહૃદયના તાર ઝણઝણાવવાનું સાહિત્યકાર માટે અનિવાર્ય છે કે નહીં તે પ્રશ્ન અગત્યનો છે - સાહિત્યનો આ મહાન કૂટપ્રશ્ન છે - એમાં કોઈ શંકા નથી. લોકહૃદયના તાર ઝણઝણાવવા માટે - કેટલીક વાર તો વધુ પડતા ઝણઝણાવવા માટે જાણીતા આપણા એક સાહિત્યકારે એકવાર કહ્યું હતું : 'સાહિત્યકાર જેની પાસે વાળ કપાવતો હોય તે વાળંદ; જેની પાસે બૂટચંપલ સંધાવતો હોય, બૂટપૉલિશ કરાવતો હોય તે મોચી, જેની પાસે કપડાં સિવડાવતો હોય તે દરજી, જેની પાસે ઈસ્ત્રી કરાવતો હોય તે ધોબી એને સાહિત્યકાર તરીકે ઓળખતા હોય તો જ હું એને સાચો સાહિત્યકાર ગણું.' આ વાંચ્યા પછી મારા મનમાં એક પ્રકારની લઘુતાગ્રંથિ બંધાઈ ગઈ છે. હું જેની પાસે છેલ્લાં ચાળીશ વર્ષથી માથું નમાવું છું તે મારા પ્રિય વાળંદ મિત્ર મને સાહિત્યકાર તરીકે તો ઠીક પણ સિનિયર ક્લાસ વન ઓફિસર તરીકે પણ ઓળખતા નથી. મહિને-દોઢ મહિને હું વાળ કપાવવા માટે એને ત્યાં જાઉં છું ત્યારે મને જોઈને






એની પ્રસન્નતાનો પાર નથી હોતો, પરંતુ આ પ્રસન્નતા એક સાહિત્યકારના દર્શન કરવા અંગેની નથી હોતી, એક વફાદાર ગ્રાહકના આગમન અંગેની હોય છે. મને જોઈને એ તરત બોલી ઊઠે છે, 'આવો, આવો, માસ્તર સાહેબ !' આ સાંભળી હું પણ હસી લઉં છું.

મારાં બૂટચંપલ સાંધતો ને મારાં બૂટચંપલને પૉલિશ કરતો મારો ચર્મકાર મિત્ર તો માત્ર મને દીઠે જ ઓળખે છે. એ જ્યાં બેસે છે એની સામેની સોસાયટીમાં હું રહું છું અને એનો નિયમિત ગ્રાહક છું. એથી વિશેષ મારી કોઈ ઓળખ એને નથી અને વિશેષ ઓળખ કરવાની કોઈ જિજ્ઞાસા પણ એને હોય એવું લાગતું નથી. ગાંધીજીનાં ચંપલ જેણે સીવ્યાં હતાં એ વડીલને એકવાર સાબરમતી આશ્રમમાં મળવાનું થયું હતું. પોતે ગાંધીજીના ચંપલ સીવ્યાં હતાં, એ વાતનું એમને ભારે ગૌરવ હતું. એથી ઊલટું, ચર્મકાર બંધુ જ્યારે મારાં બૂટચંપલ સાંધતા હોય છે કે પૉલિશ કરતા હોય છે ત્યારે એક મહાન સાહિત્યકારના બૂટચંપલ સાથે કામ પાડી રહ્યાનું ગૌરવ અનુભવવાને બદલે એ એક ઘરાકને પતાવવાની ઉતાવળમાં હોય એવી જ પ્રતીતિ મને થાય છે.

મારી ઑફિસમાં કામ કરતા એક સિનિયર કલાર્કના પિતા મારા દરજી છે. પોતે ભાવનગરના મહારાજ શ્રી કૃષ્ણકુમારસિંહજીની શેરવાણી સીવેલી એવી વાત એ ઘણી વાર અત્યંત હોંશથી કરે છે. પરંતુ એક મહાન સાહિત્યકારના અનેક કપડાં પોતે સીવ્યાં છે અને હજુ સીવશે એવા ગૌરવની લાગણી એમણે ક્યારેય અનુભવી હોય એવું મને લાગ્યું નથી.

ધોબી બંધુ ઈસ્ત્રીનાં કપડાં લેવા-દેવા આવે ત્યારે હું ક્યારેય ઘેર હોતો નથી એટલે એને તો મારા ભૌતિક અસ્તિત્વની ખબર પણ મારાં કપડાં પૂરતી જ છે. આ કપડાંનો પહેરનાર કોઈ આ ઘરમાં વસે છે એથી વિશેષ ખબર એને નથી. આ સ્થિતિમાં મારા સાહિત્યકાર તરીકેના અસ્તિત્વનું જ્ઞાન કે ભાન હોવાનો પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી. વાળંદ, મોચી, દરજી, ધોબી જેવા લોકપ્રતિનિધિઓના હૃદયને સ્પર્શવામાં નિષ્ફળ જવાને કારણે હું મોટો સાહિત્યકાર ન ગણાઉં એવી લઘુતાગ્રંથિ મારા મનમાં ઘર કરી ગઈ છે.

લોકહૃદયને સ્પર્શવા માટે લોકોને ઉદાર હાથે પુસ્તકો ભેટ આપવાં જોઈએ એવું એક સૂચન મારા એક પરિચિત સજ્જને કર્યું અને એમના પોતાનાથી જ શરૂઆત કરવાનું વધુ ઉચિત ગણાશે એમ પણ કહ્યું. પહેલાં પુસ્તકો પ્રમાણમાં સસ્તાં હતાં એટલે હું ઉદાર હાથે બધાંને મારાં પુસ્તકો ભેટ આપતો, પણ હવે લેખકને ખરીદવાનું પરવડે નહીં એટલાં પુસ્તકો મોંઘાં થયાં છે એટલે એમ કરી શકતો નથી. આમ છતાં, સ્નેહીનું સૂચન મને વિચાર કરવા જેવું અને વિચાર કર્યા પછી અમલ કરવા જેવું લાગ્યું. શરૂઆતમાં મેં મારા ગજા ઉપરાંત મારાં પુસ્તકો ખરીદ્યાં અને બધાને ભેટ આપ્યાં. શરૂઆતમાં અતિપરિચિત, પછી પરિચિત, પછી અલ્પપરિચિત અને છેલ્લે તો તદ્દન અપરિચિત એવી વ્યક્તિઓને પણ મેં પુસ્તકો ભેટ આપવા માંડ્યાં. જેને હું પુસ્તક ભેટ આપતો એને વિનંતી કરતો કે 'તમારા ઉપરાંત બીજી વીસ વ્યક્તિઓ આ પુસ્તક વાંચે તેવું કરજો. તમે વીસમી વ્યક્તિને આ પુસ્તક વાંચવા આપો ત્યારે એ બીજી વીસ વ્યક્તિઓને વંચાવે તેમ કહેજો. પુસ્તક ફાટી જાય તો કહેજો, હું બાઈન્ડિંગ કરાવી આપીશ અને ખોવાઈ જાય તો કહેજો હું નવી નકલ લાવી આપીશ.' મને હતું કે પુસ્તક - પ્રસારના આ આયોજનને કારણે થોડા વખતમાં પ્રથમ ગુજરાતના લોકોનાં ઘરમાં ને પછી એ સર્વના હૃદયમાં મને પ્રવેશ મળશે. પણ પ્રકાશકની પુસ્તકો વેચવાની ચિંતા થોડી ઓછી થઈ ને મારું દેવું ઠીક પ્રમાણમાં વધ્યું - એ સિવાય આ યોજનાનું કશું નોંધપાત્ર પરિણામ આવ્યું નહીં. થોડા સમયમાં જ આ યોજના બંધ કરવી પડી.

લોકહૃદયની આરાધના માટે જ્યોતીન્દ્ર દવેએ એવો ઉપાય સૂચવ્યો છે કે, 'પ્રત્યેક લેખકે લેખ લખતાં પહેલાં, તે વાંચીને પોતાનું ઘરકામ કરનારો નોકર શું કહેશે તે ધ્યાનમાં રાખવું જોઈએ. લેખ લખાઈ રહ્યા પછી એને તે પોતાના ઘર

નોકરને વાંચી સંભળાવવો જોઈએ અને તે રજા આપે તો જ એ લેખ છપાવવા તૈયાર થવું જોઈએ.'

મારે ત્યાં કામ કરતો ઘરનોકર બારમું ધોરણ પાસ છે. એ મારે ત્યાં આવતાં છાપાં-મેગેઝિનો વાંચવામાં ઠીકઠીક સમય ગાળે છે. આ કારણે કેટલીક વાર ઘરનાં કામ રખડી પડે છે. અન્ય લેખકોના લેખો વાંચતો મારો ઘરનોકર મારા લેખો તો હોંશે હોંશે વાંચશે એમ માની મેં તેને અઠવાડિયે એક વાર મારો લેખ વાંચવા માટે સમય ફાળવવાની વિનંતી કરી. 'તું બીજા લેખકોના લેખ વાંચે છે તો મારા લેખો વાંચવાની તારી ફરજ ગણાય.' એમ કહી મેં એનામાં કર્તવ્યભાવના જગાડવાનો પ્રયત્ન પણ કર્યો. એણે કહ્યું કે છાપામાં એ કેવળ માર-ધાડ-ખૂન-બળાત્કારના સમાચાર જ વાંચે છે. અને માસિકોમાં માત્ર ટુચકાઓ જ વાંચે છે. કોઈના લેખ પોતે કદી વાંચ્યા નથી એવું એણે સોગંદપૂર્વક કહ્યું. મેં એને કહ્યું, 'તું આને એક કામ ગણ, જે રીતે તને કપડાં ધોવાના, કચરા-પોતાં કરવાના,વાસણ ઘસવાના પૈસા મળે છે એ રીતે તને મારા લેખ વાંચવાના પૈસા પણ આપીશ. અલબત્ત, એ પૈસા તારે મારી પાસેથી ખાનગી રીતે લેવાના અને હું તને મારા લેખ વાંચવાના પૈસા આપું છું એવું તારે ઘરમાં કોઈને કહેવાનું નહીં.' લેખ વાંચવા ઉપરાંત એને મારા તરફથી મળતા મહેનતાણા અંગે ઘરમાં કોઈને ન કહેવાના પૈસા પણ આપવાનું મેં ઠરાવ્યું. માત્ર લેખ એણે મારી સામે બેસીને વાંચવાનો અને વાંચીને લેખ કેવો લાગ્યો તે કહેવાનું, એવું નક્કી કર્યું. મેગેઝિનોમાં એ ટુચકા વાંચે છે એટલે મારા લેખો વાંચવા એને ગમશે, કારણ કે મારા લેખો હાસ્યરસના છે - આવી પણ મેં એને ખાતરી આપી.

લોકહૃદયની આરાધનાનો મારો આ અભિનવ પ્રયોગ શરૂ થયો, પણ મારે ખેદપૂર્વક કહેવું જોઈએ કે, એ પ્રયોગના આરંભ અને અંત વચ્ચેનો ગાળો ઘણો ટૂંકો રહ્યો. પહેલા રવિવારે એણે મારા ત્રણ લેખો વાંચ્યા. એ લેખ વાંચતો હતો એ વખતે પ્રિયતમાના મુખદર્શનમાં પ્રિયતમ તલ્લીન બની જાય એમ હું એકીટશે એના મુખ સામે જોઈ રહ્યો હતો, પરંતુ મારે અત્યંત ખેદપૂર્વક કહેવાનું છે કે, ત્રણે લેખ વાંચતી વખતે એ સહેજે હસ્યો નહીં. એના હોઠ પણ મરક્યા નહીં. આમ છતાં હું હિમ્મત ન હાર્યો. બીજા રવિવારે બીજા ત્રણ લેખો આપીશ અને પછી એ જે લેખ છાપવાની રજા આપશે તે છપાવીશ એવું મેં તેને કહ્યું.

બીજા રવિવારની પૂર્વસંધ્યાએ - એટલે કે શનિવારે સાંજે એણે મને કહ્યું. 'બાબુજી, તમારા લેખ વાંચવાનું કામ મારાથી નહીં બને. તમારા લેખો વાંચ્યા પછી મને બે દિવસ ઘરકામ કરવાનો બહુ કંટાળો આવ્યો હતો. આ આખું અઠવાડિયું મને માથામાં ઘૂમઘૂમ થયા કર્યું છે એ કદાચ એને કારણે હોય, કારણ કે આ પહેલાં કદી આવું થયું નથી. એટલે મારે તમારા લેખો વાંચવાનું કામ નથી કરવું. તમે બહુ દબાણ કરશો તો તમારા ઘરનાં બધાં કામ હું છોડી દઈશ.' એની છેલ્લી ધમકીથી હું એકદમ ગભરાઈ ગયો. ઘરનોકરની સખત તંગીના જમાનામાં એ મારું ઘરકામ છોડી દે - ને તે પણ મારા લેખો વાંચવા ન પડે એવા કારણસર છોડી દે તો તો ઘરમાં હોબાળો મચી જાય. એટલે મેં એને ત્રણ લેખ વાંચવાનો પુરસ્કાર આપી એ સેવામાંથી મુક્ત કર્યો. જોકે એણે કરેલા મારા લેખોના વિવેચનથી મને જે આઘાત લાગ્યો હતો, એમાંથી મુક્ત થતાં મને ઠીક ઠીક સમય લાગ્યો. અલબત્ત, લોકહૃદયની આરાધનાનો માર્ગ કેટલો દુર્ગમ છે એનું જ્ઞાન મને થયું એ પણ જેવો તેવો લાભ નહોતો.

જ્યોતીન્દ્ર દવેએ લોકહૃદયની આરાધના માટે બીજો પણ એક ઉપાય સૂચવ્યો છે. 'ઠેલણગાડીમાં પોતાનાં પુસ્તકો ખડકાવી સાહિત્યકારે ગામડેગામડે ફરી એ પુસ્તકો સર્વને મળી શકે એવો પ્રબંધ કરવો જોઈએ.' આ સૂચન મને ગમી ગયું છે. નિવૃત્ત થયા પછી મળેલી પી.એફ.ની રકમમાંથી ઠેલણગાડી ખરીદી એમાં પુસ્તકો મૂકીને ગામડેગામડે ફરવાનો નિર્ધાર મેં કર્યો હતો. હું ઠેલણગાડી લઈને ગામડે ફરતો હોઉં, લોકો





મારાં પુસ્તકો લેવા માટે પડાપડી કરતાં હોય એવા દૃશ્યની કલ્પના કરતાં હું રોમાંચિત થઈ ઊઠતો. ઠેલણગાડી વસાવવા માટે સાહિત્યકારોને ગ્રાન્ટ આપવાનો ઠરાવ કરવા મેં ગુજરાત સાહિત્ય અકાદમીને પત્ર લખવાનો વિચાર પણ કર્યો હતો. પણ નિવૃત્તિ પછી લાગ્યું કે સાઠ વરસની ઉંમર પછી ઠેલણગાડી લઈને ગામડેગામડે ફરવાનું દેખાય છે એટલું સહેલું નથી. એટલે પછી એ વિચાર પડતો મૂક્યો.

લોકહૃદયના તાર બને એટલા ઝણઝણાવા 'સંદેશ' દૈનિકમાં 'મરકમરક' શીર્ષકથી સાડા પાંચ વરસ મેં કોલમ પણ લખી જોઈ. મારા લેખો અંગે 'ઠીક છે'થી માંડીને 'અતિ સરસ' એવા અભિપ્રાયો છૂટકછૂટક મળતા હતા. આમ છતાં, હું લોકપ્રિય લેખક છું એવું બીજાઓને નહીં તોય મને તો લાગે જ એવું કશું આ સાડા પાંચ વરસમાં બન્યું નહીં. છેવટે વિજય મર્ચન્ટમાંથી પ્રેરણા લઈ મેં કોલમ-લેખનમાંથી રિટાયર થવાનો સંકલ્પ કર્યો.

વિજય મર્ચન્ટ ક્રિકેટમાંથી નિવૃત્ત થયા ત્યારે એમની કારકિર્દી મધ્યાહ્ને હતી. એમની રમત પર ક્રિકેટ પ્રેમીઓ ફીદા હતા. કોઈએ વિજયભાઈને પૂછ્યું. 'હજુ તો તમે સરસ રમો છો. શા માટે રિટાયર થવાનું વિચારો છો ?'

'કોઈ' શા માટે ? એમ પૂછે એટલે જ. 'શા માટે નહીં ?' એમ લોકો કહેવા માંડે ત્યાં સુધી હું રાહ જોવા નથી માંગતો.

મને લાગ્યું કે હું પણ કોલમનું લાંબું ખેંચું તો 'તમે હજુ લખવાનું બંધ કેમ કરતા નથી ?' એવો લોકમત ઊભો થઈ શકે. અને આ વાત તંત્રી સુધી પહોંચે તો તંત્રી સામેથી જ મને રિટાયર કરી દે. એટલે નિવૃત્ત થઈ જવામાં જ ડહાપણ છે. અને 'સંદેશ'ના વાચકોને મેં 'ગુડબાય' કરી દીધું.

- પણ મને ઊંડે ઊંડે હતું કે મારી કોલમ ફરી ચાલુ કરાવવા તંત્રી પર વાચકોના પત્રોનો ધોધ છૂટશે. વાચકો ફોન કરીને કે 'સંદેશ' કાર્યાલયમાં રૂબરૂ પહોંચી જઈ મારી કોલમ ચાલુ કરવા તંત્રી પર દબાણ કરશે. અનેક વાચકો મારા ઘર સામે ધરણાં કરી મને કોલમ ચાલુ કરવા વિનવશે. પણ... પણ... પણ... આમાંનું કશું બન્યું નહીં !

- એમ છતાં લોકપ્રિય થવાની ઝંખના તો એવી ને એવી જ છે. - કદાચ દરેક સાહિત્યકારના હૃદયનો ભાવ આવો જ હશે !


એફ/૬૭, રતિલાલ પાર્ક,
દર્પણ છ રસ્તા પાસે, અમદાવાદ-૩૮૦૦૧૪.
ફોન : ૦૭૯-૨૭૬૮૦૨૬૪






# હવે રાષ્ટ્રીય પ્રાણી તરીકે ગધેડો...

- *નિરંજન ત્રિવેદી*

**એ** ઘણા દુ:ખની અને આશ્ચર્યની વાત છે કે આપણા દેશનું રાષ્ટ્રીય પ્રાણી વાઘ છે ! મહાત્મા ગાંધીના દેશમાં હિંસાનું પ્રતીક એવો વાઘ રાષ્ટ્રીય પ્રાણી છે ! પૂ. બાપુના દેશમાં હિંસાખોર વાઘ રાષ્ટ્રીય પ્રાણી છે. ગૌતમ બુદ્ધ અને ભગવાન મહાવીરના એ દેશમાં વાઘ રાષ્ટ્રીય પ્રાણી છે, ત્યારે હિંસાનો મહિમા થતો હોય તેવું લાગે છે. વાઘ એ 'સર્વાઈપલ ઓફ ફિટેસ્ટના' સિદ્ધાંતનો દ્યોતક છે. જેનામાં તાકાત છે એ જીવવા માટે અને જીતવા માટે કંઈ પણ કરી શકે છે. આ વિશાળ પ્રાણી સૃષ્ટિમાંથી શું આપણને કોઈ બીજું પ્રાણી રાષ્ટ્રીય પ્રાણી તરીકે મળી શકે તેમ નથી ? તપાસ કરશો તો ઘણાં પ્રાણી જણાઈ આવશે જે આપણા રાષ્ટ્રીય પ્રાણી તરીકે દાવેદાર થઈ શકે છે. મારા મત પ્રમાણે ગધેડો આપણા રાષ્ટ્રના રાષ્ટ્રીય પ્રાણી તરીકે યોગ્ય ઠરે છે.

ગધેડા વિશે એક સર્વે વાંચ્યાનું જાણમાં છે. તે પ્રમાણે કેટલાંક વરસો પહેલાં દેશમાં કુલ વસ્તીના દસ ટકા જેટલા ગધેડા છે. એ તર્ક પ્રમાણે અત્યારે વીસ-પચ્ચીસ લાખ ગધેડા આ દેશમાં હશે. જ્યારે વાઘ માંડ ચારસો-પાંચસો હશે. ચારસોના પ્રતિનિધિ વાઘને રાષ્ટ્રીય પ્રાણીનો દરજ્જો આપી દેવાનો ! અને લાખ્ખો ગધેડાના અધિકાર તરફ આંખ આડા કાન કરવાના ? રાષ્ટ્રીય નેતાની ગણના વખતે ભલે આપણે બહુમતીની અવગણના કરી પણ રાષ્ટ્રીય પ્રાણીની વરણીમાં તેમ ન થવું જોઈએ.

આપણા આગેવાનો શ્રમનો મહિમા કરે છે. ગધેડો એ શ્રમનું પ્રતીક છે. આપણા દેશના લોકો જે ગધેડાની માફક શ્રમ કરશે તો દેશનું ભાવિ ઉજ્જવળ છે. આપણા નેતા ઇન્દિરાજીએ પણ સૂત્ર લખેલું કે કઠોર પરિશ્રમનો કોઈ વિકલ્પ નથી ત્યારે ગધેડો આપણો આદર્શ બની શકે છે. જે કઠોરશ્રમનું પ્રતીક છે. 'ગદ્ધાવૈતરું' શબ્દ એ કારણે જ આપણને મળ્યો છે. વાઘ બચાવોની ઝુંબેશ ચલાવતા આ દેશે ગદ્ધા બચાવોની ઝુંબેશ જરૂરી છે.

ગધેડો આપણા સમાજમાં ઘણા વ્યાપક છે. એને કેટલાંક ગદ્ધો કહે છે. વૈશાખનંદન તરીકે પણ ઓળખાય છે.

તે વાહનવ્યવહાર, માલવાહક બધામાં ઉપયોગી છે. જ્યારે વાઘને કેવળ કુતૂહલ ખાતર જોવા લોકો 'ઝૂ'માં જાય છે. ગધેડા આપણને ઠેરઠેર મળી રહે છે. તેનો વ્યાપાર વિશાળ છે. હું શાળામાં હતો ત્યારે ગણિતના શિક્ષક જે વિદ્યાર્થીઓ ગણિતમાં નબળો હોય તેને ગધેડો કહેતા. હું પણ ગણિતમાં નબળો હતો. આપણા સમાજમાં ગધેડાનું ચલણ ઘણું છે. લોકો એક બીજાને ગધેડો બનાવવાની કોશિશ કરતા હોય છે. ગ્રાહકો વ્યાપારીઓને ગધેડો બનાવવાથી કોશિશ કરતા હોય છે. તો વ્યાપારીઓ ગ્રાહકને ગધેડા બનાવવાની કોશિશમાં હોય છે. તેમાં ત્રાજવાં મદદરૂપ થાય છે. વળી કેટલાક વેપારીઓ 'સેલ' મારફત ગધેડા બનાવવાની પ્રવૃત્તિ કરતા હોય છે. 'મેગી'વાળાએ આખા દેશને વરસો સુધી ગધેડા બનાવવાનું કામ કર્યું. પ્રજાને મોટાપાયે ગધેડા બનાવવાનું કાર્ય કેટલાક નેતાઓ કરતા હોય છે.

આપણા ગૌરવવંતા ગુજરાતમાં પણ ગધેડાઓનું ખાસ ગૌરવ કરવામાં આવે છે. વૌઠાના મેળામાં ગધેડાઓની ઊંચી કિંમત મૂકાતી હોય છે. કેટલાંક ગધેડાઓને તો લોકપ્રિય ફિલ્મ અદકારોનાં નામ પણ અપાય છે. એ લોકો દર્શકોને ગધેડા બનાવે છે તેવું સમજીને ગધેડાઓને ટોચના અદાકારોનાં નામ અપાય છે. શિક્ષણક્ષેત્રે ગધેડા બતાવવાની કામગીરી મોટા પાયે થાય છે. ડોનેશનથી માંડી જાતજાતની ફી વાલી પાસે માગવામાં આવે છે. સ્કૂલનો યુનિફોર્મ ખરો, પણ તે અમૂક દુકાનથી લેવાતા આગ્રહથી વાલીઓને ગધેડા બન્યાંની લાગણી થાય છે.

ટૂર-ઓરગેનાઈઝર પણ ગધેડા બનાવવાની ખાસ પ્રક્રિયા કરતા હોય છે. આકર્ષક ભાવ આપી, ગ્રાહકને લોભાવી લઈ ગયા પછી અનેક વસ્તુ 'સ્વખર્ચે' છે એમ જણાવી ડબલ-ચાર્જ વસૂલ થાય ત્યારે ટૂરિસ્ટ પણ ગધેડો બન્યાંની લાગણી અનુભવે છે.

આમ ગધેડો આપણા જીવનના અનેક પાસા સાથે વણાયેલો છે.

આપણા દેશમાં ગામે ગામ ગધેડા મળી રહેશે. જ્યારે વાઘ કેટલા ગામની સીમમાં હશે ? નહિવત જ્યારે ગધેડા અગણિત !! અને આપણે રાષ્ટ્રીય પ્રાણી તરીકે ગધેડાની અવગણના કરીએ છીએ એ કેવું ? ખરેખર આપણે ગધેડા માટે કંઈક કરવાની જરૂરત છે.



રાષ્ટ્રીય પ્રાણી તરીકેની વાત કરીએ ત્યારે વાઘ કરતાં ગધેડો અનેક રીતે ચડિયાતો છે. વાઘની હાજરી આપણામાં ભય પેદા કરે છે. ગધેડાની નહીં. આગળ જણાવ્યું તે મુજબ માલવહન કરવામાં ગધેડો સમાજને ઘણો ઉપયોગી છે. વાઘ ઉપર માલ લાદી આપણે લઈ જઈ શકતા નથી. શહેરના કોઈ રસ્તા ઉપર વાઘની પીઠ ઉપર રેતી કે ઈંટો મૂકીને લઈ જવાતું હોય તેવી કલ્પના આપણે કરી શકતા નથી.

ગધેડા જોવા માટે આપણે પૈસા ચૂકવા નથી પડતા. જ્યારે વાઘ જોવા માટે પ્રાણી સંગ્રહાલયમાં જવું પડે અને ટિકીટ પણ લેવી પડે. નિર્લેપ ભાવે સમાજ સેવા કરતા ગધેડાને તમે રાષ્ટ્રીય પ્રાણી તરીકે સમાવી શકો. સખત મહેનત કરનાર પ્રશંસાને પાત્ર છે, જ્યારે આપણે તેના માટે શબ્દ વાપર્યો. ગદ્ધાવૈતરું અને મહેનત કરનારની અવહેલના કહેવાય. ખેર જાગ્યા ત્યારથી સવાર, આપણે ગધેડાઓ માટે કંઈક કરવું જોઈએ. કવિએ લેખકોએ પોતાની રચનાઓમાં ગધેડાની પ્રશંસા કરવી જોઈએ. જેમ કે અત્યાર સુધી કોયલના ટહૂકા ઉપર ગીતો લખનાર કવિએ ગધેડાના હોંચી-હોંચી ઉપર લખવું જોઈએ. 'એક સવારે કોયલનો ટહૂકો મેં સાંભળ્યો' એની જગ્યાએ કવિએ લખવું 'એક બપોરે ગદર્ભનું ગીત હોંચી હોંચી મેં સાંભળ્યું.'

નેતાઓની ચાલીસા લખનારાએ, ગદર્ભ ચાલીસા લખવી જોઈએ. 'એક ગદ્ધે કો સૂના તો મૂઝે ઐસા લગા...' આવું કોઈ ફિલ્મીગીત પણ બની શકે.

સ્કૂલોના વિદ્યાર્થીઓમાં નિબંધ હરીફાઈનું આયોજન થઈ શકે. 'જેમાં ગધેડા ન હોત તો દેશનું શું થાત ?' અથવા 'ગધેડાઓની નિસ્વાર્થ જનસેવા' જેવા વિષયો ઉપર હરીફાઈ યોજી શકાય.

'વાર્તાઓમાં, સાહિત્યમાં ગધેડાઓ' આવા વિષય ઉપર પી.એચ.ડી. પણ કરી શકાય. જેમાં ઈસપ કે પંચતંત્રની વાતોને મધ્યમાં રાખી થિસિસ લખી શકાય.

'કુંભાર કરતાં ગધેડા ડાહ્યા' એ ગધેડાઓની વિશેષતા બતાવે છે. પોતાના મૂળ કામ કરતાં પણ વધુ કામ કરવાની તેની નીતિ છે. માટે તેના માલિક કરતાં તેનામાં વધુ ડહાપણ છે એમ કહેવાયું હતું.

અત્યાર સુધી ગધેડાઓને થયેલો અન્યાય દૂર કરવા સમાજે કામ કરવું પડશે. ફક્ત વૌઠાના મેળામાં જ ગધેડાની કિંમત હોય તેવું ન થવું જોઈએ. દરેક સ્થળ ગધેડા માટે વૌઠાતૂલ્ય હોવું જોઈએ. ગધેડાઓના વિકાસ માટે સબસીડી આપવી જોઈએ. ગધેડાઓ માટે મિસ ગધેડી કે મિસ્ટર ગદર્ભરાજ જેવી હરીફાઈઓનું આયોજન થવું જોઈએ.

જેથી સમાજના દરેક વર્ગમાં ગધેડાનું માન વધશે. બાળકો પણ ગધેડાને આદરથી જોતાં શીખશે અંતે સમગ્ર સમાજમાં સૂર ઊઠશે કે રાષ્ટ્રીય પ્રાણી તરીકે ગધેડો જ ચાલે. દૂસરા ન કોઈ.

જો ગધેડાને ભારતનું રાષ્ટ્રીય પ્રાણી તરીકે દરજ્જો મળે તો ગધેડાઓએ કરેલી સમાજસેવાનું વળતર ગણાશે.

મને ખ્યાલ છે કે અમેરિકાના એક રાજકીય પક્ષે તેની નિશાન તરીકે ગધેડો રાખ્યો છે. જે સમાજ માટે ઘસાય છે, તૂટે છે. સમાજમાં તમામ વર્ગ આ કાર્યમાં જોડાય તો એ દિવસ દૂર નથી કે વાઘને બદલે ગધેડો રાષ્ટ્રીય પ્રાણીનો દરજ્જ મેળવે...!

*૫૦, લેઈક-વ્યૂ સોસાયટી,*
*ગોવિંદવાડી પાસે, ૧૩૨ ફૂટ રોડ, ઈસનપુર,*
*અમદાવાદ-૩૮૨૪૪૩. મો. ૮૪૦૧૨૦૫૧૧૫*







# બુધાલા...લ... અને ટાલ

*- પ્રવીણ દરજી*

છેલ્લા છ એક મહિનાથી મિત્ર બુધાલાલ દૃષ્ટિપંથમાં પ્રવેશ્યા નથી. સન્મિત્ર તરીકે અમે ઠીકઠીક ચિંતામાં છીએ. પણ ચિંતા ચિતા સમાન લેખાઈ છે તેથી અમે ભાત ભાતના વિકલ્પો શોધી ચિંતાના પોતને પાતળું કરવા આકાશ પાતાળ એક કરી રહ્યા છીએ. અમે મિત્ર વિશે ભળતી વાતો સાંભળ્યા કરીએ છીએ. પણ સત્ય ન ઈચ્છવા છતાં ઝાંઝવાના નીરની જેમ દૂર ઠેલાતું જાય છે. કોઈક કહે છે તેઓ મૂત્રપરીક્ષા નિદાનમાં રત છે. કોઈક કહે છે કે અસહ્ય દંતદર્દની પીડા છે, કોઈક ઊડતી વાત લાવ્યું છે કે વાયુ પ્રકોપથી તેઓ ભારે અસ્વસ્થ અને એમ અર્ધપાગલની અવસ્થામાં છે. વાયુ બદહજમીનું પણ કોઈક કોઈક કારણ આગળ ધરે છે. કોઈક ઝીણું કાંતીને શૂળયુક્ત અજીર્ણનો કેસ છે એમ કહે છે. કોઈકે વિષૂચિકાની અર્થાત્ કોલેરાની અફવા ઉડાડી છે. અમે અમારા જ મિત્રથી વિદૂર હોઈએ અને તેમાં આવી અતિ ચિંતાજનક કહાનીઓ ઊડતી ઊડતી આવે ત્યારે અમારી ચિત્તદશા કેવી હોઈ શકે તે સમજી શકો છો - ઓ સુજ્ઞ નરનાર !

અમે ફોન કરીએ છીએ, રિંગ પણ ફૂલ જાય છે પણ સામેથી ફૂલ જેવો કોમળ પ્રતિધ્વનિ સાંભળવાની અમારી મંછા અધૂરી અધૂરી જ રે, રે રહી જાય છે. પણ અમે શ્રદ્ધાવાન છીએ... દરેક સમસ્યાનો ઉકેલ હોય જ એવું અમારું પોઝિટિવ થીંકિંગ છે. ઉકેલ ન હોય તો પછી સમસ્યાનું મૂળ આપણે જ છીએ એવું સમજવાનું. અમે આવું તેવું બુધાલાલગ્રસ્ત થઈને વિચારતા હતા ત્યાં આજે વહેલી સવારે દિવસના પ્રથમ શુભ ચોઘડિયામાં રાજમાન શ્રી શ્રી બુધાલાલજી અમારી સામે જ આવીને, કમરથી વળી ગયેલા, નંખાયેલા ચહેરે, સગ્લાનિ ઊભા. અમે કોઈ બાવળના ઠૂંઠાનું દર્શન કરી રહ્યા હોઈએ તેવી મનઃસ્થિતિ વચ્ચે તેઓને તેમના મૂળ-વિલસી રહેલા વૃક્ષ રૂપે જોવા આંખોને ઝીણી કરી, પણ બધું વ્યર્થ, વ્યર્થ. અમે તેમના ચહેરામાં માત્ર અતીત જ નહીં, વર્તમાન પણ નષ્ટ થઈને ઉપહાસનૃત્ય કરી રહ્યો હોય તેવું અનુભવ્યું. પત્નીને પાણી લાવો, એવી જોરથી બૂમ પાડવા ગયો ત્યાં તો બુધાલાલ આંગણામાં જ પવનથી કોઈ નાનું વૃક્ષ ધરાશાયી થઈ જાય તેમ ફસડાઈ પડ્યા. હું વ્હાલમાં તેમને ઘણીબધી વાર 'બુધા લા...લ...' એવા લહેકારથી બૂમ પાડું કે સંબોધન કરું તો તેઓ તુરંત હસી પડતા, વળગી પડતા, વરસી પડતા, ગરજી રહેતા. પણ આજે એ કીમિયો અજમાવી જોયો છતાં બધું નકામું હતું. ફળની અપેક્ષા વિનાનું કર્મ, શુદ્ધ કર્મ, પણ નિરર્થક નીવડ્યું. ફરી એકવાર 'બુધાલા... લ...' બોલ્યા અને બુધાલાલનું તણખાયેલું ભીતરી રૂપ રાખ ઊડી જતાં અગ્નિરૂપ ધારણ કરે તેમ, તે તાડૂકી ઊઠ્યા. 'આ તને નથી સમજાતું, નથી દેખાતું, ક્યારનો શું એકીટશે તાક્યા કરી 'બુધા લા...લ...' 'બુધા લા...લ...' કર્યા કરે છે. આ સંબોધનને ઉશેટીને ફેંકી દે ઊંડી ખીણમાં. હવે એ સંબોધન સાથે મારે કશી લેવા દેવા નથી. ઊલટાનું એકા વિપરીત સાદશ્ય તે ઊભું કરી મને ઈયાગોના શબ્દોની જેમ વિચલિત કરી મૂકે છે. હવે કહેવું હોય તો માત્ર બુધાલાલ પણ નહીં મિત્ર 'બુધ' એટલું જ સંબોધન કર. કારણ કે તારા પેલા લાંબા 'લા... લ...' શબ્દમાં 'બાલ'નો રણકો છે. જે શબ્દ હવે મારો ભવ્ય ભૂતકાળ બની ગયો છે. અને આજે એક ખંડિયેર બનીને મારી મજાક ઉડાવી રહ્યો છે. કારણ કે હવે 'બાલ' નથી, માત્ર 'ટાલ'. આ છ મહિનામાં માથા પરના બધા વાળ ખરી જઈને મારી આ અવદશા કરી છે. હું હવે વિના વાંકે, વિના કારણે 'ટાલિયો' થઈ ગયો છું. મારી ઊંચાઈ આમેય ઓછી હતી. તેમાં આ કેશનિર્મૂલન સંસ્થિતિએ મને વધુ નીચો બનાવી દીધો છે. ક્ષુભિતે કરી મૂક્યો છે. લોકોના તે વિશેના પ્રશ્નોના થતા મારાથી ભીતરથી ત્રસ્ત છું. અરે, શો ઉત્તર આપું ? ફોનની રિંગો ભલે વાગ્યા કરે પણ હું ક્યા મુખે મરકું ? કંઈ જિહ્વાએ ઉત્તરવાળું ? વાળ તો શાન છે, વાળ તો વ્હાલ છે, વાળ હતા તો ક્હાન હતો. રે, રે, વજાઘાત થયો છે. આ છ મહિનામાં મિત્ર, મેં શું સહન નથી કર્યું કહે કહે ?' બુધાલાલની વેદના-સભર વાણીને સૂણીને અમે અમારા માથે પણ અજાણતાં હાથ ફેરવી લીધો. વાળ સલામત તો જીવનતાલ સલામત ! અમે બુધાલાલને ધીમેથી, બાવડેથી પકડી ઊઠાડ્યા, ખુરશીમાં બેસાડ્યા, જળપાન કરાવ્યું અને ચ્હા તેમજ ચા બંને માટે અલ્પાંશે રાજી કર્યો.

અમે જોયું તો તેમનો ધ્રૂજતો હાથ ફરીવાર ટાલ પર ફર્યો. એકાદ-બે બચેલા વાળ પાસે તેમનો હાથ અટક્યો. એ વાળની તેમણે લજામણીના છોડને સ્પર્શ કરતા હોય તેમ ધીમેથી સ્પર્શ કર્યો. બચી રહેલા અવશેષ માટેની મક્કમતા અને કટ્ટરતા બંને તેમાં જોવા મળી. થોડુંક તેમની ભીતર આશ્વાસન ઊભું થયું હોય તેમ પણ લાગ્યું. ચા પીતાં પીતાં તેમણે પુનઃ વાતનો આરંભ કર્યો : 'કોઈ કહે છે કે કેન્સર હશે, કીમો થેરાપીમાં વાળ ગયા હશે. અરે, કેન્સર થયું હોત તો સારું. કાલાન્તે તે મટી જાય છે કે માણસને લેતું જાય છે. લેતું ન જાય તો કીમોથેરાપી પછી ફરી માથા પર કાશઘાશની જેમ બાલ લહેરાવા શરૂ થાય છે. પણ મિત્ર, આ તો નવું અનુચિતમ્, અનુચિતમ છે. ન કારણ ન બારણ. આ તો



નર્યું મારણ છે મારણ... અને એ અમારા આ છ મહિના ગુપ્તવાસ દરમિયાન મેં કંઈ ઓછા ઉધામા કર્યા છે ? કોઈકે એલોપથી, કોઈકે આયુર્વેદ તો કોઈકે હોમિયોપથી - એમ જે કહ્યું ત્યાં ધક્કા-ફેરા આંટા કર્યા છે. માનતાઓ પણ માની છે. પણ દરરોજ વણથંભી કેશ ઉન્મૂલનની પ્રક્રિયા નિર્લજ્જ રીતે વિસ્તરતી રહી. ટાલ... ટાલ... ટાલ... ટાલ અને ભાલ બંનેનું પરસ્પરમાં એવું એન્ક્રોચમેન્ટ - અતિક્રમણ રહ્યું કે બધું રમણભમણ કરી મૂક્યું. અમે કહો મિત્ર, ક્યાં તેલ નથી વાપર્યાં ? કહો મિત્ર, ક્યાં મલમનો લેપ નથી કર્યો ? કહો, કહો, આશાની સાંકળ વડે બંધાઈને અમે ક્યાં ક્યાં દોડ્યા નથી ? અરે, હાથી દાંતનો ભૂકો લાવ્યા, કેસર લાવ્યા, બીજી ઔષધિઓ લાવ્યા તે સર્વ પણ વાપરી જોયાં પણ મર્દન છેવટે ક્રંદન જ બની રહ્યું. ન બાલ, માત્ર ટાલ. અમે આ મસ્તકને ગંગાજળથી ધોયું, ગાયના દૂધથી તેનું પ્રક્ષાલન કર્યું. ઘૃતાદિની ધારાથી પણ તેને પરિપ્લાવિત કર્યું પણ મસ્તકે કશે, ક્યાંક મચક જ આપી નહીં. આવી નિષ્ઠુરતા, ક્રૂરતા અરે, મિત્ર, મારી સાથે જ કેમ ? આંબળાનું વર્ષોથી થતું સેવન પણ વ્યર્થ નીવડ્યું, દૂધીના ઉપચાર પણ લગીરે અસરકારક બન્યાં નહીં. અરે, મિત્ર અમારી સાત પેઢીમાં આવી ટાલનો કિસ્સો કદાપિ બન્યો હોય એવું અમે સાંભળ્યું નથી. અમારા વહીવંચાઓ પણ અમારા માથા પરના વાળથી, એ ચહેરાથી ખુશખુશાલ રહ્યા છે. તેની તેમણે શક્ય તેટલા સારા શબ્દોમાં પ્રશસ્તિ કરી છે. સાત પેઢીએ અભાગિયો તો હું જ નીકળ્યો ને ?'

અમે મિત્ર બુધાલાલની વેદનાથી હચમચી ઊઠ્યા હતા. ચા સાથે નાસ્તો કરીને અમે વાતને જરા જુદી દિશામાં વાળવાનો પ્રયત્ન કર્યો. મિત્ર બુધાલાલને અમે વાસ્તવનો સ્વીકાર કરવા વિનંતી કરી. અમે કહ્યું કે આમાં તમે ઈશ્વરની યોજનાનો, ક્રૂર યોજનાનો ભોગ બન્યાં છો. તમારો તેમાં લગીરે વાંક નથી. તો પછી આ વ્યથાને સદાને માટે ઊંડી ગર્તામાં ધકેલી દો. ટાલ છે તો માલ નથી - એ સત્ય હવે દોદળું થઈ ગયું છે. મહાપુરુષો, ઘણા અભિનેતાઓ ટાલ સાથે જ જીવનમાં મેદાન મારી ગયા છે. એટલું જ નહીં હવે અનુ-આધુનિક યુગમાં સૌંદર્યના વિભાવો પણ ઝડપથી પરિવર્તન પામી રહ્યા છે. ટાલ છે તો માણસમાં કશો માલ નથી એમ નહીં, પણ ટાલ છે તો માણસમાં માલ અર્થાત્ દમ છે તેવું અનુઆધુનિક નારીશક્તિ ઊંડેથી સમજતી થઈ છે. કેટલીક લલનાઓ-અભિનેત્રીઓએ ટાલવાળા માણસોની પસંદગી કરી વિશ્વને અચંબિત કરી મૂક્યું છે એટલું જ નહીં, એવા નિર્ણયોને વ્યાપક સધિયારો પણ પ્રાપ્ત થયો છે. અમે બોલતા ગયા તેમ તેમ બુધાલાલની આંખમાં ટાલ હોવાનો ભય ઓછો થતો જણાયો. ચહેરા પરની લકીરોમાં પણ થોડું પરિવર્તન થયું. આ નિહાળીને અમારો ઉત્સાહ બેવડાયો. અમે થોડા લાઈટ મૂડમાં બુધાલાલને કહ્યું કે બુધાલાલ રાજી થાવ રાજી. ટાલ અને ભાલ એક થાય ત્યારે તમે માણસ મટીને મહામાનવ બની જાવ છો. લોકો તેઓને ભાગ્યશાળી લેખે છે. તમારે હવે ન વાળ કપાવવાની ઝંઝટ કે ન તેલ નાખવાની ઝંઝટ, ન મસાજની માથાફોડ કે ન માથું ઓળવાની કડાકૂટ. બસ, માથે હાથ ફેરવો, એકાદ-બે વાળ બચ્યા હોય તો તેમાં આંગળીઓ ફેરવી તેની મજા લૂંટો, થાકો, કંટાળો એટલે ટાલ પર હાથ ફેરવો. નવું જોમ, નવો વિચાર, નવી ગોઠવણો બધું આપોઆપ એ ટાલમાંથી પ્રકટવા લાગશે. ટાલને વ્હાલ કરો, ટાલ ગમતી થઈ જશે. ટાલ તારશે, અનિષ્ટને ટાળશે અને તમે બીજાની આંખમાં આંખ પરોવીને જોશો તો લાગશે કે ટાલ તો ભાગ્યશાળીને જ હોઈ શકે અને તમે એવા ભાગ્યના સંવાહક બન્યાનો ગર્વ પણ અનુભવી રહેશો. હા, બોચીમાં થોડાક વાળ રહ્યા છે એને તમે સદનસીબ માનો. તમોને તે જરૂર ખેતરના શેઢા જેવો લીલોછમ ભાગ લાગ્યા કરશે. બોચીના વાળ બે ચાર મહિને અમારાં ભાભીને કહેશો તો તે કાતરથી કાતરી આપશે. ત્યાં કોઈ કલાકારીગીરીની જરૂર નથી બલ્કે છકછૂંદું હશે, મૂષક મહાશયની કતરણ રીતિસભર હશે તો વધુ દીપી ઊઠશે. ગાંધીજીની પંગતમાં પણ તમે કેશ સંદર્ભે વિરાજી શકશો. મિત્ર, ટાલ હોવાના સંખ્યાતીત લાભો છે. નુકસાન તો જરા પણ નથી. આ તો સાચું કહો તો તમારે માટે એક નુતિનો અર્થાત્ સ્તુતિનો અર્થાત્ પૂજા-વંદનાનો પ્રસંગ બની રહેશે. અમે આ સાથે પ્રવર્તમાન સમયમાં ઊભરી આવેલા એક મહાસત્ય પાસે પણ તેઓને લઈ જવાનો પ્રયાસ કર્યો અને કહ્યું કે આજે ચારે તરફ નકારાત્મક બળની જ બોલબાલા છે ત્યારે તમે પણ પોઝિટિવિટીનો દીપક પ્રકટાવો. એક નવી દિશા તરફ મહા-પ્રસ્થાન કરો. ટાલને પ્રશસ્ત કરવાનું બીડું ઝડપો. અમે જોયું તો બુધાલાલ પ્રસન્ન પ્રસન્ન હતા. તેમણે સાવેશ કહ્યું. 'હવે 'બુધ' નહીં 'બુધા લા... લ...' જ કહો. લાડથી, વ્હાલથી મિત્ર !'

---

*ફુવારા પાસે, લુણાવાડા,*
*(જિ. મહીસાગર)-૩૮૯૨૩૦.*
*ફોન નં. (૦૨૬૭૪) ૨૫૩૯૨૫*





# નિર્દંશ હાસ્ય પ્રસરાવતા હાસ્યકાર !

*- નિર્મિશ ઠાકર*

તમને જો નિર્દંશ હાસ્યકાર બનવામાં રસ હોય, તો સાવ ઓછા પ્રયત્ને તમે એ બનવામાં સફળ થઈ શકશો. નિર્દંશ હાસ્યકારના દેખાવ, સ્વભાવ અને યોગ્યતા (?) વિશે હું ખાસું લખીશ જેથી રસ ધરાવનારાઓને માર્ગદર્શન મળી રહે...

**★ દેખાવ :**

(૧) યુવાનોનું આમાં કામ નથી, કારણ કે આ પ્રકારનો હાસ્યકાર નિર્બળ, નાદુરસ્ત (જેથી વિષયો ન સૂઝે ત્યારે પોતાના દયાપ્રેરક શરીર વિશે લખી, ખેલદિલીનો ભાસ પણ ઊભો કરી શકે !), વૃદ્ધ (તો જ એના કપાળે જ્ઞાનનું તેજ ઝગારા મારે હોં !) હોવો તથા દેખાવો આવશ્યક છે ! સારો વિકલ્પ ને પામનાર દરેક કમભાગી વિષય નિર્દંશ હાસ્યનું નિમિત્ત બનવા 'વૃદ્ધમ્ શરણમ્ ગચ્છામિ !' કહી પાટે પડતો હોય, એમ એ હાસ્યકારને પનારે પડવો જોઈએ ! પણ વૃદ્ધાસ્થાને કારણે તમે જો વિષયને ન શોધી શકો, તો વિષય તમને શોધશે કઈ રીતે ? પ્રિય મિત્ર, એ માટે વિષય પર (અને વાચકો પર !) ઉપકાર કરવા વૃદ્ધ થવું જરૂરી છે, જેથી વૃદ્ધ દેખાઈ શકાય. (બાકી એવો મેક અપ નહીં ચાલે હોં !)

(૨) દેખાવમાં વેશભૂષાનું પણ ઘણું મહત્ત્વ હોય છે, માટે ટી-શર્ટ કે જીન્સનું પેન્ટ બિલકુલ ન પહેરતા. હું બીજો વિકલ્પ જ ન આપવાનો હોઉં, એમ ગભરાઈ ન જતા ! આપણી ભવ્ય અને ગૌરવમય હાસ્ય સાહિત્ય - પરંપરાને કારણે તમને ખબર હોવી જોઈએ કે સાહિત્યિક દૃષ્ટિએ જીન્સનું પેન્ટ હલકું અને ધોતિયું હળવું ગણાય છે. વાચકોની ચિંતા છોડો પણ વિદ્વાન (એટલે કે વૃદ્ધ) અભ્યાસીઓની નજરમાં તમારું સાહિત્ય 'હલકું' નહીં, 'હળવું' સિદ્ધ થઈ શકે, એ નિર્દંશ હેતુએ તમારે પેન્ટ ત્યજી ધોતિયું અપનાવવું જ રહ્યું. (એની તુલના ધોતિયા સાથે કરવી, એ વિદૂષકને હાસ્યકાર સાથે સરખાવવા સમી હાસ્યાસ્પદ ચેષ્ટા ગણાય, સમજ્યા ? તેમાંયે જીન્સનું પેન્ટ તો બિલકુલ અસાહિત્યિક, આછકલું, છીછરું અને નિમ્ન વિચારધારાનું દ્યોતક છે, એ તમને વિદિત ન હોય તો કોઈ માન્ય વિદ્વાન (?) અભ્યાસીને પૂછજો (જો ઘરમાં પેસવા દે તો !)

(૩) આ ધોતિયાવાળા ઉપરોક્ત મુદ્દાથી અલગ મુદ્દો નથી જ, પણ ઝભ્ભાનું વિશિષ્ટ (સાહિત્યિક !?) મૂલ્ય હોઈ, હું એને જો અલગ સ્થાન અર્પું (શરીરથી અલગ નહીં, પણ મુદ્દા તરીકે !), તો એ ઈષ્ટ ગણાવું ઘટે. મેં આજ પર્યંત કદી ઝભ્ભા વિનાનો નિર્દંશ હાસ્યકાર જોયો નથી. (હા, ધોતિયાના વિકલ્પે મેં આ નિમિત્તે પાયજામો અવશ્ય જોયો છે, તમારા સમ !). ઝભ્ભા વિના નિર્દંશ હાસ્યકાર દેખાવું અશક્ય છે, એમ જો હું કહું તો... (એમાં નિર્દંશ હાસ્ય તો નથી જ !) એમાં તમને સાહિત્યિક અનિવાર્યતા જણાવી જોઈએ, નહીં કે અતિશયોક્તિ ! નિર્દંશ હાસ્યકારની સર્જકતાનો વિશાળ વ્યાપ ઈન્દ્રિયગ્રાહ્ય બને એટલા ખાતર એનો ઝભ્ભો શક્ય એટલો વિશાળ દેખાવો આવશ્યક છે. (હોય તો જ દેખાય, એ પણ અહીં નોંધવું ઘટે !) ભલે ટી-શર્ટ અને જીન્સના પેન્ટ પહેરનારી (દિશા શૂન્ય ?) નવી પેઢી સાહિત્યથી સદંતર વિમુખ થઈ જાય, પણ એ સમસ્યાથી વિમુખ બની નિર્દંશ હાસ્યકારે ઝભ્ભાને આવશ્યક ગણવો. જેથી પોતાના માંદલા, અશક્ત શરીર પર વિશાળ ઝભ્ભો ધારણ કરી, બચેલા વૃદ્ધ વાચકો તથા વૃદ્ધ અભ્યાસીઓને નિર્દંશ હાસ્ય વડે પ્રભાવિત કરતાં એમ કહી શકાય કે હું મારા મનની તુલનાએ વધુ બીમાર રહેતા નાજુક તનને ઢાંકવા નહીં, પણ સંતાડવા ઝભ્ભો ધારણ કરું છું ! અસલી, મજબૂત તથા સુંદર દાંત ધરાવતી નવી પેઢી તો ચવાયેલી જોક સાંભળીને હસવામાં પણ ટાઈમ વેસ્ટ કરતી નથી, પણ વૃદ્ધો પાસે તો ટાઈમ સિવાય બીજું હોય છે શું ? નિર્દંશ હાસ્યની અધમૂઈ લુપ્ત-પ્રાય પરંપરાને થોડીક વધુ



જીવાડવા ઉદાર દિલના એ સન્માન્ય વૃદ્ધજનો તમારા ઉપરોક્ત સંવાદ પર વારંવાર હસવા પણ તત્પર રહેશે, ચોકઠાની ચિંતા છોડીને ! કદાચ, તમારા પર ફિદા થઈ જતાં, એમની નબળી - મોતિયાગ્રસ્ત આંખોને તમારી પાછળ દસ સ્થાનો ખાલી પડેલાં પણ દેખાય ! મિત્ર, આ સુંદર સંભાવનાને જીવતી રાખવા, તમે શું મારા ખાસ આગ્રહને માન નહીં આપો ? ઝભ્ભો ન પહેરો, તો તમને મારા સમ ! હું ધારું છું 'દેખાવ' અંગે આટલું પર્યાપ્ત છે.

★ **સ્વભાવઃ**

નિર્દંશ હાસ્યકારે શારીરિક રીતે તો ઠીક, પણ માનસિક રીતે અતિ વૃદ્ધ હોવું, અતિ આવશ્યક છે. એ સજ્જતા કેળવશો, તો એને અનુરૂપ સ્વભાવ આપોઆપ કેળવાશે, કશા ખાસ પ્રયત્ન વિના, હાં કે ! છતાં સ્વભાવ અંગે થોડા મુદ્દા અહીં ટાંકું, તો શો વાંધો ? (નવી પેઢી વાંચશે નહીં અને વૃદ્ધો કશું કરી શકશે નહીં, હાઉ થ્રિલિંગ !)

(૧) અલમસ્ત ગેંડા જેવો મનુષ્ય નિર્દંશ હાસ્ય પ્રગટ કરે, તો એ હાસ્યાસ્પદ લાગે, ખરું કે નહીં ? તમે કદી નમ્ર આખલો કે નમ્ર સિંહ જોયો છે ? પણ અહીં સ્વભાવમાં નમ્રતા અપેક્ષિત છે યાર ! નમ્રતા, સરળતા અને સૌમ્યતામાંથી



જ નિર્દંશ હાસ્ય પ્રગટે અને તો જ એ શોભે, ગોટ માય પોઈન્ટ ? જો તમે નિર્બળ, નાદુરસ્ત વૃદ્ધ હશો.. તો તમારા સ્વભાવમાં નમ્રતા, સૌમ્યતા, નિરાભિમાનીપણું વગેરે આપોઆપ જળવાશે. એ સિવાય તમે કરી યે શું શકવાના ?

(૨) આ પ્રકારનો હાસ્યકાર ચિંતામુક્ત હોવો જોઈએ, પ્રત્યેક ક્ષણે. એનું ચેતનતંત્ર વેદનાપ્રુફ હોવું જોઈએ, પ્લાસ્ટિક જેવું. પેન બટકાઈ જશે, પણ તમે પ્લાસ્ટિક પર લખી નહીં શકો. એના ચેતનતંત્ર પર પારકી વેદના કે સમસ્યા અડવી કે ટકવી ન જોઈએ, પ્લાસ્ટિક પરથી પાણી દદડી જાય એમ ! અમુક હાસ્યકારો આવી કુદરતી બક્ષિસ લઈ જન્મે છે. અને એવું ન બન્યું હોય તો તમે આ પ્રકારનાં સ્વભાવ અને ક્ષમતા અવશ્ય કેળવી શકો. આ પ્રકારના હાસ્યકારની ફરજ છે. પ્રતિકૂળ સંજોગોમાં પણ સૌને હસાવવા અને પોતે હસતા રહેવું. જે વિસ્તારમાં શ્રમજીવીઓ પોતાના કુટુંબને જીવાડવા પોતાનાં લોહી કે કિડની વેચતા હોય, નકલી દૂધ પીને બાળકો હોસ્પિટલમાં દમ તોડતાં હોય, તે જ વિસ્તારમાં રહી નિર્દંશ હાસ્યકાર આરામ, છીંક, મૂછ કે મેઘધનુષ્ય વિષે હાસ્યલેખ કેમ ન લખી શકે ? આપણી ભવ્ય પરંપરા તમે ભૂલી ગયા ? અરે સમાજની આ બધી સમસ્યાઓ આજે જ છે, એવું નથી. અરે એ તો ગઈકાલે ય હતી અને આવતીકાલે ય રહેશે, એમાં હાસ્યકાર શું કરે યાર ? (ખી ખી ખી ?) જો ચિંતામુક્ત સ્વભાવ નહીં કેળવો, તો તમને 'હસતા ફિલસૂફ' કોણ કહેશે ? ફિલસૂફીની ચિંતાયે ન કરો મિત્ર, એ તો તમારા લખાણોમાંથી નિર્દંશ હાસ્યનાં બંધાણીઓ શોધી લેશે. માટે સમાજની ચિંતા છોડી, તમતમારે... બટકણી પેન્સિલ, હઠીલો મચ્છર, વઢકણાં સાસુજી, રવિવારની ચ્હા, બગડેલી પેન કે અજ્ઞાનના લાભો વિશે લખ્યે રાખો, મલકાતાં મલકાતાં ! (પણ જો તમે પેલા નાદાન-નાસમજ નિમ્મેસભૈ જેવું લખવા જશો, તો ક્યાંયના નહીં રહો ! આપણી ભવ્ય હાસ્ય પરંપરાના રખેવાળ એવાં સામયિકો તમારું છાપશે જ નહીં, પછી વાંચશે કોણ ?) માટે મેં કહ્યુ એવો સ્વભાવ કેળવો, ઑલ ધ બેસ્ટ !



(૩) મનને પ્રસન્ન કરી મેલતું નિર્દંશ હાસ્ય પરમ સંતોષમાંથી જન્મે છે, તે નોંધી લો. માટે આ પ્રકારનો હાસ્યકાર સંતોષી જીવ હોવો જોઈએ. ન કોઈ ખાસ લક્ષ્ય (સિવાય કે ખીખીખી !) ન કોઈ ખેવના, બસ દિવ્ય આનંદ તરફ થતી ગતિ, અહો ! 'હસતા ફિલસૂફ'ને તો જે કાંઈ મળ્યું એનો આનંદ અને ન મલ્યું એનો યે ! યુવાનોને તો સતત કશાની ઝંખના... એટલે એ આમાં ન ચાલે, યુ સી ! કોઈ કારણ વિનાયે ગાયે જતું મન પ્રસન્ન પ્રસન્ન ! કેવી હસતી ફિલસૂફી... અહો ! (પેટ ભરેલું હોય, તો જ ધન્ય બનાવે... એવી ?) અખો, રમણભાઈ નીલકંઠ કે ચૂનિલાલ મડિયાનાં નામો યાદ કરી.. હાલ રંગમાં ભંગ ન પાડો મિત્ર. બસ મનને પરમ સંતોષના સાગરમાં... પ્રસન્નતાને તરાપે તરતું કરી દ્યો... અને એમાંથી પ્રગટ થતી જતી હાસ્યલીલામાં રમમાણ થઈ, એક અંતને ઊઘડવા દો ! નામરૂપ જૂજવાં... બાકી... નિર્દંશ હાસ્ય દ્વારા ઉઘડતી પ્રસન્નતા કહો કે પ્રસન્નતા દ્વારા ઊઘડતું નિર્દંશ હાસ્ય, એમાં તાત્ત્વિક ભેદ નથી ! અંતે તો હેમનું હેમ હોયે ! બોલો, ધન્યતા અનુભવાઈને ? એનો યે પાછો પરમ સંતોષ હોય, હોં કે !

(૪) કલ્પનાશીલતા ! (ઊંડું ઊંડું થઈ રહેલા મનને પાંખો ફૂટતી લાગે છે ?) સ્વભાવમાં આ જોઈએ. સજીવને નિર્જીવ કલ્પો, એ તો જાણે ઠીક. પણ નિર્જીવને સજીવ કલ્પવાની જે મઝા છે (સજીવારોપણ !), તે અવર્ણનીય છે, હોં ! ધારો કે તમારા ઘર સામેની ફૂટપાથ પર કોઈ બાળક સૂઈ ગયું હોય અને તમારું હૃદય એને માટે અનુકંપાથી ભરાઈ આવે, તો તમે નિર્દંશ હાસ્ય નહીં સર્જી શકો. એ સંજોગોમાં તમે કલ્પનાશીલતાને બળે, તમે એને માત્ર એક ચીતરેલું બાળક કલ્પી શકો. ચીતરેલા બાળકને માતાની જરૂર નથી હોતી. એને ભૂખ કે તરસ લાગતાં નથી. એને ટાઢ કે તડકો પીડતાં નથી. એને ચીતરેલું કલ્પ્યા પછી, એના પ્રત્યે તમારી કોઈ જવાબદારી રહેતી નથી, ઓકે ! (?) હવે તમે તમારી 'ડાયરી' વિશે નિર્દંશ હાસ્યલીલા સર્જવા માગતા હો, તો કાયમી હથોટી દ્વારા પ્રથમ તો મનને પ્રસન્નતામાં વિહરતું કરી મેલો, સિમ્પલ ! હવે તમારા સમગ્ર ચેતનાતંત્રમાં 'ડાયરી'ને વ્યાપવા દો ! બોલો, એક એક પાનું વ્યાપી ગયુંને ? ફાઈન. પણ એમાં ગઈકાલનું પાનું કોરું કલ્પો, બહુ મઝા આવશે ! ગઈ કાલે તમે તમારી પ્રિય ડાયરી લખવાનું ભૂલી ગયા છો, એમ કલ્પો ! એને કારણે... ભલે કાલ્પનિક, પણ એના પ્રત્યેની તમારી જવાબદારી પર પ્રશ્નો ઊભા થશે. એને કારણે અતિ રોમાંચક હાસ્યસ્થાનો ઊભાં થતાં જશે, ગૉટ માય પોઈન્ટ ? હવે તમે એને નિમિત્ત બનાવી કેવી હાસ્યલીલા સર્જી શકો, એનો એક અંશ જુઓ : '...અને મારાં સ્વપ્નમાં મારા વિચારોના આલેખ સમાં ધુમ્મસો વ્યાપવા લાગ્યાં ! એની સામે પારથી, મારી તીવ્ર ઝંખનાથી તર... એવો એક સૌમ્ય અવાજ ગૂંજ્યો, 'પ્રિયતમ ! તમે શું મને ભૂલી ગયા ?' (આ સ્થાનથી વૃદ્ધ ચહેરાઓ પર રોમાંચ અને સ્મિત વ્યાપવા લાગશે, મારી ગેરન્ટી હોં !) મને હંમેશાં ખોટા સમયે જ મારી ધર્મપત્નીનું સાચું સ્મરણ થતું હોય છે ! (ખી ખી ખી !) અને એ ખરેખર થયું. (વાહ !) મેં ચહેરા પરનો પરસેવો લૂછતાં માંડ માંડ કહ્યું, 'પ્ર... પ્રિયતમ ? હ... હું પ્રિયતમ... ક...







કઈ રીતે હોઈ શકું ? હું તો પઅઅ.. પરણેલો છું !!! (વાહ, શું સંવાદકલા છે, વાહ !) સામેથી મક્કમ પ્રત્યુત્તર આવ્યો, 'તમારું તમે જાણો. મને તો એટલી ખબર છે કે હું તમારી અર્ધાંગિની છું ! તમારો પ્રત્યેક દિવસ મારા ખોળે ઢળે છે, પછી જ તમારી રાત ઊગે છે... એ શું ભૂલી ગયા ?' એના પ્રણયભાવમાં, ચોમાસે કૂકડો પલળે, એમ હું પલળી ગયો ! (અત્રે અર્થાલંકાર દ્વારા નિષ્પન્ન થતી ચમત્કૃતિ નોંધી ?) પણ બીજી ક્ષણે હું સભાન બન્યો. મારી ધર્મપત્ની મારી પરીક્ષા લેવા ખાતર, કદાચ અવાજ બદલવા પ્રવૃત્ત બને, એ શક્ય છે. પણ... મારા વિરહમાં એ આટલા તીવ્ર પ્રણયભાવે મને સંબોધે, એ સર્વથા અસંભવ છે ! તો મારા પર અર્ધાંગિની ભાવે આટલો હક કરતી, આ અન્ય નારી કોણ ? હું વિમાસણમાં પડ્યો. મેં ધ્રૂજતા સ્વરે કહ્યું, 'હે આર્યનારી, આપનાં દર્શન કર્યા વિના હું કાંઈ પણ કહેવા સમર્થ નહીં બની શકું ! હું આપનો ક્ષમાપ્રાર્થી છું !' અને અચાનક પોતાનું સૌંદર્ય પ્રગટ કરતાં, એ નારી ચાક્ષુસ બની ! 'હે મારા દર્શનાભિલાષી ! મને હૃદયસ્થ કરો, હું આ રહી... એ વદી અને હું મર્યાદાઓનાં તમામ બંધનો ફગાવી, રોમાંચિત ગતિએ એના તરફ ધસ્યો.' 'તું હંમેશાં મારી હતી, છે અને રહીશ ! કાલે આપણું મિલન શક્ય ન બન્યું, એનું પ્રાયશ્ચિત છે...' કહી મેં એને છાતી સરસી ચાંપી અને તીવ્ર આલિંગનમાં ભીંસી નાંખી. એ મારી પ્રિય ડાયરી હતી !' (વાહ હાસ્યેન્દ્રજી વાહ ! ભલે જીન્સના પેન્ટ પહેરતી નાદાન-અજ્ઞાની નવી પેઢી આને 'અસહ્ય સિતમ !' કહે, પણ તમારા વિશાળ ઝભ્ભાની સોગન્દ... હાસ્યની આવી અદ્ભૂત લીલા અગાઉ જોવાઈ નથી, માટે અ-પૂર્વ છે ! આપણે આખેઆખી નવી પેઢીને બાકાત કરી નાંખીશું, પણ આ પ્રકારનું હાસ્ય ખોવું આપણને કદી ન પાલવે !)

પ્રિય વાચકમિત્રો, આપની વિવેકબુદ્ધિ પર મને પૂર્ણશ્રદ્ધા છે, એટલે હિન્દી મહાકવિ શ્રી દિનકરજીની આ કાવ્યપંક્તિઓ સાથે લેખ પૂર્ણ કરું છું...

''ક્ષમા શોભતી ઉસ ભુજંગ કો,
જિસકે પાસ ગરલ હો,
ઉસકા ક્યા જો દંતહીન વિષરહિત,
વિનીત સરલ હો ?''

---

*બી-૬૪, હેરીટેજ બંગ્લોઝ, સાયન્સ સિટી સામે,*
*કેસર સાલ હોસ્પિટલની પાછળ, સોલા,*
*અમદાવાદ-૩૮૦૦૬૦. મો. ૯૪૨૬૬૧૪૬૩૧*





# સવાલ વગરનો દિવસ કેવો હોય ?

*- કલ્પના દેસાઈ*

**એ**ક દિવસ એક પતિ-પત્નીએ નક્કી કર્યું, કે ફક્ત એક જ દિવસ આપણે એકબીજાને એક પણ સવાલ નહીં પૂછવાનો ! અને એ દિવસ એ લોકોના જીવનનો શ્રેષ્ઠ દિવસ હતો ! અને એ દિવસ એ લોકોએ મજેથી વીતાવ્યો ! અને એ દિવસે એ લોકો શાંતિથી ઊંઘ્યાં ! અને એ દિવસને એ લોકો મેરેજ એનિવર્સરી તરીક ઉજવવા માંડ્યાં ! અને એ દિવસને એ લોકો આજે પણ યાદ કરે છે ને નિઃસાસા નાખે છે.

જોયું ? સવાલ વગરનો એક જ દિવસ જીવનમાં કેટલી ખુશીઓ લાવી શકે છે ? જ્યારે ફક્ત એક જ સવાલ અને તેની પાછળ ચાલી આવતી અનેક સવાલોની હારમાળા, બે જણના જીવનમાં કેવો તરખાટ મચાવે છે, કેવી આંધી લાવે છે કે કેવી અશાંતિ સર્જે છે, તેનું અનુમાન પેલી ખુશીઓ પરથી આવી જાય છે ! બધાંને જ આ સવાલો ને સવાલોનો અનુભવ હશે જ એટલે વધુ દુઃખી ન કરતાં, હું એક જ સવાલ કરું, કે ધારો કે આપણા જીવનમાં કોઈ સવાલ જ ન હોય તો ? અથવા આટલા બધા સવાલો ભરી જિંદગીમાં ફક્ત એક જ દિવસ સવાલ વગરનો હોય કે સવાલ વગરનો જાય તો ? આહાહાહા... જલસા થઈ જાય ને ? એ એક દિવસને જો મઢાવી શકાય, તો બધા એને મઢાવીને ઘરના ખૂણે ખૂણે સજાવી દે. કોઈ તો વળી સામેવાળાને યાદ રહે એટલે પોતાના માથા પર ફેંટાની જેમ કે ટોપીની જેમ પણ સજાવી દે. સ્ત્રીઓ તો એ દિવસને કપાળે બિંદીની જેમ જ સજાવવાની ને ? લો, જુઓ ને યાદ રાખો કે, આજે તમારે મને એક પણ સવાલ પૂછવાનો નથી.

એવું હોય તો કેટલું સારું કે, ઊઠતાંની સાથે જ કોઈનો સવાલ જ માથે ન ઠોકાય ? સવાલ ? અરે સવાલો કહો, સવાલો. તમે નથી જાણતાં પણ સવારમાં ઊઠતાંની સાથે જ અમારા માથે તો રોજ જ સવાલો ઠોકાવા માંડે. સવાલોય પાછા કેવા કેવા ? કોઈ નવા નવા સવાલો હોય તોય સમજ્યા કે, માણસ વિચાર કરીને જવાબેય આપે. જરા મગજેય દોડાવે ને ખુશ રહે. આ તો રોજ સવારથી જ એકના એક જ સવાલ !

'ચા મૂકી ?'

લો, ચા તો મૂકવાની જ હોય ને ? અમે કંઈ સવારથી ભજન કરવા ઊઠ્યાં છીએ ? રોજ ચા મૂકીએ જ છીએ ને ? તોય રોજ ઊઠતાંની સાથે બીજું કંઈ નહીં ને આ જ પૂછે, 'ચા મૂકી ?'

ચાનું તો જાણે કે પત્યું, પણ પછી ?

'પેપર આવ્યાં છે ?'

હવે પેપર તો રોજ આવે જ છે ને ? તોય ખોટી ટેવ પડી ગયેલી સવાલ પૂછ પૂછ કરવાની, હંહ! હા ભઈ, ચાર ચાર પેપર આવ્યાં છે તેનું શું ? મૂકી રાખવાનાં છે કે જોઈએ છે ? મારે આપી જવાનાં છે ? આપે, ઊભા રહો. એમ નહીં કે આવીને પેપર લઈ જશે. આમ જાણે કે સવાલમાં સંદેશો મોકલાવે, કે પેપર આપી જજો, હં હ! બસ, આમ જ સવાર પડતાંની સાથે જ રોજના સવાલો જે ચાલુ થાય તે રાત સુધી પૂરા જ ન થાય. વર્ષોથી આ જ બધા સવાલો પુછાય છે ને વર્ષોથી આ જ જવાબો અપાય છે.

'બાથરૂમમાં કપડાં ને ટુવાલ વગેરે છે ને ?'

લો, તે તમે નાહવા જવાના તે એટલું તો જોઈ લો. મારા ભરોસે કે મારા સહારે ક્યાં સુધી રહેશો ? આવી ત્યારની રોજ બધું હાથમાં ને હાથમાં તૈયાર મળે જ છે ને ? પછી આજે નવા થઈને શું પૂછો છો, કે બાથરૂમમાં બધું મૂક્યું છે ને ? વિશ્વાસ ન હોય તો કામ જ કેમ સોંપતા હશે ? કામ સોંપે તો ખાતરી કરવા સવાલ પૂછવા પડે ને ? જાતે કર્યું હોય તો



યાદ પણ રહે ને એટલા સવાલો ઓછા પૂછવા પડે. પણ અહીં એવું બધું સમજે છે કોણ ?

પછી આવશે નાસ્તાનો સવાલ કે જમવાનો કે ટિફિનનો સવાલ. એ તો જેવી જેવી મજબૂરી કે જેવી જેવી બાદશાહી. અધીરાઈ તો એટલી બધી, કે ઘરમાં જ આંટા મારતાં મારતાં પૂછે, 'નાસ્તો તૈયાર છે કે ?' અથવા તો 'ટિફિન ભર્યું ?' નહીં તો, 'હજી થાળી નથી પીરસી ?' લો, જોઈ લો, આ બધી શેઠાઈ. સવારથી સવાલો માથે મારે એના કરતાં એમ ન કહેવાય કે, 'નાસ્તો તૈયાર હોય તો મૂકજો કે ટિફિન ભરતાં થજો કે થાળી પીરસજો અથવા તમને ઠીક લાગે તેમ કરજો, હું બે મિનિટમાં આવ્યો.' આવું કેમ કોઈ બોલતું નહીં હોય ? પેલી સવાલ પૂછવાની ટેવ ! બીજું કંઈ નહીં.

જો ઘરમાં જ એ હાજર હોય તો, 'કોણ આવ્યું ? કોનો ફોન હતો ? ટપાલ છે ? મારો ફોન ક્યાં મૂક્યો ? ક્યારનો દેખાતો નથી. તમે કોઈએ તો નથી લીધો ને ?' એક તો સવાલ પૂછવાની ટેવ હોય ને તેમાં આવા અજબગજબના સવાલો પૂછીને નકામી પોતાની જાતને ઉઘાડી કરે ! ને જો ઘરમાં ન હોય તો ? 'મારા માટે કોઈનો ફોન હતો ?' 'કોઈની ટપાલ આવી છે ?' 'મને મળવા કોઈ આવેલું ?' આ બધી બેચેનીની જ નિશાની છે. રોજ રોજ ઘરે કોણ આવવાનું ? કે રોજ કોની ટપાલ આવવાની ? હવે મોબાઈલના જમાનામાં કોના ફોન આવવાના ? શોભાના ગાંઠિયા જેવો લેન્ડલાઈન રાખી મૂક્યો છે, એટલે જરૂરી નથી કે કોઈના ફોન આવે જ. મને તો ખાતરી છે કે, આવા બધા નકામા સવાલો જ જીવનમાં બધી અફડાતફડી કે ધમાચકડી કરે છે ને કરાવે છે. બાકી તો લોકો એય ત્યારે શાંતિથી રહેતાં ના હોત ?

કોઈ આવ્યું કે ગયું તોય કોઈ પૂછવાવાળું નહીં. કોઈનો ફોન આવ્યો કે ન આવ્યો તેનોય કોઈ અફસોસ નહીં. મોબાઈલ છે કે નથી કે ખોવાઈ ગયો કે નથી મળતો, કોઈ વાંધો નહીં કારણ કે કોઈ પૂછવાનું જ નથી ! કોઈ પૂછવાનું નથી એટલે કોઈએ કંટાળીને જવાબ નથી આપવો પડવાનો. બસ, વાત ત્યાં જ ખતમ થઈ જાય. આહાહા ! કેટલી શાંતિ ! જોકે, લોકોને નથી ગમતી આવી નિરાંત ને આવી શાંતિ એટલે શું થાય ? પેલા લખચોરાસીના ફેરાની જેમ સવાલોના ફેરામાં ફર્યા કરે ને જવાબોના ઘેરામાં અટવાયા કરે. આપણે શું ? આપણે તો જાતનેય સવાલ પૂછ્યા વગર ન છોડીએ. સામેવાળા કોઈ ગમે તે કહે પણ આપણેય ક્યાં સીધા છીએ ? કોઈ બોલ્યું નથી ને જવાબમાં સામે સવાલ માર્યો નથી. ભલે ને મનમાં તો મનમાં પણ સવાલો તો આપણાય મનમાં ઉઠક બેઠક કરતા જ રહે છે ને ? આ બધું કોને પૂછીએ છીએ ? કે કોની સાથે આ બધી વાતો ચાલે છે ? મનોમન ? કે કોઈ સાથે ? કોણ છે સામે સાંભળવા કે સમજવાવાળું ? આ બધા સવાલોની જ તો બધી મહેરબાની છે કે બીજું કંઈ ? સવાલો વગર રહેવાયું ? નહીં જ ને વળી. સવાલો વગર તો કેવી રીતે રહેવાય ? તમે રહી શકો ? કોશિશ કરી જોજો ને એકાદ દિવસ. (આ તો હજી એકપક્ષી સવાલોની જ વાત થઈ ને ? હજી સિક્કાની બીજી બાજુ જોવાની તો બાકી જ છે. ફરી કોઈ વાર માણશું બીજા રસપ્રદ કે રસહીન સવાલોની રમઝટ !)

---

*મુ. ગુલમહોર, પો. ઉચ્છલ,*
*જિ. તાપી -૩૯૪૩૭૫.*
*મો. ૯૯૦૯૪૨૮૧૯૯*



# પ્રસ્તાવના



- ડૉ. નલિની ગણાત્રા

**ચૌં**ક ગયે ? પ્રસ્તાવનાને અધવચ્ચે જોઈને ચૌંક ગયે ?! જોકે તમારું ચોંકવું ચોંકવા જેટલું જ સ્વાભાવિક છે. સ્કૂલમાં હંમેશા પહેલા નંબરે આવતો સુકુમાર વિદ્યાર્થી બોર્ડમાં પચાસ ટકાએ આવીને ઊભો રહે તો સ્કૂલ અને બોર્ડનો ચોકીદાર પણ હેં... કરતોકને ચોંકી જાય. બસ એમ જ 'અક્ષર' : ધામમાં સદાયે અગ્રિમ રહેતી પ્રસ્તાવનાને આમ અચાનક અધવચ્ચે જોઈને તમે ચોંકી જાવ તો એ તમારા નોર્મલ હોવાની અદભૂત નિશાની છે. સેલિબ્રેટ ધેટ નિશાની !! બાય ધ વે, મારી પાસે આ પ્રકારનાં 'ચૌંક ગયે' ને હડસેલવાનો કોઈ સાબુ કે પાવડર નથી. એટલે તમારે 'ચૌંક ગયે'ની લાક્ષણિક મુદ્રામાં જ આ લેખ વાંચવો પડશે. So Sorry !!

સારું એવું સ્ટારડમ ધરાવતી ફિલ્મી સેલિબ્રિટી ટપકી જવાની તૈયારીમાં છે એવી પાક્કી અફવા મળતાં જ 'મીડિયા - લોગ' એ મરણોન્મુખ સ્ટારનો જીવન વૃત્તાંત ફેંદવા માંડે છે. જેથી એ સ્ટાર 'સબ્જેક્ટ' બની જાય કે તુરત જ ખીરા જેવું તૈયાર રાખેલું એનું 'મટિરીયલ' પીરસવામાં પોતે અગ્રેસર રહી શકે. એ જ રીતે મેં તમને અધવચ્ચે દેખાડી દીધી એ પ્રસ્તાવના ખૂબ ઝડપથી પોતાના અંત તરફ આગળ વધી રહી છે. આ પ્રકારે 'આગળ વધતી' અવસ્થાને પ્રગતિ કહેવાય કે અધોગતિ એ તમને ખબર. મને તો પ્રસ્તાવનાનો અંત સુનિશ્ચિત દેખાતાં એના વિશે લખવામાં લાગી છું. જેથી ભવિષ્યમાં 'એક હતી પ્રસ્તાવના...' એમ પ્રસ્તાવના વાર્તા સ્વરૂપ થઈ જશે ત્યારે સાહિત્યજગતમાં પ્રસ્તાવનાનો ઉલ્લેખ થતાં જ મારું નામ ચર્ચાય કે, પ્રસ્તાવના તો અઢળક લોકોએ લખેલી પણ પ્રસ્તાવના વિશેનો લેખ તો પહેલવહેલો નલિનીબહેને જ લખેલો... 'પ્રસ્તાવના કી બાત ચલી તો સબ મેરા નામ લેંગે.' બસ આવા બિન તદ્દન નિસ્પૃહી ભાવથી જ અહીં પ્રસ્તાવના ને પોંખવાનો પ્રોગ્રામ રાખ્યો છે.

પ્રસ્તાવના એટલે પ્રાયઃ ત્રાહિત વ્યક્તિ દ્વારા અપાતો પુસ્તક અંગેનો ઉભડક પરિચય. સંતાનનું સગપણ કરવા આપણે એવા વ્યવહારુ માણસને વચ્ચે રાખીએ છીએ જે સામી પાર્ટીને પટાવવામાં, સૉરી, સમજાવવામાં કુશળ હોય. આવા કુશળ કારીગરો શું કરે ? સાણસામાં લેવાની પાર્ટીના ખભે હાથ મૂકીને કહે કે, જુઓ ભોપાભાઈ, મારા વેવાઈના ભાઈ સુશીલભાઈ છે. એ પૈસે ટકે ઠીક છે, પણ કુટુંબ સંસ્કારી છે. એમણે પાંચ પ્રકારની લોન લીધી છે, પણ દેવાળિયા નથી. સુશીલભાઈ સમાજમાં પાંચમાં પૂછાતો માણસ છે. તમે સગપણ મંજૂર રાખશો તો એ છમાં પૂછાતા થશે ! એના દીકરા વેરે તમારી દીકરીનું ગોઠવશો તો તમારી દીકરી કદાચ સુખી નહીં થાય, પણ દુઃખી તો નહીં જ થાય. બસ્સ... આવું જ કામ પ્રસ્તાવનાકાર એટલે કે પુસ્તકની પ્રસ્તાવના લખનારનું હોય છે. પુસ્તક સાથે વાચક વાંચન-ગ્રંથિથી જોડાવવા લલચાય એ રીતે એ પુસ્તક અને પુસ્તકના પિતાશ્રી એટલે કે લેખક વિશે સુષ્ઠુ સુષ્ઠુ લખે છે.

પ્રસ્તાવનામાં વાચકને બીક ન લાગે એ રીતે બીવડાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હોય છે. જેમ કે હાસ્યનાં પુસ્તકની પ્રસ્તાવનામાં પ્રસ્તાવનાકારે લખ્યું હોય કે, આ હાસ્યનું પુસ્તક છે. પણ તમે જરાય ગભરાશો નહીં, કારણ કે, આ હાસ્ય લેખકે હસાવવાનો પારાવાર પ્રયત્ન કર્યો છે. પરંતુ તેઓ હાસ્ય ઉપજાવી શક્યા નથી. પણ તમે જો હસવાનો આગ્રહ રાખીને જ બેઠા હો તો તમે લેખકના મજબૂરીભર્યા પ્રયત્નો પર જરૂર હસી શકશો. એ જ રીતે સસ્પેન્સ નોવેલ હોય તો એની પ્રસ્તાવનામાં લખ્યું હોય કે આ પુસ્તકમાં સસ્પેન્સ સુપેરે ઊભું કરવામાં આવ્યું છે. પરંતુ કદાચ લેખક 'ઓર્થોડિક્સ' ફેમિલીમાંથી આવતા હશે એટલે નોવેલના અંતે પણ સસ્પેન્સ 'ખુલ્લું' કરી શક્યા નથી. !!

ટૂંકમાં પ્રસ્તાવના એટલે પુસ્તકના બે પૂંઠાની વચ્ચે ક્યા પ્રકારના વાચ્યપદાર્થનું સ્ટફિંગ કર્યું છે એની 'સચોટ' માહિતી આપતું લખાણ ! નવોદિત લેખકોને પ્રમોટ કરવા પ્રસ્તાવનાનો પ્રાદુર્ભાવ થયો હશે. કોઈ પ્રસિદ્ધ હસ્તી, લેખક અને તેના પુસ્તક વિશે સારું સારું લખી આપે તો વાચક ભૂખ્યા લેખકને બે-ચાર વાચક મળી રહે. આમ અપરિપક્વ લેખક માટે પ્રસ્તાવના એટલે સુરક્ષા કવચ. અત્યારે તો પ્રસ્તાવનાના ભાવ ગગડી ગયા છે. બાકી એનો એક જમાનો હતો. સાત પૂંછડીવાળા ઉંદરની જેમ એક જ પુસ્તકમાં છ-સાત વિદ્વાનો પ્રસ્તાવના લખી આપતા. વળતરમાં એમને પુસ્તકની એકાદ કોપી મળતી હશે. છતાં એ 'ભાવ' માંય લખી આપતા. એટલું જ નહીં, ઉપરથી તેઓને અહોભાવ થતો કે 'Miss પ્રસ્તાવના' માટે મને 'લાયક' ગણ્યો !! એ સમયે સમયની છત હતી. અને પરસ્પર પ્રેમભાવની પણ છત હતી. એટલે લેખક સહેજ વિનંતી જેવું કરે તોય માયાળુ માનવી પ્રસ્તાવના લખી આપવા તૈયાર થઈ જતા. સમયાંતરે જીવન ધીમે ધીમે ઝડપી બનતું ગયું એટલે સમયના અભાવ સાથે પરસ્પર પ્રેમનો અભાવ પણ ઉછળતો ગયો. એની અસર હેઠળ પ્રસ્તાવનાકારનો દર





પણ ઓછો થતો ગયો, મતલબ સાત-સાતને બદલે ક્રમશઃ છ, પાંચ, ચાર... એમ કરતાં કરતાં ઉંદર એક પૂંછડીવાળો થઈને બાંડો થવાની તૈયારીમાં છે.

અરે, પહેલાં તો પ્રસ્તાવના હાથીની સૂંઢ જેવી લાંબી લખાતી. અને વંચાતી પણ ખરી. જ્યારે અત્યારે હાથીની પૂંછડી જેવી ટૂંકી લખાય છે. છતાં હમણાં એક વાચકે મને પૂછ્યું કે પ્રસ્તાવના વાંચવાની હોય ?! એટલે અત્યારે તો, 'પ્રસ્તાવનાનો વાંચનાર દેજે રન્નાદે મા...' એવો ગરબો ગાવાના દા'ડા આવ્યા છે.

જે ચુસ્ત પુસ્તકપ્રેમી છે એ તો પ્રેમ ન જુએ જાતકજાતના ધોરણે પ્રસ્તાવનાની પરવા નથી કરતા. એમને તો બસ પુસ્તક જોઈએ. અલબત્ત પુસ્તક લખેલું જોઈએ, કોરું નહીં. પુસ્તક મળતાં જ એ 'પ્રેમાળ', 'સીધી બાતનો બકવાસ'ના ધોરણે વાંચવા મંડી પડે છે. પરંતુ કેટલાક ચોખલિયાઓ ચોપડીનું ચારિત્ર્ય ચકાસવા પ્રસ્તાવના વાંચવાનો આગ્રહ રાખતા હોય છે. કદાચ આવા લોકો માટે જ પ્રસ્તાવના મરવાના વાંકે જીવી રહી છે. જો કે કેટલાકે તો પ્રસ્તાવનાને ઓલરેડી મૃત જાહેર કરી દીધી છે. હમણાં જ એક લેખક મિત્ર સાથે વાતચીતના દોરમાં મેં કીધું કે મેં મારું છઠ્ઠું પુસ્તક પૂરું કર્યું. બસ હવે પ્રસ્તાવના લખવાની બાકી છે. તો એ મિત્ર કહે, 'હું તો પ્રસ્તાવના લખતોય નથી અને લખાવતોય નથી.' મને એમનામાં રાજનેતાની છાંટ દેખાઈ !! જો કે પ્રસ્તાવનાને પ્રધાન સાથે સરખાવી શકાય એમ છે. કાર્યક્રમમાં પ્રધાન આવે સૌથી છેલ્લે અને બેસે પહેલી પાટલીએ. મતલબ પહેલી 'રો'માં ! એની હાજરી અનિવાર્ય ન હોય પણ એની નોંધ લેવાય. એ જ રીતે પુસ્તક લખાઈ ગયા પછી પ્રસ્તાવના છેલ્લે લખાય. પણ એ છપાય પુસ્તકના પ્રારંભે ! એ ન હોય તોય ચાલે, પણ કેટલાંક એની નોંધ લે.

હું પ્રસ્તાવના બીજા કોઈ પાસે લખાવું તો મને આદર્શ માનતા મારા વાચકો મારા પુસ્તક પોતે વાંચવાને બદલે બીજાને વાંચવા આપી દે. અને હું નવોદિત વાચકોનું જોખમ લેવા માંગતી નથી એટલે જ મારાં બધાં પુસ્તકોમાં મેં જાતે જ પ્રસ્તાવના લખી છે. અને જાતે જ લખી છે એટલે જાત અનુભવ છે કે પુસ્તક લખાઈ ગયા પછી, યુદ્ધ પછીની શાંતિ માણતી માંડ હાશ કરીને બેઠી હોઉં. અને બીજી જ ઘડીએ યાદ આવે કે અરે, હજુ પ્રસ્તાવના લખવાની તો બાકી છે. અને મને રીતસર ઝેરી તાવના લક્ષણો વર્તાવા માંડે ! (સાદો તાવ તો હવે - ચલણમાં જ ક્યાં છે ?!) ત્યારે મને એ વાતે આશ્ચર્ય થાય કે દોઢસો પાનાનું પુસ્તક લખતાં તાવ ન ચડ્યો અને પ્રસ્તાવના લખવાના વિચારથી કાં તાવ ચડે ? પણ પુસ્તક લખ્યા બાદ બચેલી વધી-ઘટી બુદ્ધિમાં ચમકારો થયો કે પ્રસ્તાવનાના જીન્સમાં જ તાવ છે. અને જીન્સ (Genes)માં હોય એ તત્ત્વ પોતાનો પરચો બતાવે જ. વાચક-મિત્રો, તમે પ્રસ્તાવના શબ્દ ફક્ત લખી કે બોલી જુઓ. વચ્ચે 'તાવ' આવ્યો ને ! હવે પ્રસ્તાવનાનું ખાલી નામ લેવાથી તાવ આવતો હોય તો જેને લખવાની હોય એનો તો દાવ જ થઈ જાય ને ?! એનો અંત અમથો નથી આવ્યો.

આજ સુધી પ્રસ્તાવના, પુસ્તક અને લેખકની વાત કરતી આવી છે. એટલે અહીં એની વાત કરીને એના જ કર્મનું ફળ ચખાડ્યું. જીવતે જીવ કદર થકી તૃપ્ત કરી એનો મોક્ષમાર્ગ મોકળો કરવાનો પ્રયત્ન કર્યો. મારામાં આધ્યાત્મિકતા કેવી ઠાંસી ઠાંસીને ભરી છે, જોયું ? મારી વાતથી તમને તાવ આવી જાય એ પહેલાં પૂરું કરું...

**છમ્મવડું :** જેના વગર ચાલે, છતાં 'ચાલી ગઈ' એનું નામ પ્રસ્તાવના !!

*એ-૭૦૪, સંચાર્ય ટાવર, નંદદીપ બંગલાની બાજુમાં,*
*વસ્ત્રાપુર, અમદાવાદ-૩૮૦૦૫૪.*
*મો. ૯૪૨૮૩૫૧૧૨૦*





# સરકતી સીટની સાથે... સાથે...

- *પરાગ મ. ત્રિવેદી*

**'મ**નુષ્યએ નવું-નવું જોવા, જાણવા માટે મુસાફરી કરવી જોઈએ.' એવું કહેવાય છે.

કવિ શ્રી પ્રહલાદ પારેખે લખ્યું છે :

**'નદીઓ કેરી ભેખડ પેલી, ખેતરો કેરી હાર,**
**સાદ કરે છે જંગલ-કેડી, કેમ કરું હું વાર ?'**

આ પંક્તિઓ કે ઉપર લખેલા વાક્યની અસરતળે નહીં પણ એક લગ્ન પ્રસંગમાં હાજરી આપવા જવા માટે મારે મુસાફરી યોગ આવ્યો.

મુસાફરી સાતેક કલાકની થવાની હતી અને ટ્રેનનો સમય અનુકૂળ ન હતો. આથી ટ્રાવેલ્સ બસમાં જવાનું નક્કી કર્યું. વિચાર્યું કે તેમાં સીટ આરામદાયક હોય, મોકળાશ પણ હોય. આથી થાક ઓછો લાગે અને લગ્નમાં તાજામાજા હાજરી આપી શકાય.

અમને પતિ-પત્નીને સીટ પણ આગળની મળી ગઈ. બસ સમયસર ઉપડી... 'વાહ ? સમયસર લગ્નમાં પહોંચી જઈશું.'

સીટ ખરેખર આરામદાયક લાગતી હતી. મુસાફરીની શરૂઆતમાં જે સામાન્ય સ્થિતિમાં સીટ હોય એ સ્થિતિમાં જ તે હતી - સહેજ અમસ્તી ઢળેલી. હજી બસ શહેરમાં જ હતી. બધાં મુસાફરો એકબીજાને તાકતાં હતાં ને પછી ચેઈન્જ ખાતર બારી બહાર જોતાં હતાં.

''તે તારી સીટ આગળ કેમ લીધી ?'' - મેં મારી પત્નીને પુછ્યું.

''મેં તો જરા આગળ નથી લીધી.''

''પણ બેઠા ત્યારે તો બંનેની સીટ એકદમ સાથે હતી...''

''હં... અ... તમારી સીટ પાછળ ગઈ છે.''

''પણ મેં પાછળ લીધી જ નથી.''

મારી ભૂલી જવાની આદતથી પરિચિત મારી પત્નીએ કહ્યું, ''પાછળ લીધી હશે. પણ તમે ભૂલી ગયા હશો.'' મને પણ તેની વાત સાચી લાગી, કારણ કે 'મેં મારી સીટ પાછળ નથી જ લીધી' - એવું મને પાક્કું યાદ નહોતું. (અથવા એમ કહી શકાય કે 'હું ભૂલી નથી ગયો' એવું પણ મને યાદ નહોતું !

મેં બટન દબાવી મારી સીટ આગળ લઈ, બંને સીટ સાથે કરી દીધી. દરેક મિનિટ પછી જોયું તો ફરી મારી સીટ અને મારી પત્નીની વચ્ચે (એટલે કે અમારી સીટોની વચ્ચે જ) સારું એવું અંતર પડી ગયું હતું.

હવે અમને ખ્યાલ આવ્યો કે મારી સીટ આપમેળે સરકે છે. કલાકમાં છ વખત મારે મારી સીટ આગળ લેવી પડી. પછી મને ગુસ્સો ચડ્યો. બટનને જોરથી દબાવ્યું ને સીટને ધક્કો માર્યો. ચીસ પડાઈ ગઈ... 'આ...આ...' બસમાંના ટી.વી.માં કોઈ થ્રીલર ફિલ્મ ચાલતું હતું. તેને ધ્યાનથી જોનારા મારી ચીસથી હબકી ગયા ! ફિલ્મના ક્યા પાત્રએ ચીસ પાડી એ તેઓ નક્કી ન કરી શક્યા. તેઓનું થ્રીલ ઓર વધી ગયું.

પણ અહીં રીલ મારી ઊતરી રહી હતી... આંગળીમાં ચીપટી આવવાને કારણે લોહી મરી ગયું ને ઉપરના ભાગમાં છાલ ઉતારવી બાકી હોય એવા ગાજર જેવી મારી આંગળી દેખાવા લાગી...

''બસનાં ટાયર સતત ગોળ-ગોળ ફરે, સ્ટિયરિંગ પણ ગોળ ફરે, કલચ-એક્સિલેટર સતત આગળ-પાછળ થયા કરે, તો હું કેમ સ્થિર રહું ?'' એવું જાણે કે સીટ મને પૂછતી હતી.

સીટનું સરકવું વિવિધતાસભર હતું. થોડોક સમય એટલી ધીમેથી સરકે કે મને એમ થાય કે

'હાશ, સરખી થઈ ગઈ, સરકતી બંધ થઈ ગઈ.' તો ક્યારેક મને માંડ ઝોંકું આવ્યું હોય ત્યાં 'સટ્ટાક' કરતી ઝાટકાભેર પાછળ જતી રહે ને હું ઝબકી જઉં.

મારી પાછળની સીટ પર બેઠેલા ભાઈ ચા પીતા હતા. તે મને ખબર નહીં. પણ મારી સીટડીને એ વાતની ખબર. ધડામ દઈને એક ઝાટકે પાછળ ધસી અને પેલા ભાઈના ચાનો પ્યાલો પકડેલા હાથ સાથે અથડાઈ. સીટને પોતાના ભણી આકર્ષાયેલી જોઈ હાથ હર્ષાવેશમાં ઉછળ્યો. આ જોઈ પ્યાલાના સ્પર્શથી ક્યારનીયે રોમાંચ પામતી ચા બમણા ઉમંગથી ઉછળી. પેલા ભાઈના મોંની ચા માટેની તરસ એટલી ઉત્કટ હતી કે ચાને ખુદને કૂદીને તેના સુધી જવું પડ્યું. આ અનેક પ્રેમસભર



પ્રસંગો બની ગયા. પણ આવા પ્રેમપૂર્ણ વાતાવરણ વચ્ચે પેલા ભાઈને તો ગુસ્સો ચડ્યો ! તેઓએ બરાડો પાડ્યો. - ''આમ સીટ પાછળ કરાતી હશે ?'' મને લાગ્યું કે તેઓ મારી ઉપર ચા ઢોળવા ઉત્સુક બન્યાં છે. જો કે, મારા નસીબ જોગે તેમના પ્યાલામાં ચા વધી નહોતી - અડધી તેમના મોં પર અને અડધી શર્ટ પર ઢોળાઈ ચૂકી હતી.

તેમની ગેરસમજ દૂર કરવાના ને ચોખવટ કરવાના હેતુથી હું બેઠાં-બેઠાં જ પાછળ ફરવા ગયો. પણ આગળવાળાએ સીટ એટલી બધી પાછળ કરેલી હતી કે તેનું સ્ટેન્ડ મારા માથામાં અથડાયું. અંધારાં આવી ગયાં. હું કણસવા લાગ્યો. 'અરે, તેમની ગેરસમજ દૂર કરવાના પ્રયત્નમાં મારી સમજ ચાલી જશે કે શું ?' - આવો વિચાર મને આવી ગયો. હું માથું પકડી બેસી રહ્યો. 'મારે ભણાવવો જોઈતો પાઠ સીટે ભણાવી દીધો છે.' - એમ વિચારી પાછળવાળા ભાઈ શાંતિથી બેસી ગયા.

મેં પણ ટેકો દઈ બેસવા કોશિશ કરી. થોડી વારે કળ વળી. અડધો કલાક શાંતિથી પસાર થયો. સીટ સરકતી-સરકતી ફરી પાછળવાળાના હાથ નજીક પહોંચી ગઈ હતી. તેને ફરી આગળ લેવી જ રહી. દર વખતની જેમ બટન દબાવી, તેને આગળ લેવાનો મેં પ્રયત્ન કર્યો. પણ સીટ હલી નહીં. સ્હેજ જોર કર્યું, પણ વ્યર્થ. ત્રીજી વખત બળપૂર્વક પ્રયત્ન કરતા ચીપટી આવી ગયેલી આંગળી ફરી દબાઈ અને મોં કડવું કરિયાતું પીધા જેવું થઈ ગયું.

હવે હદ થઈ હતી. મેં રોષથી બૂમ પાડી, ક્લિનરને બોલાવ્યો. ''આવી સીટ રાખો છો ?'' અને પાછી રિપેર નથી કરાવતા ? આમાં મુસાફરી કેમ થાય ? આ આગળ કેમ નથી આવતી ? ક્લિનર મજબૂત બાંધાનો હતો. તેના માટે આ ફરિયાદ સામાન્ય હશે એમ લાગ્યું, કારણ કે એ કંઈ પણ બોલ્યા વિના આવ્યો અને એક હાથે હેન્ડલ અને બીજા હાથે સીટ પકડી, જોશપૂર્વક સીટને ધક્કો માર્યો ને મને કોણી ! સીટથી બોલાઈ ગયું 'કિચુ...ડ' ને મારાથી બોલાઈ ગયું. - અલબત્ત ચિત્કારી ઉઠાયું. - 'ઓ... ય મા !'

આ પ્રહારથી સીટ તો સાવ સૂઈ ગઈ... ને હું દર્દથી ઊભો થઈ ગયો. પણ ઊભા થવા જતા સામાન રાખવાના સ્ટેન્ડ સાથે માથું અફળાયું. હું ફરી સીટ પર પછડાયો. સીટે મારી સાથે એકત્વ સિદ્ધ કર્યું હોય એમ એની મેળે ટટ્ટાર થઈ ગઈ. અધમૂઓ થઈ ગયેલો હું ટટ્ટાર થઈ ગયેલી સીટને અઢેલીને જેવો બેઠો કે તે માંડી સર... ર... ર સરકવા !

બસની સીટો તો ઠીક, ડ્રાઈવરની કેબિન પણ ભરચક હતી. આથી, સીટ બદલવાની કોઈ શક્યતા નહોતી. મારી પત્નીએ બે-ત્રણ વખત સીટની અદલાબદલી કરવા આગ્રહ કર્યો. પણ 'બેમાંથી એક તો સાંજુ સમું લગ્ન પ્રસંગમાં પહોંચે' - આમ વિચારી મેં ના પાડી હતી. મને તો ઊંઘ આવવાની શક્યતા જ નહોતી, પણ પાછળની સીટવાળા મહાશય પણ છેક સુધી સૂઈ ન શક્યા. બીકને લીધેસ્તો... રખેને સીટ...

સાત કલાકને અંતે જ્યારે બસમાંથી ઊતર્યા, ત્યારે હું ગુલાલથી રમીને આવેલા કોઈ ઉત્સવપ્રેમી જેવો દીસતો હોઈશ, એની મને ખાતરી હતી. યજમાને પણ સ્વાગત કરતાં કહ્યું, ''જૂનાગઢ સદી ગયું છે ને કાંઈ... લાલ ટમેટા જેવા થઈ ગયા છો...'' મારે એને કેમ સમજાવવું કે આ લાલાશ જૂનાગઢ 'સદી' ગયાને આભારી નથી, સીટ અને તેના સાથીઓના ઠેરઠેર 'અડી' જવાને કારણે છે.

હું હજી પણ કોઈ બસમાં સીટને ટેકો દીધા પછી ફફડ્યા કરતો હોઉં છું - વિવિધ પક્ષોના ટેકાથી બનેલી સરકારના વડાપ્રધાન જેમ ટેકા લીધા પછી છેક સુધી ફફડ્યા કરે છે, એમ !

---

*એ-૩૦૪, હિમાલય સ્કાયઝ, હિમાલય મોલ પાસે,*
*વિક્ટોરિયા પાર્કસામે, ભાવનગર.*
*મો. ૯૮૯૮૩૫૭૩૫૭*





# કૂતરું પાળવાની કઠણાઈ

- ડૉ. જગદીશ ત્રિવેદી

**અ**મેરિકાના કેલિફોર્નિયા રાજ્યમાં લોસ એન્જલસથી સાન ડિયાગો જતાં રસ્તામાં મુરીએટા નામનું ગામ આવે છે. આ ગામમાં મૂળ અમરેલી જિલ્લાના જાળિયા ગામના અતુલભાઈ નાકરાણી રહે છે. મેં એમને પૂછ્યું કે આપનો અભ્યાસ કેટલો છે ? આ સાંભળી મને જવાબ આપવા માટે ચાલુ મોટરે બારણું ખોલીને રોડ ઉપર થૂંકતાં કહ્યું કે, મારી પાસે બે ડીગ્રી છે. મારી પાસે પીએચ.ડી.ની ત્રણ ડીગ્રી હોવાથી હું એમની વાત સાંભળીને ડરી જઉં તેમ નહોતો, પરંતુ થોડો ગંભીર જરૂર થયો. એમણે મારી ગંભીરતા દૂર કરવા ચહેરા ઉપર હાસ્ય સાથે કહ્યું કે હું નોનમેટ્રિક પાસ અને એસ.એસ.સી. ફેલ છું.

અમારી યાત્રા અને વાત આગળ ચાલી ત્યાં તેમની કારમાં ફીટ કરેલા યંત્રમાંથી વિશિષ્ટ પ્રકારનો અવાજ આવવા લાગ્યો. મેં ફરી જિજ્ઞાસા કરી કે આ શું છે એટલે એમણે કહ્યું મને ત્રણ વખત ટિકીટ મળી છે. આ સાંભળીને હું રાજી થતાં બોલ્યો કે, વિધાનસભાની મળી છે કે સંસદની મળી છે ? મારો સવાલ સાંભળીને અતુલભાઈ ખડખડાટ હસી પડ્યા. એમણે કહ્યું કે, ભારતમાં પક્ષનો આગેવાન ટિકિટ આપે અને અહીં પોલીસ ટિકિટ આપે છે. ભારતમાં ટિકિટ લેવા માટે લોકો આકાશ-પાતાળ એક કરે છે અને અમારે ત્યાં ટિકિટ ન મળે તે માટે લોકો તમામ પ્રયત્નો કરી છૂટે છે. મને ત્રણ ટિકિટ મળી ગઈ છે. એટલે આ મશીન ફીટ કરાવ્યું છે. જેવી કોઈ પોલીસની ગાડી નજીક આવે એટલે આ યંત્ર રાડારાડ કરી મૂકે છે અને ભાયડો સ્પીડ ધીમી કરી નાખે છે.

મને મશીન બનાવનારની બુદ્ધિ ઉપર માન થયું. મને થયું કે, પોલીસ બદલે લેણિયાત નજીક આવે અને અવાજ કરે એવાં મશીન બને તો ભારતમાં મોટા પાયા ઉપર વેચાણ થઈ શકે તેમ છે. મેં જોયું કે અમેરિકામાં લોકો પોલીસથી થથરે છે કારણ પોલીસને લાંચ આપવાની વાત તો દૂર રહી, પરંતુ લાંચ આપવાનો વિચાર કરવા જેટલી શક્તિ પણ આ પ્રજા ગુમાવી ચૂકી છે. આપણે ત્યાં ઘણા ઉમેદવાર એવા હોય છે જે અમેરિકન ટિકિટ માટે લાયક હોવા છતાં ઈન્ડિયન ટિકિટ મેળવવામાં સફળ થાય છે. અને રાષ્ટ્રના કમનસીબે એ જીતી પણ જાય છે.

મને પંદર મિનિટ પહેલાં જ જીવનમાં પ્રથમ વખત મળેલા અતુલ પટેલને મેં ત્રીજો સવાલ કર્યો : આપના પરિવારમાં કોણ કોણ છે ? એમણે ગંભીર થઈને કહ્યું કે, થોડા દિવસો પહેલાં અમે છ હતાં, પરંતુ હવે પાંચ જ છીએ. આ સાંભળીને મને ધ્રાસકો પડ્યો. મને થયું કે થોડા દિવસ પહેલાં જ એમનાં સ્વજનનું અવસાન થયું છે. હાસ્યકારને ફરી ગંભીર થતો જોઈ તેમણે કહ્યું કે મુંઝાશો નહીં હું તમને માંડીને વાત કરું છું.

★★★

"જગદીશભાઈ, અમને કોઈ વાતનું દુઃખ નહોતું. મારા બા, હું, મારા એકનાં એક ધર્મપત્ની અને મારી બે દીકરીઓ, અમે પાંચ જણા કીલ્લોલ કરતાં હતાં... પણ કુદરતને અમારું સુખ મંજૂર નહોતું. એક દિવસ મારી બંને દીકરીઓએ હઠ પકડી કે આપણે કૂતરો પાળવો છે. મેં એમને ઘણી સમજાવી કે બેટા.. આપણાં વડવાં ગાય પાળતાં, બળદ પાળતાં પણ આપણી બોંતેર પેઢીમાં કોઈને કૂતરો પાળવાની કમત સૂઝી નથી."

**સોબત કરતાં શ્વાનની, બે બાજુનું દુઃખ**
**ખીજ્યો કરડે પીંડીએ, રીઝ્યો ચાટે મુખ.**

મેં ઉપરનાં દુહાનું અંગ્રેજી કરીને બંને દીકરીઓને સમજાવ્યું, પરંતુ એ માની નહીં. અંતે બંને દીકરીઓને રાજી રાખવા મારે ઈન્ટરનેટ ઉપર અમારા ઘરને લાયક ઉમેદવાર કૂતરાની શોધખોળ શરૂ કરવી પડી. મેં જોયું કે લેબ્રાડોર રીટ્રીવર, બુલડોગ, જર્મન શેફર્ડ, બીગલ અને બોક્ષર જેવી ઘણી જ્ઞાતિના કૂતરા ઉપલબ્ધ હતા. અમને કૂતરો ગમે તો કિંમત ન ગમે અને કિંમત ગમે તો કૂતરો ન ગમે તેવું ત્રણ દિવસ સુધી ચાલ્યું. જેનું કૂળ ઊંચું હોય તે સસ્તી કિંમતે ન વેચાય તે સ્વાભાવિક હતું.

જર્મન શેફર્ડ ડોગની કિંમત આશરે હજાર ડોલર હોય



છે જે એક જગ્યાએ માત્ર ૫૦૦ ડોલરમાં મળતો હતો. અમને સુખદ આશ્ચર્ય થયું. અમારા પહેલાં કોઈ ખરીદી ન લે એટલે તરત જ ફોનમાં વાત કરીને મેં વચન આપી દીધું. એ કૂતરો કેલિફોર્નિયાનાં આર્ટેશિયામાં હતો જે અમારા ઘરથી મોટર માર્ગે બે કલાક દૂર હતું.

બાએ કહ્યું કે, આવતીકાલે તેરસ છે. ભારે તિથિમાં કૂતરો ઘેર લાવવા કરતાં ત્રણ દિવસ ખમી જાવ અને એકમના રોજ લઈ આવો. મેં કહ્યું કે મોડું કરવામાં ૫૦૦ ડોલરનું નુકસાન થઈ શકે છે. અમે બીજા દિવસે જ અમૃત ચોઘડિયામાં સાગમટે રવાના થયા.

શ્વાન માલિક શ્વેતજનના ઘરમાં પ્રવેશતાં જ બંને દીકરીઓ ડોગને તેડીને રમાડવા લાગી. કૂતરાના સોદામાં ચેકનો રિવાજ ન હોવાથી મેં રોકડા ૫૦૦ ડોલર આપી દીધા. અડધી કિંમતે કૂતરો મળી ગયો તેની ખુશાલીમાં પેલા અમેરિકનના પુત્રના હાથમાં વીસ ડોલર મૂકી દીધા. મેં ગાડીમાં બેસીને વિચાર કર્યો ત્યારે જ્ઞાન થયું કે ૫૨૦ ડોલર એટલે ભારતનાં પાંત્રીસ હજાર રૂપિયા થયા. આટલા રૂપિયામાં અમરેલીમાં ભેંસ આવી જાય, જે દૂધ આપે અને આ કૂતરો શું આપવાનો હતો એ મને ખબર હતી.

અમે પાંચમાંથી છ બનીને ઘર તરફ જતાં હતાં ત્યાં મોટી દીકરીએ કહ્યું કે, ડેડી, ગાડી પેટકોમાં લઈ લેજો. આ પેટકો એટલે પાલતું પ્રાણીઓનાં ખોરાક, દવા, ગલપટ્ટા અને



કપડાં જેવો સામાન વેચતી દુકાન. મેં ઉતાવળમાં આ ખર્ચની ગણતરી કરી જ ન હતી. દીકરીઓએ ત્યાંથી ડોગી માટે ગોદડું, ન્હાવા-ખાવાનાં વાસણો સાથે કુલ ૧૮૦ ડોલરની ખરીદી કરી. હવે મારું બી.પી. વધતું જતું હતું. મેં પેટકોમાં જ ત્રાડ નાખી કે આ કૂતરો હાજતે જાય તે તમારે સાફ કરવું પડશે. આ વખતે પ્રથમ વખત મારી પત્નીએ પણ દીકરીઓને બદલે મારો પક્ષ લેતાં કહ્યું કે તમારા ડેડીની વાત સાચી છે. એ કામમાં હું પણ તમને મદદ કરીશ નહીં કારણ હું તમારા ડાયપર બદલવાના કામમાંથી માંડ ફ્રી થઈ છું. હવે હું કૂતરાની પળોજણમાં પડવાની નથી.

અમેરિકામાં કોઈ માણસ કૂતરાને લઈને બહાર નિકળે તો પોલિથિન બેગ ખીસ્સામાં લઈને નીકળે છે. કૂતરુ કદાચ રસ્તામાં હાજતે જાય તો તેનો માલિક મળને પ્લાસ્ટિક બેગમાં લઈને યોગ્ય જગ્યાએ ફેંકી દે છે. જો ભારતમાં આ પ્રકારનો કાયદો બને તો કોઈ યુવતી પોતાનાં પાળેલા કૂતરાને લઈને ફરવા નીકળે તો ચાર-પાંચ યુવાનો પોલિથિન બેગ લઈને પાછળ જાય. કારણ આપણાં દેશમાં સેવાનો ખૂબ મહિમા રહ્યો છે. અમેરિકામાં માણસ ન્હાય કે ન ન્હાય પરંતુ જો કૂતરો પાળો તો એને એકાંતરા દિવસે શેમ્પુથી નવડાવવાનું ફરજિયાત છે. માણસ માટેના શેમ્પુ પાંચ ડોલરમાં અને કૂતરા માટેનાં શેમ્પુ વીસ ડોલરમાં વેચાય છે. અહીં માણસના વાળ કાપવાના પાંચ ડોલર અને કૂતરાના વાળ કાપવાના પચાસ ડોલર એટલે કે સાડા ત્રણ હજાર રૂપિયા છે.

દરેક પેટ સ્ટોરમાં કૂતરાની તબિયત જોવા માટે કર્મચારીઓ હોય છે. અમે કૂતરાને નવડાવવા અને ખવડાવવા માટેની કડાકૂટ કરતાં હતાં ત્યાં એક લેડી કર્મચારીએ અમારા કૂતરાને ઊંચકી લીધો અને ચારેબાજુથી ચેક કરવા લાગી. એણે પાંચ મિનિટ બાદ કહ્યું કે આપના ડોગને તાવ આવ્યો છે. મેં એને મારી ભાંગીતૂટી અંગ્રેજીમાં કહ્યું કે અમે એને ૭૦ માઈલ દૂરથી લઈ આવ્યા છીએ એટલે એને હડદો લાગી ગયો હશે. મેં ખૂબ વિચાર કર્યો પણ 'હડદા'નું અંગ્રેજી યાદ આવ્યું નહીં એટલે મારી નાની દીકરીએ ફટાફટ સમજાવી દીધું.

આ સાંભળી પેલી કર્મચારી બોલી કે મુલાયમ તબિયતના કૂતરાને લાંબા પ્રવાસથી તાવ આવી શકે છે. તમે એને પંદર મિનિટ સુધી તેડીને ખુલ્લી હવામાં ઊભા રહો પછી આપણે

ફરીથી ટેમ્પરેચર ચેક કરીશું. મેં મારી બેમાંથી એકપણ દીકરીને ક્યારેય સળંગ પંદર મિનિટ તેડી નહોતી અને તે દિવસે કૂતરાને તેડીને ઊભો હતો. મને થોડીવાર થયું કે હું કૂતરાને ઊંચકીને ઊભો નથી, પરંતુ કૂતરો મને ઊંચકીને ઊભો છે. કારણ એ જ મને અહીં સુધી ઊંચકી લાવ્યો હતો.

પા કલાક બાદ પેલી કર્મચારીએ મને અંદર આવવાની આજ્ઞા કરી એટલે હું અંદર ગયો. એણે કાળજીપૂર્વક તાપમાન માપીને કહ્યું કે આપના કૂતરાને પ્રવાસનો થાક લાગ્યો નથી. પરંતુ એને ખરેખર તાવ આવ્યો છે. આ પરિસ્થિતિમાં એને ઘેર લઈ જઈ શકાય નહીં, પરંતુ તમારે સ્પેશિયાલિસ્ટ પાસે જવું પડશે. આટલું કહીને એણે મોટા ડોક્ટર સાથે ફોનમાં વાત કરીને અમને દાકતરનું સરનામું આપતાં કહ્યું કે, બપોરે બે વાગ્યે આપની એપોઈન્ટમેન્ટ છે.

અમે સાગમટે પેટકોમાંથી હોસ્પિટલ પહોંચ્યા. ત્યાં જરૂરી ફોર્મ ભરીને કૂતરો દાક્તરના હવાલે કર્યો. દાક્તરે પ્રાથમિક તપાસ બાદ ગંભીર મોઢું કરીને એક્સરેની ભલામણ કરી. અડધા કલાક બાદ એક્સરે રિપોર્ટ વાંચીને વધુ ગંભીર થયા અને એન્ડોસ્કોપીની સલાહ આપી. અંતે એન્ડોસ્કોપી પણ થઈ ગઈ પછી આશરે બે કલાક બાદ મને અંદર બોલાવ્યો અને પહેલો પ્રશ્ન કર્યો કે આ કૂતરો કેટલા સમયથી આપના ઘેર છે ? મેં કહ્યું કે, આ કૂતરાએ હજુ મારું ઘર જોયું જ નથી. હું નવી ગાડી છોડાવીને સીધી ગેરેજમાંથી લઈને આવ્યો છું.

પેલા દાક્તરે કહ્યું કે, તમે આજે જ કૂતરો ખરીદ્યો હોય તો આજે જ પાછો આપી આવો. આ કૂતરો જન્મજાત બીમાર છે. એની અન્નનળી પહોળી છે. તમારે એને આખી જિંદગી ઊંચું મોઢું રાખીને બોટલથી પાણી પીવડાવવું પડશે. ઊંચું મોઢું રાખીને જ ખવડાવવું પડશે. મેં કહ્યું કે સાહેબ, હું ઊંચું મોઢું રાખીશ તો મને કૂતરાનું મોઢું દેખાશે નહીં. આ સાંભળીને દાક્તર ગંભીરતા છોડીને ખડખડાટ હસી પડ્યો. એણે કહ્યું કે તમારું નહીં કૂતરાનં મોઢું ઊંચું રાખવું પડશે. એ બીજા કૂતરાઓ માફક નીચું મોઢું રાખીને ક્યારેય ખાઈ-પી શકશે નહીં. મેં કહ્યું કે અમે અત્યારે જ પાછો આપી આવીએ છીએ. દાક્તરે શાંતિથી કહ્યું કે, ૪૮૦ ડોલરનું હોસ્પિટલનું બિલ ચૂકવીને અત્યારે જ પાછો આપી આવો. દાક્તરને ૪૮૦ ડોલર ચૂકવતી વખતે હું રડી ન પડું એની ખૂબ કાળજી રાખી ત્યારે રૂદન રોકવામાં સફળ થયો.

અમે કૂતરાના માલિકને જઈને અમારી વિતકકથા કહી. અહીંના લોકો કાયદાથી ખૂબ ડરતાં હોવાથી તરત જ કૂતરો પાછો લઈને મેં તેમને આપી હતી એ જ નોટો મને પાછી આપી. બીમાર કૂતરો ગયો અને ૫૦૦ ડોલર પાછા આવ્યા એની ખુશાલીમાં મેં ફરીથી વીસ ડોલર તેના દીકરાના હાથમાં મૂકી દીધા.

અમે પાંચ જણાં સવારનાં નીકળ્યાં હતાં તે ભૂખ્યાં-તરસ્યાં છેક સાંજે ઘેર પાછા ફર્યાં ત્યારે કૂતરો ખરીદ્યા વગર મારા સાતસો ડોલર વપરાઈ ગયા હતા.

★★★

મને સાતસો ડોલરની કળ વળતાં ત્રણ મહિના નીકળી ગયા. દીકરીઓનો દુરાગ્રહ ચાલુ જ હતો. મને પણ થયું કે ૧૮૦ ડોલરની ચીજવસ્તુઓ નકામી પડી છે. જો કૂતરો આવે તો એ ખર્ચ સાર્થક થાય. હાર્યો જુગારી બમણું રમે તેમ મેં ફરી ઈન્ટરનેટ ઉપર સર્ચિંગ શરૂ કર્યું. પુડલ, યોર્કશાયર ટેરીઅર, પગ, ડોબરમેન, પોઈન્ટર જેવાં ઘણી જાતના કૂતરા વેચાણમાં હતા. અંતે અમે હજાર ડોલરમાં લીલી નામની કૂતરી ખરીદી. અમારી કૂતરી ધોળી હતી, એની માલિકણ કાળી હતી અને ધોળીનું નામ લીલી હતું.

મેં લીલી ખરીદતી વખતે કાળીને ત્રણ વખત પૂછ્યું કે એની અન્નનળી પહોળી નથી ને ? એને કોઈપણ જાતની







બીમારી હોય તો અત્યારે જ કહેજો. તમે અમને કૂવામાં ઊતારીને વરત વાઢશો નહીં. લીલી નીચું મોઢું રાખીને જાતે ખાઈ-પી શકે છે તે પણ અમે ચેક કર્યું. અંતે કાળીએ કંટાળીને ખાતરી આપી કે લીલી તો હેલ્ધી છે, પરંતુ એના પૂર્વજો પણ નિરોગી, શક્તિશાળી, દીર્ઘાયુ અને સંતતિવાન હતા ત્યારબાદ હજાર ડોલર આપવામાં આવ્યા.

અમે સીત્તેર હજાર રૂપિયાનાં લીલાબહેનને લઈ આવ્યા એના કરતાં આટલી જ ટિકિટમાં ભારતથી લીલાબહેનને બોલાવી લીધાં હોત તો ઘરકામમાં મદદ કરે, પણ દીકરીઓને સમજાવવી અશક્ય હતી. આમ જુઓ તો અમેરિકા આવીને માણસ જાનવર જેવો જ થઈ જાય છે.

એ બળદની માફક સોમથી શુક્ર ઢસરડા કરે છે. પાર્ટીમાં વાંદરાની માફક કુદાકુદ કરે છે. ઊભા ઊભા ખાય છે અને ઊભા ઊભા ન્હાય છે. મને લાગે છે કે, અમારા કરતાં ભારતનાં કૂતરા નસીબદાર છે. અમે ક્યારેય બપોરે સૂઈ શકતા નથી જ્યારે ભારતમાં માણસો સાથે કૂતરા પણ બપોરે ઊંઘી જાય છે. રાજકોટમાં ભીખારી પણ બપોરે બે થી ચાર કટોરા ઊંધા મૂકીને ઊંઘી જાય છે. એમાં કોઈ સિક્કો નાખે અને ખડીંગ અવાજથી મધ્યાહન નિંદ્રા ડિસ્ટર્બ થાય તે ભારતનાં ભિક્ષુકને પણ પસંદ નથી.

અમે લીલીને ગેરેજમાં રાખી, કારણ કૂતરીને ડ્રોઈંગરૂમ, કીચન કે બેડરૂમમાં રાખવા જેટલાં અમે હજુ સુધરી ગયાં નથી. હું બીજે દિવસે સવારે જાગીને સીધો લીલી દર્શન કરવા ગયો. મેં જોયું તો લીલીએ ગેરેજમાં રંગોળી પૂરી દીધી હતી. આમ તો મારું મોઢું જન્મથી જ બગડેલુ છે તે વધુ બગડી ગયું. મેં દીકરીઓ સાથે શરત કરી હતી કે, ગંદકી તમારે જ સાફ કરવી પડશે પણ અત્યારે બંને સ્કૂલે ગઈ હોવાથી મેં ટૂથબ્રશ પકડ્યા પહેલાં સાવરણી પકડી.

હું એક દિવસ બેઠો હતો અને સાન ડિયાગોથી મારા કુટુંબી કાકાનો ફોન આવ્યો. તેમણે કહ્યું કે, અમે સાંભળ્યું છે કે તમારા ઘરે લક્ષ્મીજી પધાર્યાં છે. અમે લીલીબહેન માટે ઝભલું અને ઝાંઝર ખરીદ્યાં છે. અમે લીલીને રમાડવા આવવાનાં છીએ.

મેં કાકાને કહ્યું કે, તમારે લીલીને રમાડવી હોય તો લોસ એન્જલસ જવું પડશે. મેં એની મૂળ માલિકણને અડધી કિંમતે પાછી આપી દીધી છે.

મેં લીલી પરત કરી એનું કારણ ગંદકી નહોતું. એ તો ટ્રેઈન થઈ ગઈ હતી એટલે ઘરની બહાર જ હાજતે જતી હતી. પરંતુ અમે પંદર દિવસ પછી લીલીને રેગ્યુલર હેલ્થ ચેકઅપ માટે લઈ ગયા એટલે ડોક્ટરે કહ્યું કે તમે એને શું ખવડાવો છો ? મેં અમારું સારું દેખાશે તેવી લાલચે કહ્યું કે જે અમે ખાઈએ છીએ તે લીલીને ખવડાવીએ છીએ. ડોક્ટરે કહ્યું કે પંદર દિવસમાં એનું વજન ઊતરી ગયું છે. તમારે એને નોનવેજ ખવડાવવું પડશે. અંતે મારે લીલીને અડધી કિંમતે પરત કરવી પડી.

★★★

એ લોકો છમાંથી પાંચ કેવી રીતે થયાં તેનો મને જવાબ મળી ગયો. અમારી વાત પૂરી થઈ ત્યાં અતુલભાઈનું ઘર આવી ગયું. મેં એમના પત્નીને હળવેથી કહ્યું કે, આટલું સરસ મકાન છે તો એકાદ કૂતરો પાળો ને...

*૨૦, શારદા સોસાયટી,*
*સુરેન્દ્રનગર.*
*મો. ૯૮૨૫૨૩૦૯૦૩*





# ॥ સાંઈરામની સેલ્ફી ॥

*- સાંઈરામ દવે*

**સ**દીઓથી સેલ્ફીશ શબ્દ વાત વાતમાં સંભળાતો અને અનુભવાતો હતો. છેલ્લા ત્રણ વરસથી આજુબાજુમાં 'સેલ્ફી' શબ્દ સેલ્ફ કરતાં પણ વધુ સંભળાઈ રહ્યો છે. ગાલીબ અને ગુલઝારના નામે મગજ વગરની અને મીટર વગરની ઢગલા બંધ શાયરીઓ વોટ્સઅપ પર રોજ સવારના પ્હોરમાં મગજની નસુ ખેંચી લ્યે છે.

એવી જ એક નબળી શાયરી ગાલીબના નામે મારા મોબાઈલમાં આવી કે,

**'ઈશ્ક મેં આખરી દમ પર યે ક્યા સીલા મિલા હૈ ગાલીબ,**
**મેં સાંસે ગીન રહા હૂં ઔર વો બેવફા સેલ્ફી લે રહી હૈ !'**

ફોન સ્માર્ટ થાતા જાય છે અને માણસો દીનપ્રતિદિન સાવ મોબાઈલ વાંહે ડફોળ થાતા જાય છે. ફિઝીકલી ચેલેન્જડ પ્રજા હતી, અને હવેથી આખી એક જનરેશન 'ટેકનિકલી ચેલેન્જડ' કે 'ટેકનિકલી હેન્ડિકેપ' થતી જાય છે.

નવ વરસના બચ્ચાથી લઈને નેવું વરહના દાદા સુધી મોબાઈલનો વાયરસ વ્યાપી ગયો છે. ડાયરામાં પ્રોગ્રામ પછી બે વડીલો મને કહે 'સાંઈરામ તમારી હારે 'ગુલ્ફી' પાડવા દ્યો !' હું તો ગુલ્ફી સાંભળીને ખખડી ગ્યો મેં કહ્યું દાદા ઈ 'સેલ્ફી' કહેવાય. દાદા ક્યે હા ઈ જ પણ તમે સમજી ગ્યા'ને... !

મારા ઘરની બાજુમાં એક કોલેજિયનનો તો દિ'માં પચાસ પચાસ સેલ્ફી પાડવાને લીધે એક વેંત હાથ લાંબો થઈ ગયો છે, લ્યો બોલો !

કેપ્રી કલ્ચર મારા પ્રોગ્રામોમાં ખૂબ આવે છે એનો મને ખૂબ આનંદ થાય. આ નવી પેઢીના આનંદની અભિવ્યક્તિ પણ નવીન હોય એ સહજ સ્વીકાર્ય છે. સેલ્ફી પડાવીને ગણતરીની સેંકડોમાં આ પેઢીને ઈ ફોટો FB - ટ્વીટર - ઈન્સ્ટ્રાગ્રા કે વોટ્સઅપના DPમાં મૂકવી હોય છે.

એકાદ FBની કમેન્ટ ને અગૂંઠા ન મળે (લાઈક ન મળે) તો આ લોકોને હવે ખાવાનું નથી ભાવતું. સમાજના ૬૦ ટકા લોકો હવે માત્ર 'ઓનલાઈન' જ જીવી રહ્યા છે. ઈ લોકો FB પર જ પ્રેમ કરે છે, ને FB પર જ ઝઘડા કરી લ્યે છે. એક 'વર્ચ્યુલ વર્લ્ડ' તરફ આખી દુનિયા રેતીની માફક સરકી રહી છે.

સેલ્ફી વખતે આ નવજુવાનિયા જે ડાચાં બગાડે છે ઈ જોઈને મને તો અચરજ થાય છે. અરથ વગરનાં નેણ ઉલાળીને સાંઢિયાની જેમ હોઠ બહાર કાઢે છે. અમુક સેલ્ફીઓ જોઈને મને થાય છે કે આટલા હોઠ કે ચાંચ તો બગલાંઓ માછલાં પકડતી વખતે પણ બહાર કાઢતા નથી. દસ વરહમાં લગભગ આખી એક જનરેશનના હોઠ સાંઢિયાની જેમ લબડી પડે તો નેસ્ટ્રાડમસની જેમ મારી આગાહી ને વધાઈ આપજો.

કોકના ICUમાં જઈને વેન્ટિલેટરની નળીઓ સાથે સેલ્ફી પાડતા ને સ્મશાનયાત્રામાં કાંધ ઉપાડતી વખતે હસીને







સેલ્ફી પાડતા છોકરાવને જોઈને મને એના નાક ઉપર ધુંબો મારવાનું મન થઈ જાય છે. પણ કાયદો હાથમાં લેતાં પહેલાં મને કલમ સાંભરે છે એટલે હું વિચાર પડતો મૂકું છું.

'સેલ્ફિસ્ટિક' મને મોબાઈલના પગ નીકળ્યા હોય એવું લાગે છે. ક્યારેક એમ થાય છે કે, આપણે જેટલીવાર દિ'માં મોબાઈલની સ્વીચું દબાવીએ છીએ એટલીવાર જીવનમાં જો માતા-પિતાના પગ દબાવીએ તો લગભગ વૃદ્ધાશ્રમોને તાળાં લાગી જાય ! શું કહો છો ?

આગામી નવરાત્રિમાં હવે 'સેલ્ફીના ગરબા' સંભળાશે. લ્યો મમળાવો મારો લેટેસ્ટ ગરબો...

**(રાગ : - ઢોલીડા ઢોલ રે વગાડ)**

એલા ઝટ મોબાઈલ ઉઘાડ મારે સેલ્ફી લેવી છે,
સેલ્ફી લેવી છે ને ઝટ એને શેર કરવી છે.
- એલા ઝટ...

હે મારે ટાંકા ઉપર ચડીને જોને સેલ્ફી લેવી છે,
હો મારે અગાશી હેઠેથી પડીને મારે સેલ્ફી લેવી છે.
- સેલ્ફી લેવી છે ને...

હો મારે નદીમાં નાતાં નાતાં જોને સેલ્ફી લેવી છે,
ભલે છેલ્લીવાર ગાતાં ગાતાં મારે સેલ્ફી લેવી છે.
- સેલ્ફી લેવી છે ને...

હો મારે ICUમાં જઈને મારે સેલ્ફી લેવી છે,
મને સેલ્ફીનો છે રોગ મારે સેલ્ફી લેવી છે ને.
- સેલ્ફી લેવી છે ને...

**(કવિ સેલ્ફાનંદ ગુરુ નેટાનંદ)**

લેટેસ્ટ વિષયને લઈને તમને તદ્દન મૌલિક રીતે હસાવવા હવે ખૂબ અઘરા છે કારણ કે, અમારા જ જોક અમને વોટ્સઅપ પર ગામ સેન્ડ કરી રહ્યું છે.

ને પાછા બળતરા થાય એવું વાક્ય લખે છે કે 'માર્કેટ મેં નયા આયા હૈ !' એની વચ્ચે છેલ્લી વાત સેલ્ફી જ પાડવાની ઈચ્છા થાય તો વડીલ માતા-પિતાને એકાદ ફિલમની ટિકિટ ગિફ્ટ કરીને એની સાથે થ્રી સ્ટાર હોટલમાં એકવાર જમો ને પછી સેલ્ફી પાડી જુઓ ! દિલમાં ફીલગુડ થાશે.

કોઈ ફુગ્ગા વેંચતા છોકરાની ફી ભરીને સ્કૂલે મોકલતો કરો ને એની સાથે પછી સેલ્ફી લ્યો.. ૪૨° ડીગ્રી તાપમાને તમારા માટે રસોડામાં વીસ વીસ વરહથી રસોડામાં શેકાતી પરસેવે રેબઝેબ પત્ની સાથે એકાદવાર સેલ્ફી લઈ જુઓ...!

ઘરે એન્ટર થાવ ત્યારે તમારા નાનકડા બાળકે દોરેલા ચિત્ર સાથે સેલ્ફી લઈને જુઓ, કાળજામાં ટાઢક વળશે. કે ક્યારેક સમય કાઢીને વૃદ્ધાશ્રમની કોઈ વૃદ્ધ માની આંખોમાં આનંદ ભરીને સેલ્ફી લઈ જુઓ, તમારો મોબાઈલ પણ તમને સ્માઈલી ન આપે તો કહેજો...!

વાત ગમે તો તમારી ને નો ગમે તો પણ તમારી... આપણે વેચેલ માલ પાછો લેતા જ નથી...! પાડો સેલ્ફિ ને કરો જલ્સા...!

---

*નચિકેતા સ્કૂલ,*
*રાજકોટ.*
*મો. ૯૭૨૭૭૧૮૯૫૦*



# પરણેલો પુરુષ કેવી રીતે ઓળખાય...?



- *નિપુણ સી. ચોક્સી*

**અ**મને એક દિવસ વિચાર આવ્યો કે સ્ત્રીઓ પરણેલી છે કે કુંવારી તે તો તરત ઓળખાય છે. અને પુરુષપ્રધાન સમાજે એ તરત જ ઓળખાય એ માટેની નિશાનીઓ, વેશભૂષા, વર્તન, હાવભાવ એવું બધું સ્ત્રીઓ માટે નક્કી કરી આપ્યું છે... પણ આ ભમરાળા, નખરાળા અને અનેક કળાઓમાં પારંગત એવા કળાકાર પુરુષને કેવી રીતે ઓળખવો ? ગીતામાં અર્જુન ભગવાન શ્રી કૃષ્ણને પૂછે છે કે...

अर्जुन उवाच –

स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव।

स्थितधीः किं प्रभषित किमासीत ब्रजेत किम् ॥५४॥

अर्जुन बोले – हे केशव ! समाधि में स्थित परमात्मा को प्राप्त हुए स्थिर बुद्धि पुरुष का क्या लक्षण है ? वह स्थिर बुद्धि पुरुष कैसे बोलता है, कैसे बैठता है और कैसे चलता है ? ॥५४॥

અર્જુનને જેમ વિચાર આવ્યો કે સ્થિર બુદ્ધિમાન પુરુષને કેમ ઓળખવો... ? એમ અમને પણ પ્રશ્ન થયો કે અસ્થિર એટલે કે પરણેલા પુરુષને કેમ ઓળખવો ? એનું કેવું વર્તન છે... એ કેવી રીતે બોલે છે.. કેવી રીતે ચાલે છે... કેવી રીતે હસે છે અને કેવી રીતે વર્તે છે.

સ્ત્રીઓએ માથામાં સિન્દુર કર્યું હોય... કે ગળામાં મંગલસૂત્ર પહેર્યું હોય તો તેની પાસે લગ્નનું પાકું લાઈસન્સ છે એમ કહી શકાય... અને ધારો કે એમ ન હોય તો પણ સ્ત્રીના ચહેરા પરનું વિજય સ્મિત, ચહેરા પરનું ગુમાન, શારીરિક વૈભવ, ફિકર વગરની ચાલ જેવાં લક્ષણો હોય તો તે કોમલાંગિની સુહાગિની જ હશે એમ કહી શકાય... પણ પુરુષોમાં યાર, ખબર જ ના પડે કે ભાઈ ખીંટીએ ભરાઈ ચૂક્યા છે કે હજુ બાકી છે...!

એમણે કોઈ નિશાન એવું રાખ્યું જ નથી કે પછી રાખવા દીધું જ નથી કે જેથી ખબર પડે કે 'લગ્નમુક્ત' કે પછી લગ્નથી ભગ્ન છે...!!!

જો કે હવે ટેટુની ફેશન આજકાલ બહુ ચાલે છે. તો અમારું સૂચન એવું છે કે, લગ્નના સિમ્બોલ વાળા કે રિલેશનનું સ્ટેટસ બતાવતાં ટેટુ પુરુષે પોતાના હાથમાં અથવા જાહેરજનતાને દેખાય એ રીતે ચોટાડવાં જોઈએ. જેમ કે સૈફઅલીખાને 'સૈફીના'ના નામનું ટેટુ હાથ પર રાખ્યું હતું કે લોકોને ખબર પડે કે ભાઈનું લશ્કર ક્યાં લડે છે... 'વરમાળા'નું ટેટું... ગળું બાંધેલું હોય એવું... 'હસ્તમેળાપ'નું ટેટું... હાથમાં બેડી હોય એવું લાગે એ રીતે... આવા ટેટુથી ખબર પડે કે લગ્ન બજારમાં ભાઈ ઓપન કેટેગરીમાં નથી પણ કચડાયેલા વર્ગમાં આવે છે...! 'ટાઈમ્સ ઓફ ઈન્ડિયા'માં આવતા આર. કે. લક્ષ્મણના કાર્ટૂનનું પણ ટેટુ રાખી શકાય.

જો કે આજકાલ નવા જમાના પ્રમાણે લેટેસ્ટ ફેશન કરતી પરણેલી સ્ત્રીઓ જલ્દી ના ઓળખાય કારણ કે સિંદૂર કે મંગલસૂત્ર ન પણ કરતી હોય. પણ સાથે કોઈ પુરુષ હોય અને એ વાતવાતમાં ઓર્ડર મારતી હોય અને પેલો મૂંગે મોઢે ઓર્ડરનું પાલન કરતો હોય તો તે સ્ત્રી પરણેલી હોય અથવા તો એ પુરુષની ગર્લફ્રેન્ડ હોય એમ માની લેવું. જો કે અમુક કામ કરતી અને બસ કે ટ્રેનમાં અપડાઉન કરતી અપરિણિત સ્ત્રીઓ કુંવારી હોવા છતાં સેફ્ટી માટે સિંદૂર કરે કે મંગળસૂત્ર પહેરે એવું પણ બનતું.

તો મિત્રો વિવિધ સર્વે... નિરીક્ષણો તથા તજજ્ઞો સાથેની ચર્ચાવિચારણાના ફળ સ્વરૂપ પરિણિત પુરુષોને ઓળખવા માટે, જાહેર જનતાના લાભાર્થે તેમજ સ્ત્રીઓને મદદરૂપ થવાના ઉદ્દેશથી નીચેનાં તારણો રજૂ કરવામાં આવે છે... દરેક બાબતમાં પોતાનો જ અનુભવ હોય એવું જરૂરી નહીં... આંખો અને કાન ખુલ્લાં રાખો તો જેમ વેદોમાં કહ્યું છે તેમ ચારે દિશાઓથી જ્ઞાનની પ્રાપ્તિ થાય.

...રોજ જે વ્યક્તિ ક્યાં તો મોડે સુધી પાનના ગલ્લે કે બીજે દોસ્તારો સાથે મુક્ત મને રખડપટ્ટીનો આનંદ માણતો હોય અને અચાનક સમયસર ઘરે પહોંચતો થઈ જાય... દોસ્તારોને બહાનાં બતાવી ટાળતો થઈ જાય. દોસ્તારો પર ખર્ચ કરતો બંધ થઈ જાય. દરેક વખતે એમ જવાબ આપે કે પૂછીને કહું. તો એવા નરને શીઘ્ર પરણેલો જાણવો.



... જેના ચહેરા સામે જોતાં જ દયાનો ભાવ આવે... જેને દોડીને મદદ કરવાનું મન થાય... જેના હાલહવાલ પૂછવાનું મન થાય, બેહાલ કોણે કર્યા છે તેમ પૂછીને એને દુઃખી તો ન જ કરાય ને...? કોણે આવા હાલ કર્યા એમ એટલા માટે ના પૂછાય કે જેનો જવાબ નક્કી જ છે... શું કરવા એની દુખતી નસ દબાવવી ?... એમ પણ ના પૂછાય કે ભાભી બરાબર રાખે તો છે ને ?... બની શકે કે બિચારો ધ્રૂસકે ને ધ્રૂસકે રડવા લાગે. જેને સતત હિંમત આપવાનું મન થાય...

...સ્ત્રી અને પુરુષ સાથે ચાલતાં હોય અને જો પુરુષ આજુબાજુ સૃષ્ટિ દર્શન કરતો ડાફોળિયા મારતો ચાલતો હોય અથવા તો કઈ પણ બોલ્યા વગર નીચી મુંડીએ ચાલતો હોય તો એ પુરુષ ચોક્કસ પરણેલો જ હોવો જોઈએ. અને બાજુની સ્ત્રી સતત બોલતી હોય, પુરુષ જે હંમેશા નીચી મુંડી રાખીને ચાલતો હોય છે... જોઈને એવું લાગે કે કેમ જાણે નીચે વેરાઈ ગયેલું સુખ ન શોધતો હોય...!

...જે ઘરમાં ખૂબ જ ઓછું બોલતો હોય, વચ્ચે ક્યારેય ન બોલતો હોય, સામે દલીલ ક્યારેય ન કરતો હોય... અને સતત ભલે... સારું... ગમશે... ચાલશે... ફાવશે... વાંધો નહીં... તમે કહો એમ... કામ થઈ જશે... આજે ઉપવાસ છે... જેવાં વાક્યો દિવસમાં અનેકવાર બોલતો હોય છે... જે ઓફિસમાં પણ બોસનો પ્રિય હોય છે. દરેક કામની હા પાડે છે. જે ઓવરટાઈમ કરવા હંમેશા રાજી હોય છે એ પુરુષ, પીઢ પરણેલો જ હોઈ શકે.

...જેને હંમેશા ઘરની રસોઈનાં વખાણ કરવાની ટેવ પાડવામાં આવી હોય. કુંવારા હોય ત્યારે માતાની રસોઈ ગમે તેટલી સારી કેમ ન હોય પણ કદી રોજ એનાં વખાણ કરવાની જરૂર ન પડતી હોય, પરણ્યા પછી રસોઈ ગમે તેવી કેમ ન બને પણ એનાં વખાણ એને કરવાં જ પડે. નહીં તો બીજે દિવસે જમવાનું ન મળે.

...જેને મનમાં એમ ઠસાવવામાં આવ્યું હોય કે આ બધી તમારી પ્રગતિ તો પરણ્યા પછી મારા નસીબના કારણે જ છે... બાકી તમને તો શેક્યો પાપડ ય ક્યાં ભાંગતાં આવડતો હતો. મહેનત એ ગમે તેટલી કરતો હોય પણ એને બધું પત્નીના નસીબના કારણે જ મળે છે એવું એના ભોળા મનમાં નાખવામાં આવ્યું હોય. આ તો હું છું એટલે તમને ચલાવું છું બાકી મારા વગર તમારું શું થાત ? એવું સતત એને સાંભળવાની ટેવ હોય છે. એ પુરુષ પાકા પાયે પરણેલો જાણવો.

...જે ક્રિકેટનો સારો ખેલાડી હોય છે. પણ પરણ્યા પછી જેને રમવાનો ટાઈમ મળતો હોતો નથી. મોટે ભાગે એને ઊડતાં વેલણ અને સાણસીને કેચ કરવાની નેટ પ્રેક્ટિસમાં સમય આપવો પડે છે.

...જેના ચહેરા પર અને શરીર પર હારેલા યોદ્ધા જેવા હાવભાવ હોય છે... ચહેરા પર અને શરીર પર નાના મોટા ઘાનાં નિશાન હોય છે.. તો ક્યારેક પાટાપિંડી કરેલી હોય છે. ખાસ કરીને ઘરેથી જ નીકળ્યા હોય છે ત્યારે... માથામાં ઢીમડાં હોય. જેને ઘરે આરામ કરવાની સલાહ આપીએ તો આપણને વચકડાં ભરે.

...જે ઘરમાં હોય ત્યારે મોટાભાગે મૌનવ્રત પાળતો હોય છે... અને ઘરેથી બહાર નિકળતાં જ મોટેથી બોલતો હોય છે... સતત બોલતો હોય છે... ક્યારેક કારણ સહિત અને ક્યારેક કારણ રહિત હસતો હોય છે... જે ઘરે હોય ત્યારે કાનનું પણ મૌનવ્રત પાળે છે. જેનાં કાન ઘરે હોય ત્યારે અર્ધનિન્દ્રામાં કે પછી સુષુપ્ત અવસ્થામાં હોય છે. ઘરની બહાર નીકળ્યા પછી જ ખુલ્લી હવામાં ચાર્જ થાય છે.

...જેને ટીવી જોવા માટે ક્યારેય રિમોટ મળતો નથી. નાગિનની કે ભૂતની કે પછી સાસુ વહુની સિરિયલમાં જાહેરાતો આવે ત્યારે વચ્ચે વચ્ચે આઈપીએલ કે ટ્વેન્ટી ટ્વેન્ટીની મેચો થોડી મિનિટો માટે જોઈ લેતો હોય છે. ક્યારેક લાઈવ મેચ ને બદલે રિપિટ ટેલિકાસ્ટ જોઈને સંતોષ માનવો પડે. તો એને સેટ થયેલો પરણેલો પુરુષ જાણવો.

...જેની પાસે પોતાની ખરીદેલી તિજોરીમાં કે પછી બનાવડાવેલા કપબોર્ડમાં પોતાનાં જ કપડાં મૂકવા માટે જગ્યા મળતી નથી. આખો કબાટ ડ્રેસ અને સાડીઓથી ભરપૂર રહેતો હોય છે. પછી ભલે ગમે તેટલા કબાટો કેમ ખરીદવામાં આવ્યા ન હોય. એને ન્યૂનતમ વસ્તુધારી પરિણત પુરુષ જાણવો.

...જે પોતાના જ ઘરમાં રૂમ બંધ કરીને એકલો જ, કોઈની મદદ વગર અપ્રતિમ હિંમતથી ઓશિકાને ઓશિકાથી ફટકારતો હોય છે અને બોલતો હોય છે લે... લેતી... જા...



લે... લેતી... જા... ઓશિકાને નારી જાતિ જ સમજશે... લે લેતું જા... એમ નહીં કહે.

...જે પહેલી તારીખે રાજાપાઠમાં અને ૨૦ તારીખ પછી કકડાબાલૂસ થઈ લોન માટે પૂછપરછ કરતો હોય છે... જે હપતા ભરતાં ભરતાં જિંદગીના હપતા પૂરા કરતો હોય છે.

...જે વાતવાતમાં હંમેશા એમ બોલતો હોય છે કે, 'આ બધો નશીબનો ખેલ છે ભાઈ... માણસ તો ઈશ્વર સામે મગતરું છે... ધાર્યું તો ધણીનું થાય... (કે ધણિયાણીનું..?)'

...જે ઘરે હોય ત્યારે વારંવાર એમ બોલતો હોય છે... 'પત્તર ના ઝીંક... પત્તર ના ખાંડ... મગજનું દહીં ના કર... માથાકૂટ ના કર... કહ્યું એમ કર... લોહી ના પી... (માંકડ, મચ્છર માટે થોડું રહેવા દે...) થોડું ઘણું ઓફિસના બોસ માટે પણ રહેવા દે...'

...ઉનાળાના વેકેશનમાં એ જો ખૂબ ખુશ દેખાતો હોય તો માનવું કે પત્ની પિયર ગઈ હશે કે પછી જવાની તૈયારી ચાલતી હશે.

...જે ઓફિસથી ઘરે જતો હોય તો હાથમાં થેલી તો પકડેલી હોય જ... જે ક્યારેય શાકમાર્કેટમાં દેખાયો ના હોય અને અચાનક શાકમાર્કેટમાં શાકવાળી સાથે મગજમારી અને ભાવતાલ કરતો દેખાય તો જાણવું કે ટ્રેઈની પરણેલો છે.

...જો પુરુષ અને સ્ત્રી સાથે હોય અને પુરુષ બે ડગલાં આગળ ચાલતો હોય તો માનવું જ કે પતિ-પત્ની જ હશે. ક્યારેક આ દરમિયાન મૌન હોય છે અથવા તો મોટેથી બોલતો હોય છે...

...જેની પાસે ઘરે મોડાં આવવાનાં હજારો બહાનાં હોય છે છતાં કાયમ પકડાઈ જતો હોય છે એને ગભરું પરણેલો જાણવો.

...જે હંમેશા ભજન ગાતો હોય... 'કોઈ કોઈનું નથી રે કોઈ કોઈનું નથી રે...' 'દુઃખી મન મેરે સૂન મેરા કહેના, જહાં નહીં ચૈના વહાં નહીં રહેના...'

...જે ઘરે આવતાં જ મોટા અવાજે ટીવી ચાલુ કરી ટીવી સામે બેસી જાય છે... કે પછી મોબાઈલમાં માથું ઘુસાડી ગેઈમ, ફેસબુક, વોટ્સએપ કે ગુગલ એવું બધું કરે છે.

...જે પુરુષ સ્ત્રી સાથે રહેતો હોય અને એ સ્ત્રીની બર્થ ડે દર વર્ષે ભૂલી જતો હોય... વળી એની સજા પણ દર વર્ષે ભોગવતો હોય... એ પુરુષ પરણેલો હોય એમ જાણવું આ જ પુરુષ લગ્ન પહેલાં એ જ સ્ત્રીને રાત્રે ૧૨ વાગે બર્થ ડે વિશ કરતો હોય છે...

...જે લગ્ન વિશે બોલતો હોય છે 'લગ્ન તો ભાઈ લાકડાના લાડુ છે...' (લાડુ ખાવા જતાં બાપડાના દાંત હલી ગયા હોય છે...)

...જે કાન બંધ કરી આખો દિવસ છાપામાં મોઢું નાખીને બેસી રહે છે અને હું... હાં... હંમ... એવા જવાબો આપતો હોય છે અને ઘરે હોય ત્યારે મોટેભાગે બધીર હોય છે..

...જેને કાચી પાકી રસોઈ કે પછી આછું પાતળું ઘરકામ પણ આવડતું હોય છે, ભલે જાહેરમાં ના પાડે. લગ્ન પહેલાં કિચનમાં બાકી જેમણે પગ નથી મૂક્યો હોતો.

...જે એક બુક સતત વાંચતો હોય છે અને નિઃસાસા નાખતો હો છે એ છે 'બેન્કની પાસબૂક'.

...જે હંમેશા પોતાના ભવ્ય ભૂતકાળને વાગોળતો હોય છે અને પોતે કેવો પરાક્રમી હતો એની વાર્તા કરતો હોય છે.

...જેને પોતાના લગ્નની કેસેટ વારંવાર જોવી ગમે છે... રિવર્સ મોડમાં

...જે માથાના વાળ ગણતો ગણતો ઓળતો હોય કે પછી ઓળતો ઓળતો ગણતો હોય છે...

...જે સુંદરતાનો અતિ ચાહક હોય છે... ખાસ કરીને સ્ત્રીઓ પ્રત્યે પક્ષપાત હોય છે... એક સિવાય...

પરણેલો પુરુષ ઓળખવા માટે પુરુષનાં આટલાં લક્ષણો કે પછી અપલખણો જે હોય તે પૂરતાં છે. માટે હે સુજ્ઞ સન્નારીઓ, તમને હવે આ 'પુરુષ માર્ગદર્શક લેખ' ઘણો જ ઉપયોગી થશે, એવી આશા રાખું છું.

*પ્લોટ નં. ૯૮૨/૨, સેક્ટર-૪-ડી,*
*ગાંધીનગર-૩૮૨૦૦૪.*
*મો. ૯૩૨૭૦૮૮૮૭૪*



# એવા રે અમે ભૂલકણાં !

- *ભર્ગદેવ ભટ્ટ 'હાસ્યાયન'*

હું બહાર જવા તૈયાર થતો હતો ત્યાં શ્રીમતીજીનો ટહુકો સંભળાયો. 'એ તમે મીના બજારમાં જવાના હો તો હું જે ત્રણ-ચાર વસ્તુઓ કહું તે લેતા આવજો.' એટલે મેં કહ્યું, 'યાદ રહેશે તો લેતો આવીશ.' એટલે તેમણે કહ્યું, 'ઊભા રો. હું જ તમને લખીને આપું છું. તમને પાછું ક્યાં યાદ રહે છે ! નો મંગાવી હોય એવી ભળતી જ વસ્તુ લઈને હાલ્યા આવો છો.' તેમણે વસ્તુની યાદી પકડાવી અને આપણા રામ'લાલ છડી (વોરા સાહેબનું ડ્યૂરો-સ્કુટી) લઈને ઉપડ્યા સીધા મીના બજારમાં. આ બજાર ખૂબ મજાનું છે. એક તો જે જોઈએ તે ચીજ મળી રહે - નખથી લઈને શિર સુધીની. આનો અર્થ એ કરવાનો નખ કાપવાનું નેઈલ કટર પણ મળે અને શિર પરના વાળ પણ અહીં જ કપાવી શકો ! શરીરના બાકીના ભાગની વસ્તુઓ પણ ખરી જ. પહેરવા માટેનાં કપડાં કે પગરખાં, ખાવા પીવા માટે - ચા, ઠંડાપીણાં, નાસ્તો અને ભોજન. આને 'કોસ્મોપોલિટિન' 'મીના બજાર' કહી શકાય. બીજી મજા એ જૂના મિત્રો પણ અહીં જ મળી જાય.

હંમેશની જેમના પાનના ગલ્લા આગળ જાણે ફોર વ્હીલર પાર્ક કરતો હોઉં. એ અદાથી સ્કુટી પાર્ક કર્યું. પછી અડધાથી પોણી બજારનું બસ એમ જ ચક્કર લગાવ્યું. ત્યાં એલ.વી. (લક્ષ્મણ) મળ્યો. મને કહ્યું, 'ભટ્ટજી ચા પીયે તો કેવું ?' મેં કીધું, 'હુંય એ જ વિચારતો હતો અને કોઈ સાથીદારનો સાથ ગોતતો'તો. પછી બંને એ ચા ટટકારી. અલકમકલની વાતો કરતાં'તા ત્યાં પાછા બીજા ત્રણ ચાર જૂના મિત્રો મળી ગ્યા. તેમની હારે ખપાવી. આમાં મોટાભાગની વાતો ૭મા પગાર પંચની જ વાતો હતી. આનો સૂર એવો નીકળે, 'આશ-નિરાશ કે દો રંગો સે દુનિયા તુને સજાઈ.' ચા પીધા પછી એલ.વી. અને હું પાનના ગલ્લે ગયા. તેણે માવો ખાધો. મેં ના પાડી કારણ બત્રીશીમાંથી પિલર (દાઢો) જતા રહ્યા છે. પછી કલાકે છૂટા પડ્યા. હું બોલ પેનની રિફિલ લેવા ગ્યો. રિફિલ નંખાવી કેટલીક ઝેરોક્સ કરાવી. અને પછી શાકની લારી તરફ વળ્યો. બે ત્રણ શાક લીધાં અને હવે ઘર ભણી જવાનું નક્કી કર્યું. જેવો પેન્ટના ખીસ્સામાં હાથ નાખ્યો તો સ્કુટીની ચાવી જ ન મળે. એટલે હાંફળો ફાંફળો જ્યાં જ્યાં જે વસ્તુ ખરીદ કરી હતી ત્યાં પૂછ્યું, ચાવાળાને પૂછ્યું પણ બધેથી ના નો જવાબ મળ્યો. ત્યાં એલ.વી. ફરી મળ્યો. તેને વાત કરી. મને કહ્યું, 'જ્યાં જ્યાં ફર્યા ત્યાં જોયું ?' મેં હા પાડી અને ના પણ પાડી. ફરી તેણે કહ્યું, 'સ્કુટી ક્યાં પાર્ક કર્યું છે ?' એટલે અમે બંને પાછા સ્કુટી આગળ આવ્યા. ત્યાં તેણે કહ્યું, 'આ ચાવી નથી તો બીજું શું છે ?' મેં કહ્યું, 'આ શિરપાવ 'ભૂલકણા'નો આપનાર તું બીજો છે.' મને કહે,'પહેલો કોણે આપ્યો.' 'ઘરવાળાંએ... એ પણ અવારનવાર !' પછી સ્કુટી સ્ટાર્ટ કરી ઘેર પરત આવ્યો. એટલી ભગવાનની કૃપા કદાચ ઘરવાળાં માનતાં હશે. નહીં તો કોકના ઘેરેય જતા રહેવાય.

ત્યાં શ્રીમતીજી પાણી લાવ્યાં. પાણી પીધું. પછી તેમણે પૂછ્યું, 'આ થેલો આખો ભરેલો છે તે આટલું બધું શું લાવ્યા ?' મેં કીધું, 'શાક'. તેઓ બોલ્યાં, 'અરે પણ શાક તો આજે સવારે જ લીધું છે. એય તે મેં લીધેલું જ બધું શાક તમેય લાવ્યા. આ તો બમણાશેકો થયો. મને મનમાં ફાળ પડી હવે આ બધું વેચવા ન જવું પડે તો સારું. થેલો જોતાંજોતાં બોલ્યો, 'મેં લખેલી વસ્તુઓ નો લાવ્યા ?' મેં કીધું, 'કઈ ?' 'કેમ, તમને લખીને તો આપ્યુ'તું.' મેં કીધું, 'એ કાપલી તો ખિસ્સામાંથી કાઢવી જ ભૂલી ગ્યો.' હવે એમ કર થોડીવાર પછી જાઉં છું અને કાપલીની વસ્તુ લઈ આવું છું. આમેય મારે જૂના સચિવાલયમાં બે ત્રણ કચેરીમાં કામસર જવું છે. તેઓ બોલ્યાં 'પાછાં બીજા કામ આડે લાવવાનું ભૂલી જશો તો !' 'હવે નહીં ભૂલું'.

બસ થોડીવાર ટી.વી.ના ન્યૂઝ જોઈને ફરી ઉપડ્યો. કદાચ શ્રીમતીજી સ્કુટીને જોઈ મનમાં ગાતાં પણ હોય, 'ઓ પવનવેગે સે ઉડને વાલે ઘોડે (સ્કુટી), તુ જ પે સવાર હૈ જો, ભૂલકણા નાથ હૈ જો, લે આના ઉસે સં...ભા...લ... કે...' બસ જૂના સચિવાલયના બે, ત્રણ કામ પતાવી, મીના બજારના ઝાંપા પાસે સ્કુટી પાર્ક કર્યું અને ચાવી તો પહેલાં જ ખિસ્સામાં સેરવી દીધી. અને પેલી યાદી પણ હાથમાં લઈ રાખી. બે ત્રણ દવાઓ લીધી અને બીજી ત્રણેક કરિયાણાની વસ્તુઓ લીધી. ત્યાં યોગેશ દવે મળ્યો. તેની હારે વાતચીત ચાલુ હતી ત્યાં એફ.ડી.ના ત્રણ ચાર મિત્રો મળ્યા. તેમની જોડે જૂનાં સંસ્મરણો વાગોળ્યાં. જીવડાને ખૂબ સારું લાગ્યું. કારણ નિવૃત્તિનાં આટલાં વર્ષો પછીય હજુ મને યાદ કરી પ્રેમથી બોલાવે અને ઘરના તમામના કુશળ પૂછે એ જ તો ખરી મૂડી ! પછી યોગેશ જોડે વાત કરતાં કરતાં પાનના ગલ્લે





ગ્યો. અને કહ્યું, 'અલ્યા સ્કુટી તો અહીં છે નહીં ! હું હંમેશા અહીં જ પાર્ક કરું છું.' એટલે અમે બંને આખા મીના બજારમાં ફરી વળ્યા. ક્યાંય કરતાં ક્યાંય નહોતું. એટલે મને કહે, 'સાહેબ, ક્યાં ખરેખર પાર્ક કર્યું'તું ?' મેં કીધું, 'આ પાનના ગલ્લે જ કરું છું.' 'એમ કરો આપણે કેન્ટિનના ગલ્લે અંદર જઈએ. તમે ત્યાં પણ ક્યારેક માવો ખાતા'તા તેની મને ખબર છે. કદાચ ત્યાં પાર્ક કર્યું હોય ને તમે ભૂલી ગ્યા હો.' 'તારી વાત સાચી છે'. હાલો અંદર જઈ તપાસ કરીએ.' મનમાં થયું આ તો રોજનું થ્યું. હજુ ઝાંપાની અંદર દાખલ થઈને બાવળિયા આગળ પહોંચ્યા ત્યાં મેં સ્કુટીને જોયું. હરખથી રાડ પડાઈ ગઈ, 'આ રયું' યોગેશે લાડમાં કીધું, 'અરે મારા ભૂલકણા સાહેબ.' ત્રીજાવારનો 'ભૂલકણા'નો શિરપાવ સ્વીકારી ઘરે પાછો ફર્યો. ત્યારે ઘરવાળાં ગીત ગણગણતાં'તાં (પાન ખાયે સૈંયા હમાર ફેરવીને) ભૂલ જાયે સૈંયા હમાર ! મને ઘણીવાર થાય છે કે આ બાબત ઉપર તો સારામાં સારી સિક્વલ બને અને એય તે કોમેડી.

સેક્ટર-૭માં તો અવારનવાર ચાલતો જાઉં અને વળતાં ઘણીવાર ચાલી નાખું કે રિક્ષા કરી લઉં અથવા હર્ષ ઘણીવાર મૂકી જાય. તે દિવસે થોડી વધુ વસ્તુ લાવવાની હોવાથી થેલો લીધો. જે મારો કાયમનો સાથીદાર. એને મારો ખભો ખૂબ માફક આવી ગ્યો છે. એનો સંગ કાયમનો. એટલો તો ઘરવાળાંનોય નથી. જ્યારે જ્યારે મારા ચરણ ઘરની બહાર ઉપડે ત્યારે ત્યારે થેલો અવશ્ય ખભાની શોભા વધારતો હોય. પછી સ્કુટીને કીક મારી ચાલુ કર્યું તે વહેલું આવે સેક્ટર-૭. હર્ષ સ્ટુડિયો આગળ પાર્ક કર્યું. ને ઉપડ્યો હું વસ્તુઓ લેવા. મેડિકલ સ્ટોરમાંથી દવાઓ લીધી. પછી કરિયાણાની વસ્તુઓ લીધી. થોડો નાસ્તો પણ લીધો. પછી શાકની લારીઓ ભણી ઉપડ્યો. રસ્તામાં બે ચાર મિત્રો મળ્યા. વાતો કરી. ત્યાં એલ. વી. પણ મળ્યો. એ અચૂક સે.૭માં સાંજે આવે જ. તેણે બૂમ પાડી. 'ભૂલકણા ભટ્ટજી.' તેની સાથે વાતે વળગ્યો. તેણે મમરો મૂક્યો'ય તે, 'પાછું કાંઈ ભૂલી નથી જતાને ?' મેં કીધું, 'ના... ના... આ થોડી વસ્તુઓ ને દવા લીધી.' તેણે મૂકી જવાની ઓફર કરી. (કદાચ તેના મનમાં થયું હોય ખરું આ ક્યાંક કોકના ઘેર જતા નો'રે.) જે સવિનય નકારી. કારણ શાકભાજીની ખરીદી હજુ બાકી હતી. થોડું શાકભાજી લઈ વિચાર્યું કે હવે કાંઈ લેવાનું નથી રહી જતું ને ! એમ વિચારમાંને વિચારમાં ત્યાં ઊભેલી રિક્ષામાં બેસી ગ્યો. તે ઓળખીતો હતો એટલે સીધી ઘર પાસે ઊભી રાખી. ઘરે આવ્યો ત્યારે શ્રીમતીજી અંબાજીના મંદિરે ગયેલાં. પાણી પીધું. થેલો રસોડામાં મૂક્યો ત્યાં બાજુમાંથી ભત્રીજો રાજુ આવ્યો ને સાથોસાથ શ્રીમતીજી પણ. રાજુ કહે, 'કાકા, સ્કુટી નથી તે સર્વિસમાં આપ્યું છે ?' મેં ના પાડી સાથે મને યાદ આવ્યું કે સ્કુટી તો સેક્ટર-૭માં પડ્યું છે. પછી તેને સઘળી વાત કરી. ત્યારે શ્રીમતીજીએ પૂછ્યું, 'તો તમે આવ્યા કઈ રીતે ?' 'કેમ... રિક્ષામાં !' ત્યારે શ્રીમતીજીએ વઘાં, 'અરે ભૂલકણા ભટ્ટજી ! આવું તો કોઈ'દિ નથી થ્યું. આજ ભારે કરી ! તમે એવા ને એવા જ રયા.' મેં ટીખળ કર્યું, 'અમે ભલે એવા ને એવા રયા. પણ તું મારી વાદે એવી નો થતી. નહીં તો ઉપાધિના પોટલાં રોજનાં થશે.' રાજુ પણ આ સાંભળી હસી પડ્યો અને કહે, 'કાકા, તમે મારા બાઈક પાછળ બેસી જાવ.'

ત્યારે સ્કુટી પાછું ફર્યું.

---

*વરેણ્યમ્, પ્લોટ નં. ૪૩૮/એ/૨,*
*ગીતાંજલિ પાર્ક, સેક્ટર-૮ (બી),*
*ગાંધીનગર-૩૮૨૦૦૮. ફોન : ૨૩૨૪૩૨૫૩*





# ભદ્રંભદ્રની નગરયાત્રા

- નગીન દવે

દિગ્વિજય આર્યધર્મયાત્રાનો સમય તો આઠ વાગ્યાનો હતો, પરંતુ પ્રાતઃકાળે પ્રયાણનું મુહૂર્ત શુભ હોઈ ભદ્રંભદ્ર રાત્રેશ્વર મંદિરનાં ચોકમાં આવી ગયા હતા. મંદિરનો દરવાજો ખૂલ્યો નહોતો. એ અને અંબારામ જોડાજોડ ઓટલે બેઠા. અંબારામને ઝોકું આવ્યું ને માથું ભદ્રંભદ્રના માથે અથડાયું.''વત્સ અંબારામ ! ઉત્તિષ્ઠત જાગ્રત પ્રાપ્ય વરાન્નિબોધતિ. પ્રભાતમાં નિદ્રાવશ થવાથી અનિષ્ટકારક એવો આળસ દોષ લાગે છે. શિવ... શિવ... શિવ...''

''ગુરુજી ! હું જાગ્રત જ છું. રાત્રે મચ્છરના ત્રાસથી ઊંઘ આવી નહોતી એટલે સહેજ મટકું મરાઈ ગયું.''

વસંતઋતુનું આગમન થઈ ચૂક્યું હતું, પરંતુ ગુલાબી ઠંડીનો ચમકારો હતો. ભદ્રંભદ્રને છાકો પડી જાય એવી આર્યધર્મયાત્રા કરવી હતી એટલે, માત્ર એક પીતાંબર ધારણ કરી બીજા કોઈ વસ્ત્ર ધારણ કર્યા નહોતાં. વિશાળ ફાંદ પર સૂર્યનું ચિત્ર ચિતરાવ્યું હતું. કપાળથી મુંડન સુધી ૐકાર અંકિત કર્યો હતો. જમણી ભુજા પર શંખ અને ડાબી ભુજા પર ચક્ર અંકિત હતાં. ગળામાં ચોપાટના સોગઠાં જેવી મોટી રુદ્રાક્ષની માળા ઝૂલતી હતી. માથે પાઘડી પહેરી નહોતી. દિગ્વિજય આર્યધર્મયાત્રાની કીર્તિ ચોમેર પ્રસરે એટલા માટે ખુલ્લું માથું રાખ્યું હતું અને ધર્મધજારૂપ દોઢ ફૂટની શ્યામ-શ્વેત ચોટલી ફગફગતી હતી. ઠંડીથી તેમની દાઢી ડગમગતી હતી અને સહેજ કંપારી છૂટતી હતી એટલે અંબારામે કહ્યું, ''ગુરુજી, મેં ઓઢેલો કામળો, આપણે બંને ઓઢીએ.''

''વત્સ, દિગ્વિજય આર્યધર્મયાત્રાનાં પ્રયાણ કાળે સૂક્ષ્મ અવરોધથી ડરવું એ આર્યધર્મ નથી. આ કંપન તો ધર્મના જુસ્સાનું પ્રતીક છે.''

'ગુરુજી, આ તમારી ચોટલીની ગાંઠ છૂટી ગઈ છે તે બાંધી આપું ?'

'નહીં વત્સ, શુભાશયથી જ અમે સ્વયં તેને ગ્રંથિ મુક્ત કરી છે જેથી મહાદેવના મંદિરની ધજાની જેમ તે ફરફરતી રહે. આર્યધર્મયાત્રામાં જે જીવો ભીડમાં અમારી તેજસ્વી મુખમુદ્રાનું દર્શન ન કરી શકે તે આ શિખાદર્શનથી પણ પાવન થઈ કૃતાર્થ થઈ શકે.'

ભદ્રંભદ્ર ચારે બાજુ જોતા હતા. આઠના બદલે નવ થયા પણ આ આર્યધર્મસભાની જેમણે જવાબદારી લીધી હતી તે દાજીભા ક્યાંય દેખાતા નહોતા. કળશધારી બાળાઓ, ઢોલ શરણાઈવાળાઓ કે ભક્તગણ કોઈ નજરે પડતું નહોતું. તેમનાં મુખેથી શિવ... શિવ... શિવ... સાથે 'દાજીભા' 'દાજીભા' એવો ઉચ્ચાર થઈ જતો હતો.

'ગુરુજી, આટલો સમય થયો છતાં કોઈ ફરકતું નથી તો અડધો કલાક રાહ જોઈને પાછા ઉતારે જતાં રહીશું ? અંબારામે નિરાશ વદને કહ્યું.'

'અંબારામ, અમારો સિદ્ધાંત છે કે, ડગલું ભર્યું કે ના હઠવું... ના હઠવું... આ કૃત્ય નક્કી પેલા બે ઘોરખોદિયાનું જ હોવું જોઈએ. દેહ પાતયામિ વા કાર્ય સાધયામિ... એમ દિગ્વિજય આર્યધર્મયાત્રા અટકશે ખરી ? પાંચ જણ હશે તો પણ પ્રયાણ કરીશું જ અને ધર્મસભામાં સંબોધન પણ કરીશું જ. નાસ્તિકોની નગરીમાં પણ લંકાના વિભિષણ જેવા ભક્તો રહેતા જ હોય છે. સનાતન ધર્મના વિરોધીઓ પર એવા તો વાક્બાણ છોડીશું કે તેમની બોલતી બંધ થઈ જશે.'

અંબારામે એક વિલંબિત સ્વર સાથે બગાસું ખાધું અને ભદ્રંભદ્રે વક્રદૃષ્ટિ કરી તો તેમને પણ એક દીર્ઘ બગાસું આવ્યું.

રંગીન ચિત્ર-વિચિત્ર પોશાકવાળા ચાર યુવાનો તેમની સામે આવીને ઊભા રહ્યા ને ભદ્રંભદ્રના ચરણ સ્પર્શ કરવા મસ્તક ઝુકાવ્યું તો ભદ્રંભદ્ર વરદ મુદ્રામાં બોલી ઊઠ્યાં. 'મા સ્પર્શમ્ ચરણમ્... ભક્તો ધન્યવાદ... આશીર્વાદ... આ અંબારામ તમને દિગ્વિજય ધર્મયાત્રાનો બોધ કરશે...'

અંબારામે દાજીભાએ કરેલી છેતરપિંડીની વાત કરી. ગુરુજી આર્યધર્મયાત્રા અને ધર્મસભાનો કાર્યક્રમ કરવા મક્કમ છે. તો કંઈક મદદરૂપ થવા કહ્યું.

'ભૂદેવવર્ય ભોગીલાલ બાજીગર સભા સરઘસના કામોના કોન્ટ્રાક્ટર છે. સભાઓમાં મજૂરી ચૂકવી માણસો એકઠાં કરી આપે છે. શોભાયાત્રા-વરઘોડાના પણ તે કોન્ટ્રાક્ટ રાખે છે પણ તે મફતમાં કશું નહીં કરે.'

ભદ્રંભદ્રની સંમતિ મળતાં એ યુવાને ભોગીલાલને મોબાઈલ કર્યો. થોડીવારે તે આવ્યો. અંબારામે સઘળી વાત કરી.

'મહારાજ, ધર્મકાર્ય છે એટલે હું મારો નફો નહીં ચડાવું પણ માણસોને ચૂકવવા તથા વાજિંત્રોવાળાને ચૂકવવાના પંદર હજાર રૂપિયા થશે. તેઓ ચાર કલાક માટે આવશે અને રકમ એડવાન્સ આપવી પડશે. તો છે તૈયારી ?'

'અંબારામ, આપત્કાલે સર્વ ઈષ્ટમ્ કર્ણાવતી, વટપદ્ર અને રત્નનગરીની સહાય, અવશ્યંભાવિ છે. તો સત્વરે પ્રસ્થાનનો પ્રબંધ કરો.'

એડવાન્સ રકમ મળી જતાં ભોગીલાલે કળશધારી બાળાઓ ઢોલ-નગારાંવાળા કેશિયોપાર્ટી તથા ભગવાધારી જટાજૂટ બાવા-સાધુઓ અને સરઘસમાં જોડાનારને ખડાં કરી દીધાં... એક શણગારેલી રેંકડીમાં ઊંચા બાજોઠ પર ભદ્રંભદ્રે આસન ગ્રહણ કર્યું. તેમનો જમણો હાથ વરદ મુદ્રામાં હતો. અને ડાબા હાથમાં પ્લાસ્ટિકનું ત્રિશૂળ ધારણ કર્યું હતું. તેમની પાસે અંબારામ અને ભવાનીશંકર બેઠાં હતાં.

દિગ્વિજય આર્યધર્મયાત્રાનો જયજયકાર. ભદ્રંભદ્રનો જય જયકાર. અમને આપો આશીર્વાદ. આર્યધર્મ અમર રહો ! આવા ગગનભેદી સૂત્રોચ્ચાર સાથે નગરયાત્રા શરુ



થઈ. અબીલ-ગુલાલ અને પુષ્પપાંખડીઓની વર્ષા થતી હતી. ભદ્રંભદ્ર પણ આશીર્વાદરૂપે ચોખા, સોપારી, બદામ, ચોકલેટ અને સિક્કા ઉછાળતા હતા. જે વીણવા પડાપડી થતી હતી. રસ્તાની બંને બાજુએ મોટાં ટોળાંઓ જોઈ ભદ્રંભદ્ર અંબારામને શંખનાદ કરવાની સૂચના આપતા. લોકોનો પ્રચંડ ઉત્સાહ જોઈ ભદ્રંભદ્ર બાજોઠ પર ઊભા થઈ ગયા અને ત્રિશૂળ હવામાં ઘૂમાવતાં ઘૂમાવતાં તાંડવનૃત્ય કરવા લાગ્યા. અચાનક તેમનો પગ લપસ્યો અને રેંકડીમાં જ ઊંધા માથે પટકાયા. તેમને નાક પર વાગવાથી નસ્કોરી ફૂટી. અંબારામે ત્યાં ગમછો દાબી દીધો અને બરફ મંગાવી નાક પર ઘસ્યો. લોકોનો ધસારો એ બાજુ થવા લાગ્યો. થોડીવારમાં ભદ્રંભદ્રને આરામ થતાં તેઓ પદ્માસનવાળી બાજોઠ પર બેસી ગયા અને લોકોને શાંતિ જાળવવા અપીલ કરી અને આર્યધર્મનાં જય જયકારનો પ્રચંડ નાદ કર્યો. યાત્રા આગળ વધી.

મોટી બજારમાં યાત્રા પહોંચી તો 'પાયોનિયર મોબાઈલ શોપી'ના માલિક બ્રિજેશ ધર્મપ્રિયે ભદ્રંભદ્રને દુકાનમાં પધરામણી કરવા વિનંતી કરી. સાંકડા અને ખાડા ટેકરાવાળા રસ્તા પરની રેંકડી યાત્રાથી તે કંટાળ્યા હતા એટલે આમંત્રણ સ્વીકારી દુકાનમાં પ્રવેશ કર્યો. પરસેવો લૂછતાં લૂછતાં તે પંખા નીચે ઊભા રહ્યા. વસંતઋતુ હોઈ સવારે ગુલાબી ઠંડી હતી પણ ગરમી વધારે લાગતી હતી. તાંબાના પાત્રમાં બે ટીપાં ગંગાજળ નાખી તેમણે પાણી ગટગટાવ્યું. બ્રિજેશજીએ તેમને દુકાનમાં બધી જગ્યાએ ચરણકમળ મૂકવા વિનંતી કરી. સ્પર્શદોષ ના લાગે એટલે તે સંકોચાઈને ચાલતા હતા. અંબારામને તેમણે ધીમેથી પૂછ્યું. 'આ બધાં ચિત્ર-વિચિત્ર યંત્રોમાં શી વિશિષ્ટતા છે ?'

'ગુરુજી, આ ચલિતભાષ યંત્રોથી રજ્જુ (દોરડા) વિના સંદેશાવ્યવહાર થઈ શકે છે.'

પાસે ઊભેલા બ્રિજેશજીએ કહ્યું, 'ગુરુવર્ય, આ સ્માર્ટફોન તો જાણે મિનિ કમ્પ્યુટર જ જોઈ લો.' તેમણે ચિત્ર-વિચિત્ર નાચગાનનું દશ્ય પણ તેમાં બતાવ્યું. શિવ... શિવ... શિવ... કરતાં ભદ્રંભદ્રે નજર ફેરવી ચોટલી પર હાથ ફેરવ્યો.

દરેક કાઉન્ટર પર તેઓ ગયા. કાઉન્ટર પરના માણસો કોઈ ગ્રાહકોને સમજાવતા હતા તો કોઈ અંદરોઅંદર વાતો કરતા હતા. અચાનક તેમની નજર કોટ-પેન્ટ ટાઈમાં સજ્જ સૂટેડબૂટેડ મહિલા કર્મચારીઓ પર પડી. ભદ્રંભદ્ર બોલી ઊઠ્યા, 'અહો આશ્ચર્યમ્ ! નારીશક્તિ - માતૃશક્તિનું આ સ્વરૂપ જોઈ હું મારી પ્રસન્નતા વ્યક્ત કરું છું. ધન્ય છે. ભગિનીઓ, દુહિતાઓ ધન્ય છે... અમને પુરાણકાલીન માર્ગી, મૈત્રેયી અને પંડિત મદનમિશ્રના ભાર્યા ભારતી દેવીનું સ્મરણ થાય છે. માતૃશક્તિ કોઈપણ વસ્ત્ર પરિધાન માટે મુક્ત છે. સાંજે સભામાં વ્યાસપીઠ પરથી અમે માતૃશક્તિનું મહિમાગાન અવશ્ય કરીશું.'

બ્રિજેશજીએ તેમને વાતાનુકુલિન તેમની ચેમ્બરમાં પાવન પગલાં કરી રિવોલ્વિંગ ચેરમાં બેસવા વિનંતી કરી.

'વ્યાપારગૃહે ભૂમિ બેઠક શ્રેષ્ઠ છે' એમ કહી ભદ્રંભદ્ર પવિત્રીકરણના મંત્રો ભણી જળ છાંટી બેઠા. બ્રિજેશજીએ ગરમાગરમ ફાફડા, જલેબી, મરચાં, ચટણીની ડિશો મૂકી, નાસ્તા માટે ભદ્રંભદ્રને વિનંતી કરી.

પરોઢીએ ઊઠવાથી અને પેટમાં કશું નહીં પડવાથી પેટમાં ગલુડિયાં બોલતાં હતાં અને રસેન્દ્રિય હોઠ પર ફરતી હતી.

'અંબારામ, કાચમાં રાખેલી આ સામગ્રી તાંબાનાં તરભાણામાં રાખો અને આ પંચપાત્રમાં'. ભદ્રંભદ્રે આજ્ઞા કરી. અંબારામે તેમ કરતાં ગંગાજળ છાંટી બ્રહ્માર્પણમાં શ્લોકો બોલી સારી પેઠે ગાંઠિયા મરચાં સાથે ઝાપટ્યા. એમ ધીમા સ્વરે બોલતા હતા કે, ભૃગુવારે ચણાનું પ્રાશન શુભ હોવાથી શત્રુઓનો પરાજય થશે. જલપાન કર્યા પછી યજમાનોને આશીર્વાદ આપી પુનઃ રેંકડીરથમાં બાજોઠ પર આસન ગ્રહણ કર્યું. અંબારામે શંખ વગાડ્યો અને ભદ્રંભદ્રે આયધર્મના જયનો પ્રચંડ જયઘોષ કર્યો. નગરયાત્રા આગળ વધી. કોન્ટ્રાક્ટ પ્રમાણે હવે દોઢ કલાકનો સમય બચ્યો હતો તેથી ઝડપથી યાત્રા આગવી ધપતી હતી.

આર્યધર્મયાત્રા હવેલી ચોકમાં આવી પહોંચી. અડધો કલાકનો સમય બચ્યો હતો. દાજીભાની કુટિલતાને લીધે મંચ બની શક્યો નહોતો. એટલે ત્યાં એક નાનો પાણીનો ટાંકો હતો તેનાં પર ચડીને ભદ્રંભદ્રે વાક્ગંગા વ્હેવડાવી. અંબારામ અને ભવાનીશંકર તેમની બાજુમાં બેઠા. પ્રસન્ન વદને તેમણે શરૂ કર્યું.

'ધર્માનુરાગી ભાતૃઓ, ભગિનીઓ માતાઓ અને બાળકવૃંદ. પ્રણામ. દિગ્વિજય આર્યધર્મયાત્રામાં જોડાવા બદલ ધન્યવાદ. સનાતન આર્યધર્મનો ડંકો વાગવાથી વિરોધીઓ નિરાશ થશે. સમય અલ્પ છે એટલે ટૂંકમાં કહીશ તે હૈયે ધરજો. વિરોધીઓનાં અપપ્રચારમાં આવશો નહીં. આર્યધર્મ જ હંમેશા શિરમોર રહેશે. દરેક ધર્મપ્રેમીઓએ મસ્તક મધ્યે હંમેશા લાંબી ચોટલી રાખવી. આકાશમાં તરંગિત ધ્વનિ તેમાં ઝીલાય છે જે બ્રહ્મરંધ્ર સુધી પહોંચે છે. આ શિખા એ અતિ પવિત્ર છે. તેને ક્યારેય કાપવી નહીં, ખંડિત કરવી નહીં. ક્ષૌરકર્મ વખતે આ ચોટલીનું ખાસ ધ્યાન રાખવું. આ પવિત્ર શિખા પર ક્યારેય વાળ કાળા કરવાની કલપ લગાડવી નહીં કે મેંદી લગાડવી નહીં. તે દુષિત થાય તો મગજ દુષિત થાય અને મન દુષિત થતાં મહાવિઘ્નો આવે જે ટાળવાં દુષ્કર છે.'

દેવીઓ, દુહિતાઓ આપ તો માતૃશક્તિ છો. આપણાં શાસ્ત્રોમાં કહ્યું છે યત્ર નાર્યસ્તુ પૂજ્યન્તે રમન્તે તત્ર દેવતાઃ પહેલાનાં યુગોમાં પ્રચંડ શક્તિશાળી ચંડમુંડ, ધુમ્રલોચન, રક્તબીજ, મહિષાસુરનો માતૃશક્તિએ જ નાશ કર્યો હતો. આ કલિયુગમાં પણ નારીશક્તિનો મહિમા છે. તમારી સાથે હંમેશા ચલિતભાષા યંત્ર (મોબાઈલ) રાખજો. તમારી ગ્રીવા પરથી કોઈ સુવર્ણ અછોડા ઝૂંટવા આવે તો પ્રતિકાર કરજો. દ્વિચક્રી, ચતુષ્ચક્રી વાહનો સ્વયં ચલાવવામાં પ્રમાદ કરશો નહીં. આર્યધર્મ દશેદિશામાં પ્રતિઘોષ પડે એવો જયઘોષ કરીએ. આર્યધર્મનો જય.

---

*૨૪૨, પુષ્કરધામ સોસાયટી,*
*યુનિવર્સિટી રોડ, રાજકોટ-૩૬૦૦૦૫.*
*મો. ૯૪૨૬૯૬૩૧૪૨*



# કોર્ટની રમૂજ

- મધુકર દિ. ધ્રુવ

**ન્યાયાધીશ** : આ કેસમાં પુરાવામાં એવું આવે છે કે ફરિયાદીએ તમારી દુકાનમાંથી ઘડિયાળ ખરીદેલી ત્યારે તેની ગુણવત્તા વિશે પુછેલું.

**આરોપી** : જી સાહેબ, તે વાત ખરી છે.

**ન્યાયાધીશ** : તમે ફરિયાદીને જણાવેલ કે આ ઘડિયાળ આખી જિંદગી ચાલશે.

**આરોપી** : જી નામદાર સાહેબ, મેં એવું કહેલું.

**ન્યાયાધીશ** : પરંતુ ઘડિયાળ છ માસમાં જ બગડી ગઈ. આથી તમે ફરિયાદી સાથે છેતરપિંડી કરી તેમ કહી શકાય. આ બાબતમાં તમારે શું કહેવું છે ?

**આરોપી** : નામદાર સાહેબ, મેં કોઈ જ છેતરપિંડી કરી નથી. ખરી હકીકતે જ્યારે તે ઘડિયાળ ખરીદવા આવેલા ત્યારે શારીરિક રીતે ઘણા નબળા અને બીમાર જેવા લાગતા હતા તે ઉપરથી મેં કહેલું કે ઘડિયાળ આખી જિંદગી ચાલશે.

★★★

**ન્યાયાધીશ** : તમે કહો છો કે છેલ્લાં દશ વર્ષ ઉપરાંતથી તમારાં પત્ની તરફથી તમને હેરાનગતિ થાય છે. તો તમે આ કેસ આટલાં બધાં વર્ષો પછી કેમ કર્યો ?

**પક્ષકાર(પતિ)**: નામદાર સાહેબ, દશ વર્ષ સુધી તો હું તેણીને કાબુમાં રાખી શક્યો પણ હવે તેમ કરવું મુશ્કેલ બન્યું છે.

**ન્યાયાધીશ** : તો પહેલાં આ દશ વર્ષની વાત જણાવો.

**પક્ષકાર** : પહેલાં શરૂઆતમાં તો સાહેબ તેણી અવાર-નવાર...

**ન્યાયાધીશ** : મારી પહેલાં એ જાણવું છે કે, દશ વર્ષ સુધી તમે તમારા પત્નીને કેવી રીતે અને કઈ રીતે કાબુમાં રાખી શક્યા ?

★★★

**ન્યાયાધીશ** : પુરાવામાં એવું આવે છે કે છેલ્લા પંદર દિવસમાં તે સમયે તમે દશ વખત ચોરીઓ કરેલી. તે બાબતમાં શું કહેવું છે ?

**આરોપી** : મહેરબાન સાહેબ, હું પહેલાંથી જ મહેનતું માણસ છું.

★★★

**ન્યાયાધીશ** : પુરાવો જોતાં જાહેરખબરમાં સ્પષ્ટ રીતે જણાવવામાં આવેલું કે જવાબદાર થઈ શકે તેવા ઉમેદવારે જ નોકરી માટે અરજી કરવી.

**અરજદાર** : તે વાત ખરી છે.

**ન્યાયાધીશ** : તમારી રજૂઆત એ મતલબની છે કે, તમે નોકરી માટે લાયકાત ધરાવતા હોવા છતાં પ્રથમ તબક્કે જ તમારી અરજી નામંજૂર કરવામાં આવી છે.

**અરજદાર** : નામદાર સાહેબ, હું જવાબદાર માણસ તરીકેની લાયકાત ધરાવું છું.

**ન્યાયાધીશ** : તે અંગેની વિગત શું છે ?

**અરજદાર** : મહેરબાન સાહેબ, મેં અગાઉ જે જે જગ્યાએ અને સ્થળોએ નોકરી કરેલી તેના કામકાજમાં મને જ જવાબદાર ગણીને નોકરીમાંથી મુક્ત કરવામાં આવેલો.

★★★

**ન્યાયાધીશ** : પરંતુ તેમાં તમારા સસરા વિરુદ્ધ બોલવાનું કારણ શું ?

**આરોપી** : સર, ઘા પર મીઠું ભભરાવવા જેવું કામ કરે છે.

**ન્યાયાધીશ** : એવી તે શું બાબત છે ?

**આરોપી** : સાહેબ તેઓ વારે ઘડીએ પૂછ્યા કરે છે કે 'મારી દીકરી સાથે લગ્ન કરીને તમે ખુશ તો છો ને ?'

★★★

**ન્યાયાધીશ** : પુરાવામાં એવું આવે છે કે આ હથિયાર છરી ઉપર તમારા હાથની આંગળીઓનાં નિશાન છે. તે બાબતમાં શું કહેવું છે ?

**આરોપી** : તેમ હોઈ જ ન શકે. કોઈએ હાથનાં મોજાં પહેર્યા હોય તો તે કઈ રીતે શક્ય છે ?

★★★

**ન્યાયાધીશ** : તમને ફાંસી આપવામાં આવે તે પહેલાં કોને મળવા ઈચ્છો છો ?

**દોષિત** : મારી પત્નીને.

**ન્યાયાધીશ** : તમારાં માતા-પિતામાંથી કોઈને નહીં ?

**દોષિત** : સાહેબ, મા-બાપ તો આવતા જન્મે પણ મળે પણ પત્ની માટે તો રાહ જોવી પડે.

★★★

**વકીલ** : તમે પહોંચ્યા અને સ્થળ છોડ્યું ત્યાં સુધી બધો સમય તે સ્થળે જ હતા તે બાબતમાં શું કહેવું છે ?



**સાક્ષી** : તે વાત ખરી છે.

★★★

**ન્યાયાધીશ** : તમારા પતિ સવારમાં ઊઠ્યા ત્યારે સૌથી પહેલાં શું બોલ્યા ?

અરજદાર (પત્ની) : એ બોલ્યાં 'હું ક્યાં છું, મંજુલા ?'

**ન્યાયાધીશ** : તમે શું કહેવા માગો છો ?

**પત્ની** : સાહેબ, મારું નામ સરલા છે.

★★★

**વકીલ** : તે ગુજરી ગયેલી વ્યક્તિને તમે ઓળખતા હતા ?

**સાક્ષી** : હા જી.

**વકીલ** : તેના ગુજરી જતાં પહેલાં કે ગુજરી ગયા પછી ?

★★★

**ન્યાયાધીશ** : તમારા સામે આક્ષેપ છે કે હંમેશા તમે ફરજ ઉપર હો ત્યારે દારૂ પીઓ છો.

**આરોપી** : ખોટી વાત છે, સાહેબ. જો હું નશો કર્યા વગર ફરજ ઉપર ગયો હોઉં તો જ તેમ કરું છું.

★★★

**વકીલ** : તમે નિર્દોષ છૂટી ગયા. હવે તો રાજી છો ને ?

**આરોપી** : નાજી. નિર્દોષ છુટવામાં પાંચ વર્ષ ગયા તેના કરતાં પોલીસની વાત માની હોત તો કેસ જ થયો નહોત.

★★★

**ન્યાયાધીશ** : ખૂનની કોશિશના ગુના માટે તમારા સામે શા માટે આ ઈન્સાફી કાર્યવાહી કરવામાં આવી છે અને ચાલે છે તેનું કારણ તમને ખબર છે ?

**આરોપી** : જી સાહેબ, જેને ઈજા થઈ તે જીવતો છે માટે. નહીં તો ખૂનના ગુના માટે કાર્યવાહી થાય.

★★★

**ન્યાયાધીશ** : જ્યારે તમારાં પત્નીએ તમને કહ્યુ કે કોઈએ તેણીને 'આઈ લવ યુ' મેસેજ મોકલ્યો છે તો તમે શું સલાહ આપી ?

**પતિ(સાહેદ)** : મેં કહ્યું, ''જેણે મોકલ્યો હોય તે નંબરવાળાને પાછો મોકલી દે.''

★★★

**ન્યાયાધીશ** : સારવારની વાત બરોબર પણ તે ક્યા પ્રકારના ડોક્ટર છે ?

**સાહેદ** : તેઓ સામાવાળાના ડોક્ટર છે.

★★★

**ન્યાયાધીશ** : તો શું તમારા વગર તમારા શેઠનું કામ થઈ શકે તેમ નથી ?

**સાક્ષી** : થઈ શકે તેમ છે. પણ સાહેબ, તેની તેમને જાણ ન થાય તેની કાળજી રાખું છું.

★★★

**ન્યાયાધીશ** : આ કેસમાં પુરાવામાં એવું આવે છે કે સમયાંતરે તમારી કંપનીના માલિક સ્ટાફની મિટિંગ રાખી મનોરંજનનો કાર્યક્રમ ગોઠવે છે તેમાં દરેકે ભાગ લેવાનો હોય.

**કર્મચારી** : તે વાત ખરી છે.

**ન્યાયાધીશ** : પુરાવામાં એવું આવે છે કે, મનોરંજનના કાર્યક્રમમાં તે દિવસે તમે હાજર રહેલા, પરંતુ શેઠને ઉતારી પાડવાના ઈરાદાથી શેઠે જે રમુજી ટુચકા કહ્યા ત્યારે કોઈ પ્રતિભાવ આપેલો નહીં અને તેમને બિરદાવવામાં જોડાયેલા નહીં.

**કર્મચારી** : નામદાર સાહેબ, તે વાત ખરી છે કે ટુચકા સાંભળી બધાની સાથે હું હસ્યો ન હતો કે કોઈ પ્રતિભાવ આપેલો નહીં પણ, તેનું કારણ એ હતું કે તે સમયે બીજી કંપનીમાં મારી નોકરીની નિમણૂકનો પત્ર મને મળી ગયો હતો.

★★★

**ન્યાયાધીશ** : તો આ કેસમાં તમારે શું કહેવું છે ?

**પક્ષકાર** : સાહેબ એ વાત ખરી છે કે, મેં તેણીને કહેલું કે દિલ ચીરીને જો. તેમાં તારું જ નામ હશે. પણ એ તો મેં મજાકમાં કહેલું.

★★★

**ન્યાયાધીશ** : ટ્રાફિકના નિયમોના અનુસંધાનમાં તમારા ખાતા તરફથી ''નિશાળ, ધીમે હાંકો''નું બોર્ડ મૂકવામાં આવ્યું છે. પરંતુ શૈક્ષણિક સંસ્થા કોલેજ પાસે એવું બોર્ડ કેમ નથી મૂક્યું ?

અધિકારી (સાહેદ): મહેરબાન સાહેબ, વાહનો હંકારનારા કોલેજ પાસેથી પસાર થાય ત્યારે આપોઆપ જ વાહન ધીમાં ચલાવતાં હોય છે.

★★★

**ન્યાયાધીશ** : તમારે સંપીને રહેવું જોઈએ. જે પોતાની વાત બીજાને સમજાવી ન શકે તે માનસિક રીતે નબળો કહેવાય.

**સાક્ષી પક્ષકાર:** સાહેબ મહેરબાન, આપની વાતમાં મને કંઈ સમજાયું નહીં.

---

*એ-૩૭, રોહાઉસ, સોમેશ્વર વિભાગ-૨, જોધપુર ચાર રસ્તા પાસે, સ્ટાર બજાર સામે, સેટેલાઈટ રોડ, અમદાવાદ-૩૮૦૦૧૫. મો. ૯૮૨૫૩૨૫૪૯૨*

# પરિષદના અધિવેશનમાં ગયા



- કૃષ્ણ પંડિત

**હા**સ્ય લેખન શરૂ કર્યાને ઘણો સમય થયો. છતાં, હું હાસ્ય લેખક કમ સાહિત્યકાર છું ને લખેલું છપાય છે, એ ઘટનાની જાણ મારા પહેલા પડોશીને પણ નથી, તો પછી સોસાયટીના છેલ્લા મેમ્બરને તો ક્યાંથી હોય ? જો કે મારી સોસાયટી સામેના, છાપરામાં વિદેશી દારૂની બોટલ પકડાઈ, જે 'સબબ' અરવિંદ ને મુસ્તફા નામના બે ઈસમોનાં નામો, (તસ્વીર સાથે) છાપા દ્વારા આખા ગાંધીનગરે જાણ્યું, ટૂંકમાં, હું આખી જિંદગી કલમ ઘસી, લેખો લખીશ, તો પણ મારું નામ અરવિંદ ને મુસ્તુફા જેટલું પોપ્યુલર થવાનું નથી. એ બાબતે મને હવે શંકા રહી નથી. ટૂંકમાં, અસાધારણ ઘટના તમે સર્જી શકો તો રાતોરાત પોપ્યુલર થઈ શકો, આમેય લેખન અને સર્જન ને પછી એનું પ્રકાશન, એ કોમન માણસ માટે અસાધારણ ઘટના નથી.

લેખક થયા પછી, મારે મિત્રો થવા માંડ્યા પણ આવા લેખક મિત્રો શા કામના ? મહિનાની ૨૪ તારીખ પછી, ઉછીના ગોતવા નીકળે, એ શા કામના ? કહે છે કે, મિત્ર સુદામાને એક મિત્ર મળેલા. નામ હતું કૃષ્ણ. એક હિન્દી લેખકે લખ્યું છે કે, બંનેએ એક મેગેઝિન શરૂ કર્યું. પ્રભુ સિદ્ધાંતવાદી હોઈ દરેક લેખકને તથા કવિને પુરસ્કાર આપવા માંડ્યા, સ્ટાફને પણ પૂરતું પારિશ્રમિક આપવા માંડ્યા. બીજી બાજુ - 'મેગેઝિન' ઉપડ્યું નહીં. દેવું થઈ ગયું, એટલે પ્રભુએ મેગેઝિન બંધ કર્યું. આમ તો પ્રભુ બુદ્ધિમાન હતા જ. મહાભારતના યુદ્ધમાં તો તેમની બુદ્ધિમત્તા થકી પાંડવો ફાવ્યા, પણ આ મેગેઝિન કાઢી પ્રભુ ફસાણા. મતલબ અહીં બુદ્ધિની નહીં, પૈસાની જરૂર છે, એમ લાગવાથી એમણે કહ્યું છે કે, 'બુદ્ધિ નહીં, ધન સર્વોપરી છે.' ને 'सर्वे गुणाः कांचनम् आश्रयन्ते' વિચક્ષણ પુરુષો ધનને પરમ ધર્મ ગણે છે.'

મારા એક લેખકમિત્રે રશ્મિભાઈએ મને લોલીપોપ દેખાડી. તે એક દિવસ મારા ઘરે, મારા આવકારની રાહ જોયા વગર ડ્રોઈંગ રૂમમાં જ આવી બેસી ગયા... મેં કહ્યું, 'રશ્મિભાઈ તમે ? અચાનક સવારમાં ? કંઈ પ્રોબ્લેમ તો નથી ને?'

**તે** : ના, પ્રોબ્લેમ નથી. તને ખબર છે કે, જો મારે પ્રોબ્લેમ હોય તો, 'મોબાઈલ' કરી, તને હું મારે ઘેર જ બોલાવું છું. આ તો પ્રોબ્લેમ તારો છે. એટલે તારે ઘેર દોડી આવ્યો.

**હું** : હે !! મારો પ્રોબ્લેમ !? આશ્ચર્ય એ વાતનું છે કે, પ્રોબ્લેમ મારો છે અને મને તેની ખબર નથી ?

**તે** : 'જો સાંભળ, ગયા વર્ષે પણ આ પ્રોબ્લેમ લઈ તારે ઘેર હું આવેલો, ને મેં કહેલું કે, તું સાહિત્ય પરિષદનો આજીવન સભ્ય થઈ જા. પણ તું ન માન્યો. જો આ વખતે પરિષદનું અધિવેશન ગાંધીનગર નજીકમાં એક ગામના વિશાળ શિક્ષણ સંકુલમાં છે. એટલે એટલિસ્ટ તું સભ્ય તો થઈ જા. તે થકી સાથોસાથ આપણે અધિવેશનમાં જઈ શકીએ. વળી તારે અધિવેશનમાં ભાભીને સાથે લેવાં હોય તો પણ સાથે લઈ જઈ શકે છે. કહેવાય છે કે, ઉષ્મા વિના આગ નથી, શીતળતા વિના જળ નથી તે રીતે સ્ત્રી વિના કોઈ ઉત્સવ નથી'.

**મેં** : કહ્યું, "પણ, તું જાણે છે કે, ઘરમાં હું સિર્ફ નાણામંત્રી છું. ને નાણાંમંત્રી તરીકે, પૈસા લાવવાનું જ કામ હું કરું છું. બાકી બધા નિર્ણયો રેખા લે છે."

**તે વદ્યો** : પંડિત જો સાંભળ; ગઈ સાલ રેખાભાભી આડી રેખાની જેમ આડી ફાટીને તને પરિષદનો આજીવન સભ્ય બનવા ન દીધો પણ આ વખતે તો હું તને સભ્ય બનાવીને જંપીશ. એ ભાભીની જોહૂકમી હું સાંખી નહીં લઉં.

એટલામાં રેખા વરંડામાં મારા દાદાના વખતનું મીની હેન્ડલ વાળું ધારિયું કે જે ત્રણ દિ'થી પડી રહ્યું હતું; તેને ઊભું પકડીને તે ઘરમાં આવી, રશ્મિ પાસે ત્રણેક મિનિટ ઊભી રહીને બોલી; "રશ્મિભાઈ ! તમે મારા વિશે કંઈ કહેતા હતા ?"

**રશ્મિ** : હેં ! ના, ના, ભાભી; તમારા વિશે, તો મારે શું કહેવાનું હોય ? આ તો પંડિતને કહેવા આવ્યો હતો કે, તારો ફલાણો લેખ ફલાણા મેગેઝિનમાં છપાયો છે.

**હું** : રશ્મિ; મારી રાધા મારા (કૃષ્ણ) કરતાં, એક વેંત ઊંચી છે. (મેં રાધાને ખુશ કરવા પ્રશંસા કરી.)

**છણકાઈને તે બોલી** :'હેં !? મારા કરતાં તમો એક વેંત નીચા હોત તો મેં તમને જોઈને જ મોં બગાડ્યું હોત ને લીલા તોરણે પાછા કાઢ્યા હોત !

**હું** : 'હેં !' હું ભડક્યો. મેં તેની બુદ્ધિમત્તા સાથે પતિવ્રતાપણાની કદર કરવા તેને મેં માખણ માર્યું હતું; પણ એ જૂનું-વાસી ને બગડેલું હોવાથી તેણે ગુસ્સે થઈને મને સંભળાવી દીધું. પછી, "રશ્મિ, મારે જવુ જોઈએ". એમ બોલી, ઘર બહાર નીકળવા ઊભો થયો. એટલે રશ્મિને ઉદ્દેશી રાધા



બોલી; 'બેસવું હોય ત્યાં સુધી બેસો. પછી ઝાંપો દઈ જાજો. (કહેવત છે; ગાવું હોય ત્યાં સુધી ગાજો, પછી ઝાંપો દઈ જાજો.)'

મહાભારતમાં ઉલ્લેખ છે કે; ભગવાનશ્રી કૃષ્ણચંદ્રએ જો ધાર્યું હોત તો, મહાભારતનું યુદ્ધ અટકાવી શક્યા હોત, જોકે એમણે એ યુદ્ધ થવા દીધું એ રીતે પત્નીએ ધાર્યું હોત તો મને પરિષદના અધિવેશનમાં જતો અટકાવી શકત. પણ એણે પરિષદના અધિવેશનમાં જવાની રજા તો આપી, સાથોસાથ ભગવાન કૃષ્ણની જેમ કૌરવ-પાંડવના ૧૮ દિવસના યુદ્ધમાં, પર્સનલી હાજર રહ્યા તથા અર્જુન લડવામાં ઢીલો પડ્યો છે; એ રીતે સાહિત્ય પરિષદમાંના સાહિત્ય ભીષ્મ-દ્રોણ-કર્ણ-કૃપાચાર્યની કેડરના પરિષદના મહાન લેખકોને જોઈ હું ફૂસ ન થઈ જાઉં, એ માટે પત્નીએ મારી સાથે (પરિષદવાળાની ખબર લઈ નાખવા માટે) આવવાનો નિર્ણય લીધો.

થોડાક મોડા એવા અમો ગામના એ શિક્ષણ સંકુલના ઝાંપે અધિવેશનના સ્થળે પહોંચ્યાં, હરખઘેલો એવો હું ઝડપથી - 'ભીષ્મ-દ્રોણ' ઈત્યાદિને જોવા ઝાપામાં પ્રવેશી, વીસેક ડગલાં દોડી ગયો, એટલે પત્ની પણ પાછળ દોડી, મારું બાવડું પકડી બોલી, 'પાગલ જેમ જોયા-જાણ્યા વગર અંદર શું ધસી જાઓ છે ?'

**મેં પૂછ્યું :** આપણે મોડા પડ્યા છીએ, વધુ પડશું તો બંધ હોલમાં બેસવા ખુરશી નહીં મળે.

**તે બોલી :** જુઓ, અંદર ધાંધલ ધમાલને મારામારી ઈત્યાદિ ચાલી રહી છે, વક્તાના ભાષણને બદલે. "મારો સાલાને, કપડાં ફાડી કૂટી નાખો", એવા અવાજો સંભળાય છે.

**હું :** 'તારી વાત સાચી લાગે છે.'

એટલામાં ફાટેલાં કપડાંવાળા અને ખાલી ચડ્ડા ભેર સભાસ્થળ તરફથી બીધેલા, મારથી બચવા ભાગતા-કેટલાક ગેટ ભણી આવી રહ્યા હતા. એમની પાછળ પડેલા ટોળામાંથી કોઈએ નવો બૂટ ફેંક્યો જે મને વાગ્યો.

કલાકેક ઝાંપે ઊભા રહ્યા, ત્યાં બે-ચાર ગામના ખાણમાંથી કાઢેલા મારબલ પથરા જેવા લાલુવાદી સ્વયંસેવક દોડી આવ્યા ને વધ્યા, જુઓ ભાઈ, શહેરમાંથી કેટલાક વિઘ્ન-સંતોષી 'ગુંડા લેખકો' આવી સૂત્રોચ્ચાર કરી રહ્યા હતા. અમે એમની બરાબરની ધોલાઈ કરી છે. મેં કહ્યું કે, 'ગુંડા લેખક ?'

'હા... કેમ લેખક... ગુંડાગીરી ના કરે ?'

અમો અંદર ગયા, પાછા વળતાં વાહન નહીં મળે તો ? એ ચિંતામાં પાંચ ત્રીસે વાહન પકડી, છ ત્રીસે ઘરમાં આવ્યા. પત્નીને માથું ચડ્યું હોઈ, ગોળી લઈ તે સૂઈ ગઈ. મેં રસોડું સંભાળ્યું.

ત્રીસેક મિનિટમાં પત્ની ઉંઘમાં સપનાં જોવા માંડી. સપનામાં એણે જોયું કે, હાસ્યવ્યંગ ક્ષેત્રે મારા પ્રદાન બદલ મને જ્ઞાનપીઠ એવોર્ડ મળ્યો છે સાથે સરકારે મને પદ્મશ્રી પણ આપ્યો છે. ૮ એક દિશા ઉપરાંત આકાશી સ્વર્ગ ને પાતાળી નર્કમાં મારો જયજયકાર થયો. એ પછી પાછો નખોદિયો મિત્ર રશ્મિ પત્નીના સપનામાં આવી બોલ્યો, 'ભાભી તમારો કૃષ્ણ હવે મામૂલી કૃષ્ણ રહ્યો નથી. સાહિત્ય ક્ષેત્રે એ કૃષ્ણચંદ્ર છે, માટે આપણે એની રથયાત્રા જેવી હાથીયાત્રા કાઢીએ !'

**મારી પત્નીએ**

**કહ્યું :** 'રશ્મિભાઈ, એમાં ભારે ખર્ચા થાય. તમે કૂડાસણ નજીક તો તમારો જે પ્લોટ છે તે વેચી નાખો, જે કંઈ આવે તે ઉપરાંત બાકીના અમે કાઢીશું.'

**તે વધ્યો :** 'ભાભી, એ પ્લોટ અત્યાર સુધીમાં ખોટા રેકર્ડ આપી ત્રણ જણને વેચી મેં પૈસા ઊભા કરી લીધા છે. કદાચ એ કારણ સબબ મહિનામાં મારે જેલ જવાનું થનાર છે'.

**રાધા :** 'તમારે જેલમાં જવા વેળા આવે તો જજો, પણ પહેલાં અમારા ખર્ચે હાથી પર અંબાડી મૂકી ગુજરાતના સઘળા સાહિત્યકારોને આપણે ત્યાં તેડાવી જમાડી જૂઠાડી પુરસ્કાર આપી વિદાય કરો, એ સઘળા આયોજનની જવાબદારી તમારી.'

એ પછી રશ્મિ જમાલપુરના જગન્નાથ મંદિરનો હાથી લાવ્યો, શણગાર્યો. જમાલપુરના મંદિરના હાથી સાથે આવેલા મહાવતેં કહ્યું કે, "રશ્મિ, અમારો હાથી ધનાઢ્યના વંઠેલા દીકરા જેવો છે ને મનમાની કરનારો છે. એ અધવચ્ચે વંઠે ત્યારે તમારે શોભાયાત્રા પડતી મૂકવી પડશે."

**રશ્મિએ કહ્યું:** "અમે સ્ટેન્ડ બાય વ્યવસ્થા તરીકે ઘોડો લાવ્યા છીએ. ઘોડા પર ઘોડાયાત્રા કાઢીશું."

એ પછી શોભાયાત્રા મારા ઘર આગળથી શેરીના નાકે પહોંચે તે દરમિયાન બે કલાક ખર્ચાઈ ગયા એટલે હાથી ને એટલે મને હાથી પરથી ઊતારી ઘોડે બેસાડવા ગયા. ત્યાં ઘોડો ભડક્યો. તેવે ટાણે જ રસોડામાં અભરાઈ પર મૂકેલો ધાણાજીરુંનો ડબ્બો નીચે પડેલા તપેલા પર પડ્યો. મોટો અવાજ થયો. પત્ની જાગી ગઈ, સપનું અધૂરું રહ્યું, તેણે કહ્યું, "તમને કોણે કહ્યું હતું કે, રસોઈ ચાલુ કરજો, હેં !? આ ત્રણ કિલો ધાણાજીરું બગાડ્યું !"

*૧૩૨૯/૨, સેક્ટર-૩-બી,*
*ગાંધીનગર-૩૮૨૦૦૩.*
*મો. ૯૬૨૧૪૮૫૮૮૦*



# "નવરી બજાર"

- જિતેન્દ્ર ઠક્કર

**ચા**ની કીટલીએ ઊભેલો હરખપદુડો હિતીયો આજે ફુલ ફોર્મમાં હતો... સામેથી વિનીયો વાંઢો પાનની પીચકારી મારતો મારતો હિતીયા પાસે આવીને બોલ્યો, "શું, બાપુ હિતીયા, ચારપાંચ દિવસથી દેખાતો નહતો! ક્યાં ખોવાઈ ગયો હતો !" હિતીયો આ પ્રશ્ન કોઈ પૂછે એની રાહ જોઈને બેઠો હતો. એણે ઠાઠથી કહ્યું, "તને ખબર નથી! બોસ મહુવા ગયો હતો." વિનીયાને કંઈ ખબર ના પડી. "મહુવા કેમ? નાળિયેર પીવા ?" હિતીયો બગડ્યો, "ઓ... પોપટ... એટલી ખબર નથી ?" મહુવા... મોરારિ બાપુના ત્યાં, અસ્મિતા પર્વમાં..." વિનિયાને લાગ્યું કે હિતીયો ફેંકે છે... "ઓ હિતીયા મોરારિ બાપુને કંઈ હડકાયું કૂતરું નથી કરડ્યું કે તારા જેવી નવરી બજારને અસ્મિતા પર્વમાં બોલાવે !" હિતીયાને આ પામરજીવ પર દયા આવી હોય એમ બોલ્યો... "ભઈ, ખબર ના હોય તો કહું, મોરારિ બાપુ અસ્મિતા પર્વમાં સાહિત્યકારો, કલાકારો, સંતો અને મારા જેવા મહાનુભાવો ઉપરાંત નવરી બજારોને પણ બોલાવે છે." વિનીયાથી ના રહેવાયું, "ભાઈ તું શેનો મહાનુભાવ ! મોરારિ બાપુ તને શું કામ બોલાવે! હિતીયાએ વટથી કર્યું," કોઈએ બાપુને મારી પ્રતિભા વિશે વાત કરી હશે અને બાપુને પ્રેરણા થઈ હશે અથવા હનુમાનદાદાએ આજ્ઞા કરી હશે એટલે મને આમંત્રણ આપ્યું." હિતીયાએ પોતાની મહાનતા સાબિત કરી... આ હિતીયો એટલે એક નંબરનો નાસ્તિક... પણ હા, કથામાં ક્યારેક ક્યારેક જમવા જાય ખરો. આ દરમિયાન એણે સાંભળ્યું કે અસ્મિતા પર્વ છે. હિતીયાએ ગમે ત્યાંથી ઘૂસ મારીને આમંત્રણ મેળવી લીધું હતું... આમેય ગામમાં કોઈ સંઘરે એમ નહતું, અને વેકેશનમાં હિલસ્ટેશન ઉપર ફરવા જવાનું પોષાય એમ ન હતું એટલે હિતીયાને તો અસ્મિતા પર્વ નામની ગંગા ઘરે બેઠાં આવી હતી. હિતીયાએ પોતાના સર્કલમાં વાત ફેલાવી દીધી હતી. પોતે અસ્મિતા પર્વમાં હાજરી આપવા જવાનો છે, એ વાત વટથી કહેતો ફરતો હતો... એ વાત એવી રીતે કરતો હતો કે જાણે અસ્મિતા પર્વમાં પોતે જ આકર્ષણનું કેન્દ્ર હોય ! મોરારિ બાપુ પણ જાણે હિતીયાનાં દર્શન માટે આતુર હોય, એવી ફેંકાફેંક અઠવાડિયાથી ચાલુ કરેલી... ગામમાં સૌને ખૂબ આનંદ હતો, કે ચાર દિવસ પનોતી દૂર થશે... હિતીયાએ શોધી કાઢ્યું કે કોણ ગાડી લઈને મહુવા જવાનું છે ! એક કવિનો પરિવાર ગાડી લઈને મહુવા જવાનો હતો, હિતીયાને ગંધ આવી ગઈ. એણે કવિશ્રીનો સંપર્ક સાધ્યો... મહુવા આવે ત્યાં સુધી કવિતાઓ સાંભળવાની શરતે, હિતીયાનો મેળ પડી ગયો. આમ હિતીયો વિના મૂલ્યે મહુવા પહોંચી ગયો... ત્યાં શક્ય એટલી મજા કરી... તેમ છતાં સ્વભાવ મુજબ બીજા દિવસે પાનના ગલ્લે આવીને પોતાની અક્કલનું પ્રદર્શન શરૂ કર્યું... હિતીયો અસ્મિતા પર્વમાંથી પાછો આવ્યા પછી જાણે પોતે જ 'બાપુ' હોય એમ વર્તતો હતો... ચાની કીટલી વાળાને કહેવા માંડ્યો... "ઓ ચતુરિયા, સવારે અમે અહીં આવીયે ને! એટલે તારે જય સિયારામ બોલવાનું... શું? મોરારિ બાપુ પોતે પણ મહુવામાં મને સામે મળતા, તો તરત બે હાથ જોડીને 'જય સિયારામ' કહેતા હતા. શું! વિવેક શીખો... અને મોટાની આમન્યા રાખતાં શીખો... નહિતર આમને આમ ચાની કીટલીએ ઊભા રહેશો..."

ચાની કીટલીવાળા ચતુરિયાને થયું... "અમારા ગામમાં કથા કરવા મોરારિ બાપુને બોલાવવા છે પણ જો એમની તારીખ ના મળે તો આ નપાવટને લઈને જવાય..." કીટલીવાળા આગળ હિતીયાએ એટલી ફેંકી હતી કે ચતુરિયાની ડાગળી પણ ચસકવાના આરે હતી.

થોડીવાર પછી વિનીયો વાંઢો અને પદીયો પાવાગઢવાળો પ્રગટ થયા... બંને એ હરખપદુડા હિતીયાને કહ્યું, "બોસ અસ્મિતા પર્વમાં કેવું રહ્યું! કહે તો ખરો !" બસ હિતીયાને તો આ જોઈતું જ હતું... એણે નોનસ્ટોપ શરૂ કર્યું... "બોસ અમે તો મહુવા પહોંચ્યા... ત્યાં સ્વાગત કક્ષ પાસે ગયા... તરત જ મેં મારું નામ કહ્યું, એટલે ત્યાં બેઠેલા ભાઈએ તરત જ રૂમ નંબર કીધો અને એક પર્સ આપ્યું. આ પર્સમાં બ્રશ-પેસ્ટ, ઉલિયું, કાંસકો, શેમ્પુ, સાબુ બધું હતું. બોસ મને થાય છે કે આટલી વ્યવસ્થા કરી, તો બાપુએ એક નેપકિન ના આપવો જોઈએ! આપણને નેપકિન લઈને જવાની ટેવ જ ના હોય... દરવખતે જ્યાં જઈએ ત્યાંથી એક બે નેપકિન લેતા આવતા હોઈએ, એટલે ટેવ છૂટી ગઈ હોય ને...! પણ બાપુ તો કથાકાર, એમને આ બધી ખબર ના પડે... ઠીક મારા ભાઈ, આપણે તો ચલાવી લઈએ, પણ બાપુનું ખરાબ લાગે ને! અમે પછી રૂમમાં ગયા... ત્યાં બીજી ચાર આઈટમો મારી રાહ જોતી હતી... પલંગ ઉપર બેઠો એવો તરત અમારી રૂમમાં બેઠેલા એક શાયરે પોતાની બાળશાયરી શરૂ કરી... આ શાયરો અને કવિઓને સમય અને સ્થળનું ભાન જ નથી હોતું... બહાર બેઠેલો શાયર મોટે મોટેથી શાયરી સંભળાવતો હતો અને શૌચાલયમાં બેઠેલો એક કવિ અંદરથી જ 'વાહ-વાહ' કહીને શાયરને પ્રોત્સાહિત કરતો હતો." પૂ. બાપુની શિખામણ અનુસાર "નાનામાં નાની વ્યક્તિને પ્રોત્સાહિત





કરવી જોઈએ.'' આ કવિએ બાપુની આજ્ઞાનું પાલન કર્યું હતું. મેં પણ મનોમન બદલો વાળવાનું નક્કી કરી લીધું હતું પણ એટલી વારમાં સાંજના ભોજન માટેની બૂમ પડી... આ કવિઓ બચી ગયા... ત્યાં બોસ અમે તો જમવા ગયા... જમવાનું એટલું સુવાસિત હતું કે લોકો તૂટી પડેલા... કોઈને એકબીજાની સામે જોવાની પણ પડી ન હતી... પડેલી થાળીઓ ખૂટી ના જાય એની ચિંતા હતી... ખીચડી, કઢી, ભાખરી, રોટલા, રસાવાળું શાક ચકાચક હતું... દરેકે ડીશમાં સમાય એટલી ડીશ ભરી... ઘણાએ ખીચડીના ડુંગર પણ કર્યા હતા... કઢી જેટલું ઘી પણ લીધું... આ તો બાપુનો પ્રસાદ... જેટલો વધારે ખવાય એટલું પુણ્ય મળે... પણ મને એક વાત ખૂંચી બોસ, ડેઝર્ટમાં કંઈ હતું નહીં... એટ લીસ્ટ બાપુએ પુડિંગ તો રાખવા જેવું હતું... પણ છાશ હતી એટલે બધાએ છાશ ઉપર મારો ચલાવ્યો...

હજી સુધી હિતીયાની વાતમાં અસ્મિતા પર્વ જેવું કંઈ આવ્યું ન હતું... ભોજન પર્વની વાત હોય તેવું જ લાગે... વિનીયાએ પૂછ્યું, ''બીજા દિવસે મજા આવી હશે નહીં, બોસ ! ગઝલો અને હાસ્યની વાતો...'' હિતીયો કૂદી પડ્યો... ''બોસ જે જગ્યાએ આ બધું ચાલતું હતું ત્યાં બેસવાની વ્યવસ્થા એટલી ટોપના પેટની હતી કે ના પૂછો વાત... ગાદી-તકિયા-જલસો... રાખેલો... ગુજરાતીઓ છોડે! વળી પાછું જમવાનું છેક બપોરે ૧ વાગે હતું, એટલે ફાફડાની સાથે કઢી અને પપૈયાનું છીણ ખવાય એટલું ખાધું.. ગઝલો કોણે ગાઈ અને કોણે હસાવ્યા, એ તો બાપુ જાણે પણ આ બાપુ ઝોકે ચડી ગયેલા... છેલ્લે સિયાવર રામચંદ્ર કી જય... બોલાયું ત્યારે કોઈકે મને અડફેટે લીધો અને હું જાગી ગયો... બાપુએ એક ભૂલ કરી... જ્યારે વક્તાઓ બોલતા હોય ત્યારે પ્રેક્ષકો માટે પોપકોર્ન કે સીંગચણાની વ્યવસ્થા કરવી જોઈએ... એ બહાને ઊંઘ ના આવે... વળી પાછું લંચ... એમાં પાછું એક ફરસાણ અને એક મિષ્ટાન... પેટને પારકું ગણીને બાપુના પ્રસાદને પોતાનો ગણ્યો બોલો! લગભગ બધાએ બાપુની લાગણીને બમણા જોરથી દબાવેલી... અને પછી સાંજના ચાર સુધી ઝોકે ચડ્યા... ચા પીવાની લાલચ ના હોત તો બીજી બેઠકમાં હરામ બરોબર કોઈ જાત !''

વિનીયો પણ લલચાયો, એને થયું ભવિષ્યમાં આવી તક મળે, તો આપણે પણ ઝડપી લેવી છે.

આ પર્વમાં આવેલા લગભગ તમામ, પાછા ગયા ત્યારે પાંચ થી છ કિલો વજન વધારીને ગયા હશે ! બાપુએ લોકોના સ્વાસ્થ્યની ખૂબ ચિંતા કરેલી... મગજના નબળાઓને સાહિત્ય અને મીઠાઈના શોખીનોને મગજ ખાવાની મજા પડી એ વાત સો ટકા સાચી પડી... તેમ છતાંય કેટલાય લોકોએ ઝભ્ભાના કરેલા ખર્ચા, અહીં કામ આવી ગયા... હિતીયા જેવા કેટલાયને ભાષા કરતાં ભજિયાંમાં અને સાહિત્ય કરતાં સૂકી કચોરીમાં વધારે રસ પડ્યો હતો... વિનીયાએ હિતીયાને છેલ્લો પ્રશ્ન પૂછ્યો... ''બોસ હિતીયા, અસ્મિતાપર્વ એ ગુજરાતની અસ્મિતાનાં દર્શન કરાવે છે એ વાત સાચી ! હરખપદુડો હિતીયો ભડક્યો...'' એ ભઈ, ખબર ના પડે તો આવા સવાલ પૂછવાના ન'ઈ... ગુજરાતની અસ્મિતા, ગુજરાતની ઓળખ એટલે શું ! ફાફડા-ગોટા-જલેબી અને મોહનથાળ... ચાના સબડકા અને ગાંઠિયાનો સાથ એ ગુજરાતની સાચી ઓળખ... ભાઈ બાપુએ બધાને ગુજરાતના સ્વાદનો સાચો પરિચય કરાવ્યો.

ત્યાં એક બાપુભક્ત ઊભા હતા... આ વાત સાંભળીને એને મનોમન થયું 'ભેંસ આગળ ભાગવત' એ કહેવત અહીં લાગુ પડે છે... કળયુગના કુંભકર્ણ માટે અસ્મિતા પર્વનું મૂલ્યાંકન આવું જ હોય ! પણ આવા કુંભકર્ણો સુતેલા જ સારા... જેથી રામ અને હનુમાન જેવા પૂજનીય વ્યક્તિઓને નડે તો નહીં... જય શ્રી રામ...

*૩, સંજયપાર્ક, સુંદરવનની પાછળ,*
*સ્લોટેલાઈટ રોડ, અમદાવાદ-૩૮૦૦૧૫.*
*મો. ૯૮૨૫૩૬૫૪૪૪*



# આનંદ હૉલમાં યોજાયેલ શોકસભા

*- કિશોર અંધારિયા*







**બે** મિનિટ આટલી બધી લાં...બી હોઈ શકે તેનો અનુભવ થઈ ગયો. ના, કોઈની રાહ જોવાની નહોતી, પરંતુ અમારી ઑફિસના બૉસના સાસુજી ગુજરી ગયાં હતાં.

વાત જાણે એમ હતી કે બોસના શ્વસુરપક્ષના ઘણાં ખરાં અન્ય લોકમાં અર્થાત્ અમેરિકામાં સેટલ થયાં હતાં. બૉસનીય બૉસ અર્થાત્ એમનાં ધર્મપત્ની અહીં ઈન્ડિયામાં જ રહેતાં હતાં. એ વાત જૂદી છે કે તેમનું મન ત્યાં અમેરિકામાં ભમતું રહેતું. બોસની ઉંમર પંચાવન ઉપર એટલે સ્વાભાવિક તેનાં સાસુ ઘણી મોટી ઉંમરનાં હતાં. અમેરિકાથી એ લોકોને ફોન કરવાની નવરાશ નહીં મળતી હોય, પરંતુ શોપિંગ અને કીટી પાર્ટીને બાદ કરતાં એમના ધર્મપત્ની પાસે તો માત્ર નવરાશ જ હતી એટલે ઘરેથી ત્યાં ફોન કરતાં રહેતાં. એમાંય સાસુજી માંદાં પડ્યાં પછી બૉસની પત્નીના આ લોન્ગ ડિસ્ટન્ટ કૉલની લંબાઈ-પહોળાઈ વધવા લાગી હતી. બૉસ હાજર હોય ને ફોન પર અમેરિકા વાત ચાલુ હોય ત્યારે બૉસ પત્ની સામે તો ન જોઈ શકતા, પરંતુ કાંડા ઘડિયાળ સમક્ષ જોઈ રહેતા. ફોનના વધતા જતા પલ્સની સાથે તેની નાડીની પલ્સ પણ વધતી જતી.

આખરે એ દિવસે અમેરિકાથી સામેથી ફોન આવ્યો. સાસુજીનો દેહાંત થયો હતો. આ દુઃખદ પ્રસંગ પછી છેક અમેરિકા જવું અગવડભર્યું અને બિનજરૂરી હતું. જો કે અમારા બૉસ પ્રેઝન્ટેશનના માણસ હતા. કોઈપણ પ્રસંગ વ્યવસ્થિત અને ઠાઠથી ઊજવી જાણતા. તરત જ તેણે અહીં શહેરમાં સાસુજીની શોકસભા યોજવાનું નક્કી કરી નાખ્યું અને તેની કેટલીક જવાબદારી અમારા માથે નાખી. શહેરનો જાણીતો 'આનંદ હૉલ' શોકસભા માટે બૂક કરી લીધો. 'આનંદ' નામધારી આ હૉલના નસીબમાં આનંદ ઓછો અને શોક વધુ હતો. શહેરીજનોને (પોતાના માટે નહીં પણ) પોતાનાઓ માટે અહીં શોકસભા રાખવી એવું જાણે સપનું રહેતું હોય કેમ જાણે, પરંતુ શોકસભા માટે એ હોટ ફેવરિટ હતો.

અખબારોમાં શોકસભા-પ્રાર્થનાસભાની ડબલ કોલમની જાહેરાત પણ અપાઈ ગઈ. (એમાં સાસુમાનો હસતા મુખારવિંદ વાળો ફોટો હતો.) જાહેરાતનો હેતુ એમના કુટુંબ પર આવી પડેલી મોટી વિપત્તિની લોકો સમક્ષ પૂરતી પબ્લિસિટી થઈ જાય એ હતો. હૉલના સાદા ડેકોરેશનનો અને સાસુજીના ફોટા પર ચઢાવવા માટે ફૂલ-હાર, સુગંધિત અગરબત્તીઓ વગેરેનો ઓર્ડર અપાઈ ગયો. સફેદ દૂધ જેવા ઓછાડ આચ્છાદિત ગાદલાંઓ પથરાઈ ગયાં. હૉલના પડદા પણ બદલી ને સફેદ રંગના કરી નાખવામાં આવ્યા.

આખરે એ શોકસભાની શોકક્ષણો નજીક આવી પહોંચી. વ્હાઈટ કારમાંથી ધવલ વસ્તરધારી બૉસ અને પાછળ તેનાં અંગરક્ષિકા જેવાં એમનાં ધર્મપત્નીએ અવતરણ કર્યું. હજુ ખાસ કોઈ શોકાતુર સદ્‌ગૃહસ્થો આવ્યા નહોતા એટલે બૉસે હૉલમાં રાઉન્ડ લગાવી સઘળી, 'એરેન્જમેન્ટ' જોઈ લીધી. અમને કેટલાક સામાન્ય ફેરફારો સૂચવ્યા. (ઓફિસની ટેવ મુજબ) સાઉન્ડ સિસ્ટમ દ્વારા ગીતાના પાઠો ધીમા અવાજે રેલાવા શરૂ થયા. શરૂઆતમાં એ હૉલના પ્રવેશદ્વાર પર ઊભા રહ્યા. હવે એનું ખરું કામ શરૂ થવાનું હતું. શોકસભામાં આવનાર વ્યક્તિઓનું તેણે ગંભીર અને શોકવદને બે હાથ જોડી શોકભીનું સ્વાગત કરવાનું હતું. શોકસભા 'એટેન્ડ' કરનાર માટે એ એટેન્ડન્સ જેવું હતું જ્યાં તેની હાજરીની નોંધ લેવાઈ જવાની હતી.

ધીરે ધીરે લોકો આવતા ગયા. ધીરે ધીરે એટલે કે



શોકસભામાં કંઈ દોડીને હોંશભેર થોડાં જવાય ? બૉસે હાથ જોડી બધાનું અભિવાદન કર્યું અને પછી હાથ જોડેલા રાખી ત્રણ પગથિયાં ચડી સ્ટેજ પર પહોંચવા ગયા એટલે પગ લથડ્યા. અમારા જેવાના જીવ ઊંચા થઈ ગયા. પણ અંતે પોતાની જાત સંભાળતા એ સાસુજીના મોટા ફોટાની ડાબી બાજુએ ગોઠવાયા.

શોકસભા અને અન્ય સભા વચ્ચે એક મોટો તફાવત શાંતિ-અશાંતિનો હોય છે. લોકોએ ઘણાં સમયે એકબીજાને મળ્યા પછી અહીં ઊભી થતી વાતચીત કરવાની વૃત્તિને દબાવી રાખવી પડે છે. અને એટલે જ આ સભા શોકસભા બને છે.

શહેરના એક પ્રોફેશનલ ઓરકેસ્ટ્રાના કલાકારો (ઓફ કોર્સ સફેદ વસ્ત્રમાં જ) હાજર હતા. તેમણે વિલંબિત લયમાં કેટલાંક કરુણ ગીતો અને શ્લોકોનું ગાન શરૂ કર્યું. જેમાંના કેટલાક દ્વારા શ્રોતાઓએ મૃત્યુને યાદ કરી શોકના દરિયામાં ડૂબવાનું હતું, તો કેટલાક ગીતોનો સંદેશ મૃત્યુનો વ્યર્થ શોક ન કરવો એવો હતો. ઉપસ્થિત કેટલાક આ સાંભળી શોક કરવો કે ન કરવો એ બાબતે અવઢવમાં મૂકાઈ ગયા. કોણ જાણે કેમ પરંતુ વાદ્યવૃન્દના કલાકારો બૉસના સાસુજીના પરલોકગમનથી ઘણાં દુઃખી થઈ ગયાં હોય એવી એમની રજૂઆત હતી. એમના કરુણગાન પૂરાં થયાં એટલે બૉસના કોઈ નજીકના લાગતા સ્નેહીએ વક્તવ્ય આપવાની તક ઝડપી લીધી. વક્તા માટે શ્રેષ્ઠ ઓડિયન્સ હંમેશા શોકસભાનું હોય છે. હલ્લો બોલાવવાનો કે ખોટી જગ્યાએ સાચી તાળીઓ પાડવાનો અધિકાર શ્રોતાઓને અહીં હોતો નથી. સ્નેહી વક્તાએ મૃત્યુ વિશે કેટલીક ચિંતનાત્મક વાત કહી જે ઘણાંને ગળે ન ઊતરી. બૉસને બહુ દુઃખી ન થવાનો ઉપદેશ આપી તેમણે વક્તવ્ય સમાપ્ત કર્યું. જ્યારે પણ અમારી ઑફિસમાં કોઈ નાનકડો કાર્યક્રમ હોય ત્યારે બોલવા કાયમ આતુર હોય એ ચતુરભાઈએ અહીં પણ 'બે શબ્દ' બોલવાની તક રાબેતા મુજબ ઝડપી લીધી. શોકસભામાં ઉપસ્થિત ન રહી શકનાર કેટલાકે યાદ રાખીને 'પ્રોક્સી મત' જેવા તેમના શોકસંદેશ મોકલ્યા હતા. ચતુરભાઈએ તેનું વાચન કર્યું.

હવે હૉલનું વાતાવરણ થવું જોઈએ એટલું શોકભારિત બની ગયું હતું. ચતુરભાઈએ માઈકમાં જાહેરાત કરી, 'આપણે સૌ સદ્‌ગતના આત્માની શાંતિ માટે, શ્રદ્ધાંજલિ અર્પવા બે મિનિટનું મૌન રાખીયે...'

સૌ પોતપોતાની જગ્યાએ ઊભા થઈ ગયા. ચપોચપ બધાંની આંખો બંધ થઈ ગઈ. ઘણાં બધાંના મનમાં હવે શરૂ થયું એક માનસિક ધમસાણ. શોકસભા-પ્રાર્થનાસભા હોવાથી એકદમ શાંતિ તો વ્યાપ્ત હતી જ, ને એમાં હવે આંખો પણ બંધ. સર્વત્ર અંધકાર ! અમને થયું હૉલમાં જાણે આસપાસ કોઈ નથી ! માત્ર પંખાનો કિચુડ કિચુડ અવાજ... રસ્તા પરથી પસાર થતાં વાહનોના હોર્નનો અવાજ... દૂરદૂરથી માઈકમાંથી આવતો એક ફિલ્મી ગીતનો ધીમો સૂર... આ મન બંધ આંખે ક્યાં ક્યાં ભટકશે ? બૉસનાં સાસુજીને તો આપણે જોયાં ન હોય એટલે એનો ચહેરો મનમાં યાદ કરીને કઈ રીતે દુઃખી થઈ શકાય !... બૉસ અમારા આ શોકસભાના આયોજનને વખાણશે કે નહીં ? આ તે કેવી પળો ! આટલો મોટો સમૂહ હાજર હોવાં છતાં કોઈ અવાજ નહીં. અહીં ટાંકણી ક્યાંથી કાઢવી, નહિતર ચેક કરાય કે એ નીચે પાડીએ તો એનો અવાજ પણ કદાચ સંભળાય ! પિનડ્રોપ સાયલન્સ ! નથી કોઈને છીંક આવતી કે નથી ઉધરસ આવતી... સારું બીજું શું, ઇન્ફેક્શનનો કોઈને ડર નહીં !... આ પગમાંય અત્યારે જ ખંજવાળ આવી... ઓહ ! હજુ પણ બે મિનિટ પૂરી થઈ નહીં હોય ? ઘડિયાળમાં જોવાં માટે આંખો ખોલવી પડે. પરંતુ કોઈ આપણને આંખો ખોલતા જોઈ જાય તો કેવું લાગે !

(જો કે આપણને આંખો ખોલતા જોઈ જવાં માટે એ જોનારની આંખો પણ ખૂલ્લી હોવી જોઈએ એ ભૂલાઈ ગયું.)

હવે જલદી આ ભારેખમ બે મિનિટ પૂરી થાય તો સારું... માત્ર એકસોવીસ સેકન્ડ આટલી બધી પ્રલંબ ક્યારેય નથી લાગી. લોકો હજુ પણ જૂની પરંપરાને વળગી રહીને આ 'બે મિનિટનું મૌન' કેમ રાખતા હશે ? વારંવાર શોકસભા એન્ટેન્ડ કરવાના અનુભવ પરથી લાગે છે કે અડધી મિનિટ તો બસ છે ! વિચારો... વિચારો... વિચારો... મનમાં વિચારોનો ટ્રાફિક જામ થઈ ગયો... બીજાને પણ આવું જ થતું હશે ? એવું નહીં બન્યું હોય ને કે આસપાસ ઉભેલા સૌ આંખો ખોલી ગૂપચૂપ હૉલમાંથી જતા રહ્યા હોય ? હવે તો હદ થાય છે... આ તે કેવી મનની અગ્નિપરીક્ષા !

હાશ...! આખરે અડધી કલાક જેટલી લાંબી લાગેલી આ ભારેખમ બે મિનિટ પૂરી થઈ. તન-મનથી ઘણું થાકી જવાયું. 'બે મિનિટનું મૌન' પૂરું થયું હતું પણ લાગતું હતું હજુ કોઈએ મૌનવ્રત તોડ્યું નહોતું.

અકળામણને દૂર કરવા અને દબાવી રાખેલાં મૌનને છોડવાનાં પારણાં કરવા સૌએ હૉલની બહાર જવા ઝડપ વધારી...

અમારે તો બોસના દુઃખમાં 'સહભાગી' થવા હજુ એમની સાથે રહેવાનું હતું.

*૩૦૧/એ, રાધે રેસિડન્સી, ભીડભંજન સર્કલ પાસે,*
*મોટનાથ મહાદેવ રોડ, હરણી, વડોદરા-૩૯૦૦૨૨.*
*મો. ૯૪૨૮૧૮૨૭૪૭*



# આપણી સાથે જે ક્રૂરતા થાય છે તેનું શું ?

*- અધીર અમદાવાદી*

(પત્રવ્યવહાર તેમજ અન્ય બાબતો માટે લેખકના મૂળનામ 'દેવાંશુ પંડિત' - Devanshu Pandit - નો ઉલ્લેખ કરવા વિનંતી)

ચેન્નાઈ પાસે મેડિકલના બે વિદ્યાર્થીઓએ ધાબામાંથી એક કૂતરાને નીચે ફેંક્યું. આટલું પૂરતું નહોતું પણ આખી ઘટનાનું વીડિયો રેકોર્ડિંગ કરી કોઈ પરાક્રમ કર્યું હોય એમ એ સોશિયલ મીડિયા પર પણ મૂક્યું. આ ઘટનાથી જીવદયા પ્રેમીઓ ચોંકી ઊઠ્યા હતા અને આ દુષ્કૃત્ય કરનાર સામે કડક પગલાં લેવા માટે પોલીસને ભલામણ કરી હતી. પ્રાણી સાથે ક્રૂરતાની આવી ઘટનાઓ નિંદનીય છે, પરંતુ માણસ પણ એક સામાજિક પ્રાણી છે એ જોતાં મનુષ્યો સાથે જે આચરણ થાય છે તે અંગે પણ વિચાર કરવો રહ્યો. હવે તમને એમ થશે કે કોઈ માણસને ધાબામાંથી નીચે ફેંકી દે તો પોલીસ ચોક્કસ પગલાં લે જ, પરંતુ ઘણી પરિસ્થિતિ એવી હોય છે જેમાં માણસ સાથે ક્રૂરતા થતી હોય છે, પરંતુ એ સહેલાઈથી નજરે ચઢતી નથી. ઘરેલુ હિંસાની જેમ સામાજિક કારણોસર આ ઘટનાઓ પણ બહાર આવતી નથી.

ક્રૂર એટલે નિર્દય, ઘાતકી, ભયંકર, જે વ્યક્તિ પોતે પોતાના આચરણથી સામેવાળી વ્યક્તિને નુકસાન, ભય, સંકોચ, ઉદ્‌વેગ, ગ્લાનિ, ક્રોધ, તિરસ્કાર ઉપજાવે છે તે ક્રૂરતા આચરે છે એવું કહી શકાય. ક્રૂરતા અનેક પ્રકારની હોય છે. જેમ હિંસામાં ઘરેલુ હિંસા અને કામના સ્થળે આચરવામાં આવતી હિંસા જેવું હોય છે, તેમ ક્રૂરતા ઘરની ચાર દીવાલો કે ઓફિસનાં ચાર પાર્ટિશનોની વચ્ચે આચરાતી હોય છે. ઉપરી અધિકારી કે, જેને બોસ કહેવાનો રિવાજ છે, તેના દ્વારા અધિકારી વર્ગ કે જેમને ઓવરટાઈમ મળતો નથી, તેમને છેક સાંજે સાડા પાંચે નવું કામ શોધીને રોકી રાખવામાં આવે તે પણ અવારનવાર, તે એક પ્રકારની ક્રૂરતા જ છે. કર્મચારીઓને સ્ટેશનરી ઈશ્યુ કરવાના નિયમો એ એક પ્રકારની કર્મચારી ક્રૂરતા છે. સ્ટેપલરની પિન, ટાંકણી કે કાગળ જેવી વસ્તુઓ ઘેર લઈ જવાની અધિકૃત મંજૂરી આપવામાં આવે તો આ મારા જેવા કેટલાય કર્મચારીઓ ગ્લાનિભાવથી પીડાય નહીં, અને એમ થવાથી વધારે સારી રીતે ફરજ બજાવી શકે જે એકંદરે સંસ્થા કે કચેરીના ફાયદામાં જ થાય ને ?

સામાન્ય રીતે બોસ લોકો બસંતી ચિંધ્યા માર્ગે ચાલતા હોય છે. ફિલ્મ શોલેમાં સુશ્રી બસંતી કહે છે "ઘોડા અગર ઘાસ સે દોસ્તી કર લે તો ખાયેગા ક્યા ?" આ એનો મેનેજમેન્ટ ફંડા હતો જેની ઉપર એ અમલ પણ કરી બતાવે છે. ફિલ્મમાં જ્યારે ડાકુઓ એની પાછળ પડે છે ત્યારે ધન્નો એનો એક માત્ર સહારો હોવા છતાં એની સાથેની દોસ્તી ભૂલીને એને ચાબૂક ફટકારીને તબડાવે જ છે. ધન્નો પણ ઘોડાગાડીનું એક પૈડું નીકળી જાય છે છતાં છૂટ્ટા દોડતા ડાકુઓના ઘોડા કરતાં પણ ઝડપથી દોડી બતાવે છે ! રામગઢમાં જીવદયાવાળા હોત તો મૂંગા પ્રાણી પ્રત્યે ક્રૂરતા દાખવવા બદલ બસંતી સામે બાકાયદા કેસ કર્યો હોત. બરોબર એમ જ કોર્પોરેટ વર્લ્ડમાં પણ બોસની પાછળ એમના બોસ પડે ત્યારે હાથ નીચેના કર્મીઓની લેશમાત્ર શરમ રાખ્યા વગર એમને દોડતા કરી દેવાનો રિવાજ છે. હાથ નીચેના માણસે પણ કાલિયાની જેમ કંપનીનું નમક ખાધું હોઈ કમને પણ ગોળી ખાવા તૈયાર રહેવું પડતું હોય છે. આખરે એની રોજી-રોટી અને પ્રમોશન દાવ પર હોઈ, ટાંચાં સાધનો અને અપૂરતો સ્ટાફ હોવા છતાં એ કામ પાર પાડી આપતો હોય છે.

આમેય બોસ નિર્દયી પ્રાણી ગણાય છે. ગબ્બરસિંઘ જય અને વીરુને નહીં મારી શકેલા કાલિયા અને એના બે સાથીઓને ક્રૂરતાથી મારી નાખતાં અચકાતો નથી. 'શાન'માં શાકાલ પણ એની સાથે દગો કરનાર ફોલ્ડરને ઠંડા કલેજે મગર પાસે નાખી દે છે. આ બોસની ક્વોલિટી છે ! બોસને ખુશ કરવો અઘરો છે. 'મિ. ઈન્ડિયા'માં ડાગા અને તેજાનો





કૂચો નીકળી જાય છે ત્યારે એમના બોસના મોઢે 'મુગેમ્બો ખુશ હુઆ...' સાંભળવા મળે છે. શી ખબર કેમ પણ બોસ લોકોને આવું કરવામાં ક્રૂર આનંદ આવતો હોય છે. સિંહ અને વાઘમાં વાઘ વધારે ક્રૂર ગણાય છે કારણ કે, એ ભૂખ ન હોય તો પણ શિકાર કરે છે. બોસ એ વાઘ પ્રકારનું પ્રાણી છે. એટલે જ સગામાં ન હોય ત્યાં સુધી બોસને હિટલર કહેવાનો રિવાજ લગભગ બધે જ પ્રચલિત છે. જોકે હિટલર વિરોધીઓ માટે ક્રૂર ગણાતો હશે, પણ બોસ તો સગાંઓ, ચમચાઓ અને સગા-ચમચાઓ સિવાય સૌની સાથે ક્રૂર હોય તેવો સાર્વત્રિક અભિપ્રાય પ્રવર્તે છે.

બૉસ નામના પ્રાણીની સોશિયલ લાઈફ હોતી નથી. એને રવિવારે પત્ની સાથે સાસરે જવાનું હોતું નથી. એને સાંજે મોડા ઘેર પહોંચી પત્ની કે મા-બાપને જવાબ આપવાનો હોતો નથી. વાર્તામાં આપણે વાંચતા હતા કે રાત પડે રાક્ષસોનું જોર વધે, એમ સાંજ પડતાં બૉસની સ્ફૂર્તિ, કાર્યદક્ષતા અને ક્રૂરતા વધે છે. નિર્ધારિત સમય પછી રોકાયેલા માણસની સાંજ તો બગડી જ છે, તો હવે વધુ કામ કરાવી લેવું જોઈએ એવી એમની પ્રેકટિકલ સમજ હોય છે. બૉસને ખીલેલી સંધ્યા, મોસમનો પહેલો વરસાદ, સીજી રોડની ભેળ, લૉ ગાર્ડનની મકાઈ, કે સાંજના શોમાં પિક્ચર જોવામાં રસ નથી હોતો. તહેવારો અને રજાના દિવસે તો ખાસ ખલેલ વગર વધુ સારી રીતે કામ થઈ શકે એવું માની એ સ્ટાફને હાજર રહેવાનું ફરમાન છોડવું એમના માટે સહજ છે.

રજાની મૌખિક કે લેખિત અરજી લઈને બૉસ પાસે જવાથી એમના પાચનતંત્ર પર સીધી અસર પડે છે. અરજી જોતાં જ એમના પેટમાં ચૂંક આવે છે. તમારા હકની રજા લેવા માટે માર્ચ-એન્ડ કે એવો કોઈ ટાર્ગેટ ન હોવા છતાં, તમારે ખુલાસા કરવા પડે છે. જેમ કે...

**અમે** : બૉસ, ગુરુ-શુક્ર બે દિવસ રજા જોઈએ છે.

**બૉસ** : કેમ ? પાછળ શનિ-રવિની રજામાં ટેન્ડર ભરવાનું છે એ મગનભાઈ ભરશે ?

**અમે** : મગનભાઈ કોણ, સર ?

**બૉસ** : એ જ કહું છું, મગનભાઈ જેવું કોઈ નથી. તમને ખબર છે ને કે અત્યારે સ્ટાફ ઓછો છે અને તમે જતા રહેશો તો બધા મારા લગનમાં આવ્યા હોય એમ ફર્યા કરશે.

હવે અહીં બૉસને એનાથી એમ તો ના કહેવાય કે 'સ્ટાફ નથી એમાં અમારો શું વાંક ? અડધો સ્ટાફ તમારા લીધે છોડીને જતો રહ્યો છે અને બાકીનો અડધો તો કંપની ભરતી કરતી નથી. છેવટે જે છીએ તે હું, બાવો (પટાવાળો) અને મંગળદાસ (બૉસ) (મંગળદાસ) ત્રણ જ છીએ !'

**અમે** : હા, પણ ચાલે એમ નથી, સાસુનું ઓપરેશન છે.

**બૉસ** : તે ઓપરેશન તો બે કલાકનું હોય. એમાં બે દિવસની રજા શું કામ જોઈએ છે ? અડધી રજામાં પતાવી આવો સાસુ ને...

**અમે** : બૉસ, એમ સાસુ પતે એવાં નથી... અડધી રજામાં, કારણ કે એ વડોદરા રહે છે.

**બૉસ** : તે વડોદરા જવા માટે ક્યા વિઝા લેવા જવું પડે છે ! આ ગયા અને આ આવ્યા !

**અમે** : વિઝા નહીં સર, ત્યાંથી છૂટવા માટે જામીન આપવા પડે છે અને એ પણ નથી મળતા. મારા ત્રણ સાઢુઓ તો સાસુ માંદાં પડે એના બે-ત્રણ દિવસ પહેલાં આવીને બેસી જાય એવા છે. અને મારા સાસુ હાજરી

બાબતે તમારા કરતાં પણ કડક છે. હાજરી પૂરવા માટે પાકા પૂઠાનું રજિસ્ટર રાખ્યું છે સર. ગયા વર્ષે માર્ચ એન્ડિંગના કારણે સાળાના લગનમાં ન ગયો એમાં તો ઘરમાં રોટલીની જાડાઈ વધી ગઈ હતી ! નથી ચાલે એવું, સર.

**બૉસ** : સારું, જાવ, પણ શનિવારે આવી જજો.

આમ ચાલુ દિવસે રજા પાડો તો એ ખૂબીથી રજાને ચાલુ દિવસ બનાવી શકે છે.

ઘરમાં પણ પુરુષની હાલત ઓફિસ કરતાં કંઈ સારી નથી હોતી. ઘરે પણ એના ઉપર જાતજાતના પ્રયોગો થતા હોય છે. રસોઈ શોમાં જોઈને કે રેસિપી બૂક વાંચીને માણસ ઉપર જે પ્રયોગો થાય છે તેના વિશે ભાગ્યે જ જાહેરમાં ચર્ચા થાય છે. આ પણ એક પ્રકારની ઘરેલુ હિંસા જ છે. એમાંય આપણી સંસ્કૃતિમાં તો હજુ પણ પુરુષોને પહેલા જમવાનું પીરસાય છે. આ સંજોગોમાં પ્રયોગોનો પહેલો ભોગ આવા પુરુષો બને છે. એ પછી જે સુધારા-વધારા સૂચવાય એ પ્રમાણે ફેરફાર સાથેની સુધારેલી રસોઈ બનાવનાર પોતે ખાય છે. અમે તો માનીએ છીએ કે, સલમાન કે જેકી ચાનનાં પિક્ચરો જોઈ જો પુરુષો મારામારી કરવા નથી લાગતા તો પછી રસોઈ શૉ જોઈ સ્ત્રીઓએ રસોઈના જોખમી પ્રયોગો કરવાની શી જરૂર છે ? સરકારે આ અંગે ચોક્કસ કાયદા નહીં તો માર્ગદર્શિકા ઘડી કાઢવી જોઈએ અને સિગારેટના પેકેટ પર જેમ ચેતવણી છપાય છે અને ફિયર ફેક્ટર જેવા શોમાં જેમ સ્ટંટ ઘેર ન કરવાની સલાહ આપવામાં આવે છે તેમ રસોઈ શોમાં પણ થાય એ જરૂરી છે. પેટા (PETA) નામની મુખ્ય સંસ્થા અને એની દેશ-વિદેશની પેટા-સંસ્થાઓ પ્રાણીઓ સાથે કરવામાં આવતી ક્રૂરતા અટકાવવાના હેતુ સાથે કામ કરે છે. પણ આ પ્રકારની ક્રૂરતા માટે કોઈ અવાજ ઉઠાવતું નથી.

અમુક વ્યક્તિઓ એમની વાણી કે વર્તન દ્વારા ત્રાસ વર્તાવતી હોય છે. કમનસીબે આવી વ્યક્તિઓ આપણા માટે સન્માનીય અને વડીલ પણ હોય ત્યારે એમને સહન કર્યા સિવાય છૂટકો નથી હોતો. આ પણ એક જાતની ક્રૂરતા જ છે. અમારા એક વડીલને એમની ફાંદ આપણને અડે તેટલા નજીક આવીને વાત કરવાની ટેવ છે. બાકી હોય એમ એ તમારી સાથે દસ મિનિટ વાત કરે તો એમના મોઢામાંથી થૂંકના ફુવારા પણ ઊડતા હોય છે. બે મિનિટ તો તમને દાઢી કરાવવા બેઠા હોવ એવું જ લાગે ! તમારે ચશ્મા હોય તો વાઈપર વાપરવું પડે એટલા છાંટા ઊડે ! આવી વ્યક્તિઓને વાત કરતી વખતે ઉત્સાહમાં આવીને આપણા હાથ પણ પકડી લેવાની ટેવ હોય છે. આ સંજોગોમાં મ્હો પર ઊડેલું થૂંક સાફ કરવા જેટલી સ્વતંત્રતા પણ આપણી પાસે નથી હોતી. ઘણીવાર તો આવી વ્યક્તિ ઘરે આવે ત્યારે અમને રેઈનકોટ પહેરીને બેસવાનું મન થાય છે. પણ આપણે આવું કરી શકતા નથી કે નથી આવી વ્યક્તિને વાત કરતાં રોકી શકતા. અમે તો ઘણી વખત આવી વ્યક્તિના આગમન સમયે દોડીને સિંગલ-સીટર સોફામાં બેસી જઈએ છીએ, જેથી એ અમારી બાજુમાં ન બેસી જાય. છતાંય વિદાય સમયે તો ઊભા થવું જ પડે છે. એ વાતનો લાભ લઈ, મોકો જોઈને આપણો હાથ એમના હાથમાં લઈ, એ આપણા પર થૂંકનાં છાંટણાં કરીને જ વિદાય લે છે ! પછી જોડીમાં આવ્યા હોય, અને પાછા જતી વખતે પતિ અને પત્ની બે વચ્ચે અંતર રાખીને ચાલતા જતાં દેખાય ત્યારે આપણને બત્તી થાય કે દર વખતે પતિ-પત્ની સાથે ન ચાલતાં હોય એનું કારણ કાયમ લોકલાજ નથી હોતું !





એક નાનું બાળક દૂધ માટે એની માતા ઉપર નિર્ભર હોય છે એમ કેટલીક વ્યક્તિઓ ઉપર આપણે અમુક બાબતો માટે સંપૂર્ણપણે અવલંબિત હોઈએ છીએ. આ વાત જાણતા હોવા છતાં આવી વ્યક્તિઓ જ્યારે આપણને છેહ દે એ એક પ્રકારની ક્રૂરતા જ છે. દાખલા તરીકે ઘરઘાટીઓ. આપણે જાણીએ છીએ કે આજકાલ કોઈને વાસણ, કપડાં, કચરા-પોતાં માટે વાંકા વળવાનું ફાવતું નથી. આ વાત એ લોકોને ખબર જ હોય છે. પગાર સાહેબ આપે છે અને પોતે રજા પાડશે તો બધું કામ સાહેબના માથે આવશે એ જાણતાં હોવા છતાં એ ગાવલી મારે ત્યારે અમને લાગી આવે છે.

મોજાંમાંથી રેલાતી ગંધ પણ એક પ્રકારની ક્રૂરતા છે. કોલેજમાં, બસમાં, ટ્રેનમાં, ઘરમાં કે ઓફિસમાં આવી ક્રૂરતાનો ભોગ આપણે સૌ બનીએ છીએ. એમાં પાછું જેના મોજાં વધારે ગંધાતાં હોય એમને બૂટ કાઢીને બેસવાની ટેવ હોય છે. બેભાન થયેલા માણસને ભાનમાં લાવવા જૂતું સુંઘાડવાનો પ્રયોગ થાય છે એ સિવાય આ ગંધના કોઈ ફાયદા દેખાતા નથી. કદાચ ટ્રેનમાં આજુબાજુમાં કોઈ બેસે નહીં એટલા માટે જ લોકો બૂટ કાઢીને બેસતા હશે. એમાંય બેવડો માર ત્યારે પડે જ્યારે વ્યક્તિ બૂટ નીચે કાઢીને પોતે ઉપર પાટિયા પર ચઢીને સૂઈ જાય. આમ નીચે બેસનારને ઉપર મોજાંમાંથી અને નીચે બૂટમાંથી એમ બેઉ તરફથી સ્ટીરિયોફોનિક દુર્ગંધ આવે છે. વિજ્ઞાનની રીતે જોઈએ તો આપણે પરફ્યુમ લગાડ્યું હોય કે આપણાં મોજાં ગંધાતાં હોય, થોડાક શ્વાસ અંદર-બહાર કર્યો પછી એ સુગંધ-દુર્ગંધથી આપણે ટેવાઈ જઈએ છીએ. એટલે આગલા દિવસનાં મોજાં પહેર્યાં હોય કે સવારે તાજાં, આપણને એની બદબૂ આવતી નથી, પરંતુ બીજા લોકોને આવે છે. સાયન્સનો હવાલો આપી અમે અહીં બહુ ઊંચી ફિલસૂફીની વાત કરી દીધી છે, જેની વાચકો અને વિવેચકોએ નોંધ ન લીધી હોય તો ખાસ લેવી.

જાહેરમાં ખણવું એ ક્રૂરતા ગણાય કે નહીં ? અમે કહીએ છીએ ગણાય. આપણા લોકતંત્રમાં ખણવાની આઝાદી છે. ગમે તે સ્થળે, શરીરનાં કોઈ પણ ભાગે, અને ગમે તેની હાજરીમાં ખણી શકાય છે. જો કે જાહેરમાં આમ ખણવું એ ખરાબ ટેવ લેખાય છે, પણ બધાને એવી જાણકારી નથી હોતી. તો અમુક લોકો જાણવા છતાં દુર્યોધનમાં जानामि धर्मम् न च में प्रवृत्तिं जानामि अधर्मम् न च में निवृत्तिः, પ્રમાણે ખણવાની મીઠી પ્રવૃત્તિ પર રોક લગાવી શકતા નથી. આ ઉપરાંત પુરુષોના કિસ્સામાં તો દરજીઓને પણ આ જાહેર ખણન્ ક્રિયા માટે જવાબદાર ઠેરવી શકાય. જો દરજી ચુસ્ત કપડા સીવે તો એનાં કારણે વધારે ખણ આવે છે. અને જો એ ઢીલાં કપડાં સીવે તો ખણવા માટે હાથને ગમે ત્યાં પહોંચવા માટે સવલત ઊભી કરે છે. આમ એકંદરે ખણનાર તો ખણવાની મઝા માણી લે છે, પણ જોનારને અરુચિકર લાગે છે અને ત્રાસી જાય છે. જોકે આવી રીતે ખણનાર તરફ કરડી નજરે જોવાથી ભાગ્યે જ કોઈ ભોંઠું પડી હાથમાં એટલે કે આંગળીઓમાં લીધેલું કામ પડતું મૂકે છે !

પોતાની હરકતોથી કર્મચારીઓની જિંદગી નર્ક જેવી કરતો બૉસ હોય કે પછી કુટેવો કે અરુચિકર વ્યવહાર કે અભદ્ર વર્તન વડે અન્યોને ત્રાસ આપનાર પોતે પણ કર્મનો બદલો અચૂક પામે છે. આવો અમે શાપ આપીએ છીએ.

*ડી-૧૨, ન્યુ વૈભવ ફ્લેટ્સ, સમર્પણ ફ્લેટ્સની સામે,*
*ગુલબાઈ ટેકરા, એલીસબ્રીજ, અમદાવાદ-૩૮૦૦૦૬.*
*મો. ૯૯૦૯૯૫૬૬૬૧*



# દિવાળીના સમયમાં રામા વગરની રામાયણ...!!



- હર્ષદ પંડ્યા 'શબ્દપ્રીત'

**આ**જના જમાનામાં રામ વગર ચાલે પણ રામા વગર ન ચાલે. રામ કરતાં રામાનું કેટલું મહત્ત્વ છે એ તો મારા ભાગે કપડાં ધોવાનાં આવ્યાં ત્યારે ખબર પડી. જોકે છેલ્લા કેટલાય સમયથી હું મૂંઝાતો'તો કે વાઈફ મારા કરતાં રામાને કેમ વધુ ને વધુ સાચવે છે ? કોઈએ કહ્યું છે ને કે 'રામબાણ વાગ્યાં હોય એ જાણે', મારે આજે રામબાણની નહીં રામાબાણની વાત કરવી છે. ગયા અઠવાડિયે વાઈફને કશું જ કહ્યા કે પૂછ્યા વિના રામો જતો રહ્યો. (મને તો એ ગણતરીમાં જ નથી લેતો, એટલે મને પૂછવાનો તો સવાલ જ નથી.) રામાનું મૂલ્ય સમજાવતાં મેં વાઈફને કહ્યું : ''દિવાળીના સમયમાં રામાની કેટલી બધી શોર્ટેજ જોવા મળે છે, તારે એને કશું જ કહેવું નહીં. એના પરનો ગુસ્સો કાઢવો હોય તો તારે મારી પર કાઢવો, પણ એને કંઈ જ કહેવાનું નહીં.''

''એ મારા કારણે નહીં, તમારા કારણે જ જતો રહ્યો છે'', મારી સલાહનો તરત જ અમલ કરતાં વાઈફે મારી પર ગુસ્સો ઠાલવ્યો, ''હમણાં નવરાત્રિમાં એને સ્કૂટર આપ્યું નહોતું ને? બસ, ત્યારથી જ એને ખોટું લાગ્યું.''

''પ...પ...પણ...'' મેં સહેજ થોથાવાતાં કહ્યું, ''મારે કૉલેજ જવાનું કેટલું મોડું થાય, જો એને સ્કૂટર આપું તો...?''

''આમેય તમે કૉલેજ જઈને શી ધાડ મારો છો ? છોકરીઓ સાથે હા... હા... હી... હી... જ કરો છો ને... એકાદ દિવસ કૉલેજમાં રજા રાખી હોત તો તમારી કઈ સગલી કરમાઈ જવાની હતી ? મને તો ચિંતા શંકરિયાની થાય છે. આટલા દિવસથી એ રહેતો હશે ક્યાં ? બિચારો ખાતો શું હશે?''

''ભૂખ તો મનેય લાગી છે,'' વાતને મેં હળવી કરતાં કહ્યું, ''રસોઈ શરૂ કરી દે...''

''પેલો બિચારો ભૂખે ટળવળતો હશે અને તમને ખાવાની પડી છે?'' વાઈફે છણકો કર્યો, ''બહાર જઈને જરા શોધો... ક્યાંક માંદો ન પડ્યો હોય...''

''પણ તેં હજું સુધી કંઈ રાંધ્યું જ નથી ?'' રસોડામાં ઓશિયાળી નજરે જોઈને મેં કહ્યું, ''મને તો જોરદાર ભૂખ લાગી છે.''

''રામાને શોધવા જાવ ત્યારે નાસ્તો કરતા આવજો'', પછી સહેજ અટકીને વાઈફે ઉમેર્યું, ''મારા માટે પણ સહેજ લેતા આવજો... મને તો રામાની ચિંતામાં ખાવાનુંય નહીં ભાવે.''

અમારી વચ્ચે રામાની રામાયણ ચાલી રહી'તી ત્યાં જ શંકરનું આગમન થયું ! વાઈફે તો જાણે ખોવાયેલો સાથી મળી ગયો હોય એટલા આનંદથી એને વધાવી લીધો, ભેટવાનું જ બાકી રાખ્યું ! હેલોઝન લાઈટ સામે ડીમલાઈટનું શું મહત્ત્વ ? બસ, રામાની હાજરીમાં મારી હાજરીની જરી પણ નોંધ ન લેવાઈ.

શંકર તો ઘરમાં આવી સીડી નીચે મૂકેલાં તેનાં કપડાં એક થેલીમાં ભરીને બહાર નીકળવા જતો'તો ત્યાં જ વાઈફે રડમસ થઈને કહ્યું :

''શંકર... શંકરભાઈ... શંકરલાલ... શંકરલાલજીભાઈ... તમને કઈ બાબતે ખોટું લાગ્યું છે ? સાહેબે કંઈ કહ્યું ? એમને તો બકબક કરવાની ટેવ છે. કૂતરું ભસતું હોય તો આપણે ખોટું લગાડીએ છીએ ? તમે તો કેટલા સમજુ છો...''

વાઈફ બોલતી રહી (મતલબ કે મને જેટલો વસ્ત્રહીન કરવો'તો એટલો કરતી રહી) પણ શંકરલાલજીભાઈ તો સાંભળ્યું ન સાંભળ્યું કરીને સીધા ઝાંપા પાસે પહોંચી ગયા. અમે બન્વને જણાં શંકરને (અત્યારે તો ભગવાન સમજીને !) કાલાવાલા કરવા લાગ્યાં. મેં કહ્યું, ''અમારો કંઈ વાંકગુનો છે? તને પગાર ઓછો પડ્યો? જો એમ હોય તો બેસતા વર્ષથી સો રૂપિયા વધારી આપીશ, બસ!''

''બેસતા વર્ષથી કેમ ?'' મને બોલતો અટકાવીને વાઈફે કહ્યું, ''આજથી જ પગાર વધારી દીધો, બસ !''

પણ શંકર વિચલિત ન થયો. એણે મૌન તપ ચાલુ જ રાખ્યું. મેં એને સમજાવતાં કહ્યું, ''જો શંકર, ગયા મહિને તેં LED T.V.નો આગ્રહ રાખેલો એટલે મેં LED T.V. ખરીદ્યું. મારા સિગારેટના પેકેટમાંથી તું અવારનવાર સિગારેટો કાઢી લે છે છતાંય મેં તને ક્યારેય કશું કહ્યું ? બહારના લોકો આગળ તું મારી ટીકા કર્યા કરે છે કે સાહેબ તો બૈરીથી દબાઈ ગયા છે, તો પણ હું તને વઢ્યો છું ?''

''એમાં વઢવાનું શાનું હોય ?'' શંકરે મૌનભંગ કરીને કહ્યું, ''સાચી વાત તો સ્વીકારવાની જ હોય ને...''

''શંકરલાલભાઈ !'' વાઈફે હરખથી કહ્યું, ''તમે તો ઘરના માણસ કહેવાઓ... જ્યારથી મને ખબર પડી કે તમને ગુલાબજાંબુ બહુ ભાવે છે ત્યારથી દર રવિવારે ગુલાબજાંબુ બનાવું છું કે નહીં ? તમારા સાહેબને તો ડાયાબિટીસ છે તો પણ હું તમારા માટે બનાવું છું... સાહેબ ભલે ને ન ખાય, પણ મેં તમને સાચવ્યા છે કે નહીં ?''

''શંકર'', મેં સહેજ ગળગળા થઈને કહ્યું, ''તારે અમારા પર આ રીતે રિસાવાનું હોય જ નહીં... તારી શેઠાણી





ક્યારેક મને પણ ધમકાવીને ધૂળનો કરી નાખે છે, મેં ક્યારેય ખોટું લગાડ્યું?''

''સાહેબ'', શંકરે ધીમેથી કહ્યું, ''ઈજ્જતદાર માણસને તો ખોટું લાગે, તમારે શું ?''

શંકરને સહેજ બાજુમાં લઈ જઈને મેં ધીમેથી કહ્યું, ''સાચું બોલજે. મેં તને ક્યારેય ધમકાવ્યો છે? ઊલટો તું મને ધમકાવે છે તોય હું તારી સાથે જીભાજોડી કરું છું? હું સમજું છું શંકરભાઈ, કે રામાભાઈને ધમકાવાય જ નહીં. એમાંય દિવાળીના દિવસોમાં રામાને લડવા બેસીએ તો રડવા જ બેસવું પડે, એ સનાતન સત્ય હું જાણું છું ભાઈ! તમે મારી તો દયા ખાવ. તમે જતા રહેશો તો તમારાં (સૉરી... મારાં પણ!) શેઠાણી મારા તો બાર વગાડી દેશે... દર અઠવાડિયે એક રજા રાખવી હોય તો રાખજો, એ દિવસે હું કામ કરી નાખીશ, રજાનો પગાર પણ નહીં કપાય, બસ?''

''શંકરલાલજીભાઈ,'' વાઈફે પોતાની રીતે સમજાવવાનું શરૂ કર્યું, ''જુઓ ભાઈ, આમ તો તમને ન કહેવાય પણ તમારાથી અમે ક્યાં કશું છુપાવ્યું છે? સાંભળો, મને તો તમારા આ સાહેબ કરતાંય તમારા પર વધારે લાગણી છે. જો જો પાછા બહાર જઈને કોઈને કહેતા નહીં ! મારે તો એક રીતે બન્ને સરખા. તમારા સાહેબ ભણેલા છે તેથી શું, કપડાં વાસણ ધોતાંય ક્યાં આવડે છે? અને તમને તો કયું કામ આવડતું નથી એ જ સવાલ છે! તમે ભણ્યા નથી તો શું થયું, આમેય ભણેલાનો ક્યાં કોઈ ભાવ પૂછે છે? અમારો જ દાખલો લો ને! તમારા સાહેબ ભણેલા છે તો પણ મેં એમને ક્યારેય કાલાવાલા નથી કર્યા, ઊલટાનું ક્યારેક એમણે મને કાલાવાલા કર્યા છે, હું આઠમું ફેલ છું તોય ! તને... ઓહ, માફ કરજો રામાભાઈ મને એમ કે અત્યાર હું 'એમને' કહી રહી છું! તમને ક્યારેક એ આડુંઅવળું બોલે તો તમારે મને કહી દેવાનું, હું એમને લડી નાખીશ. લગભગ તો તમારા પર ગુસ્સો કરશે જ નહીં. મારા પર ગુસ્સો કરવાની હિંમત કરતા નથી એ તમારા પર શું કરવાના હતા? રામાભાઈ, મને તો આ માણસની ક્યારેક દયા પણ આવે છે હોં... તમારી કાળજી તો હુંય રાખું છું, પણ એમની કાળજી તો હું તમારા જેટલીય નથી રાખી શકતી. તમે તો હરીફરીને મારી પાસે પણ આવો, પણ એ બિચારા ક્યાં જાય? એમને નથી સાચવ્યા, એટલા મેં તમને સાચવ્યા છે અને સાંભળો, એમને ખબર ન પડે એમ વરસે હજાર રૂપિયાનું બોનસ પણ આપીશ, હવે તો માની જાવ... ''

શંકરને સહેજ મોળો પડેલો જોઈને વાઈફે મને વધામણી આપતાં કહ્યું, ''ચાલો, આપણા રામાભાઈને આજે તો તમારા હાથની સરસ મજાની મસાલેદાર ગરમાગરમ ચા પીવડાવી દો!''

મને સોફા પરથી ઊભો કરી, મારી જગ્યાએ બેસતાં વાઈફે ફરીથી કહ્યું, ''હું તો પેલ્લેથી કહેતી'તી કે આપણા રામાભાઈ દિવાળીના સમયમાં આપણને તો રખડાવે જ નહીં! આવો રામાભાઈ, મારી બાજુમાં બેસો!''

રસોડામાંથી મેં જોયું તો શંકરલાલ સોફામાં ગોઠવાઈ ગયા'તા. ટી.વી. ચાલુ કરીને. રસોડામાં આવી વાઈફે મને ધીમેથી કહ્યું, ''સૉરી હોં, ખોટું ન લગાડતા... આ તો પેલા શંકરિયાની લાગણી જીતવા હું ના બોલવાનું બોલી છું! લાવો, હું જ કપ લઈ જાઉં છું!''

રસોડામાં ઊભો ઊભો હું રામા-ધૂન ગાવા લાગ્યો : ''અરે રામા... અરે રામા... રામા, રામા... અરે રામા...!!''

*બી/૧૦, દેવસીટિ બંગલોઝ,*
*આર. સી. ટૅક્નિકલ રોડ, ઘાટલોડિયા,*
*અમદાવાદ-૩૮૦૦૬૧. મો. ૯૭૨૪૫૦૧૯૮૭*









# અમેરિકા વિનોદની નજરે...

- *હરિકૃષ્ણ પાઠક*

**પ્રિ**ય મિત્ર વિનોદભાઈ,

તમને બરાબર યાદ હશે કે આશરે અઢી વર્ષ વર્ષ પહેલાં એક અખબારી કોલમમાં પ્રગટ થયેલા તમારા એક લેખ બદલ મેં તમને અભિનંદ આપેલાં. વાત એવી હતી કે, જે નેતાને જે વાત કે સલાહ ખાનગીમાં તેમના કાનમાં કહેવાની હિંમત તેમના અંતેવાસીઓ, ગુરુજનો, વડીલો કે મિત્રો પણ ન કરે તેવી હિંમત તમે ઉક્ત કોલમમાં કરેલી ને સરા-જાહેર કહી નાખેલું કે, ત્યાં શું દાટ્યું છે ? એ કરતાં અહીયાં સારું છે. વગેરે.. વગેરે... પણ બને છે એવું કે સરેરાશ સમજણ ધરાવતા લોકો પણ હાસ્ય લેખકોને ગંભીરતાથી નથી લેતા- તેવું જ આ કિસ્સામાં પણ થયું ને જે થવાનું હતું તે થઈને જ રહ્યું, ભલે થયું, પણ આપણા કેટલા ટકા, હેં ?! હવે મૂળ વાત પર આવું.

'અમેરિકા એટલે...'ની પ્રસ્તાવના વાંચતાં જ મને અણસાર આવી ગયેલો કે ઘણા-બધાનો ભ્રમ ભાંગવા ને ઘણા બધાને માપી બતાવવાનો કશો ઉપક્રમ તમે રચ્યો છે. અહીં લેખકો, કલાકારો કે સંગીતકારોની સરખામણીમાં કવિઓ વિશેષ ઉલ્લેખ પામ્યા છે, અને આમ થવું સહજ છે. આપણે ત્યાં ગઝલ એક હાથવગો, સહેલો, સસ્તો ને ઉપજાઉ કાવ્ય પ્રકાર છે તેવી ગેરસમજ ફેલાવવા સાથે જ કવિઓની વસ્તી વધી ગઈ છે. પાસપોર્ટથી લઈ વિઝા સુધી પહોંચવામાં અને ઘરથી અમેરિકા સુધી જવામાં તમે જે કષ્ટ ઊઠાવ્યું તે બદલ તમારી પ્રકૃતિને ધ્યાનમાં લેતાં તો દાદ દેવી પડે ! તમે પ્રવાસના અનુભવો તો ખાસ કહ્યા નથી અને નાયગ્રા જેવા એકાદ ધોધની મુલાકાત વર્ણવી છે, પરંતુ તમારી વૃત્તિ-પ્રકૃતિને વશ વર્તીને અમેરિકા વિશેની ઘણી બધી માહિતી રસળતી કલમે પેશ કરી છે. તમને સહજ અને હાથવગું છે તે હાસ્ય અહીં લેખે લાગ્યું છે.

મને સૌથી વધુ જે બાબત ગમી તે એ કે આપણે ત્યાં અને અમેરિકામાં જે હોવું જોઈએ તેનું ન હોવું અને જે ન હોવું જોઈએ, તેનું ધરાર હોવું એની સામે આંગળી એવી રીતે ચીંધી છે કે, જેની વાત કરતા હો તેની સામેની બાજુ કહેવાતી રહે. ઉદાહરણ આપું.

- મુફલિસ માણસ સિવાય ત્યાં કોઈ ચાલતું નથી ને ગટરનાં ઢાંકણાં કોઈ ચોરતું નથી એ મેં સગી આંખે જોયું છે. (પૃ. ૩૦)
- હોટેલમાં બેસીને સટ્ટા, જુગાર યા રાજકારણની ચર્ચા કરવી નહીં કે - 'અથવા' ચા-નાસ્તો કર્યા પછી વધુ સમય બેસવું નહીં. જેવાં પાટિયાં ત્યાંની હોટેલોમાં વાંચવા નથી મળતાં. (પૃ. ૨૪)
- 'અમેરિકામાં  તમને કૂતરાં કે હાથી રખડતાં જોવા નહીં મળે. અમેરિકમાં ગાયો રસ્તા વચ્ચે ઊભી રહી છાપાંની પસ્તી ખાતી નથી. (પૃ. ૨૯)'
- ત્યાં બેંકના ડિરેક્ટરોની મદદ લીધા વગર પણ બેન્કો ફડચામાં જાય છે. ( પૃ. ૩૨)
- અમૂલનું બટર અમે ત્યાં બે સ્ટોરમાં જોયું. સારું વેચાય છે, જો કે માખણનો ઉપયોગ ફક્ત ત્યાં ખાવામાં જ થાય છે. (પૃ. ૩૫)

કિસ્સા તો તમે કિસમ કિસમના ટાંક્યા છે. વાત વાતમાં વળતરનો દાવો માંડી દેવાની ત્યાંની કથાઓ રસ પડે તેવી છે. તો વળી ત્યાં બધું હપતેથી મળે - એક બાળકને બાદ કરતાં. એટલે બાળકના જન્મ વખતે એનો બાપ એ વાતે હરખાય છે કે, હાશ ચાલો. બાળક તો હપતા વગરનું મળ્યું ! (પૃ. ૬૬) એવું ટીખળ મજા કરાવે છે.

આખી અમેરિકન પ્રજાનો - તેમના માનસનો એકંદર પરિચય કરાવી દે તેવાં વિધાનો તમે કશા ભાર વિના કર્યાં છે - 'અમેરિકનોને સ્વર્ગનો લોભ જરા પણ નથી, સ્વર્ગ અમેરિકા કરતાં વધારે સારું ને રળિયામણું હશે એવું એ લોકો માનતા



નથી, એટલે પુણ્ય મેળવાની ભાવનાથી ત્યાં કોઈ કશું કરતું નથી. તેમને કર્મના ફળમાં વિશ્વાસ ખરો, રોકડો વિશ્વાસ, પરંતુ કર્મના સિદ્ધાંતમાં સહેજ પણ નહીં. કર્મનો બદલો જો તરત જ મળી જતો હોય તો પછી એના સિદ્ધાંતમાં ક્યાં પડવું !' (પૃ. ૬૩)

તમારી સાથે અમેરિકા આવવામાં વિઝા મળવા, ન મળવા કે થોડી મુશ્કેલીથી મળવાના અનુભવ જેમને થયા તેવા મિત્રો હર્ષદ ત્રિવેદી, જલન માતરી અને કવિશ્રી અંકિત ત્રિવેદીની થોડી વાતો તમે કહી છે. અંકિતના નામ આગળ 'કવિ' શબ્દ મૂકવો જ પડે તેવું તો આપણા અગ્રણી કવિઓએ પણ સ્વીકારી લીધું છે, - કારણ સ્પષ્ટ છે योगक: तत्र दुर्लभ: અમેરિકા જઈને વીલે મોંએ પાછા ફરેલા કે અહીં દાકતરી ચાલતી ન હોય ને ત્યાં ધમધોકાર ચાલે તેવા કિસ્સા તો તમારી કલમે જ વાંચવા પડે, તો જ તે પૂરા સમજાય.

અશ્વિની ભટ્ટનો હવાલો (કર્ટસી) નાખીને મજાની વાત ચલાવી છે કે, કવિશ્રી ઉમાશંકર જોશીને સાંભળવા એક બહેન 'જોશી' અટકથી પ્રેરાઈને પોતાની કુંડળી પણ લઈ ગયેલાં ! અમેરિકામાં કોઈને પાડોશીમાં રસ નથી. (પાકિસ્તાનને છે તેથી તો આપણી વિપદાઓનો પાર નથી !)

ખુદની ગરજે કે પોતાના ધંધા માટે પોતાના ભાણિયા-ભત્રીજાઓને અમેરિકામાં બોલાવી લેનાર ફૂઆ-કાકા કે મામાઓની માનસિકતાને તમે નિર્મળપણે ચીંધી છે - 'મેં એને અહીં બોલાવ્યો ન હોત તો લફંગાઓ જોડે ગામમાં રખડી ખાતો હોત !' પછી કૌંસમાં ઉમેર્યું છે. (અમેરિકામાં ભવિષ્ય કેવું છે તેની તો આ મામા-ભાણેજ કે ફૂઆ-ભત્રીજાને જ ખબર હોય છે.)

ત્યાં ડોક્ટરો કરતાં વકીલો વધારે કમાય છે તેવી સ્થિતિના અનુસંધાને 'કન્ટિજંટ' પર કેસ લડનારાઓની વાત નવતર ને નિરાળી છે - 'તું હારે તો મને કંઈ ન મળે, તું જીતે તો તમને કંઈ મળે !'

તમે જે નામજોગ વાતો લખી છે તેમાં આત્મીયતાનો અણસાર મળે તેથી તેમાં વધારે રસ પડે છે. તેમાં 'સ્પોન્સર' થનાર ગોરધનકાકા અચાનક ઊઠી ગયા તેથી પછીથી સ્પોન્સર કરનારની તમને ચિંતા થઈ તેમાં તમારી એક ઓળખ મળે છે.

સગા મા-બાપને મળવા ગયેલા સંજયને વિઝા ન મળે, પણ તમને એવું લાગે કે 'મારાં મા-બાપ તો સૂર્ય-ચંદ્રનીયે પેલે પાર છે. અમેરિકા તો શું, કોઈ પણ ગ્રહનો વિઝા મને માતા જયાબહેન અને પિતા જશવંતલાલની નજીક પણ લઈ જઈ શકે તેમ નથી એની મને એકલાને જ જાણ હતી.'

આવાં સ્થાનો અહીં આવતાં રહે છે. અમેરિકા જનાર દરેકને તમને મળ્યા હતાં તેવાં યજમાન શ્રીમતી રેણુકાબહેન અને રાજેશભાઈ ભગત મળે તેવી તમારી ભાવનામાં હું સૂર પુરાવું છું.

ત્યાં આદિલ સાહેબના જમાઈ તમને લેવા આવે ને પુત્ર મૂકવા આવે ને આપણા એ શાયર કવિનું તમે આતિથ્ય માણી આવે, પણ એ ઘટના છેલ્લી બને ને ફરી મળવાનું, જ બને તે વેદનાયે તમે આલેખી છે. ઘણું લખવાનું બાકી રહ્યું હશે, પણ છેલ્લે એક નમ્ર સૂચન કરું ?

'વિનોદની નજરે' લખ્યાને ઘણો સમય થયો. હવે બીજો ભાગ પ્રગટ કરો. શરૂઆત 'સાગર'થી કરશો ને પછી નાનાં નાનાં ઝરણાંઓ સુધી જવાનું રાખશો. તમને આ સમયગાળામાં જે કોઈ ભેટી ગયા હોય કે જેમને તમે પણ ભેટી ગયા હો તેમને ફરીથી ભેટીને મળો ! શેષ કુશળ...

**લિ.**

ગાંધીનગર. તા. ૧૫-૦૮-૨૦૧૬

**ગુણાનુરાગી હરિકૃષ્ણ પાઠક**

**તા. ક. :** સંબોધન વાંચીને તમને જે આનંદ થયો હશે તેની કલ્પના કરીને હું પણ રાજીપો અનુભવું છું.

*પ્લોટ નં. ૬૨/૨, સેક્ટર-૨-એ,*
*ગાંધીનગર-૩૮૨૦૦૭.*
*ફોન : ૨૩૨-૨૮૯૩૮*





# તમે ઓળખાણ કોને કહો છો ?

- પ્રદ્યુમ્ન આચાર્ય

તમે ઓળખાણ કોને કહો છો ? તમે કહેશો, તેમાં પૂછવા જેવું શું છે ? એક બીજાને ઓળખતા હોય, પહેચાન હોય તેને ઓળખાણ કહેવાય છે. પરંતુ આ અર્ધ-સત્ય છે. એવું પણ બની શકે કે તમે જેને ઓળખતા હો તે, તમને ન પણ ઓળખતા હોય. જેમ કે તમે ગાંધીજીને ઓળખતા હો પણ તે તમને ઓળખતા ન હોય. વળી તમે જેને ઓળખતા હોવાનો દાવો કરો છો, તેને તમે બરાબર ઓળખતા ન હો, તેમ પણ બને. કનુએ મનુને પૂછ્યું. તું પ્રદ્યુમનભાઈને ઓળખે છે ? તે કહે 'કેમ નહીં, મેં હજુ ગઈ કાલેજ તેમને રૂપિયા દશ હજાર ઉછીના આપ્યા છે. કનુ કહે - તો તું પ્રદ્યુમનભાઈને બરાબર ઓળખતો જ નથી !' વળી એક જ છત નીચે ચાળીશ-પચાસ વર્ષ વીતાવનાર પતિ-પત્ની એક બીજાને ઓળખી શક્યા હોતા નથી, અને જ્યારે ઓળખવાની શરૂઆત થાય ત્યાંથી, છૂટાછેડાની નોટિસની શરૂઆત થાય છે. એક પતિદેવ રાત્રે ઘરે મોડા પહોંચ્યા. અનેક બહાનાં ઉપજાવી કાઢ્યા. પરંતુ પકડાઈ ગયા - **'હાય પુરુષ, તેરી યહી કહાની'** - તેની પત્ની વીફરી. મોટેથી ધમકાવવા લાગી. હું તમને પગથી માથા સુધી બરાબર ઓળખું છું તમારું રુંવાડે રુંવાડું જાણું છું, તમારી જન્મની રાત્રે કોઈનો જનમ નથી. પણ કાન ખોલીને સાંભળી લો, મારા જેવી બીજી કોઈ ભૂંડી નથી. ખલાસ, બંનેની ઓળખાણ પૂરી થઈ. પતિની મોટી મૂંઝવણ એ છે કે, તેણે એવો કેવો ગંભીર ગુનો કર્યો છે કે, તેના જન્મની રાત્રે કોઈનો જન્મ નથી, તેવી પ્રતિજ્ઞા સુધી પહોંચી જવું પડે. વળી તે એકમેવ અદ્વિતીય છે બાબતથી હરખાઈ જવું કે ઉપાલંભ ગણવો તે નક્કી કરી શકતો નથી. નહીં તો તે એમ પણ પૂછી શકે કે દેવી, તમારા જન્મની રાત્રીએ અન્ય કોઈ સુકન્યાનો જનમ થયો હતો કે કેમ ? પત્ની મોટે ભાગે પતિ માટે આ જ ઓળખાણ ધરાવતી હોય છે. આને તમે કેવી ઓળખાણ કહેશો ?

કેટલાંક લોકો અમસ્તા અમસ્તા. મેથીમાર ઉત્સાહી 'ઓળખાણ કાઢું' હોય છે. તેમને માત્ર એટલું સિદ્ધ કરવું છે કે, તમને જેનું નામ આપે, તેને તમે ઓળખો છો કે કેમ ? તમને જેની સાથે કોઈ જ લેવાદેવા નથી, તેની ઓળખાણના શીંગડે ચડાવે છે. એકવાર બસમાં મને આવી વ્યક્તિનો ભેટો થઈ ગયો. તેણે મારા વતનનું નામ પૂછ્યું. મેં તેને મારા વતનનું નામ કહ્યું. તે તુરત બોલ્યા - ''તમે કાંતિલાલ પૂંજાભાઈ સોનીને ઓળખો છો ?'' હું વિચારે ચઢી ગયો. આવું નામ તો અગાઉ સાંભળ્યું નથી. મેં કહ્યું, ''ક્યા પેલા કાંતિભાઈની તો વાત નથી કરતા જે બેઠી દડીના છે.'' ધીમેધીમે બોલે છે. તે કહે, ''શું ભલા માણ આખું ગામ ઓળખે, તમે નથી ઓળખતા ? ફરી મેં કહ્યું, ''હા, તમે પેલા કાંતિલાલની વાત કરો છો જેને ઝીણી ઝીણી હિટલર કટ મૂછો છે, નાકમાંથી વાળ બહાર દેખાઈ આવે છે ?'' તે બોલ્યા - ''ના, ભાઈ ના, યાદ કરો, યાદ કરો''. મેં ઘણી કોશિશ કરી પણ કાંઈ યાદ આવ્યું નહીં. પછી મેં પૂછ્યું - ''માફ કરજો. કાંઈ યાદ આવતું નથી. પણ તમે કહો તો ખરા તેનું તમારે કામ શું છે ?'' તે બોલ્યા. 'કાંઈ નહીં. પણ એક વખત બસમાં મુસાફરી કરતાં તેમને બીજા સાથે વાત કરતાં જોયેલા અને વાત વાતમાં તેનું નામ જાણી લીધેલું. તારી ભલી થાય ગાંડિયા, તારે ઓળખાણ કાઢી કાંઈ કામ ન હતું તો અમસ્તા અમસ્તા ઉઠ-બેસ શા માટે કરાવી ? કસરત કરાવી ? પરંતુ આ લોકો પરગજુ છે. તમારી યાદશક્તિ સતેજ બનાવે છે, કાટ લાગવા દેતા નથી. તમને સતત જાગૃત રાખે છે. તે કાંઈ જેવો તેવો ઉપકાર ગણાય ?

કેટલાંક કહે છે, ઓળખાણ તે દુનિયાની મોટામાં મોટી ખાણ છે. જે રોકડી કરી શકાય છે. જે 'એન્કેશ' કરી શકાય તે ઓળખાણ. ભલામણ કરાવી શકાય. ચિઠ્ઠી લખાવી શકાય તે ઓળખાણ. આવા લોકો ઓફિસમાં આવે ત્યારે પહેલાં એ



પૂછે છે, "સાહેબ, તમારું વતન ક્યું ?" મેં તેને ટાળવાના ઈરાદાથી કહ્યું - 'ગાંધીનગર'. મારી સામે કાંઈક શંકાથી જોઈ રહ્યા. પછી મને કહે, 'સાહેબ, તમારું વતન ગાંધીનગર હોઈ શકે જ નહીં. કારણ કે આ નવું વસાવેલું શહેર છે. અહીં તો પહેલાં ખેડૂત અને ખેતરો હતાં. માર્યા ઠાર. આ તો કેડો મૂકે તેમ નથી. પછી મેં કહ્યું, "તમારી વાત સાચી છે. પરંતુ મારા પરદાદા અહીં યજમાનવૃત્તિ કરતા હતા તેથી અમે ગાંધીનગરના વતની કહેવાઈએ". તે બોલ્યા - "તો બરાબર, બાકી મૈં'કું કોઈ ગાંધીનગરના વતની ન હોઈ શકે". આમ સાહેબનું વતન જાણી છેડા અડાડવાની કોશિશ ના-કામ ગઈ. પણ આમ સહેલાઈથી તે હાર પામે તેવા ન હતા. વળી પૂછ્યું - "સાહેબ, તમે ક્યાં પરણ્યા છો ?" જે તમે યાદ કરવા માગતા નથી તેની યાદ દેવડાવે છે. આટલો બધો ઓળખાણ કાઢવાનો ઉત્સાહ સમજી શકાતો નથી. પરંતુ તેને ગમે તેમ કરી છેડા અડાડવા હતા. ઓળખાણ 'એન્કેશ' કરવી હતી.

કેટલાંક ઓળખાણ કાઢું આતંકવાદી હોય છે. તે સીધી સરળ ઓળખાણ આપતા જ નથી. અટપટી લાંબી ભૂલ-ભૂલામણીવાળી ઓળખાણ કાઢે છે કે તેણે બતાવેલી ઓળખાણને આધારે આગળ આગળ જાઓ તો પાગલ થઈ જાઓ. જુવાનિયા આવા લોકોથી નાસતા ફરે છે. પણ આવા



લોકો શિકારની શોધમાં જ હોય છે. ખાસ કરીને લગ્ન પ્રસંગે આવા લોકો બહુ જ પ્રવૃત્ત થતા હોય છે. તમે ઝપટે ચડી જાઓ તો કહેશે, "આ વરરાજાને ઓળખ્યા ? આમ તો મારા મોસાળ પક્ષે મારા ભાણેજ જમાઈના વેવાઈનો દીકરો છે. મારા દાદાના મામાના દીકરાના સાળાની દીકરીનો દીકરો થાય". હવે તમે તેના દાદાના મામાના દીકરાના સાળાની પાછળ જાઓ તો પાગલ થઈ જાઓ. તમારી ટપ્પી પાટલા સાસુ અને સાઢુભાઈથી આગળ પડતી નથી, ત્યાં તમે આવા ઝપાટામાં અધમૂઆ થઈ જાઓ. જો કે બહેનો આ બાબતમાં પ્રવીણ હોય છે. તે કહેશે હા, તે મારી ફઈજીના દીકરાનો દીકરો થાય. બસ પત્યું, તમારે માત્ર બાઘા થઈને જોઈ રહેવાનું જ આવે. ઈશ્વર બચાવે આવા લોકોથી. હું પૂછું છું", આને તમે કંઈ અને કેવી ઓળખાણ, કહેશો ?

તે શ્રેષ્ઠ છે જે પોતાના નામથી ઓળખાય છે. માતાના નામથી ઓળખાય તે મધ્યમ છે, જે મામાના નામથી ઓળખાય તે અધમ છે અને જે શ્વસુરના નામથી ઓળખાય તે અધમાધમ છે. પરંતુ જેને માત્ર કામ કઢાવવું છે તે આવી બાબતમાં પડતા નથી અરે, કૂતરાની ઓળખાણમાં ગર્વ લેનારા માણસોની કમી નથી. મારી પોળમાં ગમનભાઈ અને સુધાબહેન રહે છે. તેને પોતાની ઓળખ પર એટલો ગર્વ હોય છે કે તે કહે છે, "માંડવીની પોળમાં આવો, મારું નામ આપો, કાળિયું કૂતરું પણ મારું ઘર બતાવી દેશે". કાળિયું કૂતરું તેણે પાળેલું હતું. શ્વાન બહુ વફાદાર પ્રાણી છે. એટલે સ્વર્ગારોહણ વખતે ધર્મરાજ સાથે શ્વાનને લઈ ગયા હતા. આમ પણ તેઓ 'અજાતશત્રુ' હતા તે સાથે 'અજાતમિત્ર' પણ હતા. અરે કાળિયું તો ગમનભાઈનો ભળતા નામ વાળા માણસનું નામ લો, જેમ કે, ચમનભાઈ, મગનભાઈ તો પણ ધોતિયું ખેંચીને ગમનભાઈને ઘરે મૂકી જાય. સુધાબહેનને કાળિયું સહેજે ગમતું નથી. તે કહે છે - તમારા બેયનું - એટલે કે બંને શ્વાનનું - કરીને થાકી જાઉં છું. તેમાં આ દરરોજ નવી પળોજણ ઊભી કરે છે. ગમે તેમ કરી તમે તેને ક્યાંક મૂકી આવો. પણ ગમનભાઈનું મન માનતું ન

હતું. પણ એક દિવસ તો સુધાબહેનના પપ્પાનું ધોતિયું ખેંચીને ઘરે લઈ આવ્યો. ખલાસ, સુધાબહેનના ક્રોધનો પારો સાતમા આસમાન પહોંચી ગયો. તે બોલ્યા - ધોળા ધરમે પણ કાળુ આ ઘરમાં નહીં. (ધરમમાં પણ નાણાંની જેમ કાળા-ધોળાનો ભેદ હોય છે તે આજે જાણ્યું.) આજથી આ ઘરમાં કાં તો હું નહીં, કાં તો કાળુ નહીં. ગમનભાઈ કાળુને જીપમાં બેસાડી જંગલમાં મૂકી આવ્યા. પણ ગમનભાઈ ઘરે પહોંચે તે પહેલાં કાળુ ઘરે પહોંચી ગયો હતો. બીજીવાર પણ કાળુ તેમની પહેલાં ઘરે પહોંચી ગયો હતો. હવે ત્રીજી વાર ખૂબ દૂર દૂર ઊંડે જંગલમાં છોડી આવ્યા. છોડી આવ્યા, જ્યાંથી કાળું પાછો ન ફરી શકે. પણ ગમનભાઈ પાછા ફરતા રસ્તો ભૂલી ગયા. ખૂબ રખડ્યા. પરસેવો વળી ગયો. પછી છેલ્લે તેમણે સુધાબહેનને ફોન કર્યો. 'કાળુને મોકલ હું રસ્તો ભૂલી ગયો છું.' કાળુને ગમનભાઈની ગાઢ ઓળખ હતી !

સામાન્ય રીતે મનુષ્યને બીજાની ઉપસ્થિતિની નોંધ લેવાનું ગમતું નથી. પોતે જ પોતાની ઓળખાણ ઊભી કરવા માંગે છે. પરંતુ તેમાં જ્યારે નિષ્ફળ જાય ત્યારે બીજા કોઈની પણ ઓળખાણનો આશ્રય લઈ પોતાની ઓળખ સ્થાપિત કરવા માગે છે. પછી તેને કોઈના ભાણેજ કે કોઈનો સસરો કે કોઈનો જમાઈ તરીકે ઓળખાવામાં કોઈ નાનમ નથી. કોઈ શરમ નથી. દરેક વ્યક્તિની ઓળખાણની વ્યાખ્યા અલગ હોય છે. કોઈ શિક્ષિત બેકારને પૂછો તો કહેશે જે નોકરી અપાવે તે ઓળખાણ. કોઈ નેતા તો માત્ર મતદારને જ ઓળખે છે કોઈ સંતને પૂછશો તો કહેશે 'આત્માને ઓળખ્યા વિના રે આ ભવના ફેરા નહીં તો ટળે રે જી.' ઋષિમુનિઓએ માત્ર પોતે કોણ છે તે જાણવામાં જ જિંદગીઓ કાઢી નાખતા.

કેટલાંક લોકો પોતાની ઓળખાણ આપવામાં વિવેક ભૂલી જાય છે. એક નિવૃત્ત અધિકારી કોઈ કામ સહ એક કચેરીમાં ગયા. પણ તેનું કામ થયું નહીં. હજુ તેના મનમાંથી તે અધિકારી હતા, તેનો ધૂમાડો ગયો ન હતો તે ગર્જી ઊઠ્યા. ''તમે મને ઓળખો છો, હું કોણ છું ? હું જ્યારે આ જ કચેરીમાં હતો ત્યારે સૌ મારાથી ધ્રુજતા રહેતા. ભલભલા લોકોને ભૂ પીવડાવી દીધેલું.'' કર્મચારીઓ મનમાં બોલ્યા હશે કે, અમે તે જ કરીએ છીએ જે તમે કરતા હતા. 'ગરવ કિયો સોઈ નર હાર્યો સિયારામજી.'

કેટલીક વાર પોતાની બડાઈ મારવામાં સ્થળ કાળનો ભેદ ભૂલી જાય છે. અરે કોની સામે બડાઈ મારે છે તે પણ ભૂલી જાય છે. અમે શાળામાં અભ્યાસ કરતા હતા ત્યારે, મુખ્ય શિક્ષક હતા જી. એલ. દેસાઈ, લોકો તેને ગુંદરલાલ તરીકે ઓળખતા. તેઓનો પોતાના વિશે બહુ ઊંચો ખ્યાલ હતો. તેનો તકિયા કલામ હતો. ''સાવ બાવળ'' કોઈ છોકરાને ઊભો કરી પૂછે કે અમેરિકા કોણે શોધ્યો અને છોકરાને ન આવડે તો તુરત બોલે - ''સાવ બાવળ''. આમ વાતવાતમાં સાવ બાવળ બોલતા... અમારા વર્ગમાં કુલ ચાળીશમાંથી ત્રીસ વિદ્યાર્થી બાવળ બની ચૂક્યા હતા અને તે પણ વૃક્ષારોપણ કર્યા વિના. તેનો સુપુત્ર નલિન મારી સાથે અભ્યાસ કરતો હતો. અમે એક જ બેન્ચ પર સાથે બેસતા. શ્રી દેસાઈ બડાઈ મારવાના બહુ શોખીન હતા. એકવાર અમારો વર્ગ લેતાં તેમણે શરું કર્યું. એસ.એચ.સી. બોર્ડમાં કંઈ પણ મૂંઝવણ હોય તો સૌ મને પૂછે. તેની મૂંઝવણનો ચપટીમાં હું નિકાલ લાવી દઉં. એક છોકરાએ પૂછ્યું સાહેબ, 'છબરડા' એટલે





શું ? મેં કહ્યું - ''સાહેબ, હું કહું ?'' સાહેબ કહે - ''સૌ શાંતિ રાખો. પ્રદ્યુમન સમજાવશે''. 'છબરડા' એટલે શું. મેં કહ્યું, ''સાહેબ, છ માણસો સાથે ઊભા રહી પાછળથી પોતાના ખમીસ ઊંચાં કરે અને બરડા બતાવે, તેને 'છબરડા' કહેવાય. અને બધા છોકરા ખડખડાટ હસી પડ્યા. અને સાહેબ જે ગુસ્સે થયા છે ! 'નાલાયક બાવળ', આવું તને કોણે શીખવાડ્યું ? અહીં આવ તને તારો બરડો બતાવું. પછી તેમણે મને મારા એક બરડામાં છ - બરડાનાં દર્શન કરાવ્યાં. છાતી અને પેટનાં દર્શન આગળથી થઈ શકે પણ તેમણે મને મારા બરડાનાં દર્શન કરાવવા જેવું અશક્ય કામ કરી બતાવ્યું. તે હજુ સુધી ભૂલ્યો નથી. પણ તેઓ મૂળ વાત પર આવતા કહે - ''એક વખત એવું થયું, બોર્ડના અધિકારીની બદલી થઈ ગઈ તેની જગાએ નવા અધિકારી આવ્યા. તેઓ મને મળવા આવ્યા. તેની સાથે તેના મદદનીશ હતા, જે મને ઓળખતા હતા. તેણે મારી ઓળખાણ કરાવતાં કહ્યું, ''આ જી. એલ. દેસાઈ સાહેબ''. તે જ સમયે તેનો પુત્ર નલિન બોલ્યો. ''સાવ બાવળ''. આખો વર્ગ ખડખડાટ હસી ઊઠ્યો. અને દેસાઈ સાહેબ લાલઘૂમ થઈ ગયા. આંખો ચકળ-વકળ થવા લાગી. મોંમાંથી પાનના રગેડા ચાલવા લાગ્યા. મોટેથી ગર્જી ઊઠ્યા - ''કોણ બોલ્યું એ ?'' ''કોણ છે ઈ છછુંદર ?'' ''હું મોટો ફણીધર છું, એક ફૂફાડામાં ઊડાડી દઈશ. ઉંદરડી, સામે આવ.'' 'પછી એક પછી એક સૌને ઊભા કર્યા, પરંતુ તેમને ખબર ન પડી, કોણ બોલ્યું હતું ? પરંતુ એક જ બેંચ પર બેસતા મને તથા તેના પુત્ર નલિનને ન ઊભા કર્યા. એક તો સાહેબ મારો અવાજ જાણતા હતા, વળી મને પૂછવામાં સો ટકાનું જોખમ હતું કે હું છબરડો વાળી દઈશ... તેના પુત્રને ઊભો ન કર્યો કારણ કે તેને ગળા સુધી ખાતરી હતી કે તે તો ન જ બોલ્યો હોય.' પોતાની આબરુનો વધુ ધજાગરો કરવાનું તેને ઉચિત ન લાગ્યું હોય તેમ પણ બને. સાચું જ કહ્યું છે - બાપને દીકરાથી વિશેષ કોણ ઓળખતું હોય છે ? સાહેબની બડાશ અને ભડાશ બંને નીકળી ગયાં.

મરણ અને પરણ એ બે પ્રસંગો એવા છે કે, કોઈ પણ માણસ તેમાં સહેજ ઓળખાણ હોય તો પણ સંમિલિત થઈ શકે છે. અરે અમે તો કોઈ પણ જાતની ઓળખાણ વિના પણ અનેક લગ્ન માણી આવ્યા છીએ. પરંતુ અમારા વખતસંગ બાપુનો ઓળખાણ કાઢવાનો ઉત્સાહ દેખતે હી બનતા હૈ.

ભગલાએ આવીને સમાચાર આપ્યા, ''બાપુ, સાંભળ્યું - કીરપા ગોરના દીકરા અભલાનાં લગન લેવાણાં છે''. બાપુ કહે, ''ભગવાન રાજી. મોડે મોડે પણ ઠેકાણું પડ્યું. બાકી પભલો અદલ કામદેવ રોખો જોઈ લ્યો. સરગની અપહરા એકવાર તો જોવા ઊભી રૈ જાય''. ભગલો કહે, ''બાપુ તમે શું ઓડનું ચોડ કરો છો ? કીરપા ગોરના અભલાનાં લગન લેવાણાં છે. પભલાના નહીં. પણ બાપુ તમે અભલા કે પભલા બેમાંથી એકેયને દીઠે ઓળખો ખરા ?'' ''એમાં ઓળખવા જેવું કાંઈ નથ્ય. કીરપા ગોરના છોકરામાં કાંઈ કેવાપણું હોય જ નૈ. પણ ભગલા ફોડ તો પાડ્ય, આ કીરપો ગોર ક્યાનોં સાવરનો કે કુંડલાનો ? બાકી કીરપા ગોર રોખો ભૂદેવ આ પૃથિમીની માલિપા થાવો નથી. ગોર શલોક બોલતા હોય તૈં એક વાર તો ખુદ ભ્રમ્મા ઊભા રૈ જાય. પણ બીચારાના નસીબમાં ઘરવાળાનું સુખ નથી મંડાણું. ગોરાણીમાં બેઠાં હોત તો કેવું હારું હતું. દીકરાના લગન જોઈને તો જાત''. ભગલો કહે, ''બાપુ શું તમેય અડદ, મગ ભરડ્યા કરો છો ? કીરપાગોરના ગોરાણી તો એ હજી બેઠાં. કડે ધડે છે. ઈ સાવર વાળા પરભુ ગોરની ગોરાણી પાછાં થ્યાં છે, એને ય આજે પાંચ વરહ થઈ ગ્યાં છે. બાપુ કહે - 'ઠીક તૈં, મેલો ધડ્ય.'

પ્લોટ નં. ૨૮૫, સેક્ટર-૧-સી,
ગાંધીનગર-૩૮૨૦૦૮.
ફોન : ૦૭૯-૨૩૨૨૭૪૬૨





# નાટિકા સંપુટ

રવીન્દ્ર ઠાકોર

પ્રકાશ લાલા

હસમુખ બારાડી

વિનોદ સી. દવે

શૈલેષ ટેવાણી

સુભાષ શાહ





# સુખમાં ય દુઃખ

- રવીન્દ્ર ઠાકોર

**પાત્રો** : તૃષા, રમીલા, માધવી, કર્ણ, ભાવેશ, અનીશ.
(મધ્યમ વર્ગનું ઘર, ડ્રોઈંગ રૂમ, ડ્રોઈંગ રૂમમાં બેસીને તૃષા, છાપું વાંચતી હોય છે.)

**તૃષા** : આ ઉમ્મરે હવે કંઈ કામ તો થતું જ નથી. ઉમ્મરને ય શું કહેવું ? વધે તો ભલે વધે પણ કામ તો કરવા દે.

**કર્ણ** : (પ્રવેશીને) મા, શું કરે છે તું ?

**તૃષા** : શું કરું ? મહારાજ રસોઈ કરે છે એટલે છાપું વાંચું છું. તારી બૈરી તેને સહાય કરતી હશે.

**કર્ણ** : ના, રમીલા સહાય કરવાની ના પાડે છે.

**તૃષા** : કેમ ?

**કર્ણ** : મને શી ખબર ? મા, તું નહીં જાણતી હોય. પણ મને લાગે છે કે રમીલાને હવે અહીં ફાવતું નથી, પપ્પા હતા ત્યારે સુપેરે પેલા ઘરને સાચવતી હતી પણ...

**તૃષા** : સાચવે જ ને ? ઘર મોટું લખી પૈસો... પપ્પાની સારી એવી મિલકત, તેને તો હતું કે તારા પપ્પાના ગયા પછી મિલકત બે ભાગે વહેંચાશે. તારા અને ભાવેશને ભાગે, ત્યારે હું ક્યાં હતી ઘરમાં ?

**કર્ણ** : તે વાત સાચી કે પપ્પાનું પેલુ મોટું ઘર તે જ તો અમારી મિલકત, કોણ જાણે કેમ પણ તારે ને પપ્પાને બન્યું નહીં. તું છૂટી થઈ.

**તૃષા** : ત્યારે જ રમીલાને હતું કે વારસો બે ભાગમાં વહેંચાશે. પણ મારે આવવું પડ્યું. જિંદગીની છેલ્લા વેળાએ, અનીશ.

**કર્ણ** : થાકી ગયા હતા પપ્પા. એકલા જીવીને થાકી ગયા હતા. અને તમારાં તો હતાં પ્રેમ લગ્ન.
(તખતા પર અંધારું, ચોગાન)

**અનીશ** : તૃષા ! તું રોજ અહીં મને મળવા આવે છે તે... પણ મને લાગે છે કે આપણે હવે પરણી જવું જોઈએ.

**તૃષા** : પરણવાની શી ઉતાવળ છે ?

**અનીશ** : તને પરણવા આપણા મિત્રોમાંથી ઘણા ઉત્સુક છે. તારાં માતા-પિતાને હું પસંદ નથી. મારી મિલકત એમને કનડે છે. હું પ્રમાણમાં મોટો માણસ લાગું છું. એટલે કદાચ તારું લગ્ન...

**તૃષા** : બીજે નહીં થાય. મેં તને પ્રેમ કર્યો છે અને પ્રેમ જિંદગીની પ્રેરણા છે. હું પ્રેમને દગો નહીં દઉં.

**અનીશ** : તો પરણી જઈએ તે જ બહેતર. સુખદુઃખ સાથે સહેવામાં, સાથે સાથે શ્વાસ લેવામાં દાંપત્યનો મહિમા છે, તૃષા ! આપણે દંપતી બનીએ.
(તખતા પર અંધારું, મૂળ ડ્રોઈંગ રૂમ)

**કર્ણ** : અને તને પરણ્યા.

**તૃષા** : સંસાર માંડ્યો. સુખી હતો સંસાર તમે બે અવતર્યા - તું ને ભાવેશ.

**કર્ણ** : અને પરણ્યા ત્યારે તો રમીલા...
(તખતા પર અંધારું...)

**રમીલા** : તારા મમ્મી જેવું કોણ હશે જગતમાં ! વહુના સુખમાં સુખી અને દુઃખમાં દુઃખી.

**કર્ણ** : રમીલા, તું જ એક એમની આશા છે, ભાવેશ તો બહારગામ વસે છે નોકરી અર્થે. આપણે સાથે રહીએ એટલે આપણાં પર એની આશા. એટલે જ તો તને વહુ તરીકે નહીં દીકરી તરીકે જુએ છે.

**રમીલા** : પણ આ મોટું ઘર, પપ્પાની મિલકતો, પપ્પા નહીં હોય ત્યારે મમ્મીને જ મળશે ને ?

**કર્ણ** : કેવો વિચાર કરે છે તું ? મિલકતની અત્યારે ક્યાં વાત છે ? અને તું જોતી નથી કે પપ્પા આ તબિયતે...

**રમીલા** : હું એ જ કહું છું એમની તબિયત નરમ છે. અને છૂટાં પડેલાં મમ્મીને એટલે જ તો પાછાં બોલાવ્યાં.

**કર્ણ** : તું જાણે છે ખરી કે પપ્પા-મમ્મીને કેટલું ચાહતા હતા. મેં સાંભળી છે બંનેની વાર્તા. મા પાછાં આવ્યાં પછી પપ્પા પ્રસન્ન તો થયા. તબિત નરમ હતી તોય કહે...

**અનીશ** : તું મને છોડી ગઈ હતી ને ?

**તૃષા** : છોડવાં પડ્યાં આ ઘરને અને તને. તને રેસ બરાલી હતી. બીજું કશું કામ નહીં.

**અનીશ** : આટલી મિલકત હોય પછી વેપાર-નોકરા શાં કરવાં ? અને રેસ તો એક શોખ હતો.

**તૃષા** : એ શોખે તૃષાને પારકા કરી. એટલે હું નાકરીમાં મનોરંજન શોધતી પણ એક દિવસ તેં જ કહ્યું.

**અનીશ** : તૃષા ! આ ઘર મૂકીને નાટકોની દોડ મને નહીં પાલવે.

**તૃષા** : મારું મન માને તે મારે કરવાનું. તને જો ન પાલવતું હોય તો હું ઘર છોડી દઉં.

**અનીશ** : કેમ ? કોઈ બીજો મનમાં રમે છે ?

**તૃષા** : મેં તને પ્રેમ કર્યો છે અને પ્રેમ જિંદગીની પ્રેરણા છે.

**અનીશ** : તો પછી ઘર છોડાવેની વાત ક્યાંથી ?

**તૃષા** : તું નાટક છોડીએ તે મને ન પાલવે.

**અનીશ** : તો નહોતું કહેવું તોય કહું છું... નાટકોની દોડ છોડ અથવા તો આ ઘર. મને આપદા નહીં પડે. કર્ણ અને રમીલા છે.

**કર્ણ** : અને માએ ઘર છોડ્યું.

**રમીલા** : પપ્પાને ચાહતા હતા તોય.

**કર્ણ** : અને પપ્પાની તબિયત તો બગડતી ચાલી. એકવાર મમ્મી મને રસ્તામાં મળી.
(તખતા પર અંધારું... માર્ગ.)

**કર્ણ** : મને રસ્તામાં મળી અને કહે...

**તૃષા** : કેમ ચાલે છે તમારું ? મા વિના ગમે છે ને ? સુખે જીવન વીતે છે ને ? કોઈ રોકનાર ટોકનાર નહીં



રમીલા તો ખૂબ ખુશ હશે. અનીશ કેમ છે ?

**કર્ણ** : મા ! પપ્પાની તબિયત હવે સારી નથી રહેતી.

**તૃષા** : શરાબ જેને વળગે તેને તંદુરસ્તી કેવી રીતે મળે ?

**કર્ણ** : તું શરાબને અડકવા નહોતી દેતી. પણ તારા ઘર છોડ્યા પછી શરાબ એમને વળગ્યો. અમે રોકવા પ્રયત્ન કર્યો પણ વ્યર્થ. રમીલાની લાજ રાખવાનું પણ છોડી દીધું.

**તૃષા** : સાચવજો એને. મારા મનમાં તો સદાય એ છે. મેં એને પ્રેમ કર્યો છે.

**કર્ણ** : તું તો એમને છોડીને ગઈ.

**તૃષા** : એને છૂટવું હતું કદાચ મારાથી. મેં ઘર છોડ્યું અને પલ્લવી આવી.

**કર્ણ** : તારી ખોટ કોણ પૂરે મા ? પપ્પાને તારા વિના ન ગમે અને તારા વિના રહેવાયું નહીં એટલે ન છૂટકે.

**તૃષા** : પલ્લવીને પરણ્યો, તારો પપ્પો.

**કર્ણ** : પણ તે લગ્ન ચાલ્યાં કેટલા મહિના ? પલ્લવીમાં થાક્યાં પપ્પાથી અને છ મહિનામાં તો છૂટાં પડી ગયાં. પાછા પપ્પા એકલા.

**તૃષા** : એકલા શેના ? તું ને રમીલા -

**કર્ણ** : રમીલા એમને સાચવે તોય તે એમને. એકલતા પડે. એટલે જ તો મને કહ્યું કે કર્ણ, તૃષાનો પત્તો મેળવી. મારા વતી માફી માગીને પાછી લઈ આવ.

**તૃષા** : તું મને તેડી ગયો. હું તો પ્રસન્ન થઈ હતી. હું પાછી ફરી એટલે એ પણ પ્રસન્ન થયો. કહેતો હતો.

(અંધારું મૂળ ડ્રોઈંગરૂમ, અનીશના મોટા ઘરનો)

**અનીશ** : હું સુખી થયો તું પાછી ફરી તેથી.

**તૃષા** : મેં તો તને પ્રેમ કર્યો છે, અનીશ.

**અનીશ** : તે પ્રેમ કર્યો પણ પ્રેમ કરતાં મને ન આવડ્યું. પલ્લવીને પણ મારાથી થાક લાગ્યો હતો. પણ પલ્લવી કરતાં તેં મને બધું સુખ આપ્યું હતું.

**તૃષા** : ખબર નથી કે, મારાથી તું સુખી થયો કે દુઃખી પણ આપણાં સંતાનોને સુખી કરવાનાં આપણે. ભાવેશ પરગામ પણ સુખી છે તેનો આનંદ. આ કર્ણ અને રમીલા આપણને સુખ આપે છે તો તેમને પણ સુખી કરવાનાં આપણે.

(તખતા પર અંધારું. ડ્રોઈંગરૂમ તૃષા એકલી)

**તૃષા** : હું પાછી ફરી. મનમાં હતું કે પાછું દાંપત્ય સુખ પ્રાપ્ત થશે. પણ એવું ન બન્યું. હું રસોડામાં મહારાજને સૂચના આપતી ત્યાં કર્ણ દોડતો આવ્યો કહે.

**કર્ણ** : મમ્મી ! પપ્પાને જોને. કેવા લાગે છે.

**તૃષા** : રસોડામાંથી બહાર નીકળી અનીશ પાસે ગયાં અને મેં અનીશને જોયો અને કહ્યું કે ડોક્ટરને બોલાવવાની જરૂર નથી. ભાવેશને બોલાવ. તમારા પપ્પા હવે આ જગતમાં નથી. અંતિમવિધિ પતી ગઈ એટલે તેં મોટું ઘર વેચી દીધું.

(નવો ડ્રોઈંગરૂમ, મધ્યમ વર્ગના ઘરનો)

ઘર વેચતા મિલકત પણ સારી થઈ. આ ઘરમાં અમે ત્રણ આવ્યાં. ભાવેશ તો પરગામ. પણ એક દિવસ રમીલાનો પત્ર. (વાંચે છે.)

મમ્મી,

મને કર્ણ સાથે ફાવતું નથી. અમારા બંનેની વચ્ચે વિવાદ વધતો જાય છે. એટલે હું અલગ રહેવા જાઉં છું. છૂટા પડવું છે, છૂટાછેડા લેવા નથી. મારી ઈચ્છા કે, તમારી મિલકતનો ભાગ મને આપો. મને કામ આવશે. મારા નિવાસે જરૂર મોકલજો.

**તૃષા** : છૂટાછેડા લીધા વિના આવી ગઈ. કદાચ ભવિષ્યમાં કર્ણ સાથે સમાધાન થાય, પાછી રહેવાય જવાય.

(માધવી પ્રવેશે છે.)

**માધવી** : (પ્રવેશીને) તૃષા બહેન, કેમ છો ?

**તૃષા** : અરે, આવ, આવ માધવી ! કેટલે દિવસે મેં તને જોઈ. શું થયું હતું ? તબિયત સારી નહોતી ?

**માધવી** : તબિયત તો સારી હતી. પણ આ સંસ્કારો સખણાં જીવવા દે છે, કોઈને ?

**તૃષા** : કેમ કંઈ થયું.

**માધવી** : કંઈ ખાસ નહીં. એમના ગયા પછી દીકરો મિલકતનો ભાગ માગતો હતો. પણ મેં તો પાછો પાડ્યો હું જીવતી છું ને ? મારા મર્યા પછી ભાગ મળે ને ?

**તૃષા** : આ મિલકતના ભાગનો સવાલ છે. રમીલા ભાગ માગે છે. છૂટી થઈ એટલે.

**માધવી** : તમે તો હજી છો. પછી ભાગ અત્યારે શેના પાડવાના ?

**તૃષા** : એ વાત સાચી પણ એ છૂટી થાય છે એટલે ભાગ માગે છે. છૂટાછેડા તો લીધા નથી. છૂટાછેડા લીધા હોત તો કદાચ આપત, પણ એ જુદી રહેવા જાય એટલે હક શેનો ? હક તો કર્ણ અને ભાવેશનો. એમને પણ મારા વીલ પ્રમાણે મળશે.

**માધવી** : સાચી વાત અત્યારે તો મિલકત તમારી જ.

**તૃષા** : પણ આ જોયું ? છૂટા પડવું અને મિલકતનો ભાગ માગવો. સમજ્યાં, માધવી બહેન ! દુઃખમાં તો દુઃખ હોય પણ સુખમાં ય દુઃખ હોય. સુખ કોને માનવું ?

**માધવી** : ઈશ્વર છે ને મારો.

(ડ્રોઈંગરૂમ ભાવેશ, કર્ણ)

**કર્ણ** : માનુ વીલ તો જુઓ. ભાવેશ ! વાંચ તું.

**ભાવેશ** : (વાંચતાં) મારી મિલકત એટલે કે આ ઘર અને પૈસા. હું ત્રણ ભાગમાં વહેંચું છું.

**કર્ણ** : ત્રણ ? આપણે તો બે છીએ ?

**ભાવેશ** : (વાંચતાં) એક ભાગ કર્ણનો, બીજો ભાવેશનો અને ત્રીજો રમીલાને.

**કર્ણ** : રમીલા ને ?

**ભાવેશ** : (વાંચતાં) રમીલાને એટલા માટે કે તે છૂટી પડી છે, જુદી રહેવા ગઈ છે. પાછી ફરે તેમ લાગતું નથી. હંમેશની છૂટી થઈ છે.

**કર્ણ** : આ સુખ કે દુઃખ ?

**ભાવેશ** : (વાંચવું બંધ કરી) સુખમાં ય દુઃખ હોય, ભાઈ...



*૮, અધ્યાપક મિત્ર મંડળ સોસાયટી,*
*પોલિટેકનિક પાસે, અમદાવાદ-૩૮૦૦૧૫.*
*ફોન : ૦૭૯-૨૬૪૪૯૨૦૬*



# પરખ

- પ્રકાશ લાલા

**પાત્રો :** (૧) દેવજીભાઈ (૬૫-૭૦ વર્ષના વડીલ), (૨) વિનિત (૨૫-૨૭ની વયનો યુવાન) (૩) દેવીબહેન (દેવજીભાઈનાં પત્ની) (૪) સંપતભાઈ (વયસ્ક પડોશી)

**સ્થળ :** મધ્યમ વર્ગીય હાઉસિંગ સોસાયટી

**દૃશ્ય-૧**

(**સમય :** સવારનો, પડદો ઉઘડે ત્યારે હાઉસિંગ સોસાયટીનાં ત્રણેક ટેનામેન્ટના ઓટલા દૃશ્યમાન થાય છે. વચ્ચેના મકાનના ઓટલે દેવજીભાઈ પેપર વાંચતા ખુરશીમાં બેઠા છે... ત્યાં વિનિત ખભે લેપટોપ બેગ અને લંચબોક્ષ ભરાવી ઉતાવળે નીકળે...)

**દેવજીભાઈ:** (જાણે કોઈના નીકળવાની અને તેની જોડે વાત કરવાની તાકમાં હોય એમ વિનિતને જોઈ ખુશ થતાં છાપું બાજુએ મૂકીને) જયશ્રી કૃષ્ણ, ભાઈલા...

**વિનિત :** (ચાલતાં અટકીને) ગુડ મોર્નિંગ, દેવજી અંકલ ! (ચાલે ત્યાં)

**દેવજી :** વિનિત, કામે ઉપડ્યો એમને ?

**વિનિત :** યસ અંકલ... કામે તો જવું જ પડે ને ? ચાલો, ભાગું, હો ! કામ પર સમયસર પહોંચવું પડશે ને ?

**દેવજી :** ભલે ભાઈ... પણ સાચું કહું, દીકરા... તમે આજકાલના જુવાનિયાઓ બહુ દોડાદોડ કરો છો અને 'હાય કેરિયર...' 'હાય કેરિયર' કરીને ટેન્શનમાં જ જીવ્યા કરો છો !!

**વિનિત :** (ઉતાવળે-અણગમાથી) અંકલ, ટાઈમ એવો કોમ્પિટિશનનો છે કે દોડતા રહીએ ત્યારે માંડ સમય સાથે કદમ માંડી શકીએ છીએ.

**દેવજી :** એ તારી વાત સાચી પણ જીવનમાં સંતોષ રાખતાં શીખો તો ટેન્શન નહીં રહે, સમજ્યો ? (ત્યાં દેવીબહેન હાથમાં ચાના કપ સાથે ઘરમાંથી ઓટલા ઉપર આવે...)

**દેવીબહેન :** હવે તમે બિચારાને મોડું કરાવીને ટેન્શન ના કરાવો. તમે વાતોનાં વડાં કરવા નવરા છો... એને કામ હોય...

**દેવજી :** હેં...? હા... હા...

**દેવીબહેન :** તમે ચા પીવો... ને બેટા વિનિત, તું તારે નીકળ.... નકામું લેટ થઈ જઈશ.

**વિનિત :** થેન્ક્યુ દેવી આન્ટી... બાય દેવજી અંકલ... (હસે ને પછી ઝડપથી નીકળી જાય. બાજુના મકાનના પ્રદ્યુમ્નભાઈ ઘરમાંથી નીકળી ઓટલા પર આવે. સૂર્યનારાયણને પગે લાગે... કંઈક શ્લોક બોલે... દેવજીભાઈની નજર પડે ને ઉત્સાહથી...)

**દેવજી :** પ્રદ્યુમ્નભાઈ, નિત્યક્રમથી પરવાર્યા કે ? તો આવો ચા પીવા...

**પ્રદ્યુમ્ન :** (એમનો ઓટલો ઊતરી દેવજીભાઈના ઓટલા ઉપર આવતાં) હા, દેવજીભાઈ પૂજાપાઠ કર્યા અને ચા-પાણી થઈ ગયાં એટલે હવે બપોર સુધી આપણે ય છૂટ્ટા ને ઘરવાળાંને ય નિરાંત... ખરુંને, દેવીબહેન ?

**દેવીબહેન :** સાવ સાચું... હવે તમે મારો ગપાટા ને કુટો પંચાત.. હું કામે લાગું. (કહેતાં ચાનો કપ લઈ અંદર જાય.)

**દેવજી :** આવો... બેસો... નવાજૂની ? કંઈ જાણવા જેવું ?

**પ્રદ્યુમ્ન :** નવાજૂનીમાં તો પાછળવાળા ધરમશી ગાંધીની વચલી દીકરીએ ભાગીને કોઈ જોડ લગન કરી લીધાં. એ વાત...

**દેવજી :** ભાઈ, એ તો કાલે રાતે જ આપણી મંડળીમાં કોઈએ કહ્યું હતું.. જૂની વાત થઈ ગઈ... (પ્રદ્યુમ્નભાઈ પેપર લઈને જુએ.) આ સામે નંબરમાં નવા આવેલા ભાઈ ભારે મૂંજી લાગે છે.

**પ્રદ્યુમ્ન :** હા... જુઓને દેવજીભાઈ, એને આપણી મૈત્રી સોસાયટીમાં મકાન લઈને રહેવા આવે અઠવાડિયું થયું પણ કોઈની જોડે જરાય હળતો-મળતો નથી... એનું નામ શું છે ? કામ-ધંધો શું કરે છે ? કંઈ ખબર નથી પડી આપણને.

**દેવજી :** નામ તો મેં જાણી લીધું... સમીર ચાલીસહજારા નામ છે એનું. કામ કંઈક કોમ્પ્યુટર પ્રોગ્રામિંગનું કરે છે.

**પ્રદ્યુમ્ન :** અચ્છા ?

**દેવજી :** એ ભાઈને એકલા જ જોઉં છું - હું તો... ક્યારેક ઓટલા ઉપર આવે ને નજર મળી જાય તો હસે કે કેમ છો એવું પૂછી લે છે... બાકી...

**પ્રદ્યુમ્ન :** દેવજીભાઈ, મેં ય એવું જ માર્ક કર્યું છે. ઝાઝી વાત કરતા નથી ને કોઈની જોડે બેસતા-ઊઠતા નથી. પછી ઓળખાણ કેમ થાય ?

**દેવજી :** નવાઈ લાગે છે, યાર. આપણને તો બોલવા-ચાલવા જોઈએ... અરે માણસ નવો નવો હોય તો પડોશીઓ જોડે ઘરોબો કેળવે... બધાં જોડે હશે-બોલે... આવીને આપણી જોડે બેસે... પણ આ ચાલીસહજારા તો ભારે ખોપડી છે !

**પ્રદ્યુમ્ન :** હાસ્તો... ગમે તેમ તોય પહેલો સગો પડોશી કહેવાય એ તો એણે સમજવું જોઈએ ને ! કહું છું, ચંપકલાલ એમની પાછળ જ રહે છે... એને કંઈક વધારે માહિતી હશે... (ત્યાં ચંપકલાલ હાથમાં થેલી લઈને નીકળે...)

**દેવજી :** લો, આ આવ્યો ચંપક... એને જ પૂછી લઈએ...

**ચંપક :** આવે શું ? શાક લઈને ટાઈમસર ઘરે નહીં પહોંચાડું તો મહાભારત થઈ જશે. અત્યારે નો ટાઈમ !!

**પ્રદ્યુમ્ન :** અરે પાંચ-દસ મિનિટમાં કંઈ મહાભારત નથી થઈ જતાં... ચંપકલાલ બેસો... એક વાત પૂછવી હતી તમને...

**દેવજી :** હા... ચંપક... બે મિનિટ બેસ...

**ચંપક :** શું વાત છે ? જલદી બોલો.

**પ્રદ્યુમ્ન :** આ છ નંબરવાળા નવા ભાઈની વાત છે.

**ચંપક :** ઓહ... છ નંબરવાળો ! અઘરો કેસ છે.



સાંજે-માંદે આપણે પડોશીઓ જ એના કામમાં આવવાના... ને છતાં એ સાવ અતડો રહે છે તે બરાબર ના કહેવાય.

**દેવજી** : ચંપકલાલ સાવ સાચું કહે છે... આપણે તો જરૂર પડે પડોશી ધર્મ બજાવીશું જ પણ એ હળે-ભળે નહીં... આવીને આપણી જોડે બેસે નહીં... વાતો કરે નહીં... આઘો ને આઘો રહે પછી એની પાસે પડોશી તરીકે શું આશા રાખવી ?

**ચંપક** : પેલા નવ નંબરવાળા બેલાણીભાઈ બિચારા સામે ચાલીને એને મળવા ગયેલા. એમને થયું કે નવો જણ છે... તે કદાચ સંકોચ અનુભવતો હોય તો આપણે સામે ચાલીને મળીએ... પણ ન તો એણે કોઈ ઊમળકો દેખાડ્યો કે ન બેલાણીભાઈને સરખો આવકાર આપ્યો... ના લાંબી વાતચીત કરી. ઉલટાનું બેલાણીભાઈને બનવા જેવું લાગ્યું, બોલો !!

**દેવજી** : મતલબ કે આપણે આપણી પડોશી તરીકેની ફરજ બજાવી... ને એનો સંતોષ લેવાનો પણ જો એને આપણી જરૂર ન હોય તો ભોગ એના...

**પ્રદ્યુમ્ન** : હાસ્તો... ઘણી વ્યક્તિ એકલપંડી, અતડી, સાવ બિનસામાજિક હોય છે ને... એમાંનો છે આ આપણો નમૂનો...

**ચંપક** : હં... ને આવા માણસ સોસાયટીના પડોશી તરીકે ક્યારેય કોઈ કામમાં આવે એવી અપેક્ષા રાખવી ખોટી. અરે, મારું શાક. મને ભાગવા દો ભાઈ...

**પ્રદ્યુમ્ન** : અરે, એમ કંઈ જવાતું હોય... બેસો... ચા પીને જાવ... (અંદર જોઈ પત્નીને બૂમ પાડે) પન્ના... બધાને સરસ કડક-મીઠી ચા પીવડાવો...

**દૃશ્ય-૩**

(**સ્થળ:** એ જ... દેવજીભાઈના ઘરનો ઓટલો...
**સમય:** સાંજનો.
દેવજીભાઈ ઓટલે બેઠા છે... પ્રદ્યુમ્નભાઈ એમના ઓટલે ઊભા છે... ને વિનિત જોડે વાતો કરે છે.)

**પ્રદ્યુમ્ન** : વિનિત, આજે તો આરામ છે ને...

**વિનિત** : પણ અંકલ, સેટરડે - સન્ડે હોલી ડે... એટલે ટોટલી રિલેક્સ....

**દેવજી** : પ્રદ્યુમ્નભાઈ, આ વિનિત આપણી મૈત્રી સોસાયટીમાં ભાડુઆત જ છે ને...

**વિનિત** : હા.. અંકલ, કેમ ?

**દેવજી** : તોય તું કેવો અમારા બધા સાથે હળે-મળે છે... બધાંને બોલાવે છે... સમય હોય તો વાતો પણ કરે જ છે ને...

**વિનિત** : એમાં શું ?

**પ્રદ્યુમ્ન** : પણ આ છ નંબરમાં નવો આવેલો સમીર ચાલીસહજારા...

**વિનિત** : શું કર્યું એણે ?

**દેવજી** : કંઈ કર્યું નથી... પણ સાવ અતડો અતડો રહે છે... કોઈ જોડે ઊઠતો-બેસતો નથી, કોઈ સાથે વાતો કરતો નથી...

**વિનિત** : જેવો જેનો સ્વભાવ, અંકલ...

**ચંપક** : (પ્રવેશતાં) એવું નથી વિનિત... એ આઘો ને આઘો રહે તો સોસાયટીનો સભ્ય ખરો પણ પડોશી તરીકે કશા કામનો નહીં !!

**વિનિત** : અંકલ્સ, હું તમારી આ વાત સાથે એગ્રી નથી... કોઈ બધા જોડે આવીને વાતો કરવા ના બેસે, ઝાઝું હળે-મળે નહીં એટલે એ માણસ નકામો એમ કહેવું બરાબર નહીં...

**દેવજી** : પણ પડોશી તરીકે... (ત્યાં દેવીબહેન અને પન્નાબહેન ઉતાવળે, હાંફળા-ફાંફળા આવે.) અરે, શું થયું તમને ?

**પ્રદ્યુમ્ન** : હા... પન્ના, શું થયું ?

**દેવીબહેન** : ગભરાઈ જવાય એવું જ બન્યું છે !!

**દેવજી** : એટલે ?

**દેવીબહેન** : હું અને પન્નાબહેન મંદિરે દર્શન કરીને આવતાં હતાં ને કોઈ મવાલી-ગુંડો અમારી પાછળ પડ્યો.

**પ્રદ્યુમ્ન** : હેં ?

**પન્ના** : હા... અમારાં પર્સ કે ગળાની ચેઈન પર હાથ મારવાનો ઈરાદો હતો એનો.

**દેવીબહેન** : અમે ગભરાઈને ઝડપ વધારી... તોય એ મૂઓ પાછળ ને પાછળ...

**ચંપક** : પછી શું થયું ?

**દેવીબહેન** : અમે છેક સોસાયટીના ઝાંપે પહોંચી ગયાં... પણ પેલા મવાલીએ પીછો ન છોડ્યો... નાકે સોસાયટીના જ ત્રણ-ચાર જણ ઊભા હતા...

**પન્ના** : અમે એમને કહ્યું કે પેલો ગુંડો અમારી પાછળ પડ્યો છે એને રોકો...

**દેવજી** : સારું કર્યું ? એ લોકોએ પેલાને પકડીને ધીબી નાખ્યો હશે. ખરુંને ?

**દેવીબહેન** : ના... એ બધા તો પેલા ગુંડા-મવાલીના હાથમાં છરો જોઈને આઘા પાછા થવા લાગ્યા... પણ...

**પ્રદ્યુમ્ન** : પણ શું ?

**દેવીબહેન** : અચાનક છ નંબરવાળા સમીરભાઈ આવી ગયા. ગુંડાના છરાથી ડર્યા વિના એને પડકાર્યો અને પછી એના હાથ ઉપર લાત મારી છરો નીચે પાડી નાખ્યો...

**પન્ના** : ને બોચીએથી દબાવીને એવો માર્યો કે પેલો જાય ભાગ્યો...

**દેવજી** : હેં ? સમીર ચાલીસહજારાએ તમને બચાવ્યાં ?

**ચંપક** : ખરેખર ?

**દેવીબહેન** : હા... (દેવજીભાઈને પ્રદ્યુમ્નભાઈ તથા ચંપકભાઈ એકબીજા સામે જુએ...)

**વિનિત** : અંકલ, પડોશીધર્મ કોણે બજાવ્યો, બોલો ? પડોશીધર્મ એટલે બધાં સાથે વાતો કરવા - ગપ્પાં મારવા આવીને બેસવું એ કે જરૂર પડ્યે મદદમાં આવીને ઊભા રહેવું એ ?
હવે તમે સમીર ચાલીસહજારાને નકામો પડોશી કહેશો કે સાચો પડોશી ? બોલો, દેવજી અંકલ, બોલો, પ્રદ્યુમ્ન અંકલ..
(દેવજીભાઈ, પ્રદ્યુમ્નભાઈ, ચંપકલાલ મૌન બની નજર નીચી કરે...)

**દેવજી** : અમે માણસ પારખવામાં ભૂલ કરી, ભાઈ..

**પ્રદ્યુમ્ન** : હા.. વી આર વેરી વેરી..

**ચંપક** : સૉરી...

**(પડદો પડે...)**



*'વ્રજ', ૧૫૨૮/૨, સેક્ટર-૨-સી,*
*ગાંધીનગર-૩૮૨૦૦૨. મો. ૯૪૨૬૦૮૪૬૩૨*



# અથ શ્રી યુવાનકથા...

- *હસમુખ બારાડી*

**સ્ત્રી** અને પુરુષ આવી ભૂમિવંદન કરી, ઊભાં રહે છે. થોડીવારે સ્ત્રી-પુરુષને કોણી મારે છે. પુરુષ એની વિરુદ્ધ દિશામાં જોઈ, અંદરથી પ્રવેશ ઈશારો કરે છે. યુવાન પ્રવેશે છે. અને પ્રેક્ષકોને માથું નમાવે છે. પુરુષ અંદરથી ગ્યાસતેલથી સળગતો શેરી દીવો એના થાંભલા સહિત ઉઠાવી લાવી, કેન્દ્રથી ડાબી બાજુ ખૂણામાં ગોઠવે છે. વાટ ચડાવે છે, દીવાસળીથી સળગાવે છે.

સ્ત્રી અંદરથી બગલ થેલો લાવી યુવાનને ખભે લટકાવે છે. બંને જણાં શેરી દીવાથી થોડે ઉપર ઊભાં રહે છે.

યુવાન માઈલો ચાલીને થાકેલો હોય તેમ ઢસડ ઢસડ કરતો શેરી દીવાને ટેકે બેસે છે, બે ગોઠણમાં માથું ભરાવીને... પછી બગલ થેલામાંથી એક ફાઈલ કાઢે છે - એમાંનો થોકડો કાગળિયાં ઝડપભેર ફેરવે છે, અને ક્યાંક શબ્દો વાક્યોમાં સુધારા કરે છે. ફાઈલ એમ જ ઉઘાડી નીચે મૂકી, બગલ થેલામાં કંઈક શોધતો હોય છે ત્યાં સ્ત્રી અને પુરુષ આવી, ફાઈલને નમન કરી, આંખે હાથ અડાડી, પલોંઠી વાળીને બેસી હાથ જોડે છે.

**યુવાન** : ત્યારબાદ શ્રી શબ્દ ભગવાને કહ્યું, કે સૌને માટે આ પ્રદેશ હવેથી અશબ્દ કોષ નામે ઓળખાશે, અને એની ખ્યાતિ દસે દિશાઓમાં અને ત્રણેય ભુવનમાં વ્યાપી જશે, યક્ષો અને કિન્નરો એની કીર્તિ ગાશે. કાલાનુક્રમે અસંખ્ય કવિઓ એનાં પુરાણો લખશે... પુરુષ ફાઈલને નમન કરી ઊભો થાય છે. ઊઠતાં પુરુષ ખીસામાંથી થોડા પૈસા કાઢી સ્ત્રીના હાથમાં મૂકે છે - સ્ત્રી ફાઈલ પર એ મૂકી, નમન કરી ઊભી થાય છે. અને અગાઉની જગ્યાએ જઈ બેસે છે, સ્ત્રી જમણી બાજુએ બેસી માળા કરે છે.
યુવાન ફરીથી ફાઈલમાં કંઈક સુધારે છે અને થેલામાં મૂકી થાકેલો હોય તેમ ચાલતો તખ્તા પર આખું ચક્કર મારે છે. જમણી બાજુ જ્યાં સ્ત્રી બેઠી છે ત્યાં જઈ પાયલગણ કરી બેસે છે. સ્ત્રી માળાની કોથળીમાં એક હાથે માળા કર્યા કરે છે. બીજા હાથ યુવાનના માથે મૂકે છે.

**યુવક** : મા, આજ શેની પ્રસાદી ધરી છે ?
(સ્ત્રી નાકે આંગળી ચૂપ રહેવા કહે છે. માળા કર્યા કરે છે. યુવાન ઠાકોરજીની મૂર્તિ આડેનો પડદો આઘો કરી ધરેલી પ્રસાદીની થાળીમાંથી ખાવા માંડે છે. સ્ત્રીનું ધ્યાન જાય છે.)

**સ્ત્રી** : જ્યારે આવે તેમ ઘોડે ચડીને જ આવે (થાળી લઈને પાછી મૂકે છે - પડદો ઠીક કરે છે.)
આ માળા પૂરી થાય એટલે ખાજે ને તું તારે ! લે, આ ડબરામાંથી ખા.
(મંદિર ઉપરથી ડબરો આપે છે - યુવાન તે ખોલીને એમાંથી મીઠાઈનાં ચકતાં ખાય છે. સ્ત્રી માળા પૂરી કરી, ડાકોરજીને નમી, પ્રસાદીમાંથી એક ટુકડો યુવાનના મોંમાં મૂકે છે.)

**સ્ત્રી** : તેં આ સંધુય તારે મોઢેથી લખ્યું છે કે, શેમાંયથી જોઈને ?

**યુવાન** : થોડું જોઈને - થોડી લોકોની સાથે વાતો કરીને.
(યુવાન થેલામાંથી ફાઈલ કાઢી દાદીમાના હાથમાં મૂકે છે.)

**સ્ત્રી** : આ હું છે, બેટા ?

**યુવાન** : દાદીમા, આ લખવા માટે મને આજ બે વર્ષથી મહિને ત્રણ હજાર રૂપિયા પગાર આપે છે.
દાદીમા ફાઈલનાં પાનાં આમતેમ ફેરવે છે. ભગવાનને ધરે છે. યુવાનને માથે હાથ ફેરવે છે.

**સ્ત્રી** : બેટા, આમાં સંધી ભગવાનની વાતું લખી છે ને ?... નીચું કેમ જોશ ?.. બોલ !

**યુવાન** : હા, તમને ગમે તેવું એમાં લખ્યું છે, મા. પેલી સાત પાતાળની વાર્તા તમે નહોતી કરી ? એક રાજકુમાર...

**સ્ત્રી** : પણ તેં હજી ઠાકોરજીને માથું કેમ નથી નમાઈયું ? બે વરહ પરદેહ ખેડીને આજ પાછો આવવો. તમે (એની સામે જોઈ રહે છે.) કે તુંય પછી.

**યુવાન** : (એકી શ્વાસેઃ) ના-મા-ના. તું કહે એને માથું નમાવું - આંગળી ચીંધે એટલા પથ્થર પૂજું. મને કોઈ તાવીજ આપે તો ગળે બાંધવા તૈયાર છું, મા. ઓમ હ્રીં ક્લીમ સ્વાહા - ઓમ હ્રીં ક્લીમ સ્વાહા... (ઝડપથી ફાઈલ ઉપાડી, થેલો ખભે ભેરવી ચાલવા માંડે છે.)

**સ્ત્રી** : આ પરસાદ તો પૂરો કર - થાળી એની પાછળ ધરે છે - પણ એ ચાલ્યો ગયો છે - દાદીમા ફરીથી ભગવાનને માથું નમાવે છે. અને ઊભી થઈ એની મૂળ જગ્યાએ ઊભી રહે છે.
યુવાન એક વર્તુળ પૂરું કરીને, સ્ત્રી બેઠી હતી એથી અપ સ્ટેજમાં જાય છે. ત્યાં ખુરશી પર પુરુષ બેઠો છે. ફોન પર વાત કરે છે.
- યુવાન એની સામે ધ્યાન જાય એમ થોડી વાર ઊભો છે. ફોનની વાત પૂરી થયા પછી, પુરુષ ઊઠીને હાથ ધરે છે.

**પુરુષ** : કમ-કમ-યંગમેન ! ડોન્ટ હેઝિટેટ. તમારા જેવા બડિંગ ઈન્ટેલેકચ્યુલ માટે, મારી કેબિનના બારણાં ઓલ્વેઝ ખુલ્લાં છે. બોલો.
(યુવાન બગલ થેલામાંથી ફાઈલ કાઢવા કરે છે.)
''ઓહ યસ તમે તમારી મેળે આવી ગયા તે સારું કર્યું. એ અહેવાલ વિશેની રિસર્ચ ડાયરેક્ટરની નોંધ હું વાંચી ગયો છું. એમાં એમણે જરૂરી સુધારા તરફ નિર્દેશ કર્યો છે. રિસર્ચનો વિષય જોતાં તમને એમાં વાંધો ન હોવો જોઈએ.''

**યુવાન** : પરંતુ એ વિષયમાંથી જ, આ બધા સંબંધિત મુદ્દાઓ ઉપસ્થિત થયેલા અને એમાંથી ગંભીર બાબતો તરફ મેં આંગળી ચીંધી છે.

**પુરુષ** : યુ ટ્રાય ટુ અન્ડરસ્ટેન્ડ મી. તમને ખબર છે આ અહેવાલ ઉપર આપણું બોર્ડ ઓફ ડિરેક્ટર્સ મીટ માંડીને બેઠું છે. એને પરિણામે નવા ઉદ્યોગોની યોજના હાથ ધરવાનું અમે વિચારી રહ્યા છીએ.



કેટલા કુટુંબોને એમાંથી રોજી-રોટી મળશે એની કલ્પના તમને આવે છે ?

**યુવાન** : હા-ચોપડા સાહેબ, પણ -

**પુરુષ** : અને જુઓ, આપણા રિસર્ચ વિભાગમાં થોડી નવી જગ્યાઓ ઊભી થવાની છે - પણ આ અહેવાલને આધારે જ એ બધું એક્સ્પાન્સન મારાથી મંજૂર કરાવી શકાય, સમજ્યા ?

**યુવાન** : મેં તારવેલા મુદ્દા ખોટા છે એમ તમે કહેવા માગો છો ?

**પુરુષ** : યુ આર બિટીંગ એબાઉટ ધી બુશ (અહેવાલનાં પાનાં ફેરવતાં) આ તમે શું લખ્યું છે ? ધ ટ્રાયો ઓફ પાવર - કલ્ચર એન્ડ વેલ્થ ? આપણે ત્યાં ધન છે - પણ સમૃદ્ધિ નથી. (બંધ કરતાં) હેવ યુ બિન રિડિંગ ફિલોસોફી લેઈટલી, માય બોય ?

**યુવાન** : પણ હું મારા અહેવાલમાં અપ્રામાણિક કેમ બની શકું ?
(પુરુષ એની સામે જોઈ રહે છે.)
મારી તારવણીઓ બધી **કચતરપ - રવલ** આધારિત છે.
**થરત ફખલ મનક રખલ હઅક** નથી. મેં જેની મુલાકાતો લીધી તે બધા અંદર **ફખલ મનક ડપણનપ.**
(પુરુષ ઊભો થાય છે.)

**પુરુષ** : વૉટ, યુ ડોન્ટ થીંક યું કેન કોઓપરેટ ? આઈ એમ. સૉરી ફોન જી - **એબીડીએફએમેન, પીઆ એસઓ-સી.બી.એ.**
(જુવાન બગલ થેલાને છાતીએ વળગાડીને ધીમે પગલે જવા મળે છે.)

**યુવાન** : **અમક નલબખડ હરત પફ નમલક ડપણ.**

**પુરુષ** : જે કે **ઓપી આર એ બી એક્સ એન.**

**યુવાન** : **કચતટ થપ -**

**પુરુષ** : ડબલજી એક્સ વાય ઝેડ -
(યુવાન ચાલ્યો જાય છે ખભે થેલો - ઢસડ ઢસડ - બત્તીને થાંભલે પીઠ ભરાવતો બેસે છે. પુરુષ ત્યાંથી પોતાની મૂળ જગ્યાએ જઈ ઊભો છે. સ્ત્રી, પુરુષની આગળની જગાથી ડાબી બાજુના ખૂણે જઈ ઊભી રહે છે.
યુવાન ઊભો થાય છે - પુરુષ તરફ જાય છે - બે એક્ટરો વાત હોય એમ પૂછે :

**યુવાન** : એય, ચોથી દીવાલ બંધ છે ને ?
(પુરુષ માથું હલાવી હા કહે છે.)
(યુવાન ખભે થેલો બરાબર ભેરવી, વ્યવસ્થિત દેખાવા પ્રયત્ન કરતો સ્ત્રી પાસે જાય છે. એની સામે જોઈ રહે છે. પછી નીચે જુએ છે. - અને બેસી પડે છે. સ્ત્રી બાજુમા બેસે છે.)

**સ્ત્રી** : હું તમારી સાથે હોત તો આવું બધું ન થયું હોત.

**યુવાન** : કોને ખબર ? - પણ તું કેમ છે ?

**સ્ત્રી** : એમ જ. તું બહુ દુબળો પડી ગયો છે.

**યુવાન** : હ...

**સ્ત્રી** : પણ એવું તેં એમાં શું લખ્યું છે ?

**યુવાન** : એ તને નહીં સમજાય - (થોડીવારે) એમાં મારી અને તારી વાત લખી છે.
(સ્ત્રી હસે છે.)

**સ્ત્રી** : તો પછી એ સંસ્થાને મૂકો તડકે. એને છપાવો - બીજા કોઈને આપો.

**યુવાન** : એવું ન થઈ શકે - હું સંસ્થાનો નોકર છું.

**સ્ત્રી** : રાજીનામું આપી દે.

**પુરુષ** : તોય શું ? આ પ્રોજેક્ટની કરારની શરત પ્રમાણે, ત્રણ વર્ષની નોકરીની બંધણી છે - રાજીનામું આપતી વખતે ત્રણ વર્ષનો પગાર.

**સ્ત્રી** : (હાથમાંથી બંગડી ઉતારતાં) એમાં શું ? એકે એક પૈસો દૂધે ધોઈને આપી દે ને !

**યુવાન** : એનો કોપીરાઈટ પણ એ લોકોનો છે. નોકરી દરમિયાન મેં એ લખ્યો છે.

**સ્ત્રી** : થોડીવારે : મને તો એમ, કે આજે તું આવ્યો, એટલે મારે હવે વધારે રાહ નહીં જોવી પડે.
(જમીન ખોતરે છે.)

**યુવાન** : એની સામે જોઈ રહે છે. જો, સાંભળ, સાત સમુંદર પાર એક નાનકડો ટાપુ છે - એના ગગનચુંબી દુર્ગોની વચ્ચે, એક રળિયામણો મહેલ છે. એના બે ખંડોમાંથી એકનું નામ રિસામણાં ખંડ અને બીજાનું નામ મનામણાં ખંડ. પણ એના રાજાની કુંવરી એ બેય ખંડની ઉંબરે બેઠી છે - ભૂખી તરસી - આંખનું મટકુંય નથી મારતી.
(યુવાન ધીમેથી ઊભો થાય છે.)
પણ એનો રાજકુમાર તો દરિયાને આ કાંઠે, એય ને મજેથી પ્રસાદીનો ડબરો ખોલીને ખાધા જ કરે છે.
(યુવાન ચાલવા માંડે છે. જઈને બત્તીને થાંભલે બેસે છે. ફાઈલ ખોલે છે. અને કથા કરે છે.)

**યુવાન** : બોલો શ્રી ઓમ ભગવાનની જય.
**કાલ બક્કડ કડછ અમલ પડ ખકડા આમ કડકછાં ચીમનકલ - ચમનકછલ કામુનુમુનમન !**
**હામન થર કહે લાબડી નામત.**
(ત્યાં એક છોકરી રમતી રમતી આવી થોડીવાર બેસે છે, સાંભળે છે - યુવાન સામે નજર પડતાં પૂછે છે:)

**છોકરી** : કાકા, એક ઉખાનું પૂછું ?
ગણ્યા ગણાય નહીં.
વીણ્યા વીણાય નહીં -
તોય મારા આભલામાં મા'ય નહીં, એ શું ?
યુવાન જાણતો ન હોવાનું માથું હલાવીને ફાઈલને નમે છે. છોકરી ચબો બતાવીને જવા જાય છે. ત્યાં યુવાન એને ફાઈલમાંથી પાનું ફાડીને એક કાગળનું તીર બનાવી આપે છે. એ છોકરી યુવાનને મારે છે. યુવાન ઊભો થઈને વળતું તીર છોકરી પર ફેંકે છે.
એ ચાલતું હોય છે. એ દરમિયાન પુરુષ આવીને થાંભલો અને ખુરશી નમાવીને અંદર લઈ જાય છે - સ્ત્રી બગલ થેલો - અને ફાઈલ લઈ જાય છે. છેલ્લે યુવાન તીરને અંદરના ભાગમાં ફેંકે છે. છોકરી એને લેવા અંદર જાય છે.
યુવાન પ્રેક્ષકોને માથું નમાવી અંદર જાય છે.



*થિયેટર મીડિયા સેન્ટર,*
*ચેનપુર, ન્યૂ રાણીપ,*
*અમદાવાદ-૩૮૨૪૭૦*



# ભૂકંપ

*- વિનોદ સી. દવે*

**પાત્રો અને પરિચય :**
(૧) મનોજ (પતિ), સ્વર્ગવાસી
(૨) મંજુલા (પત્ની) (વિધવા)
(૩) જગદીશ (પુત્ર)
(૪) રઘુભા (સરપંચ) (બાપુ)
(૫) રમાબા (સરપંચનાં પત્ની)
(૬) મનજી (પટ્ટાવાળો)
(૭) કાનજી (વાળંદ)
(૮) સવિતા (કામવાળી)
(૯) જમના (કાનજી વાળંદની પત્ની)
(૧૦) રમેશ (જમનાનો પુત્ર)
(૧૧) નટવર (યુવાન સંત)
(૧૨) રામનાથ (સંત)
(૧૩) દિનાનાથ (વૃદ્ધ સંત)

**પ્રવેશ પહેલો**

(પડદો ખૂલે છે...) (નાના ગામડાનું દશ્ય. વહેલી સવારની ચહલ-પહલ-પશુઓ ચરવા જતાં હોય - મંદિરમાં ઘંટારવ થતો હોય - ઢોર-ગાય-ગાડાં-બળદનો ભાંભરવાનો અવાજ તેમજ - થોડી શાંતિ-પછી 'વૈષ્ણવજન તો તેને રે કહીએ પીડ પરાઈ જાણે રે...'ના નરસિંહ મહેતાના ભજનની ધૂન વાગતી હોય ધીરે ધીરે સૂરજનો પ્રકાશ રેલાતો હોય, સવાર થવાનું અજવાળું) (ઘરમાં પ્રવેશતાં જ હાર પહેરાવેલો - મનોજનો ફોટો દેખાતો હોય.)

**રમાબા** : મંજુલા - ઓ - મંજુ કેટલીવાર છે ? તારે તૈયાર થવાની...

**જગદીશ** : (બહાર ફળિયામાં ઊભો હોય છે. દાંતણ કરતો હોય છે.)

**રમાબા** : એ... લા... જગલા.. જરા જો તો ખરો... તારી મા મંજુ તૈયાર થઈ કે નહીં ? જરા પૂછ તો - તારી મા ને ?
બધા - આજુબાજુવાળાં બૈરાઓ તૈયાર થઈ ગયાં છે, આજે અમાસ છે ને - સોમવાર પણ છે.

**જગદીશ** : તો... ? શું થઈ ગયું ?

**રમાબા** : બેટા, આજે મંદિરે જવાનું છે ? નિલકંઠ મહાદેવ, બધાં બૈરાંઓ ભેગાં થયાં છે. શ્રાવણ મહિનો ને નાનો મેળો પણ ભરાય છે ત્યાં, તને ખબર નથી ? સોમવતી અમાસ છે !

**જગદીશ** : ના. ખરેખર.. રમાબા !

**રમાબા** : હાય રે... ! હું ભૂલી જ ગઈ કે તું ક્યાં આ ગામમાં મંજુ ભેગો રહે છે !

**જમના** : રૂમમાંથી બહાર નિકળતાં... (તેના હાથમાં વાટકી હતી અને એક હાથ હળદરવાળો હતો.) જેનાથી તે વાળની લટ સરખી કરતાં...

**રમાબા** : લે, શું થયું છે ? જમના... તું અહીં ? સવાર-સવારમાં મંજુને ઘરે શું કરે છે ?

**જમના** : વાત એમ છે કે... વહેલી સવારે જગદીશ મને બોલાવવા આવેલો કે મારી બા જલદી બોલાવે છે.. પડી ગઈ છે, અને ઘરે આવી ને જોયું તો આ મંજુનો પગ સોજાને કારણે દડા જેવો થઈ ગયો... અને તુરંત જે મેં મીઠુ અને હળદર ગરમ કરી લેપ પગ ઉપર લગાડી દીધો...

**રમાબા** : એટલે... મંજુ તો ઘર બહાર બે-ચાર-દાડા પગ મૂકવાનું બંધ - એમ જ ને ?

**જમના** : હા... બીજું શું - રમાબા... અને (મનુ) મનોજ મહારાજ જીવતા હતા ત્યારે તેલ-માલિશ કે માથું દબાવવા અને હળદર ચોપડવા - કામકાજે આવતી જ હતી ને ? આટલું કહી ખડખડાટ હસવા લાગી...

**રમાબા** : અલી... જમના તને આવી વાતમાં હસવું આવે છે. (મંજુના રૂમમાં પ્રવેશતાં.)
મંજુ, (એક ખાટલામાં તકિયો રાખી સૂતી હતી. બાજુમાં ટેબલ ઉપર ચોપડાનો ઢગલો પડ્યો હતો.)
એ... ય મંજુ, કેમ છે, તને ? શું થયું મારી આ દીકરીને ? (માથે હાથ ફેરવતાં) જરા- બેટા સાચવીને કામ કરતી હો'તો, બેટા, મેળામાં જવાનું હતું - અને સોમવતી અમાસને સોમવારે જ તને પગ મચકોડાવાનું મુહૂર્ત નિકળ્યું ?

**મંજુ** : શું કરું - રમાબા - બહું જ ઈચ્છા હતી મારી કે બધાં જ મેળામાં જઈએ. પરંતુ આ જગદીશની પરીક્ષા આવતી હોય - બોર્ડિંગમાં રજા પડી છે તેથી ઘરે વાંચવા-તૈયારી કરવા આવ્યો છે. એમાં વળી આ ઉપાધી આવી પડી...

**રમાબા** : હશે, દીકરી - ભોળાનાથની ઈચ્છા નહીં હોય... કાંઈ ચિંતા કરતી નહીં. જે જોઈ તે મંગાવી લે જે - આ જગલા જોડે - હો - (પગને નિરખી ને બોલતાં...) જલ્દી સારું થઈ જશે.

**મંજુ** : ભૂકંપ - પછી હું આ ગામમાં મારે પિયરે આવી તો હતું કોણ તમારા સિવાય મારું...

**રમાબા** : (મંજુને મોઢે આડો હાથ દેતાં.)
એવું બોલમાં - દીકરી - તારી મા અને હું એ જ ગામનાં, મારી ખાસ બહેનપણી હતી, અમે સાથે



સાત ચોપડી ક્લાસમાં ભણ્યાં છીએ. (ગળગળા-અવાજે) મરતાં પહેલાં તારી મા મને ભલામણ કરી ગયેલી - ''રમા- મારી છોડી મંજુને સાચવજે'').

**મંજુ** : મારી દુનિયામાં, આ જગલો-ચાર-દીવાલો અને કાંઈ હતું જ નહીં... ભૂકંપ પછી... આખુંય ગામ ખાલી થઈ ગયેલું... તમારા આશીર્વાદથી અમો મા-દીકરો... બેઠાં છીએ...

**રમાબા** : બસ... બસ... હવે રહેવા દીકરી - આ તો મારે કહેવાય નહીં... મંજુ તારો બાપ નખોદિયો કે બીજું બૈરું લાવ્યો. એમાં આ બધી રામાયણ થઈ. અને ઈ વંતરીએ તારા ગળે આ મનોજિયાને બાંધ્યો ત્યારે હું હરિદ્વાર જાતરાએ ગઈ હતી.. નહીંતર તારાં લગન હું આ મનોજ સાથે થવા જ ન દેત...

**મંજુ** : કિસ્મતમાં લખાયું હોય - તે કોણ મિથ્યા કરી શકે ! હશે, મારાં નસીબ પાંગળાં... ભોગવાનું લખ્યું હોય તે ભોગવ્યે જ છૂટકો... ! હશે... બા આ જગો...

**રમાબા** : (મંજુને માથે હાથ પસવારી ઊભાં થતાં.)

**જગદીશ** : (બાજુમાં ચોપડીઓ વાંચતો - ઉથલવાતો હતો) ત્યાં જઈ રમાબા માથે હાથ ફેરવી - થેલીમાંથી ડબો કાઢી - બે-ચાર પેંડા - (મીઠાઈ) જગદીશને આપતાં...
લે... બેટા. ભણી-ગણી, આ કુળનું નામ રોશન કરજે, તારી મા મંજુએ રંડાયો વેઢી તને મહા-મહેનતે મોટો કર્યો છે. દીકરા તેનું ધ્યાન રાખજે... જતાં... જતાં...

**મંજુ** : જમના... ઓ જમના... ક્યાં... ગઈ...

**જમના** : સાદ... દેતાં... એ... આવી.
મંજુબહેન.. આ હળદરવાળો વાટકો અને હાથ ધોવા ઘરે ગઈ હતી...

**મંજુ** : જમના... જો રસોડામાં દૂધ મેં તપેલીમાં રાખ્યું છે. તેમાં - ચા-ખાંડ નાખી. બે કપ-ચા મૂકું. એક કપ - પેલા જગદીશને આપ અને એક કપ ચા તું પણ પી લેજે... હું મંદિરે તો નથી ગઈ પણ અમાસ છે... તેથી ઈચ્છા... નથી... જરા દૂધ લઈશ.

**જમના** : ચા - કપ - રકાબીમાં લાવીને જગદીશના ટેબલ ઉપર મૂકી.

**જગદીશ** : એક ઘૂંટડો 'ચા' ભરી ને તેણે જોરથી બૂમ પાડી. જમના માસી, આ ચા-મોળી છે ? એકાદ-બે ચમચી ખાંડ નાખી પાછી લાવો.

**મંજુ** : ઝબકી ગઈ, છેલ્લાં બે-ત્રણ વર્ષથી તે જોયા કરતી કે આ છોકરાંના લક્ષણ તેના 'બાપ' જેવાં જ થતાં જાય છે ? છોકરો-બારમું ભણે છે, પરંતુ ચા-બનાવતાં નથી શીખ્યો, ચામાં ખાંડ - વધુ જોઈએ છે. વારે વારે ગુસ્સે થઈ જાય છે. બે હાથે માથું દબાવીને ગુસ્સામાં બેસી જાય છે. મનોમન - કાંઈક ગણગણવા લાગે છે. કે મનમાં ગાળો-બોલતો હોય તેવું લાગે છે. મંજુ-વિચારતી કે મારો છોકરો ભણાવામાં હોંશિયાર છે, પરંતુ તે સ્વભાવે - લક્ષણે તેના 'બાપ' ઉપર જ ગયો છે. તે પ્રાર્થના કરતી કે હે ભગવાન આ જગલા ને તેના બાપ જેવો ન બનાવીશ.

**પ્રવેશ બીજો**

(નિલકંઠ મહાદેવ મંદિર આજુબાજુમાં ઝાડ-વનરાઈ, વડ. એકાદ-બે નાની ઓરડીઓ હોય જેમાં સાધુ-સંતોને ઉતરવાની વ્યવસ્થા છે. અને મંદિરમાં બાજુના ભાગે પાણીનો નાનો કૂવો હોય તેવું દૃશ્ય...)

**સવિતા** : આવો... રમાબા... આવો...
કેમ - એકલાં... છો. મંજુબહેન... કે જમના... કોઈ નથી... દર્શન કર્યાં ?

**રમાબા** : હા, એલી - સવિતા... તું આજે કેમ કામ કરવા નથી જઈ... રજા રાખી છે...

**સવિતા** : હા... આજે મને પણ એમ થયું કે લાવ... સોમવાર છે - મહાદેવનાં દર્શન કરી આવું... અમાસ છે ને !

**રમાબા** : સવિતા - જા... તો શેતરંજી સામે પાથરતો... ગામનાં બૈરાંઓ બધાં બેસી શકે... જમના આવે છે.

**સવિતા** : હા... રમાબા... લો, આ પાથરી દઉં છું. (શેતરંજી પાથરતાં)

**રમાબા** : (ચાર-પાંચ-બૈરાંઓ સાથે શેતરંજી ઉપર બેસતાં... ફરાળ-નાસ્તાનો ડબ્બાઓ ખોલતાં... લે સવિતા... સામે જો... તો મંદિરના રૂમમાં ચાર-પાંચ સંતો આવ્યા લાગે છે.

**સવિતા** : ના- રમાબા.. ત્રણ-ચાર સાધુ - બાવાઓ દર્શન કરવા આવ્યા હોય તેવું લાગે છે.

**રમાબા** : લે... સવિતા... આ ચાર-પાંચ કેળાં - સફરજન-ચીકુ વગેરે ફરાળી પુરી - ફરાળી શાક તેને આપી આવને ? આજે સોમવાર ને અમાસ છે. તેથી તે પણ બિચારા ભૂખ્યા હશે !

**જમના** : રમાબા - મને તો બહારગામથી જાત્રાએ નિકળ્યા હોય ને તેવું લાગે છે.

**સવિતા** : હા.. મને પણ એમજ લાગે છે.

**રમાબા** : જમનાના નાના પુત્ર રમેશ ને ચેવડો - ને પેંડા આપતા, લે બેટા ખા - જો આજુબાજુમાં રમતાં-રમતાં ધ્યાન રાખજે.

**જમના** : મારો - એકનો એક જ છે એને કાંઈ થયું ને તો કાનજી મારો વારો કાઢી નાખે.



**સવિતા** : મને તો લાગે છે - કે જમના તારા કરતાં તારો વર તારા છોકરાને વધારે સાચવતો હશે ? કાં... રમાબા...

**રમાબા** : દરેક મા-બાપ ને છોકરા વહાલા જ હોય... આ જોને પેલા - મંજુનો છોકરો - જગલો... કેવી ધ્યાન રાખે છે મંજુડી... બાપ વગરનો છે બિચારો - ધણી વગરની છે બિચારી... મંજુડી...

**જમના** : રમાબા - મંજુબહેનને પગમાં ફ્રેક્ચરની બહુ તકલીફ હોય તો આપણે બાપુની ગાડીમાં દવાખાને લઈ જઈએ...

**રમાબા** : ના... ના... પગ મચકોડાઈ ગયો છે. બે-ચાર દિ માં દોડવા માંડશે.

**સવિતા** : આવી - નાની ઉંમરે રંડાપો આવે તો પણ એકલી લડે છે... મને તો તેની દયા આવે છે. શું જિંદગી છે ?

**રમાબા** : મેં તો મંજુને મારી સગી દીકરીની જેમ સાચવી છે. તેની માનું લગીરેય દુઃખ થવા નથી દીધું - ભોળી છે.

**જમના** : મને પણ દયા આવે છે બા - આ ભોળી - ભલી કબૂતર જેવી મંજુની જિંદગીમાં મા-બાપ તો ઠીક પણ પતિનું પણ સુખ પણ નસીબમાં નથી લખ્યું ?

**સવિતા** : એવાં તે ક્યાં પાપ-ગયા ભવમાં કર્યાં હશે - કે આ ભવે-દોજખભરી જિંદગી વેઠવી પડે છે, મંજુને ?

**રમાબા** : તારા-બાપુ એ એક છોકરો સરસ બતાવ્યો હતો. પરંતુ - મંજુડીએ 'ના' પાડી - હઠીલી છે. ન માની તે ન જ માની - ત્યારે આ જગલો સાવ (નાનો) બાળ હતો. એકલી - ભવસાગર સંસાર - પાર કરવો મુશ્કેલ છે.

**સવિતા** : બા - તમારો સહકાર સારો છે. આપણે બધા એક જ કુટુંબની જેમ રહીએ છીએ, ફળિયામાં પણ આ જમાનો કેવો ખરાબ છે...

**રમાબા** : આ તો હું હરિદ્વાર જાતરાએ ગઈ અને આ મનોજ મળ્યો. આળસુનો પીર, કાંઈ - કામ કરવું નહીં - ગાંજો ફૂંકવો - ચલમો ભરી - બીડી ફૂંકી - સાધુ -બાવા સાથે પેલા મંદિરના રૂમ કે ઝાડવા નીચે બેઠો હોય - ફૂલ જેવી કોમળ મંજુની જિંદગી ધૂળધાણી કરી નાખી - નાલાયકે... છેતરી ને તેને.

**સવિતા** : રમાબા - મને તો એમ જ લાગે છે કે આ મંજુ જ આને મનુ મારાજને ઘરમાં રાખી શકે. હું ઘણી વખત કામ કરવા જતીને મંજુ રોતી હોય - કે હાથે-પગે ઉઝરડા પડી ગયા હોય - વગર કારણે બિચારી મંજુને મનુ મારાજ લાકડીથી ફટકારતો... મારતો...

**જમના** : ખરેખર - આ મંજુ જ આવા ત્રાસ સહન કરી શકે. જેવા તેવાનું કામ જ નહીં ? વગર કારણે રોજ માર સહન કરતી.

**રમાબા** : મંજુની જગ્યાએ કોઈ જો બીજી કોઈ બાઈ હોતને તો ક્યારનો કૂવો પૂર્યો હોત અને જેલમાં હવાખાતો હોત પેલો - મનુ મારાજ. આ તો છોકરીનો બાપ જ સારો - બ્રાહ્મણ હતો. સંસ્કારી હતો. એટલે જ તો મનુને બીડી-ચલમમાંથી સુધાર્યો પણ તમને બંનેને નહીં ખબર હોય. મંજુ એના બાપની એકની એક જ હતી. પેલો - મનુ મારાજ તો ઘર જમાઈ બની ગયો હતો. મંજુનો બાપ સુખી હતો, પરંતુ જમાઈ બહુ ભૂંડો નિકળ્યો. છેતરી ગયો, મંજુને. ચરસ-ગાંજો-બીડી-ચલમો પેલા સાધુ બાવા જોડ પીધા રાખે - મોડી રાત્રે ઘરે આવે - મંજુને મારઝૂડ કરે. નાની વાતમાં ઝઘડા - ચાલુ જ હોય ?

**જમના** : મંજુના બાપ અને નવી માનું બસમાં એક્સિડેન્ટ થઈ ગયું હતું - તેવું સાંભળ્યું હતું.

**રમાબા** : હા - તારા બાપુ કે'તા હતા કે ગામના ગોર મહારાજને ગોરાણી, ટેક્સીમાં આવતાં હતાં. બસ સાથે અથડાવાથી બેય જણાં સ્વર્ગે સીધાવી ગયાં... બહું સારાં હતાં બેય જણાં...

**સવિતા** : હાય... રામ... મંજુ ઉપર તો દુઃખનો પહાડ તૂટી પડ્યો... બિચારી એકલી.

**જમના** : અવાજ કરતાં... રમેશ... ઓ રમેશ, ક્યાં ગયો... બહુ દૂર ન જતો હો. ત્યાં સામે ઓરડીમાં બાવા બેઠા છે ઉપાડી જશે તને... આટલામાં જ રમજે, મંદિરની બહાર ન જઈશ.

**સવિતા** : જમના, તું નાહકની ચિંતા કરે છે. આપણે બધાં અહીં બેઠા જ છીએ ને મેળામાં અંદર ભીડમાં ન જતો રહે તેનું ધ્યાન રાખજે - બાકી તો ગામ આખું ઓળખે જ છે ને...?

**જમના** : પણ - મેળામાં બહારના લોકો આવ્યા હોય તે તો ન જ ઓળખે ને કે... આ છોકરો રમલો - મારો છે...?

**રમાબા** : એલી - જમના, હમણાં તારો વર કાનજી ગામમાં દેખાતો નથી... ક્યાં બહાર ગયો છે...?

**જમના** : હા... બા, તેના સગામાં કોઈ પાછું થયું છે. તેથી ખરખરો કરવા (કાંણે) ગયા હતા...!

**રમાબા** : ભલે, હું ઘરમાં રહેતી હોઉં પણ સમાચાર મળતા હોય.

**સવિતા** : હા - બાપુ - 'સરપંચ' છે ને આ ગામના, એટલે બધી ખબર હોય તમને...?
(હસતાં... હસતાં...)

**જમના** : રમાબા - તમે મંજુના વરનો સ્વભાવ જોયો છે ?



**રમાબા** : હા - બહુ ખરાબ હતો. પેલા ન હોતો.

**સવિતા** : હા - મેં જોયો છે ? મંજુને દાળ-શાકમાં મીઠું ઓછું હોય તો મારઝુડ કરતો ગુલામની જેમ રાખતો - જે હાથમાં હોય તે છૂટું મારતો - મંજુ ખૂબ ડરતી હતી. ઘરે ગાંજો-ચલમ-બીડી-પી ધમાલ મચાવતો - બાવાને લઈ ઘરે આવતો. મંજુ એ સુધારવા બિચારીએ ખૂબ મહેનત કરી. પરંતુ આળસુ મનુ મારાજ કોઈને ગાંઠતો નહીં !

**રમાબા** : તારા - રઘુભા - બાપુની તેને બીક લાગતી - પણ - બાપુ મને ના પાડતા. આપણે કિધા કર્યા - વગર ઝઘડામાં ન પડવું - તે બામણ છે અને આપણે 'સરપંચ' છીએ, આ ગામનાં-મજાલ નથી કે મનિયો કાંઈ બોલે... ઠપકો આપે તો માફી માંગી લે - પછી હતો ત્યાં જ.

**જમના** : સામે - રૂમ - ઓરડીમાં ત્રણ બાવાઓ આવ્યા છે. ધ્યાન રાખવું પડશે ! આજકાલ મેળા - ગામમાંથી છોકરાઓને ઉપાડી જાય છે...!
શું ભરોસો... આ... લોકોનો...

**સવિતા** : જમના - બધાય એવા નથી હોતા !
કોઈ - કોઈ વાર એવું બને, દુનિયા છે !
ચાલ્યા... કરે...

**રમાબા** : હવે, થોડો આરામ કરો, વાતો - ચર્ચા બહુ કરી... બપોર પછી બધા ઘરે જઈશું ! વિરામ માટે બધા લંબાવે છે. (અંધારું-વાદળછાયું વાતાવરણ...)

**પ્રવેશ ત્રીજો**

(અચાનક દેકારો, માણસોના અવાજો બચાવો, બચાવોની બૂમનો અવાજ એલા... કોઈનો છોકરો... કૂવામાં પડ્યો... બચાવો... દયા કરો...) અચાનક... (રમાબા-સવિતા અને જમના જાગી જાય છે.) બધા શું... થયું. શું... થયું... બેબાકળા બનતાં...)

**સવિતા** : એલી... જમના... જરા જોતો... તારો છોકરો, તારો... રમલો... તો નથી ને ?

**જમના** : દોડી - કૂવાના કાંઠે પહોંચતાં.

**રમાબા** : કૂવા કાંઠે, બીજા લોકોની પાછળ ડોકું - કાઢતાં... હાય... રામ... આ તો તારો રમલો... જ.
લાલ-બુશકોટ તેનો દેખાય છે, કૂવામાં ખાબક્યો લાગે છે... રમતાં... રમતાં... બચાવો. કોઈ... છે...
(ભગવાં કપડાં - દાઢી-મૂંછ-વાળો)

**નટવર** : સામેની ઓરડીમાંથી દોડીને ભગવાં વસ્ત્રો સાથે કાંઠે ઊભેલાં લોકોને હડસેલી સીધો જ કૂવામાં કૂદકો લગાવે છે... ધ્રુબાંગ... ધ્રુબાંગ - તરવાનો (પાણીમાં પડવાનો અવાજ)

**રામનાથ** : પાછળ - દોડી આવે છે. કાંઠે ઊભેલા લોકોને દૂર હડસેલતા - દૂર રહો... કિસીકા બચ્ચા ગીર ગયા હૈ.

**દિનાનાથ** : એલ્યા.. દૂર હઠો... ભાઈઓ, કોઈ રસ્સી હો તો લેકે આવ... કૂએ મેં ડાલો... કૂએ મેં પાની બહુત હૈ - દેખો રામનાથ.

**રામનાથ** : (રૂમમાંથી ભગવા કપડાનું બે ગાંઠ વાળેલું - ખભે રાખવાનું ખેસનું દોરડું બનાવી કૂવામાં નાખે છે.)

**દિનાનાથ** : જરા સંભાલ કે નટવર ધ્યાન સે, બચ્ચે કો સંભાલો - નટવર અપને આપકો સંભાલના...

**નટવર** : કપડાનું દોરડું - પકડીને રમેશને ઉપર આવતાં...

**રામનાથ** : જરા - બચ્ચે કો ઉપર ખીંચો.

**દિનાનાથ** : બંને - રમેશને કૂવામાંથી ધીરેથી બહાર કાઢતાં...

**નટવર** : કૂવો - ઊતરીને રમેશને ઊંધો સુવડાવી - પાણી બહાર કાઢવાનો પ્રયાસ કરતાં...
બચ્ચે, પાની મુંહ સે બહાર (ઊંધો સુવડાવી પાણી કાઢતા) નિકાલો - શાબાશ.. બેટે.

**રમેશ** : પાણીનો કોગળો બહાર કાઢતાં... સ્વસ્થતા ધારણ કરતાં...

**નટવર** : કુછ કુએ મેં લગા નહીં હૈ ને પાની જ્યાદા પીયા હૈ, ઠીક હૈ ના...

**રમેશ** : માથુ ધુણાવતાં - ના - ના હા... હા...

**જમના** : દોડીને રમેશ ને બથભરી લીધી - મારા દીકરા કેમ કરતાં પડી ગયો... ત્યાં કૂવાના કાંઠે, રમવા જવાતું હશે... ! ગાંડા...

**રમાબા** : દોડીને રમેશના પલળતાં કપડાં - બુશર્ટના બટન ખોલતાં... માથે હાથ ફેરવતા... વાગ્યું નથી ને બેટા...

**સવિતા** : માંડ... માંડ... બચ્યો... જો...
આ બાવો કૂવામાં ન પડ્યો હોત ને તો આજે આપણો રમેશ ને અહીં કૂવામાં મૂકીને જ જાત... 'નિલકંઠ મહાદેવે' લાજ રાખી... (સવિતા... પણ રડવા... જેવી થઈ ગઈ...)

**જમના** : નટવરના પગમાં પડતાં - બાપુ - બાવાજી - તમે જ મારા ભગવાન છો ! તમે જ મારા રમલાને બચાવ્યો છે. તમે ન હોત તો મારા રમલાનું શું થાત ? રડતાં... રડતાં... ભગવાનના રૂપમાં તમે જ આવ્યા... મારો કાનજીનો વંશ બચાવ્યો.

**રમાબા** : બે હાથ જોડીને (રામનાથ-દિનાનાથ તથા નટવરને) અમારા ગામની આબરૂ રાખી છે. તમે... મારા આ છોકરાને તમે જ બચાવ્યો છે... ભગવાન તમારું ભલુ કરે.

**દિનાનાથ** : બહનજી મેરે ઈસ 'નટવર' ને બાલક કી જાન બચાઈ હૈ - યે તો હમારા ફર્જ હૈ - બચ્ચા... બચ્ચા... હોતા હૈ ! હર બચ્ચા, ઈશ્વર કા રૂપ



હોતા હૈ... મારને વાલે સે બચાને વાલા બડા હોતા હૈ...

(બે હાથ જોડી નમસ્કાર કરતાં... ભલા હો સબકા ભલા હો, (રૂમમાં જતા રહે છે...)

**રમાબા** : જમના. સાચવજે રમલાને હવે. હાલો - ઘરે... (બે હાથ જોડી પ્રણામ કરતાં)

**સવિતા** : જતાં... જતાં... હાથ જોડી ત્રણેય-બાવા ને પ્રણામ કરે છે... અને નટવર...ની આંખોમાં જોતાં... ચમકારો થાય છે.

**નટવર** : સવિતા - સામું જોતાં... જોતાં પોતાના વાળની જટા તથા દાઢી લૂછતાં... જય રામજી કી... બમ બમ ભોલે...

બહેનજી, રમેશને માથે હાથ ફેરવતાં...

**સવિતા** : રમાબા... જમના... તમને એક વાત કહું...

**જમના** : શું છે... મારો રમલો બચ્યો ને ઈ'જ મોટી વાત છે. નહીંતર કાનજી મને ઘરમાં ઘૂસવા જ ના દે.

**રમાબા** : કોઈ, કાંઈ ગામમાં બોલતા જ નહીં... હું જ વાત કરીશ.

**સવિતા** : પણ - તમે જોયું - રમાબા શું ? પેલો, રમલાને જેણે બચાવ્યો તે બાવો - જોયો ?

**જમના** : ભગવાન હતો, પોતાનો જીવ જોખમમાં નાખીને મારા છોકરાને બચાવ્યો. અજાણ્યા - આવા કૂવામાં કોણ પડે ?

**સવિતા** : એમ નહીં ? જમના - તો,

**રમાબા** : તું જ કેને - શું વાત છે ?

**સવિતા** : મને, પેલી મંજુડીનો 'વર' મનિયો હોય - ને તેવું લાગ્યું. જે આ ગામમાં બાવો બની ભૂલો પડ્યો હોય - સુધરી ગયો હોય તેવું તેના મોઢા સામે જોતાં લાગ્યું...? કારણ કે હું મંજુના ઘરમાં કામકાજ કરતી. કપડાં-વાસણ-ઝાડું લગાવતી, તેથી મને પેલા રમલાને બચાવનાર બાવો બીજો કોઈ નહીં પણ મંજુલાનો પતિ 'મનિયો' જ હોય તેવો અણસાર આવ્યો છે ?

**જમના** : મને પણ ચહેરો જાણીતો લાગ્યો.

**રમાબા** : હે... શું કહે છે. સવલી તું...

**સવિતા** : હા... બા... મને તો લાગે છે કે આ 'નટવર' એ જ મનિયો - મંજુનો ઘરવાળો હોવો જોઈએ...

**જમના** : તો... તો... ચાલો ઘરે જઈને હું કાનજી ને વાત કરું. તે તપાસ કરી લે, પછી જ આપણે મંજુને વાત કરીએ. સારું થયું...

**સવિતા** : તો... તો... મંજુડી. રાજીની રેડ થઈ જશે, પેલો જગો પણ ખુશ થઈ જશે, બાપ મળશે બિચારાને...

**રમાબા** : એક કામ કરીએ - આપણે પેલા મનજી, પટ્ટાવાળો, તથા જમના તારા વર કાનજીને મંદિરે તપાસ કરાવવા મોકલી દઈએ. હું ઘરે જઈ સઘળી વાત - 'સરપંચ' તારા રઘુભા - બાપુને કરીશ. પણ - એક વાત ધ્યાન રાખજે કે મંજુને કોઈએ કાંઈ કહેવાનું નથી. બધી ચોખવટ થાય પછી જ હું તેને કહીશ.

**પ્રવેશ ચોથો**

(સમય સાંજનો)

(રઘુભા - બાપુ - સરપંચનું ઘર - ખાટલામાં તકિયે - બેઠાં બેઠાં માચીસથી બીડી સળગાવતાં હોય મૂછે - તાવ દેતાં, બાજુમાં પટ્ટાવાળો - મનજી - રકાબીમાં કિટલીમાંથી 'ચા' ભરતો હોય, કાનજી (બાપુ) રઘુભા-ની દાઢી કરવા 'પેટી' લઈ આવ્યો હોય અને ખાલી રકાબી પકડી - 'ચા' રેડાવાની પીવાની, રાહ જોતો હોય...) (ઘરમાં રમાબાનો પ્રવેશ...) એલ્લા... મનજી.... કિટલીમાં 'ચા' વધારે હોય તો મને કહેજે... !

**રઘુભા** : તમે મંદિરે - મેળામાં જઈ આવ્યાં ? બેસો, વાત કરો, મેળાની.

**રમાબા** : 'હા' - પણ વરસાદ જેવું હતું તેથી વહેલી દિ' આથમે તે પહેલાં પાછી આવી...

**કાનજી** : રમાબા... મારી જમના અને રમલો પણ મેળા ભેળાં થયાં હશે !

**રમાબા** : હા... બધાં સાથે જ હતાં...
સવિતા - જમના - રમેશ... પેલી મનુ મારાજની મંજુ નહોતી.

**મનજી** : બીમાર હશે, નહીં તો તમારી સાથે જ હોય ! કેમ ખરું ને ?

**રમાબા** : (રઘુભા સામે જોઈને !)
સાંભળો, ગામમાં મંદિરે બહારથી દાઢીવાળા - ત્રણ બાવા આવ્યા છે. અને...

**કાનજી** : કેમ અટકી ગયા - બા - કાંઈ ઘટના બની હતી... બાવાએ ગાળો આપી - કાંઈ ભભૂતિ છાંટી - કાંઈ બોલ્યો.

**મનજી** : જે હોય તે કહેજો - હમણાં જ લાકડી લઈ મંદિરે જાઉં છું...

**રમાબા** : ના... ભાઈ... ના...
એવું નથી. પરંતુ.. કાનજી
મને વચન આપ કે તું જમનાને કાંઈ નો કહેતો ?

**કાનજી** : રમાબા - એવું તે શું મારી જમનાએ કર્યું છે કે મારે તમને 'વચન' આપવું પડે ? રમલાએ તોફાન કર્યું છે ?

**મનજી** : એલ્લા... કાનજી - જલદી 'બા'ને વચન આપી દે ને, કે તું જમનાને કાંઈ નહીં કરે ! (રઘુભા - ટાપસી - પુરવતા).

**કાનજી** : હા... આપ્યું. આગળ બોલોને મારા છોકરા



રમેશના સોગંદ ખાઈને કહું છું કે જમનાને કાંઈ નહીં કરું.

**રમાબા** : તારો, રમલો, રમતાં... રમતાં... બાજુમાં આવેલા ઊંડા કૂવામાં પડ્યો અને તારાં ભાગ્ય સારા કે પેલા રૂમમાં ઊતરેલા બાવાએ કૂવામાં પડી છોકરાને બચાવ્યો !

**કાનજી** : શું... વાત કરો છો... હે... રામ... રામ... (ગંભીર વંદને) (બે હાથ જોડી ભગવાનનો ઉપકાર માનતાં) ભલું થજો - પેલા બાવાનું જેણે મારા છોકરાને બચાવ્યો ! મારી જમના ગાંડી થઈ જાત. રમલા વગર...

**મનજી** : (બાપુ) રઘુભા - તમને એવું નથી લાગતું કે આ બાવાઓને ઘરે ગામમાં જમવા બોલાવવા જોઈએ...!

**રઘુભા** : તારી - વાત તો સાચી છે... તે ઘણા દિવસે ડાહી - સારી વાત કરી (રમાબા - ટપાસી પુરાવતાં...) મને પણ એમજ હતું કે, તેને ગામમાં બોલાવીએ સન્માન કરીએ...

**રમાબા** : અને સાંભળો, બીજી ખાસ વાત ઈ છે કે તેમાં નટવર કરીને યુવાન-બાવો છે જે મને તો ઠીક - પણ - સવિતા અને જમનાને પેલી મંજુલાનો પતિ - જીવતો હોય ને ગામમાં પાછો આવ્યો હોય તેવું લાગે છે.

**રઘુભા** : હે... પેલો - મનુ - મારાજ ?

**કાનજી** : બાપુ - હું હમણાં જ મંદિરે જઈ તપાસ કરી લઉં છું.

**રમાબા** : જો.. ઈ જ હોય તો ખાતરી કર્યા પછી જ આપણે ઘરે મંજુને તથા તેના છોકરા જગલાને બોલાવીએ...

**મનજી** : બાપુ, મને તો આમાં કાંઈ 'કાચું કપાય' તેવું લાગે છે ?

**રઘુભા** : કાં, કેમ આવું બોલે છે ?

**મનજી** : ભૂકંપમાં ગુજરી ગયા ને ૧૫-૧૬ વરહ થઈ ગયાં. હવે મરેલો માણસ કાંઈ પાછો આવે ખરો ?

**રઘુભા** : એલા - મનજી, તારામાં આજે આવી બુદ્ધિ ક્યાંથી આવી - ડાહી... ડાહી વાતો કરવા લાગ્યો છે.

**કાનજી** : બાપુ, વાત તો સાચી છે મનજીની ? પણ કળિયુગ છે 'સતયુગ' હોત તો માની લેત...!

**રઘુભા** : કળિયુગ... સતયુગ... ને તું પડતાં મૂક. મારો દાઢીનો 'મૂડ' નથી. જા પહેલાં મંદિરે - ત્રણેય બાવાને બોલાવી આવ - 'સરપંચ' બોલાવે છે - ઘરે કસુંબો - ડાયરો - કરવા - પ્રસાદ લેવા પધારો... 'ચા' પાણી પીવા બોલાવ...

**મનજી** : બાપુ, હું જ જાઉં છું. મનુ મહારાજને તેડવા, હું તો ગમે તેવા કપડામાં ઓળખી જ કાઢીશ... મારે તેની સાથે સારું બનતું હતું.

**રઘુભા** : મનજી તો તારે, સી.આઈ.ડી. નથી કરવાની ! આ ગામનો જમાદાર - કે પોલીસને જરૂર પડે તો બોલાવી લઈશું. તું - જા - જલદી - બાવાઓને મારા ઘરે લઈ આવ - મંદિરે જા જલદી !

**કાનજી** : તું - ગામમાંથી ઘરમાં જે ન હોય તે લાવી આપ - બીડી - ચલમ - તમાકુ - દૂધ - ચા - ખાંડ વગેરે લાવી આપ... જા અંદર પ્રવેશ કરતાં ઘરમાં જતાં...)

**મનજી** : (બાબાજી - નમસ્કાર... રૂમમાં પ્રવેશતાં) (નટવર, રામનાથ, અને દિનાનાથ - રૂમમાં બેઠા હોય છે) (ચલમ ફૂંકતા હોય છે.)

**દિનાનાથ** : નમસ્કાર - બેઠો, લો - ભગવાન કા પ્રસાદ (ભભૂતિ - ફૂલ - પ્રસાદી - મનજીને આપતાં)

**મનજી** : બાબાજી - અમારા સરપંચે - બધાને ચા-પાણી-તેમજ ભોજન માટે કહ્યું છે. ક્યાંથી આવો છો, આપ ? તીર્થયાત્રામાં કંઈ બાજુ જવાના છો ?

**રામનાથ** : પતા નહીં ? ગુરુજી કો પૂછીએ...

**કાનજી** : નટવર - સામે આંખ - મેળવતાં...
અચાનક ચમકારો... 'દૃષ્ટિભ્રમ' થતાં...
(મનમાં ને મનમાં વિચારતાં... (નટવર) આ બાવો પેલા 'મનોજ' જેવો લાગે તો છે... પણ ઈ'જ છે કે નહીં કેમ ખબર પડે ?)
(નટવર સામે જોઈને બોલતાં...)

**બાબાજી** : આપ કા નામ...

**નટવર** : નામ મેં ક્યાં રખા હૈ...
ભાઈ, જબ પૂરા સંસાર હી છોડ દિયા હૈ... ઘરબાર છોડ દિયા હૈ...

**દિનાનાથ** : મનજીને સામું જોઈ ને બોલતાં નટવર નામ હૈ ઉનકા... ઔર નટ-બર ભી... હૈ...?
હસતાં... હસતાં... બીડી ફૂંકતા...

**નટવર** : આપ ગાંવ કે મુખિયા હૈ ?

**મનજી** : નહીં... નહીં... મેં ગાંવ મેં પટ્ટાવાલા - પંચાયત કા ચપરાશી હૂં -
મુખિયાને ભેજા હે આપકો બુલાને કે લિયે - ઈસી લિયે આયા હૂં.

**દિનાનાથ** : (રામનાથ સામે જોઈને)
કલ - શામ કો આયેગેં હમ - સબ ! ઠીક હૈ ?

**નટવર** : (બધાંને રામ - રામ - કરી પરત નીકળી - આવતાં) (સરપંચના ઘરે)

**રમાબા** : મનજી જઈ આવ્યો, પેલા બાવાઓ પાસે ?

**મનજી** : હા - (માથું હલાવતા) કાલે આવશે.

**રમાબા** : (વધુ પૂછ-પરછ કરતાં) મનજી, તને પેલો નાની ઉંમરનો બાવો 'નટવર' મંજુનો પતિ અને આ 'મનોજ' - મનુ મારાજ હોય તેવું લાગ્યું કે નહીં ?



**મનજી** : રમાબા - મને એવું લાગ્યું ખરું પણ - આ બાવા તો બધા હિન્દી જ બોલે છે ? મનોજને તો હિન્દી આવડતું નહીં.

**રઘુભા** : (અવાજ - મારતાં) જઈ આવ્યો મનજી. શું કિધું ? બાવાઓ એ...

**મનજી** : બાપુ - ત્રણ બાવા કાલે ગામમાં આવશે. સાંજે - તેવું કિધું છે.

**રઘુભા** : ઠીક છે, તું જોઈ આવ્યો - પેલો મંજુનો પતિ - મનુ મારાજ તો નથી ને ?

**મનજી** : બાપુ - સાચું કહું ઈ - તેના જેવો જ લાગે છે. પણ - દાઢી-મૂંછ ને ભગવા કપડાંને કારણે - રખડવાથી રંગ કાળો પડી ગયો છે. શરીરે મજબૂત છે.

**કાનજી** : (બાપુના ઘર પ્રવેશતાં) (મનજી તરફ જોઈ). તું - જઈ આવ્યો - મનજી, કેવા લાગે છે બાવાઓ - મારે ખાસ મળવું છે.

**રઘુભા** : તારે કાનજી કાંઈ કામ છે ! ખાસ.

**કાનજી** : હા - બાપુ, મારા 'રમલા'ની જિંદગી બચાવી છે તેણે - મારે તેનાં દર્શન કરવાં છે. જમના એ બધી વાત કરી. જો આ બાવાઓ ન હોત ને તો રમલા - વગર ગામમાં દેકારો થયો હોત, મારી જિંદગી ધૂળ-ધાણી થઈ ગઈ હોત.

**મનજી** : બાપુ, એક વિચાર આવે છે, કે કાનજી પાસે પેલા નટવર બાવાની જટા-દાઢી-મૂંછ ઉતરાવી નાખીએ તો ખબર પડે કે આ આપણો મનોજ - ઉર્ફે - મનુ મારાજ છે કે નહીં ?

**રઘુભા** : બુદ્ધુ - ગામમાં રહેવું છે - મારે 'સરપંચ' તરીકે, મૂર્ખા મહેમાન સાથે આવું વર્તન ન કરાય...

**પ્રવેશ પાંચમો**

(રઘુભા - બાપુ - સરપંચનું ઘર - ખાટલો ઢાળેલો છે. ગાદલાં - તકિયા - પાથરેલા છે થાળીમાં બીડી - સિગારેટ - બાકસનાં બંડલ પડ્યાં છે. ચલમ-ભરેલી રાખી છે. નીચે મનજી અને કાનજી સાધુ-બાવાઓ આવે તો બેસવાની વ્યવસ્થા કરતા હોય તેવું દૃશ્ય...)

**જગદીશ** : રમાબા... ઓ રમાબા... (સાદ પાડતાં...)

**રઘુભા** : એલ્લી... રમા, જોતો કોણ... સાદ પાડે છે...?

**રમાબા** : (ઘરમાંથી અવાજ કરતા...) એ... આવું છું... કોણ છે...? ડેલીએ બહાર આવતાં...
લે, જગલા તું... શું. કામ છે...? મંજુડીની તબિયત તો સારી છે... ને ?

**જગદીશ** : હા... પણ ત્રણ-બાવા 'સરપંચ'ના ઘરનું સરનામું પૂછતા આવ્યા છે ?

**રમાબા** : ક્યાં છે ?

**જગદીશ** : ચોકમાં ઊભા છે - ઘરે તેને લઈ આવું ?

**રઘુભા** : બહાર નિકળતાં... હા... હા...
એલા, મનજી, તું - જાને - બધા સાધુ-બાવાને ઘરે સાચવી લઈ - આવ. ગામના મહેમાન કહેવાય !

**મનજી** : (બધાને ઘરે લઈ બાપુના આંગણામાં પ્રવેશ કરતાં.)

**દિનાનાથ** : જય - રામજી કી-

**રામનાથ** : હર હર મહાદેવ... સાહેબજી.

**નટવર** : હાથ જોડતાં... રઘુભા સામે જોઈને જય માતાજી - બાપુ - જયરામજી કી...

**કાનજી** : આઈએ... અહીં - બેસો. (ખાટલા ઉપર હાથ લાંબો કરી સ્થાન - સમજાવતાં)
નટવર - રામનાથ - ગાદલામાં નીચે બેસતાં - દાઢી - જટા ઉપર હાથ ફેરવતાં "હમારે ગુરુજી હૈ - દિનાનાથ ઉન્હેં ઉપર બિઠાઈએ" - હા... હા... કરતાં... મનજી - દિનાનાથ ને ઉપર બેસાડે છે.

**રઘુભા** : રમા - ઓ રમા - પાની - ચા - લઈ આવ - સંતો આવ્યા છે - આપણા ઘરે. વાતો કરતાં - કહાં સે આયે હૈં - બાબાજી.

**નવટર** : હમ - મથુરા - હરિદ્વાર - ઋષિકેશ હો કર આયે હૈં - દ્વારિકા જાના હૈ.

**કાનજી** : પાણીના લોટા-સંતોને આપતાં - દ્વારિકા (દ્વારકા) આ કૃષ્ણ ભગવાનની નગરી - ની જાતરાએ.

**રામનાથ** : હા.. હા.. વહી પ્રખ્યાત હૈ - કૃષ્ણ નગરી 'દ્વારિકા' - હમારે ગુરુજી કો દર્શન કરવાના હૈ - કિતના દૂર હૈ.

**રઘુભા** : બાબાજી, નજદીક હૈ - બહુ દૂર નથી.

**મનજી** : બાબાજી - 'ચા - પીઓ - કિટલીમાંથી રકાબી આપતાં - અને 'નટવર'ને નજીકથી ઓળખવાનો પ્રયાસ કરતાં નટવર - બાપુ - આપ કૌન સે ગાંવ કે હૈ.'

**રમાબા** : ફળિયામાં આવી - સંતોનાં - દર્શન કરતાં "નમસ્કાર - બાબાજી".
(સવિતા - જમના - પણ - રમાબાના ઘરમાં પ્રવેશતાં.)
સંતોને બેઠેલા જોઈ, પગે લાગતાં - "બાપુ - જય રામજી કી - મહાદેવ", (કાનજી સામુ જોઈ) આ 'નટવર' બાપુ એ આપણા રમલાને કૂવામાંથી બહાર કાઢી બચાવ્યો છે. કાનજી - દોડીને નટવરના પગે પડતાં... બાપુ... બાપુ... આપ ન હોતે તો મેરા - બચ્ચા ભી રમેશ - નહીં હોતા. મેરી દુનિયા બિખર જાતી.

**દિનાનાથ** : બચ્ચે - સબ - ઉપરવાલે કા ખેલ હૈ - હમ કૌન હોતે હે બચ્ચે કો બચાને વાલે.
(બધા સંતો ચા - પાણી- પી - બીડી - ચલમ સળગાવતાં - રઘુભા - સાથે વાતો કરે છે.)



(કાનજી - મનજી - ગુપ - સુપ કરે છે. મારો પેલો, નટવર - લાગે છે તો પેલી મંજુડીના વર જેવો જ. મનોજ ઉર્ફે મનુ મારાજ હોય તેવું જ લાગે છે.) દાઢી - મૂછ - ન હોય તો કોઈ એમ નો કહે કે આ 'નટવર' છે. બધા - મનિયો જ માની લે.

**રમાબા** : 'નટવર' ને નિરખીને જોતાં, હરખમાં આવી જાય છે. નક્કી - આ મંજુડીનો વર મનિયો જ છે. બાવો - બન્યા પછી - હિન્દી - બોલતાં શીખી - ગામમાં આવ્યો છે. મનમાં ને મનમાં...

**સવિતા** : જમના - છાનામાના - વિચારે છે કે આ મનુ મારાજ છે. મંજુનો વર - આવો ડાહ્યો ડમરો - સુધરી ગયો લાગે છે.

**રઘુભા** : બાબાજી - ખાના તૈયાર હો રહા હૈ. પ્રસાદ લેકે જાઈએ.

**દિનાનાથ** : નહીં... નહીં... હમને આજ ઉપવાસ રખા છે. કલ શામ કો યા પરસોં એક-દો દિન કે બાદ, હમ દ્વારિકા જાને નિકલ જાયેંગે...

**રામનાથ** : હા... હા... ઠીક હૈ - ગુરુજી...

**નટવર** : ચલો... ઠીક હૈ... ભગવાન સબકા ભલા કરે. સબ મિલ - જુલકર રહીએ. ગાંવ અચ્છા હૈ. (બધા જ બાવાઓ - મંદિર તરફ પ્રયાણ કરે છે.)

**કાનજી** : બાપુ, મને તો લાગે છે કે આ 'નટવર' છે તો મનિયા જેવો જ ! શું કહેવું છે, તમારું ?

**રઘુભા** : એલા કોડા - મને પણ દાઢી-મુંછને કારણે કંઈ કળાતું નથી. અણસાર વર્તાય છે.

**મનજી** : બાપુ, એક આઈડિયા છે.

**કાનજી** : શું છે ? જલદી - બોલ ને.

**મનજી** : (બીડી સળગાવતાં) બાપુ - આ 'નટવર' છે. ને બળુકો - છે. એને એકલાને કાલે રાતે ગમે તેમ કરી જમવા બોલાવીએ... તો...

**મનજી** : પછી શું ? રૂબરૂ પૂછી લેશું. ઈ મગનું નામ મરી પાડે ખરો ? મનિયો - કેવો જીદ્દી હતો ? હઠીલો હતો.

**મનજી** : બાપુ, એક પંચાતની ઓરડીમાં લઈ જઈ 'નટવર' ને ખુરશીમાં બાંધી દઈએ - મોઢા ઉપરથી દાઢી-મૂંછ કાનજી ઊતારી નાખે તો... દૂધનું દૂધ અને પાણીનું પાણી થઈ જાય.

**રઘુભા** : તારી - વાત તો સાચી - પણ ઈ મનોજ ન હોય તો ?
ગામમાં આપણી આબરુ જાય - અને બાવા પોલીસ ફરિયાદ કરે તો બધા ફસાઈ જઈએ. સંતોનું અપમાન ન કરાય - ધાર્મિક લાગણી દુભાય - ન જાય તેનું ધ્યાન રાખવું જોઈએ - ગામમાં ઉહાપોહ થાય.

**કાનજી** : બાપુ, મને એક નવો વિચાર આવે છે કે 'નટવર' બાપુને હું બોલાવી લાવું - પછી 'ચલમ' માં ગાંજો કે ભાંગ ભરી ખૂબ પીવડાવીએ. અને પેલી જમાદાર ને બોલાવી 'જેલ'માં મોકલી દેવાની ધમકી આપી - સાચી હકીકત તેની પાસેથી કઢાવીએ તો...?

**રમાબા** : (આ બધી વાતો બારીમાંથી સાંભળતાં હોય છે.) અને બહાર આવે છે. રહેવા દો, તમારાથી કાંઈ નહીં થાય. હું જ પેલી મંજુડીને લઈ મંદિરે બાવા ઊતર્યા છે ને ત્યાં જાઉં છું. પોતાના પતિને મંજુડી તો પલભરમાં ઓળખી લે...! તેનો છોકરો - જગદીશ ન ઓળખી શકે, પરંતુ મંજુડીએ તો મનોજ સાથે સાત ફેરા ફર્યા છે ને ? તરત જ ઓળખી લેશે !

**રઘુભા** : હા - રમા - ઈ વાત તારી સો ટકા - સાચી છે. જા તું સવિતા અને કાનજીની ઘરવાળી જમનાને લઈ મંજુડીના ઘરે જા - તેને વાત કર - ખુશી થશે - બિચારી યુવાન વિધવા દીકરી છે. તેનો રંડાપો ટળશે. જગલાને એનો બાપ મંજુને તેનો પતિ મળશે ! સૌ સારાવાનાં થશે !

**રમાબા** : (એકલાં જ મંજુડીને ઘરે જતાં)
મંજુ બેટા, ઓ મંજુ બેટા... તારા પગે કેમ છે. (ઘરમાં પ્રવેશતાં) (મંજુ ખાટલામાં સૂતી હોય છે. તેને પગના મચકોડને કારણે શરીરમાં તાવ આવી ગયો છે. બાજુમાં દવાની ટીકડીઓ, બોટલ - પડી હોય છે) (આવકારો આપતાં)

**મંજુ** : આવો - રમાબા... આવો... બેટા જગા પાણી લઈ આવતો રમા માસી માટે...
(બૂમ પાડતા) (જગદીશ - બાજુમાં વાંચતો હોય છે.)

**રમાબા** : મંજુ - તારા માટે ખુશ-ખબરી છે. ધીરે ધીરે છાનું-માનું બોલતાં, તારો વર મનોજ - મનુ મારાજ સાધુ - સંતો સાથે ફરી આ ગામમાં પાછો આવ્યો છે. તું હવે તૈયાર થઈ જા અને માથામાં સિંદૂર પૂર - તારો વર પાછો ફર્યો છે. આ ગામમાં - તું તારા છોકરા - જગલાને લઈને મંદિરે જા. તેનું 'દિલ' પીગળશે તો પાછો સાધુ-મટી સંસારી-થશે, તેનો ગુરુજી બહુ સારો છે તારે જરૂર હશે તો અમો બધાં સાથે આવીશું. તારે, મનોજ ને ઓળખી બતાવાનો છે. બાકીનું કામ અમો બધાં જ સંભાળી લઈશું.

**મંજુ** : (સ્વસ્થતા ધારણ કરતાં, ખાટલામાંથી ઊભી થાય



છે) રમાબા - મારે હવે એક ભવમાં બીજો ભવ નથી કરવો...! મારા નસીબમાં જે થવાનું હતું તે થઈ ગયું - મારો જગલો મોટો થાય - પછી તેને પરણાવી - સુખેથી ભગવાન ભજીશ...
મને પરણવાનો અભરખો હવે નથી.

**રમાબા** : બેટા, હજુ જગલો નાનો છે ?
તારે હજુ ઘણી મંજીલ કાપવાની છે. એકલી ક્યાં સુધી લડ્યા કરીશ ?

**મંજુ** : બા, મારી જિંદગીમાં એકલા જ રહેવાનું ભગવાને લખ્યું હશે તો હું તે પણ સ્વીકારીશ. જીવીશ ત્યાં સુધી... દુઃખ સહન કરીશ.

**રમાબા** : મંજુ - બેટા, કાનજી - મનજી, સવિતા, જમના, અરે તારા રઘુભા બાપુએ પણ 'નટવર' બાવાને જોઈને 'મનોજ' તારો વર છે. જીવે છે. તેવો વિશ્વાસ વ્યક્ત કર્યો છે. સૌને ખાતરી છે.

**મંજુ** : મને નથી. બકવાસ છે બધો.

**રમાબા** : 'ડઘાઈ' જતાં - તું શું વાત કરે છે. મંજુડી ! છેને ગાંડી - તું...

**મંજુ** : (ક્રોધાવેશમાં - હા... હા... હા... હું ગાંડી છું.)
(શાંત થતાં...)
(ઘરમાં કોઈ નથી એવું લાગતા) મંજુ કહે છે...
રમાબા - સાંભળો આ વાત છે.
તમારી ને મારી - વચ્ચેની... તમે મને દીકરીની જેમ સાચવી છે. મારું મન દુઃખથી ભરાઈ ગયું છે. હું આજે હળવું કરવા માંગુ છું. મને પહેલાં વચન આપો કે તમે આ વાત કોઈને પણ કરશો નહીં. તમને મારા સૌગંદ છે... હું કેટલાય દિવસોથી રાતે સૂતી નથી. મારું મન અંદરને અંદર વલોવાયા કરે છે. મારે તમને કાંઈક કહેવું છે... પણ... વાત મારા હૈયાથી હોઠ સુધી આવી અટકી ગઈ છે...
(મંજુ રડતાં... રડતાં... હીબકાં લેતાં...)

**રમાબા** : માથે હાથ ફેરવતાં. બોલ મારી દીકરી, તને કંઈ વાતનું દુઃખ છે ? તારી મા નથી પણ તારી - રમા માસી બેઠી છે. ચિંતા ન કરીશ.

**મંજુ** : આ વાત... મેં પેટમાં સંઘરી રાખી છે.
આજ થી ૧૯ વર્ષ પહેલાં જ્યારે મેં લગ્ન કર્યાં મારા મનોજ સાથે તે વખતની વાત છે. સુહાગરાતે જ મનોજે મને વગર કારણે ખૂબ-મારી હતી. મારો વાંક એટલો જ કે તે દારૂ પીને આવેલો હું નારાજ હતી.

**રમાબા** : હાય... હાય... બ્રાહ્મણનો છોકરો... દારૂની લતે... શું જમાનો આવ્યો છે...

**મંજુ** : સવિતા મારા ઘરે કામ કરવા આવતી ત્યારે તે કુંવારી હતી. તેની હાજરીમાં મને નાની-નાની બાબતોમાં છૂટા ઘા કરી - જે હોય તે વસ્તુથી મને મારતો - ઘરથી બહાર ક્યાંય - અરે મંદિરે સુદ્ધાં દર્શન કરવા જવા નહોતો દેતો, છતાંય - હું તેના વર્તનથી, કોઈક દિવસ તો સુધરશે ને - એવી આશા અરમાન સાથે સતત તેના હાથનો વગર કારણે અમાનુષ માર - ગાળો - ખાતી રહી. આખરે હું પણ એક સ્ત્રી હતી. મારાં - મા-બાપ ન હતાં, મને પણ નવી પરણેલી સ્ત્રીની જેમ બધાં અરમાન હતાં. સપનાં હતાં... પરંતુ... મારા બધા જ પ્રયત્નો તેને સુધારવાના નિષ્ફળ રહ્યા. તે સુધરવા ને બદલે દિવસે ને દિવસે બગડતો ગયો. અને...

**રમાબા** : હું... જ્યારે તારા લગ્ન પછી તને મળવા આવેલી ત્યારે મનોજ આવો નહોતો લાગતો... બોલતો નહીં... કોઈ સાથે કામ વગર... ઘમંડી હતો તને તે પ્રેમથી રાખતો કે નહીં...?

**મંજુ** : પ્રેમ-બ્રેન મૂકો બા... તેનો રોજ નો ક્રમ-રાતે પીને આવવું. કામ ધંધો કરવો નહીં - કહું એટલે મારે જ માર ખાવાનો. આ રોજનો ક્રમ બની ગયો હતો... સાધુ બાવા સાથે મંદિરે મોડી રાત સુધી ચલમો - બીડી ફૂંક્યા કરવી...
અને... એક... દિવસ...

**રમાબા** : શું... થયું... બેટા...! લે - લે પાણી - આપું... પી... લે...

**મંજુ** : (ના - બા) હું લગ્ન પછી મનોજને ખૂબ પ્રેમ કરતી, બે વર્ષે પ્રેગનન્ટ થઈ. તેની મને ખૂબ ખુશી થઈ. તે સમાચાર નવા વર્ષમાં મનોજને આપવા હું રાતના ચાર વાગ્યા સુધી જાગતી રહી. તે ઘરે જ મોડો આવ્યો. મંદિરે બાવાઓ જોડે - ચરસ-ગાંજો-બીડી ફૂંકતો રહ્યો. કોઈકવાર ભરચક દારૂ પીને પણ આવે. તે દિવસે ખૂબ ઢીંચીને આવ્યો છતાંય, મેં પ્રેમથી સુવડાવ્યો મને વાત કરવાનું મન થયું. મેં કહ્યું - હું તમારા બાળકની 'મા' બનવાની છું. હવે તો ધ્યાન રાખો. અને તેના મગજની કમાન છટકી - મને સીધી જ 'પેટ' ઉપર લાત મારી - પાડી દીધી - આ બાળક મારું નથી ! જરૂર તું ક્યાંક ઘરની બહાર જતી હોઈશ... હું તો ડઘાઈ જ ગઈ ! હું કરગરતી રહી... સમજાવતી રહી. તેનો હાથ ઉપડ્યો. માર ખાતી રહી... રાત ભર રોતી રહી, મારી શક્તિ ખલાસ થઈ ગઈ હતી... મારું મગજ ભમતું હતું. મને રાતભર ઊંઘ ન આવી. નીચે પથારીમાં પડખાં બદલાવતી રહી.



આવનારા બાળકની જિંદગી - કેવી હશે ? મારી આ હાલત છે ? તો તે શું કરશે ?

મને કૂવો પૂરવાનું મન થઈ ગયું - કોને કહું બળાપો.

**રમાબા** : બેટા... હે... તે કૂવો ન પૂર્યો તે... સારું કર્યું. એકી ટશે મંજુને શાંતિથી સાંભળતાં... તો પછી મનુ મારાજ... દારૂ પીવામાં જ...

**મંજુ** : એ દિવસ હતો, દેશની આઝાદીનો - દેશ મુક્તિનો. આજ થી ૧૬ વર્ષ પહેલાં - ૨૬મી જાન્યુઆરી ૨૦૦૧ના સવારે 'ભૂકંપ' આવ્યો. તે દિવસે મેં તેમને સવારે જગાડ્યા - તો મને ફરી મનોજે હાથ પકડી - ધક્કો માર્યો, પાટુ મારી ધક્કો દઈ, પાડી દીધી. મારા પેટ ઉપર ફરી પાછો પ્રહાર કરવા દોડ્યો. તે નશામાં હતો. હું હવે કંટાળી ગઈ હતી. મારાથી ન સહન થયું. મને પકડવા દોડ્યો - મેં ફળિયામાં પડેલા મોટા પથ્થરથી મનોજનું માથું ફોડી નાખ્યું - તે તરફડિયા મારતો હતો લોહીલુહાણ હતો. મેં ઝનૂનથી બીજો પથ્થર માથા ઉપર ફેંક્યો. તેના રામ રમી ગયા... અને સવારે ધરતીમાતાએ સાથ આપ્યો. સવારે ૮.૩૦ કલાકે ધરજી ધ્રૂજી ઊઠી - ભયાનક 'ભૂકંપ' આવ્યો. લોકો ઘર-બાર છોડી - બહાર નિકળી ગયાં. સૌ જીવ બચાવવા, હું પણ ડેલી ખોલી - બહાર નીકળી - બાજુની દીવાલ તૂટી - પડી - જ્યાં મનોજને મેં મારી નાખ્યો હતો. તેનું 'ખૂન' ભૂકંપમાં ખપી ગયું. હું હવે આઝાદ હતી...

સ્વતંત્ર હતી.. (મંજુ રડતી હતી...) હવે તે નથી ! આ જગતમાં ક્યાંથી પાછા આવે...?

**રમાબા** : મંજુને બથ-ભરી લીધી. મારી દીકરી, દુઃખના ડુંગર પડ્યા તોય કોઈને જાણ ન કરી. ચિંતા - ન કરીશ. હું બેઠી છું - મને કીધું હોત તો.

**રમાબા** : (મંજુને આશ્વાસન આપી પોતાનાં આંસુ સાડલાના છેડે થી લૂંછતાં...) મંજુના માથે હાથ ફેરવી, મંજુ માટે પાણી લેવાં ઊભાં થયાં...

(અચાનક તેમની નજર જગદીશના ટેબલ પર પડી) ટેબલ પર ગડી કરેલો - વાળેલો કાગળ હતો - જે મંજુ પાસે લઈ જઈ મંજુને પાણીનો પ્યાલો આપતાં - કાગળ ખોલી મનમાં વાચતાં... જગદીશના હાથે લખાયેલી ચિઠ્ઠી હતી - જેમાં લખ્યું હતું કે (“મમ્મી - મેં તમારી બધી જ વાત સાંભળી લીધી છે. મારી મા 'ખૂની' છે. હું 'ખૂની' સાથે રહેવા નથી ઇચ્છતો. જે તેના પતિને મારી શકે છે. તે તેના છોકરાને પણ... મને ભણવામાં કે આ સંસારમાં રસ નથી રહ્યો. હું પેલા મંદિરે આવેલા સાધુ-બાવા સાથે સંન્યાસ લેવા જાઉં છું. હું પેલા 'નટવર' બાપુનો શિષ્ય બનીશ મને શોધવાની કોઈએ તકલીફ લેવી નહીં... લી. જગદીશ.)

રમાબાએ આ ચિઠ્ઠી વાંચતાં - (હતપ્રભ) થઈ ગયાં. રડમસ થઈ ગયાં... અને ચિઠ્ઠી પોતાના જમણા હાથમાં મસળી નાખી. મંજુને ખબર ન પડે તેમ નીચે નાખી દીધી. તેના પગ નીચેથી જમીન સરકી ગઈ. અને 'ભૂકંપ' નો આંચકો આવે તેમ જોરદાર ઝટકો અનુભવ્યો. અને માથે હાથ દઈ હાય... રામ હાય... રામ... કરતાં નીચે બેસી ગયાં.

**મંજુ** : ખાટલામાંથી ઊભી થતાં - રમાબા ને પૂછતાં.. શું થયું ? બોલો તો ખરાં ? (અચાનક તેની નજર જમીન પર પડેલી ચિઠ્ઠી તરફ પડતાં... ઉપાડીને વાંચતાં...) જોરદાર ચિત્કાર અવાજ સાથે 'ભૂકંપ'ના જેવો ઝટકો - જગલાનું પણ તારા બાપના મારગે... મોઢામાંથી અવાજ ફાટી જતાં - હિંમત ગુમાવતાં... નીચે ફસડાઈ પડે છે. રોતાં રોતાં રમાબાને મંજુ વળગી પડે છે. (ભૂકંપના આંચકા - ધરતીકંપ જેવો જમીનમાંથી આવતો અવાજ... બચાવો... ભાગો... ભૂકંપ આવ્યો... ના જોરદાર અવાજો... (લાઈટ ધીરે ધીરે... ઓફ... થવાની... તૈયારી, તે પહેલાં).

**મનજી** : હાથમાં રેડિયો લઈને રમાબાને શોધવા આવતાં... રેડિયામાંથી આવતો અવાજ - આકાશવાણીનું આ ભૂજ કેન્દ્ર છે. કચ્છમાં આવેલા વિનાશક 'ભૂકંપ'ને આજે ૧૬ વર્ષ પૂરાં થયાં છે. ભૂકંપમાં ગુમાવેલાં સ્વજનોને આકાશવાણી શ્રદ્ધાંજલી અર્પે છે. ૨૬મી જાન્યુઆરી આવતી હોઈ આવો સાંભળીએ દેશભક્તિ ગીત (ધીરે ધીરે ગીત વાગે છે)

આપની આઝાદી કો હમ હરગીઝ ભૂલા સકતે નહીં...

(પડદો પડે છે.) લાઈટ ઓફ)

---

*'ગાયત્રી કૃપા', પ્લોટ નં. ૧૩૨/૪,*
*વોર્ડ નં. ૪/એ, આદીપુર, (કચ્છ)-૩૭૦૨૦૫.*
*મો. ૯૯૨૪૭૨૩૪૮*





# સૌને ફળે સૌનાં શુકન

- *શૈલેષ ટેવાણી*

(કેટલાક યુવાનો સાઈન બોર્ડ લઈને ઊભા છે. કેટલાક નીચી મૂંડીએ બેઠા છે. કેટલાકનાં કપડાં ફાટેલાં છે કેટલાક અપટુડેટ છે. દૂરથી એક ફકીર આવે છે.)

**ફકીર** : અરે, શાના માટે ભેગા થયા છો ? અલા ભૈ ?
આ પાટિયાઓમાં શું લખ્યું છે ? કંઈ માંગ છે તમારી ?
(એક એક સાઈન બોર્ડ વાંચે છે.)

**સાઈન બોર્ડ-૧** : અમને શિક્ષણ આપો.

**સાઈન બોર્ડ-૨** : શિક્ષણ કિફાયત ભાવે આપો.

**સાઈન બોર્ડ-૩** : અમને નોકરી આપો.

**સાઈન બોર્ડ-૪** : નોકરી મેરિટ પર આપો.

**સાઈન બોર્ડ-૫** : આત્મહત્યામાંથી બચાવો.

**સાઈન બોર્ડ-૬** : ધર્મ, નીતિ, સંપ્રદાય,
પાપ, પુણ્યને આપવડાઈ
સાચું છું ? ખોટું શું ?
કોને પકડાય ? કોનાથી દૂર રહેવાય ?

**ફકીર** : (બધું વાંચીને) અલા, આખી જિંદગી હું ભીખ માંગવા, મસ્જિદોમાં દુઆ માંગવા, ક્યાં ક્યાં નથી ફર્યો ? પણ મેં આવું તો કાંઈ જ ના માંગ્યું.
ભૈ તમે તો ઊંચા ફકીર. સ... લામ માલેકુમ !!

**ભિખારી** : (પ્રવેશીને) ઓ... ફકીરબાબા ! આ રસ્તે ક્યાં ફંટાયા ? ઓ... તમારી મસ્જિદની પાંહે જ શંભુભોળાનું મંદિર છે. તંઈ તો આપણે અડખે પડખે રહી રોજ અરધી અરધી ચા જિંકીયે છ. ને આજ આંઈ ? હું લેવા ?

**ફકીર** : અરે, ઈ તો એમ જ ઐંથી વટાતો'તો ત્યાં આ જુવાનિયોનાં પાટિયાં હામે નજર ગઈ તો મેં કીધું અલ્લાતાલા જવાબ દયે ઈ પેલાં આને પૂછી લઉં.

**બંને** : (છોકરાને)
- તો હવે આમ ક્યાં હુધી ખોડાઈ રહો પાટિયાં લઈ ?
- તો આ પાટિયાં વાંચીને કોણ હું મદદ કરવાનું ?

**યુવાન-૧** : આખો સમાજ વાંચી લ્યે ત્યાં હુધી.

**યુવાન-૨** : હૌ આગેવાનો વાંચી લ્યે ત્યાં હુધી.

**યુવાન-૩** : શિક્ષણ, નોકરી, ધર્મ, નીતિના સવાલોનો જવાબ ના મળે ત્યાં હુધી.

**ફકીર** : (ભિખારીને) ભઈ'તું મંદિર બારો બેહે છે.

**ભિખારી** : ને તું મસ્જિદ બારો બેહે છે.

**ફકીર** : તેં હાંભળ્યું ? કોઈએ કદી આ વાતું કરી ?

**ભિખારી** : તેં હાંભળ્યું ? ભગવાને કે અલ્લાએ આ મુદ્દે મૌન તોડ્યું ?

**ફકીર** : એમાં અલ્લા કે ભગવાન હું કરે ?

**ભિખારી** : હાલ ભૈ ચાલતી પકડ. વાત તો હાચી. આ સવાલ અઘરા છે. ને ધંધો ખોટી કરી આ લપમાં ના પડાય.
(બંને ભીખ માંગવાનું શરૂ કરે છે.)

**ફકીર** : અલ્લા કે નામ પે દેદે.

**ભિખારી** : એ.. ભગવાન તારું ભલું કરે. ભોળિયાને નામે દે.
દે બાપ ! દઈ દે.
(અંધારું, પ્રકાશ થાય ત્યારે યુવાનો ત્યાં જ છે.)
(ફકીર ભિખારી જાય. બે વૃદ્ધો પ્રવેશે)

**વૃદ્ધ-૧** : (હસીને) હજુ આ પાટિયાં લઈને બેઠાં છે.

**વૃદ્ધ-૨** : આનું કંઈ નહીં થાય. હાળાં નવરી બજાર છે.

**વૃદ્ધ-૧** : ક્યારે કમાશે ?

**વૃદ્ધ-૨** : ક્યારે પરણશે ?

**બંને** : હાળાંવ જેલમાં જશો. પકડાશો. ખો ભૂલી જશો.
ઊભાં રહો આમને આમ, તમારાથી કંઈ નહીં થાય.
(બંને મંચની બીજી તરફ ચાલતા થાય)
(આંદોલન માટે ઊભેલા છોકરાઓ સૂત્રો પોકારે)

**યુવાન-૧** : ક્યાં છો બધા ? અમારી માંગ પૂરી કરો.

**યુવાન-૨** : વાંચો છો કે આંધળા છો ? અમને ન્યાય કરો.
(એક છોકરી પ્રવેશે)

**છોકરી** : (મોબાઈલ પર) એ તારી સાથે ભણતો'તો? ઈ આંઈ રોડ વચ્ચે પાટિયું લઈ ખોડાણો છે. હોંશિયાર હતો ? નોકરી નથી ? અરે, નેટવર્ક પ્રોબ્લેમ.



હા, હા, સંભળાય છે. ટપોરી છે ?
કાંઈ નહીં થાય આ લોકોનું.
(યુવાનો સામે)
- કેટલું ભણ્યા ?
- કેટલી અરજી કરી ?
- નોકરી મળી તો કેટલી કરો ?
- કરી તો કેવી નોકરી કરો ?
- તમને નોકરી ના મળી તો તમે શું કર્યું ?
- સ્વતંત્ર બિઝનેસનું વિચાર્યું ?
- બાપાને મદદ કરી ?
- પરંપરાનો કોઈ ધંધો નહોતો ?
હા ? આંદોલન કરવા નીકળ્યા છો.
(યુવાનો સામે ચાળા કરતી કૂદતી કૂદતી ચાલી જાય છે.)

**યુવાન-૧** : શું કરવું ? કોઈ સાંભળતું નથી. પાટિયામાં લખેલાં સ્લોગન વાંચવા કોઈ ઊભું રહેતું નથી. સમજાતું નથી ક્યારે આ આંદોલનનો અંત આવશે ?

**યુવાન-૨** : ભૂખ પણ લાગી છે. કોઈ ચાવાળા પણ આટલામાં દેખાતા નથી. પપ્પા બીમાર છે. એમની દવાનો ટાઈમ થઈ ગયો છે. ઘરમાં મારા સિવાય કોઈને ખબર નથી, કઈ દવાઓ આપવાની. મારે ઘરે જવું છે.

**યુવાન-૩** : અરે, ઓ ડરપોક. એ... રોચા જેવા. શું લઈને આ આંદોલનમાં જોડાયા છો ? આમ ત્રણ કલાકમાં થાકી ગયા તો શું થાય ?

**યુવાન-૧** : આપણે ફરીથી વિચારીએ. કોઈ બીજો રસ્તો નથી શું ? આપણા પ્રશ્નો પર બધાનું ધ્યાન જાય એવું કંઈ ન થઈ શકે ?

**યુવાન-૨** : જુઓ, જુઓ, કોઈ આવે છે. બધા લાઈનબંધ ઊભા રહી જાવ. બોર્ડ બરાબર ઊંચા પકડી રાખજો.
(એક ધર્મગુરુ પસાર થાય છે. અટકે છે. બોર્ડ વાંચે છે.)

**ધર્મગુરુ** : આહા...હા... યુવકોને આટલી મુશ્કેલી ? મિત્રો, ભક્તિમાં ધ્યાન આપો. ઈષ્ટદેવનું સ્મરણ કરો. નવગ્રહની ઉપાસના કરો. ન હોય. શનિ મહારાજ કોપ્યા છે. અવશ્ય. અવશ્ય વક્રદશાનો પ્રભાવ. તમારે શનિવાર કરવા જોઈએ. 'શનિશ્વરાય નમઃ' ના જાપ કરવા જોઈએ. ગ્રહશાંતિ પણ કરાય. શ્રી સત્યનારાયણનું વ્રત કેમ નહીં ? લઘુરુદ્ર પણ કરી શકો. અભિષેકમાં પણ વાંધો નથી. આપનું કલ્યાણ થશે, અવશ્ય. ધંધો અવશ્ય. નોકરી અવશ્ય. દામ્પત્ય સુખ અવશ્ય. પિતૃ દોષથી મુક્તિ અવશ્ય, અવશ્ય.
મંગલ મંગલ... સુખ-શાંતિ, રિદ્ધિ-સિદ્ધિ અવશ્ય.
(બોર્ડ સામે જોતાં જોતાં પસાર થઈ જાય.)

**યુવાન-૧** : અરે, મહારાજ ગયા, અવશ્ય. (ચાળા કરતાં) કંઈ થવાનું નથી, અવશ્ય.

**યુવાન-૨** : લ્યા મૂંગો મરને ? કોઈ આવી રહ્યું છે. 'ચાલો, ચાલો સૂત્રો પોકારો.'

**બધા** : - અમને ન્યાય આપો.
- અમારા પ્રશ્નોના જવાબ આપો.
- અમને સાંભળો. અમને સાંભળો.

**યુવક** : સંકલ્પો, વ્રતો, માંગણી, સિદ્ધાંતો, લડત, આંદોલનો
...બધું શું આમ વહી જાય ? (યુવતી પ્રવેશે)

**યુવતી** : કેવળ ઉન્માદથી કશું થતું નથી.
(બધા યુવાનો જાણે તેની ઉપેક્ષા કરતાં)
(યુવાનો સૂત્રો પોકારે છે. જીન્સ અને ઝભ્ભામાં એક અન્ય યુવાન પ્રવેશે છે. મંચની વચ્ચે આવે છે. મોટા પથ્થર પર બેસે છે. હાથમાંનું પુસ્તક ઉલટાવે છે. મોટેથી વાંચે છે.)

**યુવાન** : વાહ ! ખરું લખ્યું છે 'નૉલેજ ઈઝ પાવર'.
'જ્ઞાન દીપો પ્રદીપ'
'સત્યં પરમ ધીમહિ.'
આ જ્ઞાન ન મળે ત્યાં સુધી અટકવું નહીં. ઊઠો, જાગો અને ધ્યેય માટે મંડી પડો. વાહ... બળહીન માણસને કશું મળતું નથી. આત્માની શક્તિ જગાવવી રહી. ક્યાંક તો પ્રકાશ મળે છે. ક્યાંક તો પ્રત્યુત્તર મળે છે. ક્યાંક તો કંઈ પ્રતિભાવ મળે છે. આપણે આપણી શક્તિને જગાવવી રહી.
(યુવાનોના ટોળામાંથી એક)

**યુવાન-૧** : અરે, ઓ જ્ઞાની ! અરે ઓ પંડિત. અહીં સવારથી ઊભા છીએ. આ સૂત્રો લઈને. એ સૂત્રોની વાટ લગાડવા આવ્યો છે ?

**યુવાન** : ઓહ, તમે ખરેખર સાધના કરો છો.

**યુવાન-૨** : સાધનાવાળી ! મૂંગો મર, અમારા જખ્મો પર મીઠું ભભરાવે છે ?

**યુવાન** : અરે, હું તો આપની શંકાઓનું સમાધાન શોધું છું.

**યુવાન-૧** : અલા, તને અમે કોન્ટ્રેક્ટ આપ્યો ? અમારો



વાલેશરી છે ? ચાલતી પકડ, નહીંતર બે ધોલ પડશે.

**યુવાન** : યુવાન તો ધૈર્યવાન, શક્તિમાન, વિવેકી અને જ્ઞાની હોવો જોઈએ.

**યુવાન-૨** : અરે એઈ ચીઝ-પનીર. ઈ બધું સમજાય છે અમને.
તું આવ્યો છે તે રસ્તે મૂંગો મૂંગો પાછો ફર. વિવેકી અને જ્ઞાની !

**યુવક** : યુવાન તો કર્મઠ. શ્રદ્ધાવાન, પરોપકારી, સંવેદનશીલ.

**યુવાન-૧** : તારા જેવો બુઠ્ઠો. બોચિયો, વેદિયો, નક્કામો નહીં ?

**યુવાન-૨** : અરે, પોચા પિત્ઝા, યુવાનોની વ્યાખ્યા કરવા આવ્યો છે ?

**યુવાન** : અહીંથી જવું જ રહ્યું મારે. જે દિશામાં મંગલ ધ્વનિ સંભળાય.

**યુવાન-૧** : જ્યાં તને સ્મશાનનો ઘંટ સંભળાય ત્યાં શાંતિથી વહેતો થા.
(યુવક ધીમેથી જતો રહે છે. યુવાનોના સૂત્રોચ્ચાર ચાલુ છે. અવાજ સંભળાતો નથી. હાથની મુવમેન્ટ છાયાચિત્ર અથવા છાયા જેમ.)
(અચાનક વરસાદ તૂટી પડે. યુવકોની લાઈન તૂટે. બધા સલામત સ્થળે ખસવા પ્રયત્ન કરે. હાથમાંના પાટિયાં ભીંજાય. નાસભાગ થઈ જાય.)
અરે ભાગો -
ક્યાં જવું ?
પણ આ બેનર, પાટિયાં -
છોડો બધું, જવા દો, જવા દો, ભાગો-બચો.
(આ અવાજો શમે. થોડીવારમાં વીજળી, કડાકા. પછી એ પણ શમે. એક યુવતી ડાબી તરફથી ખૂણે. ભીંજાઈને બેઠેલા યુવકને ધીમેથી ઢંઢોળે.)

**યુવતી** : જોયું ને ? શું થયું ? પહેલાંથી કહું છું તમને પાછા વળો. આમ પાટિયાં ઊંચા કર્યે કાંઈ ના થાય.

**યુવક** : શાનું કહ્યું'તું ? શું કહ્યું'તું ?

**યુવતી** : વહી ગયું ને બધું વરસાદમાં ?

**યુવક** : સંકલ્પો, વ્રતો, માંગણી, સિદ્ધાંતો, લડત, આંદોલનો બધું. શું આમ વહી જાય ?

**યુવતી** : કેવળ ઉન્માદથી કશું થતું નથી.

**યુવક** : તો શું કરવું ?

**યુવતી** : પુરુષાર્થ, શ્રદ્ધા, પ્રતીક્ષા, પુનઃપુરુષાર્થ, શ્રદ્ધા, પુનઃ પ્રતીક્ષા.

**યુવક** : બસ એમ વહ્યા કરવાનું ?

**યુવતી** : ફરિયાદોને નક્કર શેઈપ આપો.

**યુવક** : પછી ?

**યુવતી** : ફરિયાદને બદલે પોતાનું અવલોકન કરો.

**યુવક** : પછી ?

**યુવતી** : જે મળે તે લઈ આગળ વધો.

**યુવક** : બસ, હવે મને વિચારવા દે. મને એકલો પડવા દે.
તુ પ્લીઝ, જા અહીંથી.

**યુવતી** : હું તો જઈશ પણ તને, તારા મિત્રોને સૌને પોતાની જાત પજવશે.

**યુવક** : ઓહ, ફોર ગોડ સેઈક. પ્લીઝ, લીવ મી. એલોન.
(ફરીથી ગડગડાટ. ફરી વીજળી, ફરી વરસાદ, વરસાદને અંતે વાવાઝોડું, મંચ પર કાગળના ટુકડા. બેનર ઊડતાં. પાટિયાં તૂટતાં વિખેરાય. એક એક યુવક અલગ દિશામાં ઉઘાડ. થોડો સમય શાંતિ. એક યુવક મોબાઈલ લઈ વાત કરતો. સેલ ફોન ઘડી આ તરફ ઘડી તે તરફ કાને મૂકતો. ચાલતો જાય વાતો કરે.)

**યુવક** : શું થયું ? પછી જુદા પડી ગયા બધા ? હું નીકળી ગયો પછી બધા છૂટ્ટા ?

**યુવક** : - ચાલે છે ને ? સ્ટ્રગલ ફોર એક્ઝિસ્ટન્સ. મજા આવે છે. પેલી કંપનીમાં કામ કર્યું. અંકલના ફર્મ પર ખેતી કરી. છોકરાંઓને ભણાવ્યાં. એક-બે સાંજનાં છાપાંમાં કામ કર્યું. ઓહ ! હા, હજુ સફળ તો ના કહેવાય. પણ કંઈક એચિવ કર્યું હોય એવું તો લાગે.
(એ યુવક જતો રહે. મંચના ખૂણામાં પ્રકાશ. એક યુવક, એક લેવલ પાસે બેસી કંઈ લખે.)
- જાણે સૂના સમદિરયાની પાળે. ઝાંખા અજવાળે. મા આજે તને લખું છું. ખૂબ પૈસા તો નહીં, વિદેશ આવ્યા પછી ઘણું મળ્યું. અનુભવ, શાંતિ, સંઘર્ષ, એકલતા, દેશની યાદ, મિત્રોની યાદ, મને થયું મારે કંઈ કરવું જોઈએ. કંઈ પરિણામ લાવવું જોઈએ. મારો ખર્ચ કાઢતાં, આનંદથી રહેતાં મેં જે કંઈ બચાવ્યું તે આ વિદેશના રૂપિયામાં. ત્યાં આવી હું કોઈ ધંધો કરીશ. આપણા રૂપિયા આમાંથી ઘણા થશે. તું વાપરજે અને બચે



તો બચાવજે.
(પ્રકાશ વિખેરાય) (એક પોસ્ટમેન ટપાલ લઈ આવતો દેખાય. દૂરથી ચશ્મા અને હાથમાં ઓફિસ પર્સ લઈ એક પ્રૌઢ પસાર થાય. ચશ્મા એક હાથમાં, પર્સ બીજા હાથમાં)

**ટપાલી** : રમેશભાઈ ફૂલસરવાળા અહીં રહે છે ?

**પ્રૌઢ** : કેમ ? હું જ છું વળી.

**ટપાલી** : ના, ના, તમે તો છો જ. તમે છો તેની ના કેમ પડાય ?
પણ રમેશભાઈ...

**પ્રૌઢ** : આ દેખાતો નથી હું.

**ટપાલી** : (તેને હાથ મિલાવી. ખભ્ભો પકડી) એ... દેખાવ છો ને ?
હા, આ રહ્યા ને ? કેમ છો ? તમે છો, મજામાં છો તેની ના કેમ પડાય ?

**પ્રૌઢ** : હું રમેશભાઈ ફૂલસરવાળા. તેની તારાથી ના કેમ પડાય ?

**ટપાલ** : તારાથી ? સજ્જન, સભ્યતાથી બોલો નહીંતર આ મનીઓર્ડર પાછું...

**પ્રૌઢ** : ના, એમ નહીં, શું મનીઓર્ડર ? હા, લાવો, ધીમંતનું હશે.

**ટપાલી** : (તેને ફરતો આંટા મારે) સો... રી... સો... રી... સોરી બોલો જોઉં ?

**પ્રૌઢ** : સોરી... વેરી સોરી... આપોને પ્લીઝ...

**ટપાલી** : કંઈ ચા... પાણી.

**પ્રૌઢ** : (લગભગ આંચકી લે) પણ પહેલાં... લા... વો.

**રમેશભાઈ** : (ધીમંત બોલતો હોય તે અવાજ, વાંચે)
પ્રિય પપ્પા ! મમ્મી !
તમને છોડવા ગમતું નહોતું. પણ આજે થાય છે. સારું થયું. આ બે મહિનામાં પપ્પા તમારા વીમાનો હપતો ભરાઈ જાય. મમ્મીનું ઓપરેશન કરાવવા અરધા પૈસા થઈ જાય. એટલું કમાયો. જમવાની, રહેવાની મજા આપણા ઘર જેટલી કેમ આવે ? પણ ઘણું શીખ્યો. હું આવીશ. દીવાળી વખતે તો જરૂર. હવે કોઈ જ ચિંતા નથી. પૈસાની તો નહીં જ.
(પત્ર વાંચી રમેશભાઈ આંખ લૂંછે. ટપાલીને પૈસા આપવા ખિસ્સામાં હાથ મૂકે. પૈસા કાઢી બોલે.)
લો, આ ચા-પાણી.

**ટપાલી** : (દૂરથી) રમેશભાઈ એ જમાના ગયા. પગાર ખાસ્સો છે. ક્યારેક ઓફિસે આવો. દીકરાના પહેલા પગારની ખુશીમાં હું સામેથી ચા પીવડાવીશ. આ તો મઝાક. બાકી, તમે રમેશભાઈ અને દીકરો ધીમંત એમાં ના કેમ પડાય ? આવજો.
(મંચ પર સાંજનો પ્રકાશ. હવા થોડી તેજ. એક ખૂણેથી હાથમાં દીવડો લઈ એક વૃદ્ધા પ્રવેશે.)

**વૃદ્ધા** : (ગાતાં) જીણે મોતીડે શુકનને પરોવિયાં
મેં તો કાદવથી કુંદન ઉલેચિયાં,
મારો વાલો ધ્યે વસમા વરસાદ
જાણે આભેથી વરસ્યો પરસાદ
- જીણે મોતીડે શુકનને પરોવિયાં.
(ગીત ગાતાં વૃદ્ધા મંચની વચ્ચે પ્રવેશે ત્યાં)

**યુવક-૧** : (દોડીને) માજી ગજબ થઈ ગયો.

**યુવક-૨** : એ માજી, તમને કંઈ ખબર પડી ?

**યુવક-૧** : માજી ! ઓલા બધાયને જે જે જોતું'તું ઈ મળ્યું.
નોકરી, ધરમ, નીતિ, ન્યાય.

**વૃદ્ધ** : (હસે અને આકાશ સામે આંગળી ચીંધી ગાય.)
જાણે આભેથી વરસ્યો પરસાદ
જીણે મોતી ડે શુકનને પરોવિયાં.

**યુવતી** : (ફોન પર) સાચું ને ? આ લડાઈ પોતે, જાતે લડવાની. સૌને સૌની લડાઈ ફળે છે. પણ સહયોગ ને શુભેચ્છા અમારા બધાની. (ઓડિયન્સને) વોટ યુ સે ? સાચું ?

---

*'પ્રેમમંગલ', બી-૧૮૬, શાસ્ત્રીનગર (અજમેરા),*
*નાના મવા રોડ, રાજકોટ-૫.*
*મો. ૯૮૨૫૬૩૧૩૦૪*





# અટૂલો

- સુભાષ શાહ

**પાત્રો** : મનુભાઈ, લીલા, કંકુ, વહુ, રમણ, અવાજ...

મંચના એક ભાગમાં નાનકડા હીંચકા ઉપર આધેડ ઉંમર વટાવી ચૂકેલું એક દંપતી બેઠું છે. મધ્યમ વર્ગનાં માણસો છે. પુરુષનું નામ મનુભાઈ અને સ્ત્રીનું નામ લીલાબહેન છે. થોડો સમય પસાર થાય છે.)

**મનુભાઈ :** આમ તો આપણું દાંપત્ય-જીવન સુખી કહેવાય, નહીં લીલા ?

**લીલા :** હાસ્તો વળી. નહીં તો આજકાલ તો સાંભળો છો ને ?

**મનુ :** શું સાંભળીએ છીએ ?

**લીલા :** કેમ વળી ? આજે પરણ્યાં ને કાલે છૂટાછેડા.

**મનુ :** તે આપણે એવું કેમ ના કર્યું ?

**લીલા :** શું તમેય તે ?

**મનુ :** કેમ ? આપણા રમણના જનમ પહેલાં એકવાર તુંય ઝઘડીને તારે પિયર નહોતી ચાલી ગઈ ?

**લીલા :** તે તમે એવું કરો તે જતી જ રહું ને ?

**મનુ :** મેં વળી શું કર્યું હતું ?

**લીલા :** વગર કારણે ગુસ્સે થઈ ગયા હતા. હાથ ઉપાડવાનો જ એક બાકી રાખેલો.

**મનુ :** તે તને બહુ ખરાબ લાગેલું ?

**લીલા :** તો કંઈ અમથી જતી રહી હોઈશ ?

**મનુ :** પછી તો મનેય ખૂબ પસ્તાવો થયેલો.

**લીલા :** એટલે તો આવ્યા'તા તેડવા.

**મનુ :** તને તેડી જ ના ગયો હોત તો ?

**લીલા :** મારી મેળે તો હું આવત જ નહીં ને !

**મનુ :** છૂટાછેડા લઈ લેત ?

**લીલા :** એવું તે શું કરું ? પણ રડી રડીને મરી જાત.

**મનુ :** સારું થયું ને કે મરતાં પહેલાં હું આવી ગયો ?

**લીલા :** ના આવ્યા હોત, તો તો તમારે લીલાલહેર થઈ જાત.

**મનુ :** અરે, આમ લીલા વગર લીલાલહેર ક્યાંથી ? (વિચારમાં સરી પડતાં) ચાળીસ વર્ષ વીતી ગયાં. ચાળીશ વર્ષનું આપણું લગ્નજીવન. એકબીજા સાથે કેવાં ગોઠવાઈ ગયાં છીએ આપણે ! મને લાગે છે કે હવે તારે કે મારે એકલાં જીવવું અઘરું છે લીલા. (વિરામ... અચાનક) લીલા આપણે સાથે મરી જઈશું.

**લીલા :** શું તમેય નવા પરણેલા જેવું બોલો છો ?

**મનુ :** હું સાચું કહું છું, લીલા... (અટકી જાય છે... લાંબો વિરામ.)

**મનુ :** લીલા, ચાલ આજે આપણે નાટક કરીએ.

**લીલા :** (ચમકીને) શું ?

**મનુ :** નાટક કરીએ.

**લીલા :** તમનેય કંઈ લાજ-શરમ છે કે નહીં ?

**મનુ :** અરે, રમણ ને એનાં છોકરાં બહાર ગયાં છે. કોઈ જોશે નહીં.

**લીલા :** મારે તો કંઈ નથી કરવું. અને તમેય શું ? થોડાં નાટકો લખ્યાં અને જોયાં એટલે આ ઉંમરેય...

**મનુ :** ના, ના, તું ઊભી થા. (હાથ પકડી ઊભી કરવા પ્રયત્ન કરે છે.)

**લીલા :** હવે છોડો ને ભાઈ સા'બ, પહેલાં કરતાં'તાં એવું બધું અત્યારે ના શોભે !

**મનુ :** ના, પણ આજે તો મને ખૂબ જ ઈચ્છા થઈ છે. નાટક કરીએ જ. જો તું ના પાડે, તો તને મારા સમ.

**લીલા :** હવે એવું અપશુકનિયાળ શું બોલો છો ? લો બોલો ઝટ, શું કરવાનું છે ?

**મનુ :** (લીલાને એક જગાએ ઊભી રાખતાં) જો તું અહીં ઊભી રહે. આપણે તો પરણ્યાં તે પહેલાં એકબીજાને જોયેલાંય નહીં. પરણ્યા પછી જ આપણે પ્રેમ કર્યો. આજે મારે પરણ્યાં પહેલાંનો પ્રેમ કરવો છે.

**લીલા :** શું તમેય આવું બધું નાનાં છોકરાં જેવું બોલો છો ?

**મનુ :** અરે, તું જો તો ખરી. આજે તો મારામાં મરી ગયેલો લેખક અને એક્ટર બેઉ જીવતા થયા છે. ખબર છે, મારા એક નાટકમાં યુવાન છોકરો અને છોકરી બાગમાં મળે છે ? છોકરો ફૂલ તોડી છોકરી પાસે આવે છે ને પ્રેમનો એકરાર કરે છે !





**લીલા** : તે તમારે અત્યારે એવું કરવું છે ? ના, ના, મને એ બધું...

**મનુ** : તને મારા સમ, લીલા...

**લીલા** : જો પાછા... સારું લો. કરો જે કરવું હોય તે. હું આ ઊભી.
(મનુભાઈ એક ફૂલ તોડી લાવે છે. ધીમે પગલે લીલા પાસે આવે છે. બંને હાથે ફૂલ લીલા પાસે ધરતાં.)

**મનુ** : (લાગણીસભર રીતે) લીલા... (લીલા એમ જ સાડીનો છેડો મોંમાં લઈ લે છે.) વા... હ... (વિરામ) લીલા હું... તને ચાહું છું. (લીલા વધુ શરમાય છે. મનુભાઈ ઘૂંટણીએ બેસી જાય છે.) તું... મારા પ્રેમનો સ્વીકાર કરીશને, લીલા ? (લીલા જવાબ નથી આપતી.) બોલ ને લીલા... (લીલા ડોકું હલાવે છે.) લીલા, તારી સાથેનું મારું જીવન... આપણે બંને સાથે... તું મારી અને હું તારો થઈને સદાને માટે રહીશું. આપણાં સુખદુઃખ આપણે વહેંચીને ભોગવીશું. લીલા...
(સહેજ ઊંચો થયા કરે છે, ત્યાં જ કેડમાં સહેજ દર્દ થાય છે અને ઊં... હ... કરીને નીચે બેસી જાય છે.)

**લીલા** : (ફરીને, નમીને) શું થયું ?

**મનુ** : (હસતાં) કંઈ નથી થયું. અતિ આનંદમાં જરા કેડમાં મોચ આવી ગઈ. લે, હવે ઊભો કર...
(હાથ લંબાવે છે. લીલા હાથ પકડી મનુભાઈને ઊભા કરે છે.)

**લીલા** : તમનેય... આ ઉંમરે કેવું કેવું સૂઝે છે ?

**મનુ** : આ સાલી કેડમાં મોચ ના આવી હોત, તો મઝા આવી જાત.

**લીલા** : લો, બેસો હવે. થોડો બામ લગાવી આપું.
(મનુભાઈને હીંચકે બેસાડે છે. જવા કરે છે, ત્યાં જ મનુભાઈ એનો હાથ પકડી, પોતાની સાથે બેસાડે છે.)

**મનુ** : લે મટી ગયું, હવે. બેસ.
(લીલા બેસે છે. ધીમે ધીમે અંધકાર, પ્રકાશ થાય ત્યારે હીંચકા પર મનુભાઈ એકલા ખિન્ન વદને હીંચકો ઝૂલતા બેઠા છે અને નીચેનું ગીત ગણગણે છે.)

**એક અટૂલો**
**સાવ એકલો રમ્યા કરે છે.**
**પાંખોમાં આકાશ છુપાવી**
**એ જ એકલો ઊડ્યા કરે છે.**
**તનથી, મનથી**
**સાથી ને સ્વજનોના વનથી**
**સાવ અટૂલો**
**એક એકલો જીત્યા કરે છે... જીવ્યા કરે છે...**

(ગાતાં ગાતાં ધીમા પડી અટકી જાય છે અને પ્રેમથી 'વહુ' ને બૂમ મારે છે.)

**મનુ** : વ... હુ... ઉં...

**વહુ** : (અંદરથી) એ આવી, બાપુજી !
(પાણીનો ગ્લાસ લઈ પ્રવેશે છે) લો, પાણી જોઈએ છે ?

**મનુ** : ના. પણ કકૂડી હજુ નિશાળેથી કેમ ના આવી ?

**વહુ** : તમેય શું બાપુજી ! હજી તો સાડા ચાર જ વાગ્યા છે. એ છૂટશે પાંચ વાગે અને આવશે સવા પાંચે.

**મનુ** : (નિસાસો નાખી) મને એમ કે પાંચ થઈ ગયા.

**વહુ** : (હસીને) તમે તો એની એવી રીતે રાહ જુઓ છો કે જાણે...

**મનુ** : હા વહુ... એ આવે છે તે એની સાથે રમવામાંને વાતો કરવામાં એવો સમય પસાર થઈ જાય છે કે કંઈ ખબર પણ નથી પડતી.

**વહુ** : હવે આવશે થોડીવારમાં... લો, પાણી નથી પીવું ?

**મનુ** : લાવ. લાવી છે, તો પી લઉં.
(પાણી પીને ગ્લાસ પાછો આપે છે. વહુ ગ્લાસ લઈ, કંઈ પણ બોલ્યા વગર અંદર જાય છે. મનુભાઈ ફરી પાછા ગીત ગણગણવામાં ગૂંથાઈ



જાય છે. થોડીક ક્ષણો બાદ કકુનો અવાજ આવે છે.)

**કકુ** : દાદા... જી... (મનુભાઈ ઊભા થઈ જાય છે.)

**દાદા** : એ આવ બેટા, અહીં બહાર છું.
(કકુનો દફતર સાથે પ્રવેશ. ઉપર લગભગ ૯ થી ૧૦. દાદાજી એને ઊંચકી, ચૂમી ભરી પોતાની પાસે હીંચકા પર બેસાડે છે.)

**કકુ** : દાદાજી, આજે તો મારા ગણિતમાં દસમાંથી દસ માર્ક્સ...

**મનુ** : એ... મ !

**કકુ** : હા જુઓ. (દફતરમાંથી નોટ કાઢીને બતાવે છે. દાદાજી જુએ એ દરમિયાન જ ) અને દાદાજી. તમે પેલો ગુજરાતીનો નિબંધ શિખવાડ્યો હતો ને !

**મનુ** : ક્યો બેટા ?

**કકુ** : ભૂલી ગયા ? પે... લો... મારો પ્રિય તહેવાર. એ નિબંધ તો મારાં બહેનને ખૂબ ગમ્યો. મને ઊભી કરીને કલાસમાં વંચાવ્યો... મોટેથી...

**મનુ** : શાબાશ... મારી કકુડી.

**કકુ** : અને દાદા, અમે એક નાટક કરવાનાં છીએ. એમાં હું રાણી બની છું.

**મનુ** : હા... એમાં શું કરવાનું ?

**કકુ** : એ અત્યારે નહીં કહું. તમે એ નાટક જોવા આવશો ને, ત્યારે જ કહીશ.

**મનુ** : સારું સારું, ત્યારે કહેજે...

**કકુ** : દાદા... આજે રાતે કઈ વાત કહેવાના છો ?

**મનુ** : એ અત્યારે નહીં કહું... રાતે વાર્તા સાંભળવા આવીશ ને, ત્યારે જ કહીશ.

**કકુ** : ના, કહો ને...

**મનુ** : ના, અત્યારે નહીં...

**કકુ** : તો હું મમ્મીને બૂમ પાડીશ... મ...મ્મી...
(દાદાજી મોં દબાવી દે છે.)

**મનુ** : અરે... અરે... તારી મમ્મી કામ કરતી હશે.

**કકુ** : તો કહો.

**મનુ** : ચાલ, આજે રાતે તો તને એક રાજા અને રાણીની જ વાત કરીશ.

**કકુ** : હેં... તો તો એ વાર્તા મને અત્યાર જ કહો.

**મનુ** : અત્યારે ના કહેવાય. દીકરા.

**કકુ** : ના, અત્યારે જ કહો. નહીં તો હું બૂ...મ...
(દાદા મોં દબાવી દે છે.)

**મનુ** : સારું સારું. એમ બૂમો ના પાડ. જો સાંભળ... એક હતો રાજા, એને સાત રાણી.

**કકુ** : સા...ત રાણી ?

**મનુ** : હા... સાત, સાત રાણી ને એમાં એક કાણી... એક દિવસ...
(એટલામાં જ કકુની એક બહેનપણી એને બૂમ મારે છે.)

**બેન** : કકુ, ચલ રમવા નથી આવવું...?
(કકુ એકદમ હીંચકા પરથી નીચે ઊતરી પડે છે.)

**કકુ** : દાદાજી, આ વાત મને રાત્રે કહેજો... હં... જોજો, પાછા ભૂલી ના જતા...

**મનુ** : ના... ના... નહીં ભૂલું. તું... જા... તમે રમો...
(કકુ એની બહેનપણી સાથે જાય છે. મનુભાઈ ફરી પાછા એકલા પડે છે અને ગીત ગણગણવાનું શરૂ કરે છે. એમના ગણગણાટ દરમિયાન નીચેના સંવાદો ખૂબ જ મૃદુ રીતે સંભળાય છે.)

**અવાજ** : (મનુભાઈ) અરે કેટલી વાર...? હું તૈયાર થઈને બેઠો છું.

**અવાજ** : (લીલાનો) એ... આવી. (વિરામ) લો, બોલો.

**અવાજ** : (મનુભાઈનો) ભગવાન રામ જ્યારે વનમાં જાય છે. ત્યારે દશરથના મનનું વર્ણન કરતાં તુલસીદાસ લખે છે કે... (અને મનુભાઈ એક ચોપાઈ બોલે છે... છેલ્લા શબ્દો દરમિયાન વહુનો પ્રવેશ.)





**વહુ** : બાપુજી, જમવા ચાલો.

**મનુ** : તમે જમી લો. હું પછી જમીશ.

**વહુ** : તબિયત ઠીક નથી ?

**મનુ** : ના... રે... સવારનું ખાધેલું હજી પચ્યું જ નથી. આ બેઠે બેઠે ખાવાનુંય શું પચે ? (વિરામ) રમણ આવી ગયો ?

**વહુ** : હા. હમણાં જ આવ્યા. મોકલું ?

**મનુ** : હા, મોકલ (જાય છે. ફરી પાછા અવાજો...)

**અવાજ** : (લીલાનો) આજે તમને ઠીક નથી ?

**અવાજ** : (મનુભાઈનો) ના... રે... આ તો અમસ્તુ જરા.

**અવાજ** : (લીલાનો) એમ બોલશો નહીં, તો ખબરેય શું પડશે ?

**અવાજ** : (મનુભાઈનો) અરે પણ...

**અવાજ** : (લીલાનો) હું તો વગર કહ્યે જ સમજી જઈશ. પણ હું નહીં હોઉં ત્યારે તમારી પીડા કોણ જાણશે.

**અવાજ** : (મનુભાઈનો) સાચી વાત, લીલા. કોઈ કશુંય નહી સમજે. તારા વગર તો કાંઈ કહીશ, તોય નહીં સમજે... પણ હવે તો... (રમણનો પ્રવેશ)

**રમણ** : મને બોલાવ્યો, બાપુજી ?

**મનુ** : (ઝબકીને) હેં... હા. રમણ, બેસ.

**રમણ** : કંઈ કામ છે, બાપુજી ?

**મનુ** : કામ તો કંઈ નથી, પણ... આ તો એમ કે જરા ટાઈમ પસાર થાય.

(રમણ બાપુજી સાથે હીંચકા પર બેસવું કે નહીં તેની મુંજવણ અનુભવે છે અને નજીકમાં પડેલી ખુરશી ખેંચી લાવે છે. તે હીંચકા સામે બેસે છે. વાતાવરણમાં ખામોશી. વાતની શરૂઆત કરવામાં બંને મૂંઝાય છે.)

**રમણ** : મંદિરે જઈ આવ્યા ?

**મનુ** : હા, આજે દર્શન સારાં થયાં. (ફરીથી મૌન) આ એમ કે... તારી બાની તિથિ આવે છે, તો મંદિરમાં કંઈક...

**રમણ** : કેટલા પૈસા આપવાના છે ?

**મનુ** : એ તો તારી ઈચ્છા પ્રમાણે, સગવડ હોય તો જ...

**રમણ** : ના, ના. સગવડ તો છે જ. ૧૫૧ ચાલશે ?

**મનુ** : (એકદમ) ના, ના. એટલા બધાની જરૂર નથી ૫૧/- રૂપિયા કાલે મૂકીશું.

**રમણ** : સારું તો... (ખિસ્સામાંથી કાઢવા જાય છે.)

**મનુ** : હમણાં ને હમણાં કંઈ ઉતાવળ નથી. એ તો કાલ-પરમ દિવસે આપીશું તોય ચાલશે.

(વહુ પ્રવેશીને)

**વહુ** : ચાલો, જમી લેવું છે ને ?

**મનુ** : હા. જાઓ જમી લો. હું જરા મોડો જમીશ.

**વહુ** : પછી સાંજે એમના ભાઈબંધને ત્યાં મળવા જવાનું છે.

**મનુ** : હા... હા... તે જજો ને તમતમારે... હું છું ને !

(બંને જણ જાય છે. મનુભાઈ ફરી પાછા એકલા પડે છે. ગીત ગણગણે છે. દરમિયાન અંદરથી રમણ અને એની પત્નીની વાતચીતના અસ્પષ્ટ અવાજો અને કકુના રમવાના અવાજો આવે છે.)

(અવાજો ધીમે ધીમે શાંત થાય છે. ગીતની છેલ્લી પંક્તિઓ ગણગણતા મનુભાઈ અચાનક અટકી જાય છે. અને સ્વગત બોલી પડે છે.)

**મનુ** : લીલા, આપણે સાથે મરી ગયાં હોત, તો સારું થા...

(બહારથી કકુની આનંદથી એક મોટી બૂમ)

**કકુ** : એ...ય, તું આઉટ થઈ ગઈ.

(અંધકાર... પડદો પડે છે.)

---





# કાવ્ય સંપુટ

રઘુવીર ચૌધરી
ચંદ્રકાન્ત શેઠ
ભાનુપ્રસાદ ત્રિવેદી
ચિનુ મોદી
રાજેન્દ્ર શુક્લ
જલન માતરી
માધવ રામાનુજ
ભાનુપ્રસાદ પંડ્યા
વિનોદ જોશી
મનોહર ત્રિવેદી
રાજેશ વ્યાસ મિસ્કીન
મણિલાલ હ. પટેલ
ધીરેન્દ્ર મહેતા
યોસેફ મેકવાન
નીતિન વડગામા
યોગેશ જોષી
ધૂની માંડલિયા
દલપત પઢિયાર
કિસન સોસા
જગદીશ ધનેશ્વર ભટ્ટ
સતીશ ડણાક
હર્ષદ ચંદારાણા
શિવજી રૂખડા
ગુણવંત ઉપાધ્યાય

બકુલેશ દેસાઈ
સંજુ વાળા
મનીષ પરમાર
હર્ષ બ્રહ્મભટ્ટ
ભાગ્યેશ જહા
અંકિત ત્રિવેદી
હર્ષદ ત્રિવેદી
દિલીપ જોશી
ફિલિપ કલાર્ક
ડો. નિરંજન રાજ્યગુરુ
મીરા આસીફ
ગોવિંદ દરજી 'દેવાંશુ'
કૃષ્ણ દવે
દિનેશ દેસાઈ
રમેશ આચાર્ય
અનંત પટેલ
કનૈયાલાલ ભટ્ટ
અનિલ ચાવડા
ભાવેશ ભટ્ટ
હરદ્વાર ગોસ્વામી
ડો. અશોક ચાવડા 'બેદિલ'
સંસ્કૃતિરાણી દેસાઈ
ચંદ્રાબહેન શ્રીમાળી
નયના જાની

પ્રજ્ઞા પટેલ
દર્શક આચાર્ય
ચંદ્રશેખર પંડ્યા
ઉર્વીશ વસાવડા
કિશોર જીકાદરા
ભરત કવિ 'ઊર્મિલ'
ભાનુપ્રસાદ પુરાણી
પ્રદીપ 'સુમિરન'
ભસ્માંગ માંકડ "સમ્રાટ"
યોગેશ પંડ્યા
કિરણસિંહ ચૌહાણ
નટવર આહલપરા
ડૉ. ઈશ્વર સુથાર 'શિલ્પી'
પ્રફુલ્લ રાવલ
રમેશ પટેલ
ડૉ. મનહર ઠાકર
પ્રીતમ લખલાણી
રક્ષા શુક્લ
જયંતિ ધોકાઈ
વિવેક મનહર ટેલર
અલ્પ ત્રિવેદી
પ્રવીણ ગઢવી
દ્રોણ મોદી
મહેશ દેસાઈ

પ્રશાંત કેદાર જાદવ
ધરમાભાઈ શ્રીમાળી
વિનોદ ગાંધી
કરસનદાસ લુહાર
બૈજુ જાની, 'માનવ'
મનિષ પાઠક 'શ્વેત'
પ્રિતેશભાઈ શાહ
જયશ્રી ભટ્ટ દેસાઈ
રમેશ ઠક્કર
ડૉ. ધૈવત શુક્લ "આનંદ"
પારસ એસ. હેમાણી
ડૉ. મુકેશ જોષી
હર્ષિદા દીપક
ડૉ. પ્રદીપ આઝાદ
સંજય થોરાત
સ્નેહલ જોષી
નટવર હેડાઉ 'વનવિહારી'
દીપક ત્રિવેદી
રવીન્દ્ર પારેખ
ધ્રુવ જોષી
ડૉ. મનોજ જોશી 'મન'
પ્રજ્ઞા દીપક વશી
રીના મહેતા



# સામે અને સાથે...

*- રઘુવીર ચૌધરી*

તમે વિરોધ કરો છો, ત્યારે,
હું સાથે બલ્કે નજીક હોઉં છું.
સાચું બોલતા હો એ રીતે
ચતુરાઈથી વખાણો છો ત્યારે
સામે બલ્કે દૂર હોઉં છું.

જોકે સામે કે સાથે હોવાથી
કશો ફેર પડતો નથી.
પ્રશ્ન તો હોવાનો છે.
સામે કે સાથે
ડાબે કે જમણે
ક્યાં કોઈ કાયમી હોય છે ?
જતાં ડાબે એ વળતાં જમણે.

કોઈક વાર અથવા ઘણી વાર
આ ડાબા-જમણાના વિવાદમાં
વસ્તુ વિસારે પડાય છે,
પડછાયા પડદા બને છે.

અંધારી અશ્વની આંખને
દિશા આપે, પગને ગતિ
પણ પડછાયા વીંટળાય...

હું તમને સંબોધીને
વાત મારી કરું છું,
સંકોરું છું વિચારના તણખા.

રાખમાં વાળું છું
વેદનાની ક્ષણો.
વેદિમાં સંસ્કાર પામેલી ક્ષણો,
રાખની.
ધૂણાની રાખ
ચિતાભસ્મ આરતી પછી
શિવની ભભૂત
ભળે સ્મશાનની ધૂળમાં,
ઊગે ઘાસ, ચરે ગામો સ્નાતસ્વિની.
રાખ પણ છેવટેનું સત્ય નથી.
તમે નથી,
હું નથી,
પછી જે છે તે છે.

*એ/૬, પૂર્ણેશ્વર, ગુલબાઈ ટેકરા,*
*અમદાવાદ-૩૮૦૦૧૫.*
*ફોન નં. : ૦૭૯-૨૬૩૦૩૧૩૨*





# મારામાં તું રહે છતાંએ...

*- ચંદ્રકાન્ત શેઠ*

મારામાં તું રહે છતાંયે મળવાનું નહીં થાય !
ઘરમાં દીવો, છતાંય મારું અંધારું નહીં જાય !-

તું મારામાં, તોયે શાને મને એકલું લાગે ?
તારું સદા રખોપું, તોયે ભય ના મારો ભાગે !
તું તો વરસે અઢળક, મારો ઘટ આ નહીં ભરાય !-

તારે સુણવું હોય નહીં તો શાને મારે ગાવું ?
તારે જોવું હોય નહીં તો શાને મને સજાવું ?
ચિદાકાશનો ચાંદ ભલે તું, પૂનમ ના પરખાય !-

શ્વાસે તારો શ્વાસ મળે ને તોય દૂરનો દૂર !
તારો સૂર ના મળે મને, હું મૂંગો ને મજબૂર !
મારા માથે તારું છત્તર, છતાં મળે નહીં છાંય !-

*૯-બી, પૂર્ણેશ્વર ફ્લેટ્સ,*
*ગુલબાઈ ટેકરા પર, અમદાવાદ-૩૮૦૦૧૫*
*ફોન નં : ૦૭૯-૨૬૩૦૦૯૨૮*

# મારી વિધવા પત્નીને...

- *ભાનુપ્રસાદ ત્રિવેદી*

ને પીપળાના પાનની લીલાશ જ્યાં જરતી જશે,
મુખ કર્ચલીઓ મારી, તુજ આંખોમાં તરવરતી હશે.

પૂરું થઈ ગ્યું'તું બધું, ના ખોટ પણ નડતી કશે,
વાતોય કંઈ ન્હોતી, છતાં રગ ક્યાંક ચરચરતી હશે.

કલરવ-લચ્યો માળો ને લીલી વાડી ઊભરતી હશે,
પણ એ સહુ વચ્ચેય એકલ એકલ પાંખ થરથરતી હશે.

પ્રિય કુળ-કથાઓથી કદી પરસાળ વિસ્તરતી હશે,
તારી મહીં ત્યારે અમાસી સિંધુની ભરતી હશે.

વડ પૂજવા વહુવારુઓ લઈ થાળ સંચરતી હશે,
વીત્યા સમયનું સૂત્ર ગ્રહતાં ફેર તું ફરતી હશે.

એ આંગણું... ને પૌત્ર પડખે.. રાત ઊતરતી હશે...
ચકલી-ચકાની વારતાઓ કંઠમાં તરતી હશે...

ક્યાં કોઈને નવરાશ છે ? સૌ દોટમાં નિજની ધસે,
પણ ટાણું થૈ આશિષ નયનથી નીતરી પડતી હશે...

*'શાલવન', ૯, વિરાટનગર સોસાયટી,*
*સેક્ટર-૨૩, ગાંધીનગર-૩૮૨૦૨૩.*
*ફોન નં. : ૦૭૯-૨૩૨-૩૩૪૮૨*





# કિરતાર...

- *ચિનુ મોદી*

અચરજ ભર્યાં અત્તર
સમરણ કરતાં થયો રૂ-બ-રૂ
કક્કાનો કિરતાર,
અચરજ ભયો અપાર...

નથી અધર પર બંસી તારે
નથી મોરનું પીંછું -
કેમ કરીને હું માનું કે
ગોપી વલ્લભ તું છું ?
જમુના જળ ને કદંબ ડાળી
કહ્યા, સૂણ્યના ભાર
અચરજ ભર્યાં અપાર

રામ, સીતાને લખમણ સાથે
જય જય જય હનુમાન;
સુવર્ણ લંકા દશ દશ માથાં
ભાતીગળ અનુમાન,
આભ સમાણો કેમ ઝળૂંબું ?
આપ, આપ આધાર.
કક્કાના કિરતાર.

*૧૪, જિતેન્દ્ર પાર્ક, શંકર આશ્રમ સામે,*
*અમદાવાદ-૩૮૦૦૦૭.*
*મો. ૯૭૨૫૯૦૭૧૭૩*

# ધાન ખાય ઈ બધાં...

- રાજેન્દ્ર શુક્લ

આવા તે કેવા આ નેડા,
નિત ઊઠી ઝરવાનાં તેડાં !

હાડ લગી પ્હોંચ્યા છે હેડા,
અંગે અંગે પડ્યા ઉઝેડા !

ઘાટઘૂટ આ જેડા તેડા,
સરાણ ચાલે જે સંઘેડા !

તૂ ઐસા ને ઐસા ટેડા,
જાણ ન પાઉં તેરા ચેડાં !

શ્વાસ શ્વાસ બંધાતો જાઉં,
તારે છૂટ્ટા ચારે છેડા !

નોખા નોખા હોય ભલે ને,
ભેળા થઈ ભળવાના કેડા !

અમે અમારાપણું ન મૂલ્યું
તેં ના મૂલ્યાં તારાવેડાં !

એવાં ઊંચા ફળ લાગ્યાં છે,
પ્હોંચે તો વેડે ને વેડા !

કુંણ નાનું કુંણ મોટું આમાં,
ધાન ખાય ઈ બધાં ધનેડાં !

૨૨/૫૨૯, સત્યાગ્રહ છાવણી,
જોધપુર ટેકરા, સેટેલાઈટ, અમદાવાદ.
ફોન નં. : ૦૭૯-૨૬૮૬૧૭૬૭



# અહીંના આવ દિવાળી...

(છંદ) (મુસદ્દસ)

- જલન માતરી

(૧)
નિરાશા કેરા ઝૂલે ના મને ઝૂલાવ, દિવાળી
મને શરમાએલાને ના વધુ શરમાવ, દિવાળી
જીવન શું છે અમારું છે ફક્ત દેખાવ, દિવાળી
સૂણીને નામ તહેવારોનું ચઢે છે તાવ, દિવાળી
જરૂરી ચીજના ઊંચા ગયા છે ભાવ, દિવાળી
ખરું કહું છું તું અટકી જા અહીં ના આવ, દિવાળી

(૨)
તું સંજોગોને જોઈ આવે તો સત્કાર પણ કરીએ
ગળે વળગાડી દિલથી ને અતિશય પ્યાર પણ કરીએ
જલાવીને એ ચારેકોર દિવા, રોશની કરીએ
જે કરવો જોઈએ તુજ સંગ એ વહેવાર પણ કરીએ
ખસ્તા હાલે ઉજવું કંઈ રીતે બતલાવ, દિવાળી
ખરું કહું છું તું અટકી જા અહીં ના આવ, દિવાળી

(૩)
જીવન ખંડેર સમ છે માટે જીર્ણોદ્ધાર માંગે છે
કે નવલાં રૂપ માટે ઈશ્વરી આધાર માંગે છે
અમારી ખસ્તા હાલત ને ભલા પલટાવવા માટે
અહીં ઈન્સાન બદલે ઈશ્વરી દરકાર માંગે છે
કંઈ એવી શાન, એવા ઠાઠ લઈને આવ, દિવાળી
ખરું કહું છું તું અટકી જા અહીં ના આવ, દિવાળી

(૪)
અમારી પાસે અશ્રુ છે, નિરાશા છે, હતાશા છે
તમાશા છે હજારો જિંદગી માંહે તમાશા છે
એમ જ્યાં સાંધીએ હા ! ચાર તો ત્યાં તેર તૂટે છે
જીવનમાં દોર નિષ્ફળતાનો છે કાયમ બળાપા છે
જીવન સાગરમાં ઝોલાં ખાઈ રહી છે નાવ, દિવાળી
ખરું કહું છું તું અટકી જા અહીં ના આવ, દિવાળી

(૫)
થતી રે'છે અમારી ગણતરી કાયમ ફકીરોમાં
અમારી શું છે કિંમત જઈને હા પૂછો અમીરોમાં
જે વ્હાલા હોય છે, ઈશ્વરના એ રે'છે મહેલોમાં
ન ગમતાનું કર્યું સર્જન, એ રે'છે સૌ કુટિરોમાં
પ્રભુનું એક પક્ષી છે ફક્ત દેખાવ, દિવાળી
ખરું કહું છું તું અટકી જા અહીં ના આવ, દિવાળી

(૬)
વસંતો પણ અમારા બાગમાંહે ક્યારે આવે છે
ન ટહુકે છે અહીં કોયલ, ન અહીંયા મોર નાચે છે
ભલા ઉજ્જડ ઘર ઉપર સતત ભેંકાર ભાસે છે
મુકદ્દર બે કદમ આગળ અમારાથી એ ચાલે છે
બહુ હાંફ્યા છીએ બસ ના વધુ હંફાવ, દિવાળી
ખરું કહું છું તું અટકી જા અહીં ના આવ, દિવાળી

(૭)
હશે સગવડ તો મળશું, આવતા વર્ષે ખુદા હાફિઝ
નૂતન વર્ષને ઉજવશું, આવતા વર્ષે ખુદા હાફિઝ
નથી ચાહતા તુજ સંગ તોડવા વહેવાર કાયમનો
હવે જે કંઈક કરશું, આવતા વર્ષે ખુદા હાફિઝ
પડે છે સીધા બદલે સાવ ઊંધા દાવ, દિવાળી
ખરું કહું છું તું અટકી જા અહીં ના આવ, દિવાળી

'નશેમન', રાયખડ દરવાજા પાસે
અમદાવાદ-૩૮૦૦૦૧. મો.૯૮૨૪૧૨૫૭૬૫

## 'તાઓ' વાણી...

- માધવ રામાનુજ

પરમ શૂન્યતાને સમજીને પામીને,
દઢતાથી શાંતિથી જાળવીએ પછી
દસ હજાર વસ્તુ પ્રવૃત્તિમય બને
ત્યારે શૂન્યમાં પાછી ભળતી જોઉં છું !

વસ્તુઓ અત્યંત ફૂલેફાલે પછી,
અંતે એના મૂળમાં પાછી જાય છે -
પાછા મૂળમાં જવું એ જ અપ્રવૃત્તિ
કરવો નિજનો ત્યાગ એમ કહેવાય એ.
સોંપી દેવો પોતાનોયે ન્યાસ એ
પોતાને સોંપી દેવાની વાત છે.

અટલ નિયમ એને તો કહેવો જોઈએ -
જે લોકો આ નિયમોને નથી જાણતા
દુઃખી થાય છે વ્યર્થ પ્રવૃત્તિમાં પડી.
જે જાણે એ ધીરજ ધરતા હોય છે
ધીરજવાન છે પૂર્વગ્રહોથી મુક્ત જો !

પૂર્વગ્રહોથી મૂક્ત સર્વગ્રાહી બને
સર્વગ્રાહી હોવાથી બને મહાન એ.
મહાન હોઈને તે જાણે એ માર્ગને
તાઓને જાણ્યાથી સ્થાઈ એ બને.
અંત સુધી હાનિ તેને પહોંચે નહીં !

જે/૧૧, વિક્રમ એપાર્ટમેન્ટ,
શ્રેયસ ક્રોસિંગ પાસે, અમદાવાદ-૩૮૦૦૧૫.
મો. ૯૮૭૯૭૬૭૦૦૯






## આપના સંગાથમાં...

- ભાનુપ્રસાદ પંડ્યા

આનંદ પામે છે બધાં જો આપના સંગાથમાં,
ખીલી ગયાં ફૂલ સામટાં તો આપના સંગાથમાં !

દેતો તજી વ્હેતો સમય એની બધી બધીયે રુક્ષતા,
ઊગે દિનો પર્વો સમાંણા આપના સંગાથમાં !

કાળી અમાસોને છુપાવી મૂઠીમાં જે આવતાં,
પૂનમ ભરે ઉરમાં સુહાના આપના સંગાથમાં !

ધારી શકું છું - આપ સ્રોવર શા સદા ઉત્સાહના,
અંધોળતાં સૌ આવનારાં આપના સંગાથમાં !

'મારું નથી પરનું નથી, છે વિશ્વ આખું સર્વનું,
એવી મનીષા જાગતી શે આપના સંગાથમાં.'

ક્યાંથી મળ્યો આવો ઈલમ આનંદને વરસાવતો ?
તો ફર્ક શો છે ઈશના યા આપના સંગાથમાં !

૨૪/એ, સૌરભ બંગલોઝ,
સત્યસાંઈ હાર્ટ હોસ્પિટલ માર્ગ, પ્રદ્યુમ્ન પાર્ક પાસે,
રાજકોટ-૩૪૦૦૦૫. ફોનઃ ૦૨૮૧-૨૩૩૨૦૫૧

# માછલી તો આવે, પણ...

- *વિનોદ જોશી*

માછલી તો આવે,
પણ, માછલીની ભેળો આ દરિયો પણ આવે, ઈ દખ !

પરપોટો હોય તો તો પૂછીએ પણ,
આતો જો ઉછળે છે લોઢ ચારે બાજુ,
અંધારું હોય તો તો દીવો કરાય,
આ તો અજવાળું રોજ મરે તાજું;

કાંઠે તો આવે,
પણ, રેતીની ઘોલકીમાં ચોમાસું લાવે, ઈ દખ !

પાણી છે પાણી કાંઈ ખારું કાંઈ ખારું
કે ખોરવોય ચાખે નઈ એને,
માછળીને જીવવું છે જાતે, પણ
દરિયાને ગીરવે મૂકી છે જાત, છે ને !

હાથમાં તો આવે,
પણ, હૈયાને તરફડતા જીવ જેમ તાવે, ઈ દખ !

*"પ્રયાગ", ૩૨, શ્વેતકમલ સોસાયટી,
વિદ્યાનગર, ભાવનગર-૩૬૪૦૦૧.
મો. ૦૯૮૨૫૯૮૯૭૩૭*





# માણસ વિશે...

- *મનોહર ત્રિવેદી*

તું હસે, શાને હસે ! જ્યારે હસે, કેવું હસે ?
બારણાંઓ ભીંત જાળી થાંભલી નેવું હસે

નીડ જાગ્યાં ઝાડ ઝૂલ્યાં અંગ મરડે કેડીઓ
ટેકરી પાછળથી સૂરજ નીકળી જેવું હસે

ચૉક ઘૂમરીએ ચડે ને શેરીઓ ટોળે વળે
દેવશંકર ઉર્ફ મારો દોસ્ત જ્યાં દેવુ હસે

ડંખથી હસતાં, મનોહર, વાત સૌ ભૂલી ગયાં
આંખ સામેના અરીસા પણ પછી તેવું હસે

એક આ માણસ વિશેની શી કહો, અટકાળ કરું !
એ હસે, શાને હસે, જ્યારે હસે, કેવું હસે ?

*૧૪, પ્રકૃતિ હોમ્સ, શેલાગામ રોડ, ક્લબ ૦૭ની બાજુમાં,
બોપલ-સરખેજ રિંગ રોડ,અમદાવાદ-૩૮૦૦૫૮.
મો. ૯૩૨૭૭૩૯૦૬૮*



# જોતો રહ્યો...

- *રાજેશ વ્યાસ મિસ્કીન*

એક મુંઝારો નિરંતર દેહમાં જોતો રહ્યો,
સાવ ભૂખ્યો ડાંસ અજગર દેહમાં જોતો રહ્યો.

બ્હાર શેરીમાં ભટક્તો સાવ પાગલ શખ્સ એ,
આંખ જ્યાં મીંચું હું અકસર દેહમાં જોતો રહ્યો.

દેહ જો ના હોત એની થાત ઓળખ કઈ રીતે,
હું હમેશાં દોસ્ત ઈશ્વર દેહમાં જોતો રહ્યો.

આમ ટીપું આમ મોટ્ટા રણ સમો લાગ્યા કરું,
રોજ સૂકાતો સમંદર દેહમાં જોતો રહ્યો.

દેહ છે ત્યાં લગ બધા સંબંધ ને સંસાર આ,
હું બધા પ્રશ્નો ને ઉત્તર દેહમાં જોતો રહ્યો.

કોણ આ મિસ્કીન થઈને ઠોકરો ખાતું ફરે,
માહ્યલો સાબૂત સદ્ધર દેહમાં જોતો રહ્યો.

*૧, સરસ્વતી સોસાયટી,*
*પાલડી,*
*અમદાવાદ-૩૮૦૦૦૭.*





# મારે તો...

(નવી કવિતા)

- *મણિલાલ હ. પટેલ*

મારે તો માટી થવું હતું
બીજ બનીને ઊગવું હતું
મ્હોરીને મ્હેક્વું હતું
ખેતરમાં મોલ બનીને
શીખવું હતું સહન કરતાં -
વૃક્ષ થઈને, ભણવી હતી ઋતુઓ...

પહાડો, વનો, કોતર, કરાડો,
ખૂંદવા હતાં ઝરણું થઈને
ગાવું હતું પ્રેમનું ગીત -
પંખી થઈને, - આંબવું હતું આકાશ...

કૂંપળ, કળી ને પુષ્પ થવું હતું
સુગંધિત પવન થઈને
પહોંચવું હતું નક્ષત્ર લોકમાં
વર્ષા બનીને વરસવું હતું
તરસી તરડાયેલી ધરતી પર
મ્હેક થઈને મટી જવું હતું ઘડીક...

જરીક જંપી જવું હતું
પતંગિયું થઈને પુષ્પની ગોદમાં...
ને તેં મને માણસ બનાવ્યો
અરે અરે... મને પૂરેપૂરું -
ચાહતાં ય ક્યાં આવડે છે હજી...?!

*સહજ બંગ્લો, શાસ્ત્રી માર્ગ, શાન્તાબા બગીચા પાસે*
*વલ્લભવિદ્યાનગર-૩૮૮૧૨૦*
*જિ. આણંદ. મો. ૯૪૨૬૯૮૨૧૭૫૭*

# પ્રિયતમાને વનવેલી...

- ધીરેન્દ્ર મહેતા

બોલ, બોલ, સાગરિકા,
છુપાવ્યું ક્યાં તે એ મોતી,
સાતેસાત સાગરને ખૂંદી
અતલાન્ત તળિયે જઈને
ઊથલપાથલ કરી
જે ગોતી લાવ્યો'તો તારે વાસ્તે ?
તગતગતી આંખોથી
આમ જોઈ રહી છે શું ?

બોલ, બોલ, આકાશિની !
ક્યાં ગયા એ તારલાઓ,
આખુંય આકાશ ભમીભમી
દિશા દિશા ધમરોળી
ખૂણેખૂણો ફૂંફોસીને
વીણી લાવ્યો'તો હું
તારે માટે ?
આમ માથું નમાવીને
કેશ પાથરીને
કેમ બેઠી છે તું ?
કહે, કહે, હે કલહાસિની,
વન-ઉપવને રઝળીરવડી
તરુલતાશાખાપર્ણ મધ્યે જંપી ગયાં
એ ખગોના કંઠ થકી ચોરી લાવ્યો સ્વર
હું જે તવ કાજે
એ ક્યાં વેરી દીધા ?
અરે, તારા અવરુદ્ધ કંઠે બદ્ધ હોઠે
શાનું થઈ રહ્યું આ જલ્પન !
ઓ રે સાગરિકે ! અયિ આકાશિની !
હે કલહાસિની !

*"જીવનછાયા" હોસ્પિટલ રોડ,*
*પંડિત દીનદયાલ ઉપાધ્યાય માર્ગ,*
*ભુજ (કચ્છ)-૩૭૦૦૦૧. મો. ૯૮૯૦૦૧૧૦૨૫*





# એના મેળાપનો...

- યોસેફ મેકવાન

પામવાનો અર્થ ભાઈ, ખીલવાની વાત છે.
ખીલવામાં હોય છે સુગંધ.
એના મેળાપનો એ પ્રસંગ.
આપણી આ જાતથી એ રીતે રોજ રોજ
મનભરી માણીએ રે મોજ !
કેવો આ લાગ્યો રે રંગ.
એના મેળાપનો એ પ્રસંગ !

પામવાનો અર્થ ભાઈ, ભૂલવાની વાત છે
ભૂલવાના હોય ના સંબંધ,
એના મેળાપનો એ પ્રસંગ.
આપણી આ જાતથી એ રીતે રોજ રોજ
મનભરી માણીએ રે મોજ !
કેવો આ લાગ્યો રે છંદ.
એના મેળાપનો એ પ્રસંગ !

*સી-૫, સનસાઈન એપાર્ટમેન્ટ,*
*જૂના સચિવાલય પાસે, અમદાવાદ-૩૮૦૦૧૫.*
*મો. ૯૮૨૪૧૭૬૬૧૫*



# ક્યાંનો ક્યાં હું જઈ બેઠો છું !...

- નીતિન વડગામા

અણદીઠા કોઈ આધારે ક્યાંનો ક્યાં હું જઈ બેઠો છું !
અલખધણીના એક વિચારે ક્યાંનો ક્યાં હું જઈ બેઠો છું !

હોય ભલે ના સન્મુખ તોય ડગલુંયે ક્યાં દૂર થયા છે ?
ભીનાભીના કૈં ભણકારે ક્યાંનો ક્યાં હું જઈ બેઠો છું !

એક શબદ ઉચ્ચારે નહીં ને મૌન રહી સઘળું કહી દેતા,
આંખોના એકાદ ઈશારે ક્યાંનો ક્યાં હું જઈ બેઠો છું !

આગ બધી અંદરની આપોઆપ જ અહીં ઓગળવા લાગી,
વરસાદી નેવાંની ધારે ક્યાંનો ક્યાં હું જઈ બેઠો છું !

આમ જુઓ તો સાવ અકિંચન, સ્થાવર-જંગમ કાંઈ નથી પણ,
શબ્દોના વામન અવતારે, ક્યાંનો ક્યાં હું જઈ બેઠો છું !

*'તાંદુલ', ૨, સ્વાતિ સોસાયટી,*
*આત્મીય કોલેજ પાછળ, કાલાવડ રોડ,*
*રાજકોટ-૩૬૦૦૦૫. મો. ૯૮૭૯૪૦૦૪૨૪*





# એ કવિ...

- યોગેશ જોષી

ખાખી બીડી પીને
એ કવિએ
મંદાક્રાન્તામાં
એક સોનેટ રચ્યું.
    પ્રથમ બાર પંક્તિમાં
    સરસ વર્ણન -
        ચાંચમાં
        એક એક સળેકડી
        લાવી લાવીને
        માળો રચતા પંખીનું,
        સળીઓની
        કલાત્મક ગોઠવણીનું,
        માળાની વચ્ચે શોભતા
        ટચૂકડાં ઈંડાંનું
        આવનારાં બચ્ચાંનું
        ધ્યાન ધરીને
        ઈંડાં સેવતા પંખીનું...
સૉનેટની
અંતિમ બે પંક્તિમાં
સૂક્ષ્મ વર્ણન -
    ઈંડું તોડી
    બહાર આવતા બચ્ચાનુંઃ
    ને એ નીરખી
    આખું આકાશ પાંખો ફફડાવે
    એવો કલ્પન સાથે
    સોનેટ પૂરું કર્યું  ત્યાં
    રસોડામાંથી
    કવિ-પત્નીનો અવાજ આવ્યો -
'એ સાંભળો છો?
રસોડાના માળિયામાં
કબૂતરે ઈંડું મૂક્યું છે,
કબૂતર ઘર આખું ગંદું કરશે...'
ડાયરી બંધ કરતાં
કવિ બોલ્યો -
        'ચિંતા ના કર,
        માળા સાથે ઈંડાને હું
        નાખી દઉં છું
        કચરા ટોપલીમાં...'

*બી ૩૦૩, અર્જુન ગ્રીન્સ, મેનારવ હૉલ પાસે,*
*ઘાટલોડિયા, અમદાવાદ-૩૮૦૦૬૧*



# માંહ્યલા સામે જ...

(ગઝલ)

- ધૂની માંડલિયા

ના કશુંયે બાદ કરવું, ના ઉમેરવું,
જે હરિએ હાથ દીધું, એ ઉછેરવું.

ઓઢવામાં ઓઢવું આકાશને, અને,
જે ધરા આપે એ સુખે પહેરવું.

'હું' પણાનું ઝાડ જો ઊગી ગયું તોતો,
મૂળ સોતું ઝાડને જલ્દી ઉખેડવું.

માન, માયા, લોભ, મત્સર છે ગટરનું જળ,
ગંધ આવે એ પહેલાં એને ઉલેચવું.

આટલો છે સાર જીવનનો ભલા સમજ,
અંત વેળા પ્રેમથી સઘળું સમેટવું.

કોઈ મંદિર પર જવાની શી જરૂર છે,
માંહ્યલા સામે જ શ્રીફળને વધેરવું.

૧૭, દેવભૂમિ બંગલો, ઝુંડાલ બસ સ્ટોપ સામે,
રીંગરોડ સર્કલ પાસે, સાબરમતી-કલોલ હાઈવે,
મુ.પો. ઝુંડાલ, ગાંધીનગર. મો.૯૮૭૯૫૦૯૦૧૭






# હયાતી !...

- દલપત પઢિયાર

અમે
નામે દલપત પઢિયાર
ઊર્ફે ડી. એન. પઢિયાર ઊર્ફે દલુભા દરબાર
હયાત છીએ !
અમે માત્ર ઘરમાં જ નહીં,
ચરાચરમાં વ્યાપ્ત છીએ એવું અમે માનીએ છીએ !
અમારા ન હોવા વિષે
અન્ય કોઈ વાયકાઓ હોય તો
એમાં કોઈ બજૂદ નથી... !

અમે ઉપરની નામ-સાખ-ઓળખવાળા ઈસમ, પોતે
તાજેતરમાં
પેન્શનર તરીકેની અમારી હયાતી
રિન્યુઅલ કરાવા બેંકમાં ગયા હતા...
પેશન બુક, પી.પી. એકાઉન્ટ નંબર
બધા પુરાવા હાથમાં હતા !
પણ કોમ્પ્યુટર કોઈ રિતે રિસ્પોન્સ જ ન કરે !
આખરે હારીથાકીને
કોમ્પ્યુટરની સ્ક્રીન ઉપરથી નજર ખસેડ્યા વિના
ભાઈએ કહી દીધું : 'તમે નથી !'
મેં કહ્યું : એટલે ?
'એટલે એમ કે કોમ્પ્યુટરમાં તમારી ગયા વર્ષની
હયાતીનો ડેટા નથી !' - એમણે
કોમ્પ્યુટરમાંથી મોંઢું કાઢી ફોડ પાડ્યો !
મેં પૂછ્યું : હવે ?
'હવે અમારા હાથમાં કશું નહીં !'
ખુરશીના બેઉ હાથા ઉપર
એમના બેઉ હાથ નીચે રાખીને, એમણે
અમારા વિષે 'હાથ ઊંચા કરી દીધા !'

અમે
અમારા સહી-દસ્તક નામ ાસથે, સગું શરીર લઈને,
સન્મુખ ઊભા હોવા છતાં
અમારી હયાતીની ધાણી થઈ ગઈ, બોલો !
- દલુભા !
તમારી જ હાજરીમાં તમારું
ટાઢે પાણીએ પત્યું; લ્યો !

૯૨૩, ગુજરાત હાઉસિંગ બોર્ડ,
સેક્ટર-૨૭, ગાંધીનગર-૩૮૨૦૨૭.



# સૂર્યનો...

- કિસન સોસા

ખેંચી રહ્યો મન્વન્તરોથી ભાર સૂર્યનો;
ઢગલે ઢળી જશે કદી તોખાર સૂર્યનો !

રણમાં સવારથી જ બળે ક્ષણ બપોરની;
ચારે તરફ ભડકે બળે ભેંકાર સૂર્યનો !

ક્ષિતિજે રંગ રંગ... ભર્યા પોપડા ખરે;
વચ્ચે પડ્યો વિચ્છિન્ન કૈં ભંગાર સૂર્યનો !

મધરાતના મેદાનમાં ઊભો છું રેબઝેબ;
માથે ઝળુંબતો હજી ઓથાર સૂર્યનો !

ક્યારે કિરણ કિરણ વીણાને તાર સ્પંદશે ?
ઝણકી જશે રૂંવેં રૂંવેં ઝંકાર સૂર્યનો ?

આઘે સુધી તો ક્યાંય પગેરું જડે નહીં;
વેઠી રહ્યા છીએ ભવે ભણકાર સૂર્યનો.

૧૨-૨૧૯૫, પ્રણામ મંદિર પાસે,
સૈયદપુરા, સૂરત-૩૯૫૦૦૩
મો. ૮૮૬૬૩૭૨૯૩૦





# સમણાં કેરી ધાર...

- જગદીશ ધનેશ્વર ભટ્ટ

વાત વાતમાં વાગી અમને સમણાં કેરી ધાર,
અલકમલની જાગે હૈયે રટણા અપરંપાર,
વાત વાતમાં વાગી અમને સમણાં કેરી ધાર.

ધીરે ધીરે વાતો પેલો પવન પાતળો છાનો,
જળ ને થળમાં દીઠો મેં તો પડછાયો પોતાનો,
મન વગડાને મારગ દીઠા તોરીલા તોખાર,
વાત વાતમાં વાગી અમને સમણાં કેરી ધાર.

હોવાપણાની સૂરત પેલી મેં મારામાં જોયું,
જે હતું મારું સુપેરે હળવે હળવે ખોયું,
ધીરે ધીરે થાતો દીઠો નિરાકાર - આકાર,
વાત વાતમાં વાગી અમને સમણાં કેરી ધાર.

દૂર દૂર મનગમતું પેલું મેઘધનુ બોલાવે,
રંગ બિરંગી હોળી ખેલી વાત બધી ખોલાવે,
ઉપર આભ, નીચે ધરતી ને કોઈ નથી આધાર,
વાત વાતમાં વાગી અમને સમણાં કેરી ધાર.

૨, દીપકુંજ, ગણેશ ગલી,
મણિનગર, અમદાવાદ-૩૮૦૦૦૮.
ફોન નં. : ૦૭૯-૨૫૪૬૫૯૪૬

# જવાય ના કદિ...

॥ ગઝલ ॥

- સતીશ ડણાક

સરહદની પેલે પાર પણ જવાય ના કદિ,
સૂરજની આરપાર પણ જવાય ના કદિ.

તમે તમારું શોધીને બેસી રહો પછી ય,
કૂદી અભેદ દ્વાર પણ જવાય ના કદિ.

લઈ મશાલ હાથમાં આગળ વધી જુઓ-
અંધારની પછેડીપાર પણ જવાય ના કદિ.

તારી હથેળી ખોલીને જુએ કદિક તું,
જીવનના જોડી તાર પણ જવાય ના કદિ.

અજવાળું તારા નામનું ઝળકી રહ્યું બધે,
છોડીને એનો સાર પણ જવાય ના કદિ.

૧૮, સયાજી સોસાયટી, કારેલીબાગ,
વડોદરા-૩૯૦૦૧૮.
મો. ૯૬૮૭૬૦૦૮૪૭









# આવે છે...

- હર્ષદ ચંદારાણા

પળેપળ સ્નેહથી સંચિત થતી, આબાદ આવે છે,
'મળે છે તું' એ પળ જીવન, બીજી અપવાદ આવે છે.

અચલ તારું સ્મરણ છે, તારલા સમ, ના દીસે દિવસે,
મને પણ રાતની સાથે જૂઓ ઉન્માદ આવે છે.

અવાજો મૌન રહે છે, માત્ર તારું નામ બોલાતું,
વ્યથાનું નામ લ્યો છો સાંભળી સોગાદ આવે છે.

તને હું જોઉં જ્યારે પણ બધાં યે ગાત્ર ઓગળતાં,
થતો ના સ્થિર, એ મારી જાતનો પ્રતિસાદ આવે છે.

ખૂલે કવિતાનું મારું ઘર, કહો જો 'ખૂલ જા સીમસીમ',
ભલે આવ્યા, જશો ક્યાંથી ન દ્વારો યાદ આવે છે.

તમસમાં કૈં ન દેખાતું, ગહનથી સાદ આવે છે,
મને તેડી જવા ઝીણો, ઝીણો વરસાદ આવે છે.

સેન્ટર પોઈન્ટ, મહાત્મા ગાંધી રોડ,
પોસ્ટ બોક્સ નં. ૪૬, અમરેલી-૩૬૫૬૦૧.
મો. ૯૮૨૫૦૭૫૧૭૫

# ભટક્યા નહીં...

- શિવજી રૂખડા

વસ્ત્ર બદલાવ્યાં છતાં બદલ્યાં નહીં,
એમ સળનાં કારણો ઉકલ્યાં નહીં.

હોય છે અબરખ ભર્યા લિબાસમાં,
ચોતરફ દીવા કર્યા, ઝળક્યા નહીં.

ટેરવાં સંવેદના ચૂકી ગયાં,
એમ લાગ્યું કે હજી અડક્યાં નહીં.

બંધ કીધું હાસ્યને પાકિટમાં,
હોઠ છે પણ હર્ષથી મલકયા નહીં.

પ્રેમનું અંજન બની આંખે વસે,
એ કણા સરખા કદી ખટક્યા નહીં.

ધ્યાન ઠેકાણે હતું તેથી જ તો,
સુરતાને કારણે ભટક્યા નહીં.

આંખની હોસ્પિટલ પાસે, અમરપરા,
બગસરા, જિ. અમરેલી -૩૬૫૪૪૦
મો. ૯૪૨૬૧૨૬૬૭૮





# ગઝલ...

- ગુણવંત ઉપાધ્યાય

અહીં પ્રત્યેક પળ સાથે બદલતો જાય છે નક્શો;
સળગતાં સર્વ પગલાંને વળગતો જાય છે રસ્તો !

નહીં સમજાય કે સંવેદના ને રસ નીતરતો છે;
સમયસર શબ્દ-સંધાને સમજાતો જાય છે લટકો.

નથી પગલું ય એણે તારવ્યું, તાર્યું, નકાર્યું છે;
ફક્ત બસ રાહદારીને તરસતો જાય છે તરસ્યો !

એ તડકો, ટાઢ ને વરસાદને ઉન્મત્ત થઈ માણે;
ને તેથી ઋત બસંતી સમ થીરકતો જાય છે તકતો !

ગઝલ છોડું અધૂરી ? માત્ર મેં પૂછેલું તુલસીને;
વળાંકો, ઢાળ ચીંધ્યા તો મહકતો જાય છે મરવો !

બી-૫/૬-૭, ઋષભ એપાર્ટમેન્ટ્સ,
એરપોર્ટ રોડ, મુની ડેરી, ભાવનગર-૩૬૪૦૦૧.
મો. ૦૯૪૨૬૪૫૦૧૩૧

# આવેશમાં નથી...

॥ ગઝલ ॥

- બકુલેશ દેસાઈ

જે શાંત ચિત્તમાં હશે, આવેશમાં નથી,
કચ્છપ-ગતિથી જે મળે, તે ઠેસમાં નથી.

બે પાંદડે થવાનું મારા દેશમાં નથી,
તો ફૂલીફાલી મહેકવું પરદેશમાં નથી.

વસ્ત્રોમાં બદ્ધ એ નથી, ત્રિપુંડમાં નથી,
મારી હયાતી દોસ્ત ! કો'ગણવેશમાં નથી.

મારું નહીં તો અન્યનું સુખથી સભર હો ઘરઃ
દરિયાવ દિલમાં તૃપ્તિ છે તે દ્વેષમાં નથી.

સાચાં ખુશી ને ગમ હશે, એમ જ પ્રગટ થશે,
એ કૈં અમુક વસ્ત્ર અગર ખેસમાં નથી.

'જાઓ' કહો તો બંધ થશે દ્વાર લોકનાં...
'ચાલો'માં જે પ્રભાવ છે, આદેશમાં નથી.

જાદુ કર્યું છે કેવું જમાનાએ એની પર !
પહેલાં સમી ભીનાશ **'બકુલેશ'**માં નથી !

૩૦૧, મહર્ષિ ફ્લેટસ, ભરુચા સોસાયટી,
નવી ઝોન ઑફિસ સામે, નવયુગ કૉલેજ પાછળ,
સુરત-૩૯૫૦૦૯. મો. ૯૮૨૫૧૫૨૯૨૩





# ચત-બઠ...

- સંજુ વાળા

એમાં શું કરવી ચત-બઠ
તું પણ શઠ 'ને હું પણ શઠ
ગાંઠ વળી ગઈ છે નિંગઠ
થાય નહીં પાંચમની છઠ
છૂટક-છૂટક કે લાગઠ
ફેરા ફરવાના અડસઠ
ફતવા, ડંકા, તાબોટા
સૌને સૌના નિજી મઠ
તારા સિંહાસન સામે
અમે ય લે ઢાળ્યો બાજઠ
તારે શું તડકો ? શું ટાઢ ?
ઓ... રે ! પૂતળી સુક્કીભઠ
અહીંથી હવે ઊડો ગઝલ !
બહુ જામી છે હકડેઠઠ
અક્ષરને ય ભાગ્યા, તોડ્યા
બાળક જેવી લઈને હઠ
અવળે હાથે પીધો અર્ઘ્ય
અકોણાઈ ઊગી લાગઠ
'અહાલેક'-ની સામે બીજો
નાદ કોઈ માંડે ના બઠ
તારે કારણ હે નરસિંહ !
વૈષ્ણવજન આખું સોરઠ.

એ-૭૭, આલાપ એવન્યુ,
યુનિવર્સિટી રોડ, રાજકોટ-૩૬૦૦૦૫.
મો. ૯૮૨૫૫૫૨૭૮૧

# લંબાઈ ગયો છે...

- *મનીષ પરમાર*

એમને સ્પર્શ્યા વગર આ હાથ મુરઝાઈ ગયો છે,
એક રાતે છાંયડો તો દૂર લંબાઈ ગયો છે.

શી ખબર ત્યાં સૂર્યના પગલાં પડેલાં હોય તાજાં !
પગ અમારો અંધકારોમાં જ ચંપાઈ ગયો છે.

આગના અક્ષર ઉકલતા પણ નથી છેલ્લી ઘડીએ,
આ ધૂમડો કેટલીયે વાર વંચાઈ ગયો છે.

પાંદડું તૂટી ગયું એકાદ મારી ડાળમાંથી,
- ને લીલોછમ ત્યારનો વિસ્તાર ફેંકાઈ ગયો છે.

ખીણના પોલાણને હું શુંય સમજાવું પછીથી ?
સાદ પાડ્યો પણ નથી ને પ્હાડ પડઘાઈ ગયો છે.

*મુ. વાવડી (ગઢ), પો. ધરોઈ કોલોની,*
*જિ. મહેસાણા-૩૮૪૩૬૦.*
*મો.૯૭૧૨૫૬૪૨૯૪*





# મારા ગાઢ એકાંતમાં...

- *હર્ષ બ્રહ્મભટ્ટ*

મારા ગાઢ એકાંતમાં
ધીમેકથી ઉદ્‌ભવ્યું
ને તીવ્રતર થતું ગયું
એક સ્મરણ.
જે
ખેંચીને લઈ જાય છે મને
અતીતની ગલીઓમાં
અને
વિખેરી નાંખે છે
મારા અસ્તિત્વને
બધી યે દિશાઓમાં.
મથ્યા કરું છું હું
ફરી મને ભેગો કરવા
વિત્યા કરે
દિવસોના દિવસો
વરસોનાં વરસો;
પણ
સમજાતું નથી
અતીતની એ ગલીઓમાંથી હું
બહાર નીકળી ગયો છું ?
કે
ફરી પાછો
એમાં પ્રવેશી રહ્યો છું ?
છેવટે
થાકીને - હારીને
ફસડાઈ પડું છું
મારા ગાઢ એકાંતના
એક અવાવરું ખૂણામાં !

*'પ્રસાદ', ૭૪/૯, જગાભાઈ પાર્ક,*
*રામબાગ ચાર રસ્તા પાસે, મણીનગર,*
*અમદાવાદ-૩૮૦૦૦૮.મો. ૯૮૨૫૦૬૦૬૨૦*

# આંખ...

- ભાગ્યેશ જહા



પુરાતનકાળની વાત છે,
વાત છે, એટલે માણસ છે,
માણસ છે એટલે એની જાત છે,
જાત છે એટલે જાતતપાસ છે.

આંખે ઝાંખુ દેખાતું હતું,
સવારે સાંજ જેવું જણાતું હતું,
આંખમાં ઘૂસી ગયેલી દુનિયાનો વાંક હશે,
કે હૃદયમાંથી ઊઠેલા ધુમાડાનો પ્રતાપ...!
ભ્રમરોની છાજલી પર જામેલી વર્ષોની ધૂળ
ભાષાની હતી કે આશાની,
એ તો કોણ નક્કી કરે !
એને તો નક્કી કર્યું,
'આંખના ડૉક્ટરને આંખ બતાવવી..'
રાતે ઊંઘ ના આવી,
આ ડૉક્ટરો એના મશીનથી
મારી આંખોમાં સાચવેલાં દશ્યો કાઢીને
લઈ તો નહીં જાયને !

ડૉક્ટરે કહ્યું 'નેત્રપટલ એટલે કાચમાં ખામી છે...'
ખામી છે એટલે તિરાડ નથી,
પણ ક્યાંકથી કશુંક ઝમે છે,
વધારાનું પ્રવાહી ઝમે છે,
ઝામર હશે કે કો'ક નદીના
લોહીલુહાણ પ્રવાહની
કો'ક આંધળી સર્પિણી.

પછી, તો કાચ બદલાયો,
સાચ જેટલો ચોખ્ખો નહીં
પણ જૂઠ જેટલો ઝાંખો કે છેતરામણો પણ નહીં,
કાચ એટલે ગામડિયો કાચ,
એમાં શહેરની થોડી કરચો ઉમેરી,
વાછટની બે વાડકી ભીનાશમાં નવડાવ્યો,
સપનાના મસોતોના ટુકડાથી લૂંછ્યો,
ભ્રમરના વાળમાં સંતાયેલી ઘડિયાળનો,
પરિચય કરાવ્યો,
વાઈપર તરીકે વાપરી શકાય એવી
બે ફૂંકોનો ટેસ્ટ લીધો.
માણસ જોતો થઈ ગયો.



હજારો વર્ષ પછી,
આ કાચ સ્ક્રીન બની ગ્યો,
એનામાંથી યુદ્ધની વરાળો દેખાવા લાગી,
બુદ્ધ અને મહાવીર અને કૃષ્ણનાં ચિત્રો દેખાયાં,
આખી સૃષ્ટિ કાચની પાછળથી પ્રગટવા લાગી,
માણસ આંખમાંથી ફેલાવવા લાગ્યો,
આ નવા પ્રકારની પાંખો હતી,
કાચનો કેટલામો અવતાર હતો તે વિશે
કથા કોઈએ બેસાડી નહીં,
એટલે
કાચે પોતાની માયા વિસ્તારી,
મોબાઈલ અને કમ્પ્યુટર,
ટીવી અને સિનેમા,
ઠેર ઠેર રૂપરંગ બદલી
એણે તો જમાવી દીધી,
હવે સ્ક્રીનને બદલે સ્ક્રીનનો મહિમા થયો,
માણસની આંગળીઓને ઓળખે
તેવા કાચ શોધાણા,
સ્પર્શ-બટનના કામણ વિકસ્યા,
માણસ આંખો બંધ કરે,
પરંતુ કાચ જાગ્યા કરે.

હમણાં શિરચ્છેદ થયેલા
ચહેરા પરની એક આંખને સહેજ દુખાવો ઉપડ્યો છે,
એક સિનેમા જોઈ આત્મહત્યા કરવા
ઊભા થયેલા યુવાને એના ચશ્મા લૂંછ્યાં છે,
પરંતુ
બીજી તરફ,
અર્જુનની આંખમાં પડેલી ધૂળની કણી
નીકળી ગઈ છે,
બુદ્ધની ખુલ્લી આંખે કશુંક કહેવાનું પસંદ કર્યું છે,
મહાવીરની આંખમાંથી નીકળેલું
એક ઝરણું ઓળખાઈ ગયું છે,
એક હરણને.
એક પર્વતની આંખો
ડોલતાં ઝાડ જોવા હમણાં જ ખુલી છે.
હવે,
છેલ્લા સમાચાર મળ્યા છે,
પેલા માણસને ચોખ્ખું દેખાય છે.

*પ્લોટ નં. ૯૨૧/૧,*
*સેક્ટર-૪-ડી, ગાંધીનગર.*

# હોઠમાં મૂંઝાઈને...

- અંકિત ત્રિવેદી

તારું મલકાવું વેરતું જાય મારી આંખમાં
એને વીણવાનું કેમ કરી ફાવે ?
વરસ્યા વિનાનો રોજ તરસ્યો વરસાદ
મને સાથે લઈ તારામાં આવે ?
કોણ કોને બેમાંથી સમજાવે ?
સપનાને કીધું કે રોજ શેના આવો છો,
સાચા પડવાનું જરા શીખો;
રાતના હેવાયા થઈ શાને જીવો છો
ખુલ્લી પાંપણને આપીને ખો...
જોઈ ધરાઈ તને પાછો ફરું છું તોય ધબકારા ઘર સુધી લાવે !
કોણ કોને બેમાંથી સમજાવે ?
સેંથીના સિંદૂરનો બનશે ગુલાલ
જો એકવાર કહી દઈશ તું 'હા';
ઓળખ્યા વિનાની આ પાક્કી ઓળખને
રંગ ઊડે તો ઊડવા દે 'જા'...
હોઠમાં મૂંઝાઈને અકળાયું ગીત, મને તારી બાજુથી તડપાવે...!
કોણ કોને બેમાંથી સમજાવે ?

૭૦૫, સાંઈસંનિધિ, જી. બી. શાહ કૉલેજ સામે,
વાસણા બસ સ્ટેન્ડ પાસે, વાસણા,
અમદાવાદ-૩૮૦૦૦૭. મો.૯૯૧૩૧૯૬૯૬૯





# એક ગીત...

- હર્ષદ ત્રિવેદી

તમે થયા બહુરૂપી !
વેશ રચ્યો રાવણનો નાભિ પર અમરતની કુંપી !
તમે થયા બહુરૂપી !

ચહેરા પર બોદાર લગાડ્યો આંખો ચીતરી મોટી,
અતલસના અંગરખા અંદર જર્જર છે લંગોટી;
ઊભી બજારે ઊભા રહીને માગો દાપાદુંપી !
તમે થયા બહુરૂપી !

સીતા નહીં તો સરસ્વતીનું હરણ કરું અબસાત,
કિન્તુ આ દુર્વા દેખીને ગળી જતાં સહુ ગાત;
ઈચ્છાઓનાં તીર વળીને ખુદમાં જાતાં ખૂંપી !
તમે થયા બહુરૂપી !

'સુરતા', એ-૧૧, નમિશ્વરપાર્ક,
તપોવન સર્કલ પાસે, અમિયાપુર-૩૮૨૪૨૪,
જિ. ગાંધીનગર. મો. ૯૭૨૩૫૫૫૯૯૪

# ઓળખ...

*- દિલીપ જોશી*

કોનામાં વરસાદ છુપાયો, કોનામાં ઉનાળો ?
ગોરંભાતા પગલે-પગલે આવ્યો એનો તાળો !
કોયલ હો કે કાગ બધાનાં
ઓળખના છે ટાણાં
હાથવગા અવસરના સહુએ
ગાઈ જવાના ગાણાં
પ્હોચ એટલું પ્હોંચે એવો કલશોરાતો માળો !
કોણ અસલમાં સૂરજ છે ને
કોણે ખરેખર છાયા
ઢાંક્યાં ના ઢંકાય કદીયે
મન-મોતીને માયા
ધાર્યું કૈં પણ થાય નહીં તો હૈયાં શાને બાળો ?
પુષ્પ અને કાંટાની વચ્ચે
જીવન જામોકામી
જેની જેને ખપત હોય તે
પળમાં જાશે પામી
રંગ-કસૂંબલ તેજલ-તોરે પંથ અગોચર ભાળો !

*૨, સૌ. યુનિ. કર્મચારી સોસાયટી,
દિનકર, યુનિવર્સિટી રોડ, રાજકોટ-૫.
મો. ૯૪૨૮૨૦૦૨૦૨*





# બેસી રહ્યું છે બારણે...

*- ફિલિપ કલાર્ક*

પાંપણો કોની ઢળી તૂટી રહ્યા સંભારણે ?
રાહ જોતું કોણ આ બેસી રહ્યું છે બારણે ?

ફાલતું વાતો મહીં વિતાવી આખી જિંદગી;
ક્યાં મૂળ વાત પર આવ્યા છીએ લો આપણે ?

નોતર્યા'તાં દુઃખ જાણી જોઈને યે આમ તો;
થોર જેવા થોર પણ વાવ્યા હતા જો આંગણે.

બેસવું એકાંતમાં ને કલ્પનાથી કંપવું;
આવ તો થોડું બેસીએ હૂંફ કેરા તાપણે.

કયારે જાગે બાળ મારું બેસી મા વિચારતી;
એક બાળક ક્યારનું પોઢી ગયું છે પારણે.

કોક કન્યા ટીકી ટીકી ગામને જોયા કરે;
વેલડું આવી ઊભું છે ગામના તે પાદરે.

જેનું નિરાકરણ છે ઈશ્વર તણા કૈં હાથમાં;
રાત આખી જાગતા બેસી રહ્યા તે કારણે.

*પ્લોટ નં. ૩૪૨/૨, સેક્ટર-૨-બી,
ગાંધીનગર-૩૮૨૦૦૭.
ફોન : (૦૭૯) ૨૩૨૪૩૮૮૫*

# ખૂલ્યાં અજાયબ તાળાં...

- ડૉ. નિરંજન રાજ્યગુરુ

અવકાશ ભીતરનો અને અવકાશ ચોગરદમ રમે,
અવકાશની અંદર ખૂલે તાળાં અજાયબ આ સમે.
અણખૂટ ધારા રેશમી પીડા તણી ઝીલી રહું,
નિમીલિત નેણાં નિરખતા કીડી બિચારી ક્યાં ભમે.
હો મીન મારગ કે થયો પંખી તણો પંથી સખા !
તન તુંબડામાં રસ અહોનિશ ઝરમરે ને ઝમઝમે
અવકાશ ભીતરનો અને અવકાશ ચોગરદમ રમે,
અવકાશની અંદર ખૂલે તાળાં અજાયબ આ સમે.
એ ફૂંક કોની, કોણ વાગે, કોણ સુનતા, કોણ બકતા !
કોણ કોને કરગરે ? અવકાશ આખો ધમધમે.
ભીતરી ભંડાર ભાળી ચકિત ને ચકચૂર થ્યો,
શું ભાસ છે ? આભાસ છે ? આ ઢોલ અનહદ ઢમઢમે.
ખાલી બધું ભરપૂર થાતું ને ભરેલું શૂન્યવત્
કાળની સંદુકમાં શંકા કુશંકા છે શમે...
અવકાશ ભીતરનો અને અવકાશ ચોગરદમ રમે,
અવકાશની અંદર ખૂલે તાળાં અજાયબ આ સમે.

આનંદ આશ્રમ, સંત સાહિત્ય સંશોધન કેન્દ્ર,
ગૌસેવા-ગોસંવર્ધન ગૌશાળા, મુ.પો. ઘોઘાવદર,
તા. ગોંડલ, જિ. રાજકોટ-૩૬૦૩૧૧. મો. ૯૮૨૪૩૭૧૯૦૪





# તો નવી ઘટના બને...

- મીરા આસીફ

હાથ પારસમાં ઝબોળે તો નવી ઘટના બને,
રાતમાં તડકા નિખારે તો નવી ઘટના બને !
એક સરખો ઢોલ વાગે બે બાજુ દર્દનો,
ઘાવ તું મારા ગજાવે તો નવી ઘટના બને !
આસ્થાની આંખથી સૌ આવરણ જોયા કરે,
તું હવે પરચો બતાડે તો નવી ઘટના બને !
આંગણે પથરાય છાંયો રોજ તારા સૂર્યનો,
કો'કદિ ઘરમાં વિસામે તો નવી ઘટના બને !
ભાંગતી રાતે પડે પડઘા અજાણ્યા સાદના,
તું મને મનમાં નવાજે તો નવી ઘટના બને !
ભાગ્યનો પથ્થર હવે આકાર ઝંખે છે નવા,
તું મને દિલથી મઠારે તો નવી ઘટના બને !
મોભ તારા ભેદનો આસિફ નહીં જાણી શકે,
તું મને પોથી પઢાવે તો નવી ઘટના બને !

કરીમ મંઝીલની બાજુમાં,
વડવા બાપેસરા કુવા રોડ, ભાવનગર-૩૬૪૦૦૧.
મો. ૯૨૭૫૦૬૨૬૪૦, ૯૩૭૬૬૪૫૪૨૫

# બાની પેટી...

(મંદાક્રાન્તા - સૉનેટ)

- *ગોવિંદ દરજી 'દેવાંશુ'*

લાવ્યો લાવ્યો વતન ઘરથી કૈંક ચીજો પુરાણી
બાને વ્હાલી જીવસમ સદા જાણે 'સોનાની' પેટી !
મૂકે એમાં વિધવિધ ઘણું ઉર ક્યાંથી સમાતો ?
બાની આંખો તરત કરડી થાય પેટી કો' સ્પર્શે,
ને સૌ પૂછે હસી હસી મને,'શું તમે ધૂળ લાવ્યા ?
વેચી દો આ ખપ નહીં કશો સાવ ભંગાર જેવી'.
હૈયે જાણે કરવત ફરે વેદના કોણ જાણે ?
સુણી અંતે સહુ સ્વજનને મૌન ત્યાં થૈ જવાતું.

દેતી'તી બા વિધવિધ ઘણું પ્રેમથી પેટીમાંથી,
સ્પર્શેલા એ કર હૃદયથી બાને હું કેમ ભૂલુ ?
ન્હોતી પેટી અમૂલ વસ બાની હતી એમ માનું,
પુરાયેલું અતીત સઘળું બા નથી તે છતાંયે.

ઠારે મારા નયન મુજને વારે વારે નિહાળું,
વેચું પેટી ? કદીય નહીં હું આ ભવે કો'દિ કયારે ?

*સી-૫, તુલસીકુંજ સોસાયટી,*
*વૈભવ હોલની પાછળ, ઘોડાસર,*
*અમદાવાદ-૩૮૦૦૫૦. ફોન : ૦૭૯-૨૫૭૩૨૩૮૫*







# ઝાકળના જાયા...

- *કૃષ્ણ દવે*

ઢાળ મળ્યે નહીં ઢળીએ
અમે રહ્યાં' ઝાકળના જાયા ટોચ ઉપર ઝળહળીએ
ઢાળ મળ્યે નહીં ઢળીએ
પરોઢની પાંપણમાં પ્રગટ્યા જળને રૂડે ઘાટ
જરાક ઊંચે ચડી ચડીને અમે નિરખીએ વાટ
ઉજાસ લઈ જે આવે એને ઝબકારામાં મળીએ
ઢાળ મળ્યે નહીં ઢળીએ
ઘણાં કહે છે આ તો ખાલી છે પળભરના કિસ્સા
સાચું છે પણ તમે થયા છો ક'દિ સૂર્યના હિસ્સા ?
અમથા તરણા તેડી ફરતા હશે તેજને ફળીએ ?
ઢાળ મળ્યે નહીં ઢળીએ
લળી લળીને નીકળી પડીએ એવા ક્યાં મજબૂર ?
આંગળ'વા પણ ઊંચે રહીને ફના થવું મંજૂર
જઈએ તો બસ જઈએ કેવળ કિરણોની આંગળીએ
ઢાળ મળ્યે નહીં ઢળીએ

*એ-૨૦, આદર્શનગર, નારાયણ કૃપા બંગલો સામે,*
*પાવન કોમ્પ્લેક્સ પાછળ, બોપલ-ઘુમા રોડ, ઘુમા,*
*અમદાવાદ-૩૮૦૦૫૮. મો નં.૯૪૨૬૫૩૩૮૮*

# એક ગઝલ...

- *દિનેશ દેસાઈ*

બંસરીના નાદમાં માધવ મળે,
વાલિયાના રાફડે રાઘવ મળે.

પાઠ ગીતાનો થશે જ્યાં ધ્યાનથી,
નામ કાન્હાનું લખો, લાઘવ મળે.

દ્રૌપદીના ચીરનો વિશ્વાસ કે,
ભરસભામાં વીરનો પાલવ મળે.

આપણી ભીતર રહેલા કંસને,
મારવા માટે ફરી યાદવ મળે.

કાશ, દીવાલો નહીં, સેતુ બને,
એમ માનવને ફરી માનવ મળે.

*૩૧, મનીપુર ગ્રીન્સ બંગલોઝ, સંસ્કારધામ સામે,*
*બોપલ-ઘુમા રોડ, પોસ્ટ-ગરોડીયા,*
*અમદાવાદ-૩૮૨૧૧૫. મો.૯૮૨૫૦૭૬૩૦૩*





# વાદળિયા આકાશે કાગડો...

- *રમેશ આચાર્ય*

બકો કાગડો સવારે જાગ્યો,
ઘણો સમય થયો
સૂરજ ન ઊગ્યો.
તેને આનંદ થયો.
આકાશે નજર કરી
તો
આકાશે વાદળાં,
વાદળિયું આકાશ.
દૂર આકાશે
રતાશ પડતી વાદળી,
તેના પર ધીમે ધીમે
છવાઈ કાળી વાદળી.
સામેની દિશામાં
પીળાશ પડતી વાદળી.
તેના પર ધીમે ધીમે
છવાઈ કાળી વાદળી.
થોડે દૂર
વાદળી રંગે રંગાયેલી વાદળી,
તેના પર ધીમે ધીમે
છવાઈ કાળી વાદળી.
બકો કાગડો
ગેલમાં આવી ગયો.
આ રીતે પૃથ્વી ઉપર
કાળો રંગ છવાઈ જશે.
આમ વિચારતાં વિચારતાં
ઝાડની ડાળી પર
આનંદમાં એક ઠૂમકો લઈ
કા... કા... કર્યું

*"કવિતા", ૧૦, અંકુર સોસાયટી,*
*સ્ટેશન રોડ, સુરેન્દ્રનગર-૩૬૩૦૦૧.*
*ફોન નં: ૦૨૭૫૨-૨૩૨૭૧૧*



# અણસાર લાગે છે...

- અનંત પટેલ

તારો ફરી આવ્યા તણો અણસાર લાગે છે,
એથી જ તો ફૂલો મહીં તોફાન લાગે છેઃ
તારા વિના સૂની પડી શેરી મહીં આજે,
બીજા ન કોઈ, વાયરો બેફામ લાગે છેઃ
શામલ ઘટાઓને અહીંયાં કોણે લઇ આવ્યું
જો તો ખરી આ મોરલા તૈયાર લાગે છેઃ
આશા અમે મેલી દઈ બેઠા હતા રોતા,
બાકી હજુ તારાં ઘણાં અરમાન લાગે છેઃ
આવ્યાં નથી ને સ્વાગતે ઘેલા બન્યા લોકો,
આવ્યા પછી શું શું થશે, પડકાર લાગે છે !

૨૨૧/૧/એ, આનંદ વાટિકા સોસાયટી,
સેક્ટર-૨૨, ગાંધીનગર.
મો. ૯૮૯૮૪૦૯૦૫૩





# સૌને સર્જક થાવું છે...

(ગીત)

- કનૈયાલાલ ભટ્ટ

સૌને સર્જક થાવું છે.
કલમ ઉપાડી પૂછો પહેલા કાગળને કે તારે કશું લખાવું છે ?

આડા અવળા જોડકણાં બે ચાર લખીને કવિ થયા તે સમજ્યા
સંબંધોથી મુશાયરામાં મંચ ઉપર ચડી ગયા તે સમજ્યા

શબ્દ સૂર સ્વર તાલ વિનાનો કોરો લઈને કંઠ સૌને ગાવું છે.
સૌને સર્જક થાવું છે.

જીવતરના ધગધગતા લાવા પાણી બદલે પીધા હોય તો કહો
પીડાના કૂવામાં કોઈ'દિ ધબાક ધૂબકા દીધા હોય તો કહો

રવરવતા તડકામાં ઊભું તરસ્યું બાળક જોઇને પીડાવું છે.
સૌને સર્જક થાવું છે.

સંવેદના શબ્દોમાં જીવતી હૈયામાં તો પથ્થર જેવું ભર્યું છે.
ટીપે ટીપે તરસ વેઠી આખ્ખુંયે ચોમાસું કોઈને ધર્યું છે ?

હૈયાં મેલાં હોય છતાંયે સર્જક થઇને સૌએ હીર બતાવું છે.
સૌને સર્જક થાવું છે.

ઊછીની લાગણિયું લઈને ખેલાતો આ ખેલ નથી ભાષાનો
જીવતર આખ્ખું હારીને ચણવાનો મ્હેલ જીતવાની આશાનો

વેદ પુરાણો વાચ્યા વિના પંડિત થઈને ઘર ઘરમાં વંચાવું છે.
સૌને સર્જક થાવું છે.

પ્લોટ નં, ૧૧૮૫/૫, હાઈટેક હોસ્પિટલ પાછળ,
સેક્ટર-૩-ડી, ગાંધીનગર-૩૮૨૦૦૬.
મો. ૯૪૨૬૦૬૦૬૦૧



# ગીત...

- *અનિલ ચાવડા*

તું જ કહે શું કરવું, રહેવા દઉં ?
કીકીઓના ડુંગરથી દડદડતી ખારીખમ નદીઓને લૂછું નહીં, વ્હેવા દઉં ?

કામ મને ચીંધ્યું' તું કોઈકે એટલું કે ફાટેલું અજવાળું સીવો...
માંહ્યલામાં તેલ ન'તું એટલે મેં મારા આ લોહીથી પ્રગટાવ્યો દીવો.
પ્રગટેલી જ્યોત હવે કાન મહીં આવીને કંઈક મને કહી રહી છે કહેવા દઉં ?
તું જ કહે શું કરવું, રહેવા દઉં ?

ઈચ્છાની નાનકડી વેલ ઉપર ઊગ્યું છે પીડાનું મસમોટું કોળું,
જનતા સરકાર સામે આંદોલન કરતી એમ છાતીમાં સપનાનું ટોળું.
મારાથી મારા પર થાતો અન્યાય હવે રોકું કે ખુદને હું સહેવા દઉં ?
તું જ કહે શું કરવું, રહેવા દઉં ?

*એ-૭, શિવ કોમ્પ્લેક્ષ, શ્રીનંદનગર વિભાગ-૨ની સામે,*
*મકરબા રોડ, વેજલપુર, અમદાવાદ-૩૮૦૦૫૧*
*મો. ૯૯૨૫૬૦૪૬૧૩*





# સોનેરી તુક્કા...

- *ભાવેશ ભટ્ટ*

મસ્ત ફકીરોની માફક એ બેપરવા છે,
જેની જેની આંખોમાં કોઈ ચ્હેરા છે.

એમાંથી પણ અર્થો પેદા થઈ શકતા'તા,
કાગળ ઉપર જે થોડાં કાળા ટપકાં છે.

હું ઉકલી જઉં એ પહેલાં એ ઉકેલાશે ?
જે જે પ્રશ્નો આ જીવનના વણઉકલ્યા છે ?

રોજ થઉં છું ઘાયલ એને અથડાતાં હું,
ના દેખાતા આપણી વચ્ચે જે સળિયા છે.

મારા અધકચરા સુખને શંકાથી જોવે,
કોઈ કુંવારી કન્યાના જાણે ઊબકા છે.

જોજે એને કાટ ન લાગે નિષ્ફળતાનો,
ઘરવખરીમાં થોડા સોનેરી તુક્કા છે.

હાથ ચડ્યું છે પપ્પાનું સિગરેટનું પૅકેટ,
આજ રમકડાં સાથે બાળકની કીટ્ટા છે.

*એચ-૫૦૩, સ્વામીનારાયણ કેસલ-૧,*
*અર્જુન-આશ્રમની પાસે, ગ્રીન સિટી રોડ, નિર્ણયનગર,*
*અમદાવાદ-૩૮૨૪૮૧. મો.૯૮૨૫૧૫૦૨૪૪*

# ચાલ વતનમાં...

- *હરદ્વાર ગોસ્વામી*

ચાલ વતનમાં પાછા જઈએ.
મૂળ પ્રમાણે મબલક મ્હોરી, ફૂલગુલાબી તાજા થઈએ.
ચાલ વતનમાં પાછા જઈએ.

ચાલ, બધીએ GAME મૂકીને, પકડમદાની રમ્મત રમીએ,
સંબંધોના સેટબોક્સમાં એકબીજાને એમ જ ગમીએ,
પ્રવાસનું પેકેજ ફગાવી, જંગલ જંગલ ઝાડી ફરીએ.
પાણી ભરવા જાતાં પ્હેલા બધી છોકરી આંખે ભરીએ.

સપનાંઓને આંખવટો દઈ નકરી નીંદર સાથે લઈએ,
ચાલ વતનમાં પાછા જઈએ.

સોમાકાકાની ટોપી પર ટોપીબાજ લખી નાખીએ,
છાતીના ડુંગરને આજે ફરીફરીને ફરી ઝાંખીએ.
પાઠ જીવનના અહીંથી શિખ્યા, કેમ વતનનાં દ્વાર વાખીએ ?
રોમરોમમાં માટી વ્યાપી, વનવગડાની મ્હેક ચાખીએ.

ખૂબ લીધું એની પાસેથી, આજે થોડું પાછું દઈએ.
ચાલ વતનમાં પાછા જઈએ.

*જી-૨૦૧, ગણેશ હોમ્સ, સહજાનંદ હોમ્સ પાછળ,*
*ચેનપુરરોડ, ન્યુ રાણીપ, અમદાવાદ-૩૮૨૪૭૦.*
*મો. ૯૮૭૯૨૪૮૪૮૪*





# પ્હેરે છે...

- *ડૉ. અશોક ચાવડા 'બેદિલ'*

નદીને આમ પાસેથી છો ભીનેવાન પ્હેરે છે;
ચલિત ના થાય એ રીતે પહાડો ધ્યાન પ્હેરે છે.

જરા સંભાળજો સંવેદના પણ છેતરી શકતી,
દયા, ચાહત અને કરુણા હવે શેતાન પ્હેરે છે.

જવું તો કયાં જવું રસ્તો ના એક પણ સાચો,
અહીં ભગવાને નામે કૈંક જણ ભગવાન પ્હેરે છે.

મરણ સાથે શરમ મરતી મને બસ નગ્ન દફનાવો,
કફન ઓઢાડજો એને જે બસ કંતાન પ્હેરે છે.

અડીખમ દ્વાર છે રડમસ અલગ થૈ ચાર દીવાલો,
કરે બેદિલ કરે શું ભીંત કાચા કાન પ્હેરે છે.

*૩, મધુબન એપાર્ટમેન્ટ,*
*ગાયત્રી જ્ઞાનપીઠ પાસે, જૂના વાડજ,*
*અમદાવાદ-૩૮૦૦૧૩. મો. ૯૪૨૬૬૮૦૬૩૩*

# પાણીથી લબાલબ વાદળો...

- સંસ્કૃતિરાણી દેસાઈ

ઘેરાઈ ગયું છે
આખ્ખું આકાશ
કાળાં વાદળોથી
આગળ પણ ચાલી નથી શકતી
વજનને લીધે.
મોટ્ટા પેટવાળી સ્ત્રીઓ
આટલી બધી ?
જાણે નવ મહિના થઈ ગયેલા.
પાણીથી લબાલબ વાદળો
ગુંગળાવી રહ્યાં છે
વાતાવરણને.
બસ એક જ જગ્યાએ આટલાં બધાં કાળાં વાદળ...
ખૂબ જ વરસાદ પડશે...

છેક નીચે ઊતરી આવ્યાં છે
કવિતાઓ ભર્યાં વાદળો
વજનને લીધે.
હાથ લગાડી શકાય એટલા અંતરે
ફુગ્ગો હમણાં ફૂટી જશે
ટાંકણી મારીશ તો.
પણ એના સમયે જન્મે,
ત્યારે જ,
કાવ્ય, સરસ થાય,
ઉતાવળ ન કરાય તેમાં,
કસુવાવડમાં માલ નહીં.

મને ઘેરી લીધી છે ચારેય બાજુએથી
આ કાળાં લદલદ
કાવ્ય વાદળોએ.
દેખાતું નથી આજુબાજુ હવે કશું જ
જાણે માઈલો સુધી, વજનદાર મોટ્ટાં કાળાં ડમ્મર
વાદળો કાવ્યોના...

ક્યારે જન્મશે ?
કોને જન્મશે ?
કેટલી કવિતા ?
દાઈમાની પણ જરૂર નથી હવે

૨-સી, નાસિક નિવાસ, વાર્ડન રોડ,
મુંબઈ-૪૦૦૦૨૬. મો. ૦૯૮૨૦૯૬૦૭૯૮





# ગળતી રાતે...

- ચંદ્રાબહેન શ્રીમાળી

પ્રિયે ! વિશેષ તો તને શું કહું હું ?
સૂરજમુખી શી ખીલી રહી હું
ઉઘડતી સવારે, તારા સ્પર્શે,
બળબળતી બપોરે, સ્નિગ્ધ શીળો લાગે મને
રાતોચોળ ગુલમહોર તું...
અંગઅંગમાં, મોગરાની મીઠી મહેંક
ઢળતી સંધ્યાએ, સો સો જોજન ફરી વળી
વાત ન્યારી ગળતી રાતની,
હળવા હાથે, રાતરાણી એ જાણે મૃદુતાથી
ઊંચી કરી, ઝૂકેલી મારી હડપચી
ને ઉભય શ્વાસે, ચંપકવરણાં વદનમનોહર
ચંપાઈ રહ્યા, ને બીડાઈ ગયેલી પોયણી શી
હું હળવે હળવે, ઢળી રહી
મલકી રહી, છલકી રહી.
અધર સરોવર મહીં.

૯૬/૧, સેક્ટર-૩-એ,
ગાંધીનગર-૩૮૨૦૦૩.
મો. ૯૫૮૬૧૭૪૪૬૮



# ગાન કૈં ગાતી નથી...

**(ગઝલ)**

*- નયના જાની*

શક્યતા બીજી હશે પણ ક્યાંય દેખાતી નથી,
રાત્રિના અંતે કિરણના કોર ડોકાતી નથી !

આશનો અણસાર એમ જ કંઈ સતત ગાતો રહે,
ને નિરાશા સ્હેજ પણ ખસતી નથી, જાતી નથી !

વ્હાલથી સૃષ્ટિ સકલને ખૂબ પોતાની કરી,
નિત સરકતી ચીજ સમજો કોઈની થાતી નથી !

પુષ્પસમ હોવું અને આ શ્વાસશ્વાસે હાજરી,
ને છતાં ભારે ક્ષણો ઊંચકી યે ઊંચકાતી નથી !

હા, નિહાળું છું રમત જાણું રમતની રીતને,
હાર પાછળ હાર પાછળ જીત ક્યમ થાતી નથી !

તું હવે તો અંકમાં લઈને છુપાવી દે બધું,
આંકરી આ વ્રજધારા વીજ સહેવાતી નથી !

સાવ આ બાળક સમું હોવું સરલ કોમલ છતાં,
જિંદગી આ કેમ મીઠું ગાન કૈં ગાતી નથી !

*૨/૫૨૯, સત્યાગ્રહ છાવણી,*
*જોધપુર ટેકરા,*
*અમદાવાદ-૩૮૦૦૧૫.*





# પગરવ...

*- પ્રજ્ઞા પટેલ*

હળુ હળુ, ધીરે ધીરે આંખ ઉઘાડતી
મંદ મંદ મૃદુ મુસ્કાન સાથે ખીલતી
આખેઆખી પ્રભાતનાં કિરણોની ટોળી
આવી, ઊભી રહી મારી સમક્ષ.

એ તો આમ જ,
રોજ સવારે મને મળવા આવે છે
સાવ નિરપેક્ષ.

હું સાવ અવાચક, સ્તબ્ધ, થોડી ઘણી બધિર
ફંફોસ્યા કરું છું મારો કારભાર
શોધ્યા કરું છું શબ્દ સ્વાગતના...
કશું યે સૂઝે નહીં રઘવાટમાં
બધું યે આમતેમ અસ્તવ્યસ્ત નિજ દ્વિધામાં.

અને એણે...
વિરાટ પાંખો પસારી
સઘળું સમાવી લીધું પોતાની બાથમાં
અને સર્વત્ર સુગંધિત અજવાળું... અજવાળું...

ક્યાંક ખીલતી કળીઓએ દીધો હોંકારો
કોઈ મુગ્ધ પતંગિયાએ કરી દોટમૂદોટ
પાદરની માટી ચમકી ઊઠી સુવર્ણતેજથી.

હજુ યે
હું સાવ અવાચક, સ્તબ્ધ...
સાંભળ્યા ને સૂંઘ્યા કરું છું
એના પગરવને.

*'આત્મન્' પ્લોટ નં-૧૯૮૭/૧,*
*સેક્ટર-૨-ડી, ગાંધીનગર-૩૮૨૦૦૨.*
*મો. ૯૮૨૫૪૩૮૩૯૪*

# હાથ બે જોડી...

- દર્શક આચાર્ય

હાંકવી કેમ વૃક્ષની હોડી,
પૂછ પંખીને હાથ બે જોડી.

ધરતી ફાડીને કૂંપળો ફૂટે,
એમ ફૂટું હું જાતને ફોડી.

જેમ તસ્વીર ભીંતમાં ચોડી,
એમ ક્યારે અગરબત્તી ખોડી.

જોઈ કીડીને ડૂબતી જળમાં,
પાંદડું ફેંક ડાળથી તોડી.

છોડ માફક ગયો હું રોપાઈ,
ક્યાં જવું તારું આંગણું છોડી.

*'કવિતા', ૧૦, અંકુર સોસાયટી,*
*સ્ટેશન રોડ, સુરેન્દ્રનગર-૩૬૩૦૦૧.*
*મો. ૭૬૦૦૩૬૫૨૧૦.*





# તું...

- ચંદ્રશેખર પંડ્યા

જાને હવે ! બ્હાનાં બનાવે સાવ તું
પાછા જવાનું સંભવે ના,આવ તું

બાંહેધરી જો આપ તારા સ્પર્શની
પરવા નથી આપે અગર જો ઘાવ તું

ચિંતા નથી સાગર મને ઘેરી વળે
જ્યાં પૂરમાં કાયમ બની છે નાવ તું

આકાશ વરસાવી રહ્યું અંગાર જો
અશ્વત્થ કેરાં વૃક્ષની છે છાંવ તું

અઘરું ઘણું છે ભાગ્ય સામે જીતવું
છોડી શકે તો છોડને એ દાવ તું

માણ્યા હતા જ્યારે સુંગધી શ્વાસને
એ સાંજને લાવી શકે તો લાવ તું

*૦૦૧, વાસ્તવ એવન્યુ,*
*મંગલમ ફ્લેટ્સ સામે, સુભાનપુરા,*
*વડોદરા-૩૯૦૦૨૩. મો. ૯૮૨૫૦૩૦૬૯૮*

## પડઘા વાવ્યા...

- ઉર્વીશ વસાવડા

મેં કેવળ પડઘા વાવ્યા છે,
ક્યાં સાચા ટહુકા વાવ્યા છે.

શબ્દ ઉછીના લઈને થોડા,
કાગળ પર અમથા વાવ્યા છે.

કાલ અહીં ઝરણાં ફૂટવાનાં,
મેં રણમાં તરણાં વાવ્યા છે.

આંખો પર ક્યાં હક છે મારો,
એણે ત્યાં સપનાં વાવ્યા છે.

આ અંધારાની નગરીમાં,
મેં થોડા તડકા વાવ્યા છે.

૧૦૮, રાયજીનગર, પાંચમી શેરી,
મોતીબાગ પાસે, જૂનાગઢ-૩૬૨૦૦૧.
ફોન નં. : ૦૨૮૫-૨૬૫૧૧૮૯









## ગઝલ...

- કિશોર જીકાદરા

કોયલ સાથે કોયલ જેવા નથી થવાતું,
ક્ષેમકુશળ ટહુકાના પૂછવા નથી જવાતું !

સમય સમયનું કામ કરે છે, બુલબુલ બોલ્યું,
ગીત મધુરું પહેલા જેવું નથી ગવાતું !

હાલ ગળાના કેવા છે, મેં એવું પૂછ્યું,
પોપટ બોલ્યો, તીખું મરચું નથી ખવાતું !

પારેવાને કહેજો, વટથી ઘરમાં આવે,
ભલે પધાર્યા સાવ અમસ્તુ નથી કહાતું !

માંદો મોર કહે કે આનો રસ્તો કાઢો,
પીંછાંનું આ વજન હવે તો નથી ખમાતું.

રેશનકાર્ડ ધરીને આગળ, હોલો બોલ્યો,
ચપટી ચણથી પેટ અમારું નથી ભરાતું.

શોકસભામાં કાબર પર પસ્તાળ પડી કે,
એક મિનિટનું મૌન સુખેથી નથી પળાતું ?

ઢોંગ મગરના સારી પેઠે જાણું છું હું,
સમ ખાવા પણ આંસુ આંખે નથી કળાતું !

સુખમાં છો ને ? એવું કેવળ પૂછવું છે પણ -
સમય અભાવે ખુદને હમણાં નથી મળાતું !

૧૪૨, સર્વોદયનગર,
સેક્ટર-૨૦, ગાંધીનગર-૩૮૨૦૩૦.
મો. ૯૮૭૯૪૭૫૧૩૦

# સુખ સાંપડશે કાલ મુબારક...

- *ભરત કવિ 'ઊર્મિલ'*

દફન કરી વિષ વેર ઝેરનાં,
સહુને કરીએ સાલ મુબારક.
અંતરમાં અનુરાગ જગવીએ,
સહુને કરીએ સાલ મુબારક.
પૂર્વગ્રહો સઘળા વીસરીને,
પ્રેમથી રટીએ સાલ મુબારક.
મારું-તારું શીદ કરીએ ભઈ,
લ્હેરથી વદીએ સાલ મુબારક.
મતલબની દુનિયા છે આખી,
સ્વાર્થ વગરના સાલ મુબારક.
લાખ નિરાશા આજ જીવનમાં,
ઊગશે આશા કાલ મુબારક.
હોય કણસતાં દીન-દુખિયાં કો,
એ જ દુઆ ખુશહાલ મુબારક.
દુઃખનો છો દરિયો છલકાતો,
સુખ સાંપડશે કાલ મુબારક.

*'આસ્થા', પ્લોટ નં. ૬૬૧, આદર્શનગર,*
*સેક્ટર-૨૪, ગાંધીનગર-૩૮૨૦૨૪.*
*મો. ૯૪૨૬૪૧૫૭૨૭*





# ગાંધીનગર...

- *ભાનુપ્રસાદ પુરાણી*

સ્વપ્નની વણઝાર લઈ આવ્યાં હતાં ગાંધીનગર,
ને ઉદાસી સાથ લઈ આવ્યાં હતાં ગાંધીનગર.
કોઈએ પૂછ્યું ન'તું, દોસ્ત ! અહીંયા ફાવશે ?
આવ્યા પછી ફાવી ગયાં ને રહી ગયાં ગાંધીનગર.
બંધ મૂઠ્ઠીમાં ભરી વિશ્વાસ, અહીં આવ્યાં હતાં !
કર્મ સાથે ભાગ્યરેખા સાથમાં લાવ્યાં હતાં.
કોઈ નહોતું ઓળખીતું શહેરમાં ત્યારેય પણ -
બસ અમે અહીં લાગણીના છોડ બે વાવ્યા હતા.
એ દિવસ પહેલો હતો નું યાદ છે ગાંધીનગર ?
અણગમો પણ ભીતરેનું યાદ છે ગાંધીનગર ?
સૂર્યની શાખે દિવસ પૂરો કર્યો તો આપણે !
ને રાતભર રોયા હતા નું યાદ છે ગાંધીનગર ?
અહીં રાજધર્મ ને વળી વિકાસની વાતો થશે !
ધાર્યું ન'તું ગાંધીનગર, આમ સાવ બદલાઈ જશે.
એક વૃક્ષ, બીજા વૃક્ષને, ડાળ ફેલાવી પૂછે,
આપણી જેમ માણસ, બીજા માણસ સુધી ક્યારે જશે ?

*પ્લોટ નં. ૧૦૩/૨, સેક્ટર-૨-એ,*
*ગાંધીનગર.*
*મો. ૯૯૦૪૨૫૬૧૧૪*

# સાવ સૂની ગલી...

**॥ ગઝલ ॥**

*- પ્રદીપ 'સુમિરન'*

ગઈ જ્યાં નજર, ત્યાં બધે ધારણાઓ,
ઉપર કલ્પનાને સંભારણાંઓ.
મળી જાય ભીતર નવા કૈંક મારગ,
સઘળુંયે નવી શૈલીથી જો વિચારો !
બને જિંદગીનો નવો એક નકશો,
કરે કોઈ ભેગી અગર શક્યતાઓ !
હવે ભીંત વચ્ચે ય કરું છું રસ્તો,
ભલે ને ન ખૂલે કદી બારણાંઓ !
મિત્રો કોઈની લાગણી ના દુભાયે,
ગમે તેમ કર્યા કરો ના વિધાનો.
ગઈ એક નૌકા વચ્ચે ડૂબવાને,
રોકી ન શક્યો એને કિનારો !
કરીશું ભલા શુંય ભેગું કરીને ?
ન સાથે જશે, આપણો આ ઠઠારો !
ગલી સાવ સૂની સૂની થઈ ગઈ છે,
ક્યાં 'સુમિરન' ગયો, ફરિસ્તો, દીવાનો ?

*'મા', ૫, મંગલમૂર્તિ ટેનામેન્ટ,
સેન્ટ મેરી સ્કૂલ સામે, કાલાવાડ રોડ,
રાજકોટ-૧. મો. ૯૪૨૮૩૪૫૯૦૮*









# નીર...

*- ભસ્માંગ માંકડ "સમ્રાટ"*

નીર વહાવે નીર, પાણી તારી કેવી વિડંબણા,
તુટ્યું છે ખમીર, પાણી તારા આંખ મિચામણાં,
લક્ષ્મી છે બેહાલ, પાણી લેવા જાય છેટામાં,
ખેડૂત જુએ રાહ, ક્યારે થશે અમી છાંટણા,
થશે શું ભાવિમાં, પાણી આપે ક્ષુબ્ધ સંભારણાં,
પશુપંખીના હાલ, છે કોણ અહીં ચિંતામાં,
લાગી છે તરસ, પાણી શોધે છે ઝાંઝવામાં,
કરવો છે ઉપભોગ, પાણી ગણાય સુવર્ણમાં,
કરવી છે દરકાર, શાણપણ છે પાણી બચાવમાં,
રહેવું છે આગળ, પાણી સ્ત્રોતની જાળવણીમાં,
નથી રાહ આસાન, બુંદબુંદ ભરિયે દરિયામાં,
અરજ કરે **'સમ્રાટ'**, ખુશહાલ રહે સૌ મલકમાં.

*માંગલ્ય, પ્લોટ નં. ૨૫૫/૨, શ્યામલ-૧,
જૈન દેરાસર પાછળ, સેક્ટર-૨૨,
ગાંધીનગર-૩૮૨૦૨૨. મો. ૯૮૨૫૭૨૧૯૨૮*



# ગીત...

*- યોગેશ પંડ્યા*

રણઝણ વાગે મંજીરાં...
રણઝણ વાગે મંજીરાં...
સાઁવરિયાની સામે નાચે ઘૂંઘરું બાંધી મીરાં.
કે, રણઝણ વાગે મંજીરા...
શ્યામ, શ્યામ તું મારો વર, ને-
હું છું તારી વહુ
લોક ભલે જે કહેતું હોય પણ
મારે તેનું શું ?
પ્રેમની ભાષા એ શું સમજે ?
સમજે, જે ભડવીરા... રણઝણ.
રાણો મોકલે દૂધ
દૂધમાં હોય હળાહળ વિષ,
તોયે હું તો શ્યામને સમરી
વિષને, ઘટઘટ પીશ...
રાણો જેને ઝેર સમજતો -
હું સમજું મદિરા... રણઝણ.
ગયા શિયાળે ટપાલ લખી'તી
આવ્યો છે ઉનાળો
જવાબ તારો નથી મળ્યો,બહુ-
થઈ 'ગ્યો લાંબો ગાળો.
લઈ જા ચપટી યાદ,
પાંખમાં બાંધી ઓ સમીરા... રણઝણ.

*૧૪૧, શિવનગર,*
*તળાજા રોડ, ભાવનગર-૩૬૪૦૦૧.*
*મો. ૯૩૭૭૧૧૪૮૯૨*





# ભળ્યો છે...

*- કિરણસિંહ ચૌહાણ*

જીવ તો જીવી રહ્યો છે,
આત્મા મરવા પડ્યો છે.

ધૂળમાં ઘૂંટ્યા કર્યો છે,
એમ કક્કો આવડ્યો છે.

એ જ માણસ અહીં ટક્યો છે,
જે બધાં વચ્ચે ભળ્યો છે.

વૃક્ષ ત્યાંનું ત્યાં જ છે પણ,
છાંયડો આગળ વધ્યો છે.

ક્રોધથી ધ્રૂજી ધરા તો,
પ્હાડ પણ નીચે નમ્યો છે.

એય મારું પીઠબળ છે,
પીઠ પાછળ જે હસ્યો છે.

*૧૦૦, શાંતિકુંજ સોસાયટી,*
*પાલનપુર જકાતનાકા, રાજ પોઈન્ટની સામે,*
*સુરત-૯. મો. ૮૧૪૧૦૩૩૩૧૦*

# રહે...

- નટવર આહલપરા

મુંગો રહીને સૌની દશા જાણતો રહે,
જગની કથાનો સાર પછી વાંચતો રહે !
સૂરજને લૂંટવા કદી હું દોડ્યો નથી,
મારી વૃત્તિને રોજ ખીલે બાંધતો રહે !
ફૂલો બધાં સુગંધી રોજ સામે હોય છે,
કાગળનાં ફૂલ તોય ઘરમાં રાખતો રહે !
રાખું છું લાગણીમાં હું ટાઢક સવારની
ઉનાળો ભર બપોરે છોને બાળતો રહે !
મ્હોરું લગાવે મુખ પે તું ખોટા વિવેકનું
તારા જ હાથે તારું બધું હારતો રહે !
ઠેબે ચડાવે શમણાં તને મારી યાદનાં,
તારો અરીસો રોજ તને ભાંગતો રહે !

*પ્લોટ નં. ૬૫, ડી/એ, વિમલનગર,*
*આલાપ સેંચુરી પાછળ, યુનિવર્સિટી રોડ,*
*રાજકોટ-૩૬૦૦૦૫. મો. ૯૯૭૪૦૦૯૦૪૨*





# પથ્થર કહી દો એટલે...

- ડૉ. ઈશ્વર સુથાર 'શિલ્પી'

પથ્થર કહી દો એટલે પથ્થર નથી બનતા !
શબ્દો વહે મીઠા છતાં શક્કર નથી બનતા !

સંધ્યા ઢળી સ્પર્શી ગઈ કોમળ કરી જગને,
રેશમ સમાં એનાં કિરણ અસ્તર નથી બનતા !

મારી જ અવગણના થી ખુશી સહુ શાયદ,
આઘાત લાગ્યાં બાણ હસ્તાક્ષર નથી બનતા !

સૌ, ઓડકારો આવતા સંતોષના, કહેતા રહે,
દંભી થયા માણસ કદી નક્કર નથી બનતા !

આ ઘાસ સૌરભ પાથરે પૃથ્વી ઉપર રાતે,
અંધારના એ રૂપના અંબર નથી બનતા !

બપ્પોર પણ શમણાં લઈ ને ઊંઘતી કેવી !
**'શિલ્પી'** કહે ત્યાં સૂર્ય-કરના સર નથી બનતા !

*૩૯, નંદ બંગલોઝ, જનતાનગર રોડ,*
*ઘાટલોડીયા, અમદાવાદ-૩૮૦૦૬૧.*
*ફોન : ૦૭૯-૨૭૬૬૦૦૦૮*

# આષાઢી સવારે...

*- પ્રફુલ્લ રાવલ*

હવા સાથે વાત કરતો હું
આજે આ પહેલી આષાઢી સવારે
બોલી પણ નથી શકતો મારા પ્રિયજન સાથે
ને ખોલી પણ નથી શકતો મનની બારી.
બધુંય અંદર વંટોળાય
બધુંય અંદર વમળાય
દૂર સુધી આકાશમાં દેખાતું નથી એકેય ભીનું વાદળ
પેલું ચાતક પૂછે છે : ક્યાં છે ભડલી ?
આગમનની એંધાણી આપતા કાગસ્વર
કેમ પડી ગયા છે શાંત !
પેલો કાચબો શું શોધે છે કિનારા પર ?!
ઘવાયેલા પક્ષીની જેમ મારા શબ્દો પણ તરફડે છે મારામાં
પડું પડું થતી એક ભેખડ ઝળૂંબી રહી છે મારા પર
અસ્તિત્વના ખાટલાની પાંગત ઢીલી થઈ રહી છે
વહેતી હવા ખોડંગાતી ખોડંગાતી ચકરાતી રહી છે
અને હું પરિઘમાં શોધું છું મારું ખોવાયેલું કેન્દ્ર.

*બી-૧૨, માધવ એપાર્ટમેન્ટ,*
*મ્યુ.ગાર્ડન સામે, વાસણા,*
*અમદાવાદ-૩૮૦૦૦૭. મો. ૯૮૭૯૦૧૩૧૭૦*






# શૈશવ...

**(ગઝલ)**

*- રમેશ પટેલ*

ઈટ્ટા-કિટ્ટા કરતું શૈશવ,
હસતું-રમતું ફરતું શૈશવ !

ભીંતે લીટા કરતું શૈશવ,
જળમાં કંઈક ચિતરતું શૈશવ.

કાલી વાતો કરતું શૈશવ,
મોટ્ટાથી ના ડરતું શૈશવ !

તડકો આંજી ફરતું શૈશવ,
અન્ધારે ઝરમરતું શૈશવ.

કોઈને ના નડતું શૈશવ,
કલરવથી મરમરતું શૈશવ !

સીત્તેરે લો ઠરતું શૈશવ,
બોખું હસ્યા કરતું શૈશવ.

રેતી મ્હેલો ચણતું શૈશવ,
હસતું-રમતું ઠરતું શૈશવ !

*'પ્રાંજલ', ૩૦, આંનદ વાટિકા સોસાયટી,*
*સરદાર પુલ પાસે, અડાજણ રોડ, સૂરત-૩૯૫૦૦૯.*
*મો. ૯૮૨૫૧૦૦૨૫૫*



# વન આખું ઉરમાં સમાતું...

(ગીત)

- ડૉ. મનહર ઠાકર



ઓચિંતા વગડામાં ટહુકો ખર્યો ને ઓલ્યા વાયરાને કંઈક કંઈક થાતું,
અવનિને આભ થાય રાજીનાં રેડ એનાં હૈયામાં કાંઈક છલકાતું.

ઊંચેરા આંબાની ડાળે ચડીને પે'લું વરણાગી ગીત કોઈ ગાતું,
મોરલાનો ટહુકો બહુ લાગે સોહામણો જ્યાં વાસંતી વગડે થઈ વાતું.

આઘેરી મીટ ત્યાં માંડે છે ચાતક ને ગીત એનું અહિયાં સંભળાતું,
મીઠાં મધુરાં જ્યાં ગૂંજે છે ગીતડાં ઈ વન આખું ઉરમાં સમાતું.

આવે છે વરસાદી ફોરાં ત્યાં અષાઢી ને જંગલ તો કેવું વરતાતું ?
ઢાળી ને નજરું નમાવી છે ડાળી તે એક એક ઝાડ હરખાતું.

કલ કલ કરે છે નાદ કૂદીને ઝરણાં જ્યાં ખળ ખળ નીર પડઘાતું,
છલકે છે ભીતરથી મોસમ તો અદકેરી મનડામાં કંઈક તો ગવાતું.

૪૦, શ્રીનાથજીનગર-૩, ભરતનગર પાછળ,
ભાવનગર-૩૬૪૦૦૨.
મો. ૯૪૨૬૯૮૫૭૨૯૦



# કઈ ક્ષણે...

- પ્રીતમ લખલાણી

સવારે
બાજરીના ડૂંડે મસ્તીથી રમતાં
બે ચાર પંખીઓ
મને જોતાં જ ફરર કરતાં
આભમાં ઊડી ગયાં
દિ'આખો
ખેતરને શેઢે
લમણે હાથ મૂકીને વિચારતો રહ્યો.
કે હવે ક્યારે સાંજ ઢળે
અને હું મને
ઘરે જઈને અરીસામાં જોઉં
કે કઈ ક્ષણે
હું માણસમાંથી ચાડિયો થઈ ગયો ?

65 Falcon Drive,
West Henrietta, NY 145686
U.S.A. Ph. : 585-334-0310

# રાત પડી ગઈ...

- *રક્ષા શુક્લ*

પડતા ને આખડતા ક્યારે અર્ધે રસ્તે રાત પડી ગઈ,
અંધારાં ઓળંગી ઊભી, ચોરે ચૌટે વાત ચડી ગઈ.

સમી સાંજના પાદર પ્હોંચી પગમાં એક ઉચાટ લઈને,
મૃગજળને જોયાં મેં જળમાં ઇચ્છાઓની ફાંટ લઈને.
પળ બે પળના ઝળહળ સથવારે ઊભી હું વાટ લઈને,
ફૂલોમાંથી ફૂટ્યા વેરી કાંટાઓ પણ કાટ લઈને.

અદ્ધર-પદ્ધર, ઊંચા જીવે ઓઢેલી નિરાંત નડી ગઈ,
પડતા ને આખડતા ક્યારે અર્ધે રસ્તે રાત પડી ગઈ.

સુનમુન ભીંતોમાં સંતાતી આંખ, આંખથી ખરે ઝૂરાપો,
સૂરજના અણસારે નળિયાંમાં અટવાતી રાતો માપો.
અટકળનું ઓઠીંગણ પ્હેરે, અવાક ને અધખૂલો ઝાંપો,
ભાગેડું સપનાં ઓળંગે પાંપણ ત્યાં તો આવે ખાંપો.

ધરપતનાં કાંઠે બેઠેલી વેળુ જેવી જાત દડી ગઈ.
પડતા ને આખડતા ક્યારે અર્ધે રસ્તે રાત પડી ગઈ.

*૧૫, નંદન, શાસ્ત્રીનગર,*
*તળાજા-૩૬૪૧૪૦, જિ. ભાવનગર.*
*મો. ૯૯૭૮૨૪૪૮૮૪*









# કાગડા બધેય કાળા...

- *જયંતિ ધોકાઈ*

કાગડા બધેય કાળા
હાજી, કાગડા બધે ય કાળા.

દિ' આખો બસ, રખડી રઝડી,
રાતના ગોતે માળા.
કાગડી-બચ્ચાં રાહ જુવે તોય,
કો'કના ઠોકે માળા,
કાગડા બધે ય કાળા !

પેટમાં લાગેલ લાય ઠારવા,
તાણે તીયાર ભાણાં,
વાટમાં જાતી ભાતવાળીના
ભાતમાં પાડે કાણાં,
કાગડા બધે ય કાળા !

ચકલી બચ્ચાં જીવ બચાવી
ઊડે ઉરના આળા,
તક મળે ટપ ચાંચમાં ઘાલે,
કોને કે'વા રાડા ?
કાગડા બધે ય કાળા !

ઓલ્યું ચકલું કરે ચાળા,
કાગડા બધે ય કાળા !

*જવાહર રોડ, ઓખા,*
*જિ. દેવભૂમિ દ્વારકા-૩૬૧૩૫૦.*
*ફોન નં. : ૦૨૮૯૨-૨૬૨૬૧૧*

# ગઝલ...

- *વિવેક મનહર ટેલર*

શબ્દની છેલ્લી ગલીમાં, અર્થથી આગળ જરા,
મૌનની પેલી તરફ ઊભો છું હું, સાંભળ જરા.

આમ હું પથ્થર સમો છું, આમ છું કાગળ જરા,
થાઉં સાંગોપાંગ ભીનો, વરસે જ્યાં વાદળ જરા.

તું મને જોતાંની સાથે ઓળખી લેશે, ન ડર;
ખુશબૂ પહેરીને ઊભો છું, છાંટીને ઝાકળ જરા.

હાથમાં લઈ હાથ ચલ, સંભાવનાની ઓ તરફ,
બે'ક ડગલાં છો સ્મરણના રહી જતાં પાછળ જરા.

હુંય તારી જેમ ઓગળવા હવે તૈયાર છું,
શું કરું છૂટતી નથી મારાથી આ સાંકળ જરા...

સાંજના પડછાયા જેવી જિંદગીનું શું કરું ?
હું વધુ આગળ જરા ત્યાં એ ખસે પાછળ જરા.

આ શરાફત કેળવેલી છે હજારો જન્મથી,
જો, ભીતર અડકી તો જો, કેવો છે વડવાનળ જરા !

*આયુષ્ય મેડી-કેર હોસ્પિટલ અને કાર્ડિયાક સેન્ટર,*
*૪૭, સ્વીટી સોસાયટી, ભટાર રોડ, સુરત-૩૯૫૦૦૧.*
*મો. ૯૮૨૪૧૨૫૩૫૫*





# જા, થાય તે કરી લે...

- *અલ્પ ત્રિવેદી*

સામા પૂરે તરું છું, જા, થાય તે કરી લે,
મન થાય તે કરું છું, જા, થાય તે કરી લે.
મારા વિવેક, વર્તન, તારી પહોંચ બ્હારાં,
સમજી કદમ ભરું છું, જા, થાય તે કરી લે.
મનનું કશું રહે ના મનમાં, લે કર પ્રયત્નો,
જ્યાં-ત્યાં બધે ફરું છું, જા, થાય તે કરી લે.
મારાં ગઝલ અને ગીતો સ્વપ્નમાંય વ્હેશે,
શ્વાસો હજી ભરું છું, જા થાય તે કરી લે.
ઈશ્વર ચહે જો પાંચમ, છઠ્ઠ ક્યાં થવાની ?
સ્હેજેય ના ડરું છું, જા, થાય તે કરી લે.

*'સત્યમ્' ૧૪, ગાયત્રીનગર,*
*મહુવા-૩૬૪૨૯૦, જિ. ભાવનગર.*
*મો. ૯૯૭૮૯૦૯૨૯૦*



# સંતાકૂકડી...

- પ્રવીણ ગઢવી

ગરમાળાની ઝૂલો વચ્ચે
ક્યાંક બેઠું
પીળક
બોલે પિયુ પિયુ...
કહે,
મને શોધો !
પીંપળનાં ફરફર પાંદ વચ્ચે
ક્યાંક બેઠો
રાજપીપળાનો પોપટ
બોલે મીઠું મીઠું...
કહે,
મને શોધો !
કણઝીનાં કૂણાં કૂણાં પાન વચ્ચે
ક્યાંક બેઠો
કંસારો
બોલે ટુક... ટુક...
કહે,
મને શોધો !
કેસૂડાનાં લાલચોળ ફૂલો વચ્ચે
ક્યાંક બેઠી
ગુલાબી તૂઈ
બોલે તૂઈ... તૂઈ..
કહે,
શોધો મને.
નીલમ્હોરનાં નીલ પુષ્પો વચ્ચે
ક્યાંક બેઠો
નીલ અધરંગ
બોલે ક્વિક્.. ક્વિક્...
કહે
શોધો મને !
કેમ કરી શોધું ?
હાર્યો તમથી મારાં વ્હાલાં પંખીડાં !

આશવલોક, ૪૬૬/૨, સેક્ટર-૧,
ગાયત્રી મંદિર પાછળ, ગાંધીનગર.
મો. ૯૯૭૯૮૯૩૯૯૦





# આવી તો જો...

- દ્રોણ મોદી

સમયના ઓછાયા હેઠે ઢૂંઢતાં આવ્યો તારી પાસ,
સઘળી મોહમાયા મૂકી બસ, અહીં આવી તો જો.

ખાલીપો સર્જાય ને હૈયું ભરાય એ વિરોધાભાસે,
તમામ ઉત્પન્ન આવેશો, એકવાર, કઢાવી તો જો.

સ્નેહીપંથે કંટકો ભક્ષેને તોય રે'વું બેફિકરે,
પ્રેમને કરુણાના પોટલે, અહીં ચલાવી તો જો.

ચાલને આજ નશ્વર દેહે એકાકાર બની ભૂલીએ,
આત્મા મહાત્માના યુગ્મો વાસ્તવમાં બનાવી તો જો.

ઉન્મત્ત, ઉત્તુંગ, ઉત્કંઠિત મને વિચાર વમળોએ,
હાથ પકડી, ઠપકારી સાદ પાડીને ઉગારી તો જો.

બીડાયેલ નયને, પ્રાર્થું તને શ્વાસે નિઃસ્વાર્થે,
સર્વસ્વ તું જ તું હો, એમ મનાવી તો જો.

૧૩, 'પરિતોષ', શિવપાર્ક, ડેરી રોડ,
કબીર આશ્રમની પાછળ, ગવર્મેન્ટ હાઈસ્કૂલની સામે, પાલનપુર,
જિ. બનાસકાંઠા. મો. ૯૪૨૯૨૦૭૪૭

# ઘાયલ પંખીની સ્વગતોક્તિ !...

- મહેશ દેસાઈ

વન્ય પ્રાણીના
સકંજામાંથી
થોડાક ઉઝરડા લઈ છટકેલું
વૃક્ષની બખોલમાં
દિવસો વ્યતીત કરતું
હું જખમી પંખી છું.
મારા ટહુકાથી
વનવગડાને નવપલ્લવિત
કરી શકું છું.
મારી પાંખના ફફડાટથી
માનવ મનમાં
ધ્રાસકો પાડી શકું છું,
છોને મારાં એક બે પીંછાં
ખરી પડે...
હજી પણ
નિરભ્ર આકાશની ઉડાન
મારામાં અકબંધ છે,
ભલે ઘાયલ છું
પણ પેલા
કલાપીની સંવેદનાનું
હું ઘાયલ પંખી નથી !

બી-૧૫, ત્રીજે માળ, રાજુ ફ્લેટ્સ,
વિશ્વકર્મા મંદિરની પાછળ, મજૂરાગેટ પાસે,
સૂરત-૩૯૫૦૦૨. મો. ૮૨૩૮૫૭૪૪૫૦





# તમે આવો તો...

- પ્રશાંત કેદાર જાદવ

સાજણ તમે આવો તો બને
બીજા ઘણાય છે આવે જાય, જે નથી ઓળખતા મને
સાજણ તમે આવો તો બને.

તમેજ મારો કાગળ કિત્તો,
તમેજ કક્કો કવન
તમે જાગતો ધૂણો હૃદયનો.
તેમજ ચૌદે ભવન
લેખે લગાવી લાવ્યાં છો.
આપણા સાતે ભવને -
સાજણ તમે...
હું માંડું છું ડગલાં,
પણ છાપ તમારી પડતી
એ છાપની રેખાઓમાં
મારી દુનિયા આખી જડતી
રઝળી રઝળી થાકી ગ્યો છું -
રઝળું છું વન વને.
સાજણ તમે આવો તો બને.

બી/૪૦૨, મણીભદ્ર એપાર્ટમેન્ટ, સોમેશ્વરા પાર્ક-૩ સામે,
ગુલાબટાવર રોડ, થલતેજ, અમદાવાદ-૩૮૦૦૫૪
મો. ૯૮૨૫૪૦૯૦૨૭

# બારી બહાર...

- *ધરમાભાઈ શ્રીમાળી*

બારી બહાર નજર લગાવી બેઠો છું,
પેલાં ગરમાળો, ગુલમહોર ને લીમડી...
દોહિત્રી ખોળામાં આવી બેસે છે.
વૃક્ષો પરના કલરવથી
એનું ઉછળવું, કુદવં ને કિકિયારવું
મારા ખોળાને ખૂંદે છે...
એ નથી હોતી ત્યારે -
બારી બહાર અમથો તાક્યા કરું છું.
નિવૃત્તિનો ભાર લાગે એ પહેલાં
ઊભો થી જાઉં છું.
ટેબલ પરનાં કાગળ-પેન
બારીમાંથી આવતી હવામાં હલે છે.
ચશ્માં ઊતારું છું, ચડાવું છું
પછી -
વૃક્ષો, પર્ણો, ફૂલો, પક્ષીઓ, દોહિત્રી...
બધું ઘેરી વળે છે.
લીલીછમ હવામાં કલરવવું ગમે છે.

*એમ-૨, સરકારી વસાહત (જૂની), લાલ બંગલા પાસે,*
*પાલનપુર, જિ. બનાસકાંઠા-૩૮૫૦૦૧.*
*મો. ૯૯૨૪૭૭૭૨૮૬*





# બેટા...

**(ગઝલ)**

- *વિનોદ ગાંધી*

જો જાગવું પડે તો જાગ, બેટા,
તું થોડો તો થા સજાગ, બેટા.
તું નથી જાણતો આ દુનિયાને,
હરપળે શોધે છે લાગ, બેટા.
આ વખતે નહીં બચે સીતા,
પૂરેપૂરી લાગી છે આગ, બેટા.
એ એનામાંથી નહીં આપે,
ને તારામાં કરશે ભાગ, બેટા.
પુષ્પ પાંખડીઓમાં નથી હોતું,
પુષ્પનું જીવતર છે પરાગ, બેટા.
તેં નથી ઓઢી કામળી કાળી,
કેમ ધોવાશે આ ડાઘ, બેટા.
કોઈ આવશે જા, તૈયારી કર,
મોભ પર બોલે છે કાગ, બેટા.
તું ઉદાસીને ઉડાવી દે બચ્ચા,
ચોતરફ ખીલ્યો છે બાગ, બેટા.
હું આપવા માટે જ અહીં બેઠો છું,
તું જે ફાવે તે લે માંગ, બેટા.

*૮૩, સુવિધાનગર, ભુરાવાવ,*
*ગોધરા-૩૮૯૦૦૧.*
*મો. ૯૭૨૬૧૬૬૦૩૧*



## ભાદરવે ભભક્યો આષાઢ !...

- કરસનદાસ લુહાર



ઓણ ભાદરવે ભભક્યો આષાઢ !
ફળિયું તો ફાટફાટ જાણે તળાવ,

અને નદીયું થઈ ધસમસતી શેરી !
પાદરમાં દોડતા'ક આવ્યા દરિયાઓ એણે-
ગોંદરાને ભીના ભરડાથી લીધો ઘેરી !

રૂંવે રૂંવે ઊગી ગ્યું આડેધડ ઘાસ !
એવું ચોમાસુ લોહીમાં પેઠું પ્રગાઢ!
ઓણ ભાદરવે ભભક્યો આષાઢ !

વાદળ ક્યાં વરસે, આતો ફાટ્યું બ્રેમંડ !
ઊભો સાંબેલાધારે ઝીંકાય;
આખ્ખુંયે ગામ મારું ચેરાપુંજી થૈ ગ્યું !
હવે પાણકોરા પાણીનાં નકરાં પહેરાય !

ડહ્ફર આ ડુંગરાઓ એવા ધ્રૂજે,
અરે એવા ધ્રૂજે !
એને ચાબખેને ચાબખે સબોડે છે - ટાઢ !
ઓણ ભાદરવે ભભક્યો આષાઢ !

૩૯, 'કલ્પદ્રુમ', શ્રીજીનગર,
મહુવા, જિ. ભાવનગર-૩૬૪૨૯૦.
મો. ૯૮૨૪૨૨૫૧૨૭



## ગઝલ...

- બૈજુ જાની, 'માનવ'

ન જાણો જો કશું પણ તો કશી ચિંતા નથી હોતી,
મજા છે માણવામાં, જાણવામાં એ નથી હોતી.

બધાં બસ બોલતાં રહ્યાં અને હું ચૂપ રહ્યો કાયમ,
મજા જે મૌનમાં છે, બોલવામાં એ નથી હોતી.

કર્યું ભેગું ઘણું મેં, પણ વધી છે સાથમાં ચિંતા,
મજા જે ત્યાગમાં છે, પામવામાં એ નથી હોતી.

અલગ મારા ખયાલોની રચેલી એક એ દુનિયા,
મજા જે સ્વપ્નમાં છે, જાગવામાં એ નથી હોતી.

જલે છે આગ અંદર તો મળે છે હૂંફ પણ 'માનવ',
મજા જે દાહમાં છે, ઠારવામાં એ નથી હોતી.

બી/૧૪, સીમંધર હોમ,
વંદે માતરમ્ સિટીની પાછળ, ગોતા,
અમદાવાદ-૩૮૨૪૮૧. મો. ૯૮૯૮૦૯૪૫૩૪

## ન્હોતી ખબર...

- *મનિષ પાઠક 'શ્વેત'*

આ દિવસ પણ આવશે, ન્હોતી ખબર,
મૃગજળો પણ ચાલશે, ન્હોતી ખબર.

પત્ર મારો વાંચશે, ન્હોતી ખબર,
સૌની વચ્ચે ફાડશે, ન્હોતી ખબર.

એ પરાણે વાત સાંભળતો હતો,
એજ પાછી છાપશે, ન્હોતી ખબર.

લાગણીથી હાથ જયારે ફેરવ્યો,
ચીસ મોટી પાડશે, ન્હોતી ખબર.

જયાં દીવાનો ફૂંક મારી ઓલવું,
ત્યાં હવા સળગાવશે, ન્હોતી ખબર.

*૧૩, નરોત્તમ પાર્ક, અગ્રવાલ ટાવર પાછળ,*
*ભૂયંગદેવ ચાર રસ્તા, સોલા રોડ,*
*અમદાવાદ-૩૮૦૦૬૧. મો. ૯૮૨૫૦૪૬૬૮૪*





## ૐકાર છે અમૃત...

- *પ્રિતેશભાઈ શાહ*

જીવન છે એક સપનું સપનું કાલે ઊડી જાશે,
ૐકારમાં ડૂબો મૃત્યુ સોના જેવું થાશે;

ખૂબ સમસ્યા છે જીવતરમાં ઘણાં ઘણાં સંતાપ,
ૐકારને રટો નિરંતર મૂકીને સઘળા માપ;

ૐકાર દેખાડે રસ્તો મંઝિલ લગ પહોંચાડે,
એને નવલા દે વિચાર જે નવી વારતા માંડે;

ૐકાર બસ ૐકાર બસ ૐકારમાં જીવો,
ૐકારનું અમૃત માનવ ખોબે ખોબે પીવો;

ૐકાર છે એવો છાંયો જે આતમને ઠારે,
ૐકાર છે અમૃત એવું જે વિષને પણ મારે.

*૦૦૧, આંગી એપાર્ટમેન્ટ, નવા વિકાસગૃહ રોડ,*
*પાલડી, અમદાવાદ-૩૮૦૦૦૭.*
*મો. ૯૮૭૯૦૪૮૭૫૭*

## ગઝલ...

*- જયશ્રી ભટ્ટ દેસાઈ*

આમ બાળો છો તમે, ને ખૂબ તાપો છો તમે;
ડાળ પર બેઠા પછી, એ ડાળ કાપો છો તમે.

ગરજ હો તો ઢીલ ઘો ને આમ ખેંચી નાખતા,
જિંદગી કાપો, ચઢાવો ને ઊતારો છો તમે.

બોલવું જુદું, તોલવું જુદું, માપવું જુદું, રીત છે ?
ભળતો સળતો હૃદયમાં ભાવ રાખો છો તમે.

સાવ જાલી નોટ જેવી રોજની ઘટમાળ છે,
ક્યાંય ચાલે ના, છતાં પણ રોજ છાપો છો તમે.

એક સાંધો, તેર તૂટે, સાદડી સીવાય ના;
કેટલી ફાટી ગયેલી, તો'ય સાંધો છો તમે ?

*૩૧, મનીપુર ગ્રીન્સ બંગલોઝ,*
*સંસ્કાર ધામ સામે, બોપલ-ઘુમા રોડ,*
*પોસ્ટ-ગરોડીયા, અમદાવાદ-૩૮૨૧૧૫.*





## વીત્યું વરસ...

*- રમેશ ઠક્કર*

નેજવે નાખી તરસ
આમ આ વીત્યું વરસ.

છે તલાશી એટલી -
પામવો છે પ્રેમરસ

જો ખુશી છે હાથમાં,
તું જરા હૈયું ખરચ

દોડવું ને દાઝવું,
છે નકામી સંતલસ.

શીખવાનું શું બીજું ?
આપણે બંને સરસ !

વસમો છે વેઠવો,
વેદનાનો વાયરસ.

છેવટે સમજી શક્યો,
જિંદગી તો છે, જણસ.

*C/o. ગુજરાત માધ્યમિક અને*
*ઉચ્ચતર માધ્યમિક શિક્ષણ બોર્ડ, સેક્ટર-૧૦/બી,*
*જૂના સચિવાલય પાસે, ગાંધીનગર.*



# પ્રશ્નો...

- ડૉ. ધૈવત શુક્લ "આનંદ"

❖ ઘેરી વળે, એ શું હશે ?
છાતી દળે, એ શું હશે ?
❖ શબ્દો બધા'યે મૌન છે,
વાણી છળે, એ શું હશે ?
❖ એ યાદ છે કે વેદના ?
આંખો ગળે, એ શું હશે ?
❖ ભીંતો હશે, ની વારતા,
પડઘા ફળે, એ શું હશે ?
❖ તારું જ લઈને નામ પણ,
સામે મળે, એ શું હશે ?
❖ આખી ગલી જોયા કરે,
રસ્તો વળે, એ શું હશે ?
❖ લે, વાતમાં તો કૈં જ નહીં,
પીડા ભળે, એ શું હશે ?
❖ સપનાં હશે કે, છળકપટ ?
છેલ્લી પળે, એ શું હશે ?
❖ આ રાતભર, 'આનંદ' થી,
પોતે બળે, એ શું હશે ?

૨૦૪, શ્રીનાથ હોમ્સ, બ્લોક-બી,
બાગબાન હોટલ પાછળ, કુડાસણ,
ગાંધીનગર-૩૮૨૪૨૧. મો. ૯૭૧૨૯૯૭૪૦૩





# ડૂબાય છે...

- પારસ એસ. હેમાણી

મેલ સઘળો આંખનો ધોવાય છે,
આયના જેવું બધું દેખાય છે.

આંખની સામે ભલે દરિયો રહ્યો,
એમ ઇચ્છો તોય ક્યાં ડૂબાય છે.

ઓ નગર તારી હવા ! ને શું કહું ?
કે અહીં ક્યાં ભીડ ઓછી થાય છે.

આજ તો થાશે પરીક્ષા રંગની,
ઓઢી ઝાકળ જિંદગી મલકાય છે.

આંખની ભાષા બધી સમજી જતું,
એટલે તો આ હૃદય શરમાય છે.

ભીતરે આવી અને ચાલ્યા ગયા,
એકલો અહીં ભીંજાય છે 'પારસ'.

હેમાણી હૉસ્પિટલ, કાન્તા સ્ત્રી વિકાસ ગૃહ પાસે,
ભક્તિનગર સોસાયટી, રાજકોટ-૩૬૦૦૦૨.
મો. ૯૯૦૪૯૦૦૦૫૯

# એક ક્ષણ તો દે...

- ડૉ. મુકેશ જોષી

આ સમયને સાંધવા તું એક ક્ષણ તો દે મને,
મોતને પડકારવા તું એક ક્ષણ તો દે મને.

આ અમે બેઠાં લગાવી આજ બાજી જાનની,
જીતવા કે હારવા તું એક ક્ષણ તો દે મને.

જિંદગી આખી અમે તો પ્રાપ્ત બસ કરતાં રહ્યાં,
એજ સઘળું ત્યાગવા તું એક ક્ષણ તો દે મને.

આપની ડેલી અગાડી હાથ મારો આમ તો,
લે, ટકોરો મારવા તું એક ક્ષણ તો દે મને.

આ ગઝલમાં કેટલું ઠાંસી શકું હું પણ ભલા ?
વાતને વિસ્તારવા તું એક ક્ષણ તો દે મને.

વાત સઘળે આ બધી ફેલાઈ જાશે તો પછી ?
એટલું સમજાવવા તું એક ક્ષણ તો દે મને.

બ્લોક નં. પર૫/૪, જી ટાઈપ ક્વાર્ટર્સ, સેક્ટર-૨૦,
ચિલ્ડ્રન યુનિવર્સિટી પાસે, ગાંધીનગર-૩૮૨૦૨૦.
મો. ૯૯૨૫૦૦૨૪૩૫



# સગપણ...

- હર્ષિદા દીપક

એક અનોખું સગપણ લીધું,
જાણે સઘળું બચપણ લીધું.
જંગલ આખે-આખ્ખું પામ્યા,
ક્યાંથી કોનું ડહાપણ લીધું ?
હું તારી તું મારો એવું -
મન માલીપા કામણ લીધું,
પિયુ તારા જીવન માટે
સપનું પણ સવ્વામણ લીધું.

૧, નંદનવન પાર્ક, બ્લોક નં. ૯,
એસ. બી. આઈ.ના બિલ્ડીંગ પાછળ, સાધુ વસવાણી રોડ,
રાજકોટ-૩૬૦૦૦૫. મો. ૯૭૨૭૭૭૪૭૪૨



# હીંચકો...

- ડૉ. પ્રદીપ આઝાદ

જિંદગી છે એક એવી, ને હવાનો હીંચકો
થાય ગૂંગળામણ ઘણી, ને હવાનો હીંચકો

એ થઈ ક્યાંથી શરૂ એની ખબર ના કોઈને
સ્મિત તારે સરિતા બની, ને હવાનો હીંચકો

કેમ ખોયાં સ્વપ્ન બધા સાચવ્યાં'તાં આંખમાં
આંસુની એ ટપટપ બની, ને હવાનો હીંચકો

ફૂલની ફોરમ વહે છે જિંગર તરતી યાદ તો
યાદની કોયલ ટહુકી, ને હવાનો હીંચકો

ભય અને લય ઝુલતો પળપળની સાથમાં,
શ્વાસ ઝૂલે જીવન બની, ને હવાનો હીંચકો.

પ્લોટ નં. ૧૨૪૮/૧, સેક્ટર-૭/ડી,
ગાંધીનગર-૩૮૨૦૦૭.
મો. ૯૮૨૪૦૦૩૧૪૦

# ઘૂંટ્યા કરો...

*- સંજય થોરાત*

ગાંઠ બાંધી હોય તો છોડ્યા કરો,
બંધ બારી જ્યાં જુઓ,ખોલ્યા કરો!

કેમ ના આવે સમય સારો પછી ?
ખૂબ ગમતી ક્ષણ બધી જોડ્યા કરો !

આયનો શા કાજ લાવ્યા છોઃ ઘરે,
જોઈ એમાં જાત પર મોહ્યાં કરો !

આંખ છે તો અશ્રુઓ પણ આવશે,
ખાનગીમાં પાંપણો લોહ્યાં કરો !

આ મુજબ થાય તો ગમશે પછી,
હું રહું ચૂપ ને તમે બોલ્યા કરો !

ના નથી, બગડોય પણ શિખવાડશું,
હાલ તો બસ એકડો ઘૂંટ્યા કરો !

ધૂંધળાં દશ્યો બધે દેખાય છે,
ક્યાંક સંજય સ્પષ્ટ છે ? શોધ્યા કરો !

*પ્લોટ નં. ૬૩૫/૨,*
*સેક્ટર-૮-બી, ગાંધીનગર.*
*મો. ૯૯૨૪૦૫૭૦૪૯*





# ગઝલ...

*- સ્નેહલ જોષી*

રમતમાં ને રમતમાં સાવ ખોઈ બાળપણ નાંખ્યું.
જીવનના શિલ્પ પર કોણે ઉંમરનું આવરણ નાંખ્યું.

કૃપા એવી કરી કે, બેન્ક ટીપાં પ્રેમનાં ઢોળી -
ખુદાએ દૂધ જેવી જિંદગીમાં મેળવણ નાંખ્યું !

દિવસભરના દરદને ભૂલવા કાયમ ચીવટ રાખી -
એમ આ આયખામાં સાંજનું વાતાવરણ નાંખ્યું !

અદબથી આ કવિતા સૌ સમક્ષ ઢળતી રહે તેથી,
કલમમાં ડૂબતા સૂરજનું મેં છેલ્લું કિરણ નાંખ્યું.

ઘણાં વર્ષો થયા, ભૂલી ગયો'તો નામ હું સ્નેહલ,
તમે કીધું તો મક્તામાં ઉમેરી એય પણ નાંખ્યું.

*"શિવાંજલિ", સારસ્વત સોસાયટી,*
*પટેલ સંકુલ સામે, ચક્કરગઢ રોડ, અમરેલી.*
*મો. ૯૯૨૯૯૪૩૮૨૧*

## વૃક્ષો...

- નટવર હેડાઉ 'વનવિહારી'

ઊભાં ઊભાં જુઓ મલકાય છે વૃક્ષો,
સ્થિર ઊભાં ક્યાંય ન આવે જાય છે વૃક્ષો.
પહાડની ટોચે ઊભાં કે ખીણના ઊંડાણમાં,
વર્ષા આંધી તોફાનોને સહી જાય છે વૃક્ષો.
લાખો મુસીબતો આવે જીવનના રાહ પર,
કેમ હસતાં રહેવું તે શીખવી જાય છે વૃક્ષો.
વનવગડે ખેતર ને શેઢે ને રસ્તાની બાજુમાં,
રહી બધે ખુશખુશાલ, લહેરાય છે વૃક્ષો.
લીલાંછમ્મ વૃક્ષો ને રંગીન ફૂલના આભૂષણો,
સોળે શણગાર સજી હરખાય છે વૃક્ષો.
ખાટ્ટાં મીઠાં ને મધુરાં રસવાળાં ફળ આપે છતાં,
નમ્રતા ને વિનયથી નમી જાય છે વૃક્ષો.
પંખીનો આવાસ ને પશુઓનો વિસામો બને,
પણ પતંગિયાંની છેડછાડથી શરમાય છે વૃક્ષો.
પહેલાં ખેંચી લાવે છે વરસાદના વાદળ,
ને પછી છત્રી બની ઊભાં રહી જાય છે વૃક્ષો.

'અરણ્યાલય', ૫, ડુપ્લેક્ષ, હરિનગર સોસાયટી,
મુ. વાવોલ, તા.જી. ગાંધીનગર-૩૮૨૦૧૬.
મો. ૯૪૨૮૪૧૭૪૦૬





## શ્વાસમાં માંડીએ...

- દીપક ત્રિવેદી

આપણે શબ્દને શ્વાસમાં માંડીએ,
હરઘડી આંખ આકાશમાં માંડીએ.

ફૂટશે હાથ-પગ એક'દિ અવનવા,
વાદળી વાત પલ્લાશમાં માંડીએ.

મેઘલી રાતમાં ગામ જો જાગશે,
કાવ્યનું શિલ્પ ઉજાસમાં માંડીએ.

રંગના કોઈ મેદાનમાં થનગની,
બ્રહ્મને શૂન્યના પ્રાસમાં માંડીએ...

આ હથેળી ઉપર કાયમી ઝળહળે,
'દીપ'ની જ્યોત રતાશમાં માંડીએ.

૧, નંદનવન પાર્ક, બ્લોક નં. ૯,
એસ. બી. આઈ.ના બિલ્ડીંગ પાછળ, સાધુ વસવાણી રોડ,
રાજકોટ-૩૬૦૦૦૫. મો. ૯૭૨૭૭૭૪૭૪૨



# તારું...

- રવીન્દ્ર પારેખ

તારામાં ચાહવા જેવું કંઈ જ નથી
પણ કોઈ જ કારણ વગર
હું તને ચાહું છું.
તારા કરતાં ઘણી રૂપાળી સ્ત્રીઓ મેં જોઈ છે
કદાચ વધારે મોર્ડન !
ને તેમના તરફ ખેંચાયો ય હોઈશ
પણ આંસુ આવવાના થાય છે
તો આંખો
ખભ્ભો તારો શોધવા લાગે છે
તારા વાળમાનું તેલ
ક્યારેક મારે ચહેરે પણ ચમકે છે
તારો ચહેરો જૂનો છે
કોઈ પરંપરા જેવો
એને હજી થોડી શરમ નડે છે
એટલે ક્યારેક
આંખો નીચી રાખીને વિદ્રોહ પણ કરે છે
તારી ગંધ મને ઉશ્કેરે છે
ને ક્યારે તારી કાયા
સુવાસ થઈ ઊઠે છે તેની ખબર નથી પડતી
તું ઘેન છે મારું
પણ
ઘણું બધું તારામાં નથી
તારામાં અંદર બહાર જેવું પણ કંઈ નથી
કારણ તારી બહાર પણ તું જ છે
તું ખૂશ્બૂ નથી, ગંધ છે.
તું હવા નથી, શ્વાસ છે
તું ખાલી છે
એટલે મારો ખાલીપો ભરીને પણ
તું તો ખાલી જ રહે છે
આમ તો તારામાં ખાસ કંઈ નથી
એટલે તારામાં આ જગત જડે તો પણ કઈ રીતે ?
ને તોય
મારું જગત તો તું જ છે તેની ના કેમ પાડું ?

૧, યુનિયનધારા, સર્જન સોસાયટી પાછળ,
મોદી બંગલા, અઠવા લાઈન્સ, સુરત-૩૯૫૦૦૭.
મો. ૯૪૨૯૩૪૨૧૦૦





# રૂપિયાના મોહમાં...

- ધ્રુવ જોશી

સાપ રીંછ ને માંકડાના,
નટ વાદીઓ ક્યાં ગયા ?
ગાય ને ગોવાળ ગર્દભ,
ઓડ, ગોલા ક્યાં ગયા ?

દાતણ દઈને માંગતા,
નાયક બધાયે ક્યાં ગયા ?
લાકડા લઈને ઘૂમતા,
કુહાડીવાળા ક્યાં ગયા ?

ભીખલી ને શામલો
સફાઈવાળા ક્યાં ગયા ?
રૂપ નૈસર્ગિક નિતરતા,
મંજુ, નંદુ ક્યાં ગયા ?

એક શ્વાસે બોલતું મન,
કેમ અહીં અટકી ગયું ?
ઝમકુ તણી આંખોમાં ઊનાં,
આંસુઓ ઉમટી પડ્યાં.

છે એ જ, પણ ઝમકુ કહે,
ભાસે અલગ આ ગામમાં,
રૂપિયાના મોહમાં સૌ
રૂપ બદલાઈ ગયા.

મેગમણી ફાઈનાન્સ, મેઘમણી હાઉસ,
વિકાસ ગૃહ રોડ, પાલડી, અમદાવાદ-૩૮૦૦૦૭.
મો. ૯૯૦૯૯૪૯૪૬૦

## ગઝલ...

*- ડૉ. મનોજ જોશી 'મન'*

સતત આઠે પ્રહર દરરોજ એવું કામ કરવાનું !
પડે જેમાં બધાંને મોજ ! એવું કામ કરવાનું.
ભલેને આંખ બનતી હોજ ! એવું કામ કરવાનું,
સફળ થાયે 'સ્વ'ની આ ખોજ, એવું કામ કરવાનું.
ધ્રૂજી ઊઠે હકીકતનું નઠારું સૈન્ય અંદરથી,
લઈ શમણાંની નાની ફોજ એવું કામ કરવાનું !
દિમાગી દાવની વચ્ચે દિવસભર ઝૂઝતાં દિલ પર
રહેના રાત વખતે બોજ એવું કામ કરવાનું.
ભલે મુલ્લા અને પંડિત કહે કે ખૂબ સારું છે,
ભીતરથી 'હા' કહે 'મન' તો જ એવું કામ કરવાનું.

*૯, પટેલ કોલોની, બેડી બંદર રોડ,*
*જામનગર-૩૬૧૦૦૮.*
*મો. ૯૮૨૪૨૨૮૫૯૮*





## 'મા' એટલે કે...

*- પ્રજ્ઞા દીપક વશી*

વર્ગમાં **'મા'** વિષય ઉપર નિબંધ લખવા આપી
હું બોલી : **'મા'** સાથેની સુખદ ક્ષણો યાદ કરીને
એક સંવેદનાસભર નિબંધ લખો...
બધાં છાત્રો પૂરી તલ્લીનતાથી લખતાં હતાં, પણ આ શું ?
માત્ર છેલ્લી પાટલી ઉપર એક બાળક કશું જ લખતો નહોતો
મેં એની નોટબુક તપાસી જે સાવ કોરીકટ હતી.
મેં કહ્યું : **'મા'** સાથેની સુખદ ક્ષણો યાદ કરીને લખ...
નિબંધ તો સાવ જ સ્હેલો છે... છતાં તું આમ હાથ જોડીને...
આ પહેલાં મેં પૂરાં બે દિવસ **'મા'** વિષય ભણાવ્યો તેનું શું ?
આવું તે કંઈ હોય ? મારી મહેનતનું શું ?
ફૂટપટ્ટીવાળો મારો હાથ સ્હેજ ઉંચકાયો... પણ ત્યાં જ...
સરકારી કાયદો.. ને સામે બાળકનો દયનીય ચહેરો...
હું ગુસ્સો ગળે ઉતારી પીઠ ફેરવું છું ને ત્યાં જ...
ટીચર, બધાને તો **'મા'** છે.. જ્યારે મારે તો..
**'મા'** વિના સંવેદના ?... ટીચર... **'મા'** એટલે શું ?
હું કંપી ઉઠી... મારી અંદર એક અગમ્ય ભીસે ભરડો લીધો..
બાળકની આંખેથી પેલો પ્રશ્ન દદડવાની તૈયારીમાં જ હતો...
ને એ સાથે જ ફૂટપટ્ટી નીચે સરી પડી
બેઉ હાથે પૂરી તીવ્રતાથી એને છાતી સરસો ચાપતાં હું બોલી ઉઠી...
બેટા... **'મા'** એટલે કે.. તારી આ **'ટીચરમા'**...
અને એ જ ક્ષણે જાણે કે...
મારી શેર માટીની ખોટમાં
પૂરી મૌલિકતા થી...
એ સુગંધિત ફૂલ ખીલવીને
ખુદ ઈશ્વરને જ જાણે કે...
**'મા'** તેમજ દીકરાના
અધૂરો રહી ગયેલ
સંવેદનાસભર નિબંધ
પૂર્ણ કરી આપ્યો !!

*એ-૨, સીલ્વર પામ એપાર્ટમેન્ટ,*
*કદમપલ્લી સોસાયટી, નાનપુરા, સૂરત-૧.*
*મો. ૯૨૨૮૩૩૧૧૫૧*



# લોકર...

- રીના મહેતા

'લો !' અહીં સહી કરો !
બેંકના પીળા પડી ગયેલા કાગળ પરના
બાના હસ્તાક્ષરની ભુરાશ
મારામાં વાદળ બાંધવા લાગી.
લોકર રાખ્યા તારીખ - ફલાણી ઢીંકણી
લોકરની માલિકી -
'બંધ જ કરાવવું છે ?'
'હા ! હા ! વપરાશ જ નથી ને દૂર પડે...'
દર બે-ત્રણ મહિને
લાંબા દાદરનાં પગથિયાં ચઢી
બા અચૂક અહીં આવતી.
પાછળથી લાચારીભર્યું વઢતી ત્યારે
હું તેની જોડે ઘસડાતી.
મારું નામ તો નામ પૂરતું.
લોકર ઉઘાડતાં જ
એના વૃદ્ધ ચહેરા પર પ્રસરી જતી
લાલ પૂંઠાવાળી ડબ્બીઓમાંની
પીળી ચમક.
કંઈ કેટલીયે વાર સુધી
બધું ઉઘાડબંધ - ખસેડમૂક.
દાદીના જમાનાનાં ઘરેણાંની સ્મૃતિકથાની
વચ્ચે જ ફિક્સની તારીખ વંચાવતી,
ત્યાં જ પિત્તળના કાળા પડી ગયેલા દાબડામાંથી
ચાંદીનાં જાડાલઠ્ઠ સાકળાંનો
ઝીણું-ઝીણું હસવાનો અવાજ સંભળાતો એને.
'જો ! આ મારા સીમંતનાં...'
'ચાલ હવે...' ચાર-પાંચ વાર કહું ત્યારે
બધી લે-મૂક માંડ પતાવી
ચાવી ફેરવી
બે વાર ખેંચી
પાકિટમાં સાચવીને મૂકી થેલી બગલમાં ઘાલતાં
'કાંઈ નીચે તો નથી પડી ગયું ને ?' કરતી
મારા કંટાળા ને બાઘાઈ પર કપાળ કૂટતી;
'આ હું શું ત્યાં સુધી...'
ચાર વર્ષ પહેલાં ડેથ સર્ટિફિકેટ આપી
એનું નામ કમી કરાવ્યું ત્યારે
ભીતર બધું
પૂરનાં પાણીમાં પલળી ગયેલા
લોકરમાંનાં ઘરેણાં જેવું.
દિવસો સુધી ધોયાં કરેલું રડી-રડીને
પણ નિર્જીવ ઝાંખપ -
'લોકર ખાલી કરી લો.'
'ખાલી જ છે.'
'તો ય ચેક કરવું પડે.'
ભોંયરામાં ઊતરતાં
અસહાય અંધારુ આળોટી પડ્યું.
પગમાં.




લોકરમાં ચાવી ફેરવતો મારો હાથ
બાના ફ્રેક્ચરવાળા હાથ જેવો
લૂલો
ખાનું ફંફોસી
બહાર કાઢું છું.
રંગ ઊડી ગયેલાં ખાલી ખોખાં,
રડી-ખડી ઢાંકણ વિનાની ડબ્બીઓ
બે-ચાર કાળામેંશ સિક્કા ને થોડી
હવડ વાસ.
લોકર રાખ્યું ત્યારે
મારા લગ્નનો નવોનક્કોર સેટ તેણે અહીં જ
મૂકાવેલો
ને મારી દીકરી જન્મી તે પહેલાં જ
એના પગની કલ્લી
તેની આંખમાં છમ-છમ ઉલળતી.
દાદીની માળાનાં વાંકાચૂંકા
નાના-મોટા આકારવાળા
સાચાં મોતીઓનું ઝૂમખું
ટોળે વળે છે મારી પાંપણે.
છેલ્લી વાર ચાવી ફેરવી
બે વાર ખેંચી
કશું નીચે પડ્યાની ઠાલી નજર ફેરવી લઈ
સાહેબના ટેબલ પર મૂકું છું.
જે
બા વારે-વારે ઊંચે મૂકી દઈ શોધ્યા કરતી
તે અત્યારે
એના નિષ્પ્રાણ શરીર જેવી
ને
બેંકનો લાંબો દાદર
બા જેવા જ લથડતા પગે ઊતરતાં
ચકાસી લઉં છું.
જતનથી
મારી અંદર મૂકેલી
એ
જણસને.

બી-૨, માધવવિલા સોસાયટી,
ગ્રીનવેલી એપાર્ટમેન્ટની બાજુમાં, ગંગેશ્વર મહાદેવ પાછળ,
અડાજણ, સુરત-૯. મો. ૯૯૮૦૦૨૪૩૦૪

